श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि : ग्रन्थांक ७.

# ॥ श्रीभामिनीभूषण ॥

पंचम अलंकार.

रचनार

श्रीमन्नृसिंहाचार्यजी.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જેને છે ઉરમાં જગેશ વરવા, જેને થવું છે સુખી,
જેને છે તરવો ભવાબ્ધિ સહજે, જે જે નથી ઉન્મુખી;
જેને છે શુભ જ્ઞાન પ્રાપ્ત કરવું, છુટા પડી વ્હેમથી,
તેવાં સર્વ જનો પ્રસાદ ગ્રહવા, વાંચો સદા પ્રેમથી.


प्रसिद्ध करनार :

## श्रेयस्साधकअधिकारिवर्ग.

तृतीय आवृत्ति



संवत् १९८५ ई० स० १९२९

मूल्य रू. २०८०७

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

જે જે આ જગમાં અસાર ગ્રહતા, હીરે ફુડી વાટમાં,
મિથ્યા જે અભિમાનથી વિચરતા, દુષ્કર્મના ઘાટમાં;
જેણે સાર ત્યજી અસાર ગ્રહવા, સંકલ્પ લીધો મથી,
એવાને સુખ આપવા વિધવડે, આ ગ્રન્થ કીધો નથી.

ગીતિ વૃત્ત

આ કાલે આ જગમાં, જોતાં ગ્રન્થોતણો નથી તોટો,
પણ સાચે જોશો તો, જડે ન કો આ ગ્રન્થતણો જોટો.










मुद्रणस्थान : 'वसंत मुद्रणालय'
मुद्रक : चीमनलाल ईश्वरलाल म्हेता
घीकांटा रोड : : अमदावाद

॥ ॐ श्री ॥

# ॥ अथ ग्रन्थकर्तृकृतमंगलम् ॥

वागाद्यैः करणैर्न यस्य विशदीभावोऽस्ति यत्प्राणितो[1]
वागाद्यक्षगणः स्वकीयविषयान् गृह्णाति नित्यं क्रमात् ॥
चित्तं चेतयते[2] न यं भवति वै चित्तं च यच्चेतितं[3]
तं श्रीमत्परमेश्वरं नरहरिं प्रेम्णा नमस्कुर्महे ॥ १ ॥

यत्पादांबुजभक्तियुक्तमनसो रागादिदोषोज्झिताः
सद्यो मोहमपास्य शान्तिमनिशं विन्दन्ति सत्साधकाः ॥
यो स्वप्नेऽपि न दांभिका हृतधियः पश्यन्ति तं श्रीगुरुं
ज्ञेयं ध्येयमुपास्महे सुखनिधिं श्रीमन्नृपंचाननम् ॥ २ ॥

प्राचीनपुण्यविभवैर्यदपांगलेश-
लक्ष्यीकृतो यदि भवेऽत्र भवेन्मनुष्यः ॥
नासौ पुनः पतति संसृतिकूटचक्रे
तं सर्वलोकपतिमद्य वयं भजामः ॥ ३ ॥

धरणिसलिलतेजोवायवो व्योम चैता-
न्यनुदिनमनुविन्दन्त्यात्मकर्माण्यजस्रम् ।
यदनुगतकलातस्तं समस्तप्रपंचो-
द्भवनियमनरक्षाभंगहेतुं नमामः ॥ ४ ॥

कामक्रोधमदाद्यनेकफणिनः क्रूराः सदा प्राणिनां
हृन्मर्माणि दशन्ति ये तदनु तान् मूर्च्छावशान् कुर्वते ।
ते यन्नाममनुप्रभाववशतो दूरे प्रयान्ति क्षणा-
त्तं योगीन्द्रमनोंबुजन्मनिलयं श्रीमन्नृसिंहं नुमः ॥५॥

नानाकारमनाकारं सगुणं गुणवर्जितम् ।
भेदाभेदविनिर्मुक्तं स्तुमो मुक्तजनप्रियम् ॥ ६ ॥

---

१ जीवितः  २ प्रकाशयति  ३ प्रकाशितम्

श्रेयःप्रेयःप्रदं स्वानां नानाक्लेशनिबर्हिणम् ।
शुद्धसत्त्वतनुं नित्यं पूर्णं वन्दामहे प्रभुम् ॥ ७ ॥

परीक्ष्य यः साधकचित्तदोषान्
ददाति तेभ्यः खलु योगयुक्तीः ।
हितवहा दोषनिवर्तिकास्तं
श्रीमन्नृसिंहाख्यगुरुं स्मरामः ॥ ८ ॥

कृतमपि शुभं कर्मैकं यत्प्रसादनहेतवे
फलति तदहो नूनं नानाफलैः शतधा पुनः ।
तमजममरं नित्यं शुद्धं परात्परमीश्वरं
नरहरिगुरुं विद्याधीशं सदा प्रणता वयम् ॥ ९ ॥

संतप्ते दारुणेऽस्मिंस्त्रिभुवनकुवने तापत्रैविध्यज्वालै-
र्ये केचिच्छुद्धप्रज्ञाः सुचरितविभवैस्तोषयेयुर्भवन्तम् ।
ते संवित्सत्त्वनिष्ठाः शतमखममुखैर्दुर्निरीक्ष्यस्वरूपे
राजन्ते मोदमाना अकलितकरुणासान्द्रपीयूषस्वस्थाः ॥

ભાવાર્થઃ—વાણીઆદિ ઇન્દ્રિયો જેમના સ્વરૂપને સ્પષ્ટ કરી શકતી નથી, પણ જેવડે ચૈતન્યવાન્ થયેલ ઇન્દ્રિયોનો ગણ પોતપોતાના વિષયને નિરન્તર યથાક્રમ ગ્રહણ કરે છે, તથા ચિત્ત જેમને પ્રકાશ કરી શકતું નથી પરન્તુ ચિત્ત જેવડે પ્રકાશિત થયું છે,તે **શ્રીપરમેશ્વર નરહરિને** અમે પ્રેમવડે નમસ્કાર કરીએ છીએ. ૧.

જેમના ચરણારવિંદની ભક્તિથી પવિત્ર મનવાળા તથા રાગાદિ દોષરહિત સાધક જનો, તત્કાલ મોહને ત્યજીને નિરન્તર શાન્તિને અનુભવે છે, કે જે શાન્તિનું હણાયલી બુદ્ધિવાળા પુરુષોને સ્વપ્નમાં પણ દર્શન થતું નથી,તે જ્ઞેયધ્યેય સુખનિધિ **શ્રીમન્નૃસિંહભગવાનને** અમે ઉપાસીએ છીએ. ૨.

પૂર્વના પુણ્યના વૈભવવડે જેમના કૃપાકટાક્ષના લેશનો વિષય જો કોઈ મનુષ્ય થાય તો તે ફરીથી આ સંસારરૂપ મિથ્યા ચક્રમાં પડતો નથી, તે સર્વ લોકાધિપતિ સદ્ગુરુને અમે ભજીએ છીએ. ૩.

પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ એ પાંચ ભૂતો પોતામાં પ્રવેશેલી જેમની કલાવડે પોતપોતાનું કાર્ય કરવા અનુદિન નિરંતર સમર્થ થાય છે, તે જગતની ઉત્પત્તિ, નિયમન, રક્ષા, તથા નાશના કારણરૂપ **શ્રીસદ્ગુરુને** અમે નમીએ છીએ. ૪.

કામ, ક્રોધ, મદઆદિ ક્રૂર સર્પો, જે પ્રાણિઓના હૃદયના મર્મસ્થાનોને સદા દંશીને તેમને મૂર્છાવશ કરે છે અર્થાત્ સ્વરૂપનું ભાન ભૂલાવી દે છે, તેઓ જેમના નામરૂપ મન્ત્રના પ્રભાવથી તત્ક્ષણ દૂર જતા રહે છે, તે યોગીન્દ્રના હૃદયકમલમાં વાસ કરનાર **શ્રીનૃસિંહ** ભગવાનનું અમે સ્તવન કરીએ છીએ. ૫.

જે વિવિધાકારરૂપ છતાં નિરાકાર છે, જે સગુણ છતાં નિર્ગુણ છે, જે ભેદાભેદરહિત છે, તે મુકત જનને પ્રિય (**શ્રીસદ્દ્ગુરુ**) ની અમે સ્તુતિ કરીએ છીએ. ૬.

પોતાના ભક્તને ભોગ તથા મોક્ષ આપનાર, વિવિધ ક્લેશને ટાળનાર, શુદ્ધસત્ત્વમય શરીરધારી, પૂર્ણ, નિત્ય એવા **પ્રભુને** અમે વંદન કરીએ છીએ. ૭.

જે સાધકના ચિત્તના દોષની પરીક્ષા કરીને તેમને હિતાવહ તથા દોષનિવર્તક યોગયુક્તિઓ આપે છે, તે **શ્રીનૃસિંહ** ગુરુનું અમે સ્મરણ કરીએ છીએ. ૮.

જેમને પ્રસન્ન કરવા નિમિત્ત કરેલું એક શુભ કર્મ પણ ભિન્ન ભિન્ન ફલોને શતધા ઉપજાવે છે, તે અજ, અમર, શુદ્ધ પરાત્પર, સકલ વિદ્યાના પતિ, પરમેશ્વરસ્વરૂપ, **શ્રીનરહરિ** ગુરુને અમે નમીએ છીએ. ૯.

આ દારુણ ત્રિભુવનરૂપી કુત્સિત વન, જે આધ્યાત્મિક આધિભૌતિક, આધિદૈવિક નામના ત્રણ પ્રકારના તાપની જ્વાલાઓથી સંતપ્ત છે તેમાં જે કોઇ પવિત્ર બુદ્ધિવાળા પોતાના શોભન કર્મના વૈભવવડે આપને સંતુષ્ટ કરે છે, તે કળી શકાય નહિ એવી આપની કૃપારૂપી સુધાથી સ્વસ્થ થઇ, સચ્ચિદ્રૂપ આત્મપદમાં સ્થિરપણે સ્થિતિ કરી, જેનું સ્વરૂપ ઇન્દ્રાદિ દેવોને પણ નિહાળવાનું દુર્લભ છે, તે પદમાં આનન્દને સેવતા શોભે છે.



**દોહરો.**

હર્યું સુજન મન પ્રકટિને, અલંકાર શુભ ચાર,
વળી ઇચ્છા લહિ લોકની, પંચમ પ્રકટ્યો સાર.

**શિખરિણી વૃત્ત.**

અલંકારો આગ્રા, કનકરજતાદિથી રચતા,
ઘણા આ લોકો તો, મરકત મણિના જ સજતા;
ખરે તે તો સર્વે, અચલ સુખ દેતા ન મનને,
અલંકારો આ તો, અચલ સુખ આપે સુજનને.

### प्रथमावृत्तिविषयक
## ॥ प्रसिद्धिकर्तृकृत सूचना ॥

આ શ્રીભામિનીભૂષણ ગ્રન્થનો પંચમાલંકાર પ્રસિદ્ધ કર્યો છે. એ ગ્રન્થના પ્રથમ, દ્વિતીય, તૃતીય, તથા ચતુર્થ, એમ ચાર અલંકાર આ પુસ્તકજેવા આકારમાં જૂદા જૂદા છપાવી પ્રસિદ્ધ કર્યા છે. એ ચાર અલંકાર ગુજરાતી ભાષા વાંચનાર સ્ત્રીપુરુષો પ્રીતિપૂર્વક અવલોકે છે, અને એ ગ્રન્થના ઉત્તરોત્તર અલંકારરૂપ વિભાગોને સત્વર પ્રસિદ્ધ થયેલા જોવાને તેઓ ઇચ્છે છે. પ્રથમના ચાર અલંકાર વાંચનાર સજ્જનોની અનિવાર્ય ઇચ્છાને જોઈને આ પંચમાલંકાર છપાવી પ્રસિદ્ધ કર્યો છે.

આ અલંકારરૂપ ગ્રન્થવિભાગોમાં સ્ત્રીપુરુષના ઉત્તમ ધર્મનું પ્રતિપાદન કરાયું છે; તેથી કુલીન પુરુષો તથા કુલીના સુહૃદયા સ્ત્રિયો એને અમૂલ્ય અલંકારરૂપ ગણીને સમીપ રાખે છે, તથા પ્રીતિવડે વારંવાર એને વાંચે છે. કુલીન પિતા પોતાની પુત્રીને, કુલીન ભ્રાતા પોતાની બ્હેનને, કુલીન પતિ પોતાની ધર્મપત્નીને તથા કુલીન શ્વશુર પોતાની સ્નુષાને, અને એ જ પ્રમાણે સર્વ કુલીન પુરુષો પોતપોતાના વિવિધ પ્રકારના સંબન્ધમાં વસનાર સ્વધર્મમાં પ્રીતિવાળી સ્ત્રિયોને જ્યાં ત્યાં આ ભામિનીભૂષણના અલંકારોને અર્પે છે, તથા તે વારંવાર વાંચવા કહે છે.

આ પ્રકારે આ ગ્રન્થ વિશેષતઃ ગુજરાતીવર્ગનાં મોટાં નાનાં સર્વ પ્રતિષ્ઠાવાળાં કુટુંબોમાં વંચાવાથી અન્ય અનેક મધ્યમ પ્રજા પણ પ્રીતિવડે એનો લાભ લેવા લાગી હોવાથી ક્રમવડે સઘળે સ્તુતિ પાત્ર ઠર્યો છે, તથા વળી એ ગ્રન્થ પણ અવિરોધી સરલ નિર્દોષ ધર્મ તથા નીતિઆદિનાં સ્વરૂપને સ્પષ્ટ જણાવનાર હોવાથી અધિક પ્રીતિપાત્ર થયો છે. આ પ્રકારે ઈશ્વરેચ્છાથી એ ગ્રન્થની સજ્જનવર્ગમાં પ્રસિદ્ધિ તથા એકસરખી સ્તુતિ થઈ છે; તથા એના ઉત્તરોત્તર વિભાગરૂપ અલંકારની પ્રીતિપૂર્વક ઇચ્છા દર્શાવવામાં આવી છે; જેથી એ ગ્રન્થ લખનાર પુરુષવર તથા પ્રસિદ્ધ કરનારનો શ્રમ સાર્થક થયો છે એમ માનવાને લેશ પણ વાંધાસરખું નથી.

આમ છતાં પણ આ જગતમાં જેમ સજ્જનોને તથા તેમનાં નીતિધર્મને દુર્જનો નિંદે છે, સાધુને તથા તેમનાં શુદ્ધ વર્તનને અસાધુઓ નિંદે છે, અને પતિવ્રતાને તથા તેમનાં ધર્મવ્રતનિશ્ચયાદિને પુંશ્ચલી નિંદે છે, તેમ આ ગ્રન્થમાં પ્રતિપાદન કરાયલા નીતિધર્મના વિરોધી એવા અનીતિથી ચાલનાર અને અધર્માચરણને સેવનાર મનુષ્યો, કદાચિત્ આ ગ્રન્થને પોતાની

દુષ્ટ વાસનાનો વિરોધી ગણીને તેની નિંદા પણ કરતાં હશે; પરન્તુ તે તેમનો દુષ્ટ સ્વભાવ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી ઉદારવૃત્તિવાળા પુરુષો તેમના વદવાપ્રતિ લક્ષ આપતા નથી. સજ્જનોનાં વા સાધુનાં ધર્મકર્મને દુર્જન વા અસાધુ નિંદે તેથી કાંઈ તે ધર્મકર્મ હાનિ નથી. કારણ કે સજ્જન સાધુ તથા ઉદાસીન શ્રેષ્ઠ પરીક્ષક પુરુષો તો, રત્નપરીક્ષક જેમ કાચને કાચ અને મણિને મણિ જાણે છે, તેમ શ્રેષ્ટનેષ્ટ ધર્મકર્માદિને યથાવત્ જાણે છે. એ જ પ્રમાણે પતિવ્રતાના ધર્મવ્રતને દુષ્ટા પુંશ્ચલીઓ નિંદે છે, તથાપિ વિશ્વની વિભૂતિરૂપ જે કુલીના પતિવ્રતાઓ છે, તે પોતાનાં ઉત્તમ ધર્મવ્રતને દુષ્ટાઓના તિરસ્કારથી પણ લેશ માત્ર હાનિ જાણતાં કે માનતાં નથી.

એ તો પ્રસિદ્ધ જ છે કે કુલીના પતિવ્રતાના તથા કુલીન પુરુષોના ધર્મનો પ્રતિપાદક આ ગ્રન્થ પુંશ્ચલી સ્ત્રિયોને તથા દુરાચરણી પુરુષોને રુચિકર કે પ્રીતિકર ક્યાંથી હોય ? અર્થાત્ ન જ હોય. પણ તે પુંશ્ચલી સ્ત્રિયો તથા દુષ્ટ પુરુષો આ ગ્રન્થને આદરથી ન સેવે તેમાં તેમનું જ અકલ્યાણ છે, કાંઈ ગ્રન્થનું નથી. અને આ ગ્રન્થ દુષ્ટ પુરુષોના તથા પુંશ્ચલીઓના સંમાનાર્થે જ સાક્ષાત્ રચાયો નથી. તેથી જેમ દુષ્ટ ગ્રન્થો તેમની તથા તેમના નિંદ્ય કર્મની સ્તુતિ ગાય તેમ આ ગ્રન્થ ગાય નહિ અને તેથી દુષ્ટ કાંતોને અને દુષ્ટા કાંતાઓને આ ગ્રંથ રુચિકર ન થાય એ સ્વાભાવિક છે. વળી જેમ એક મોટા વ્યાપારીને ત્યાં ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ એમ અનેક જાતિના પદાર્થો હોય છે, અને તેમાંથી જે જે મનુષ્ય જે જે પદાર્થનું ગ્રાહક હોય છે તે તે પદાર્થને તે લઇ જાય છે, તેમ આ અલંકારરૂપ વિભાગોવાળો **શ્રીભા**મિનીભૂષણ ગ્રન્થપણ અસંખ્ય મનુષ્યસ્વભાવનાં ચિત્રવાળો હોવાથી એ પોતાનામાં ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ સ્વભાવનાં મનુષ્યોના ગુણદોષને સ્પષ્ટ કરી રાખે છે. તેથી એમાં ઉત્તમ મનુષ્યોનાં મુખથી પ્રકટેલાં બોધવચનો પણ છે, અને નિકૃષ્ટ મુખથી નિકળેલાં ક્વચિત્ સામાન્ય ગાલિપ્રદાનરૂપ વચનો પણ છે. તેમાંથી જે જે સજ્જનો બોધના ગ્રાહકો છે તે તો એ ગ્રન્થોમાંથી બોધનું જ ગ્રહણ કરે છે, અને જે અધમ મતિનાં મનુષ્યો ગાલિપ્રદાનનાં ગ્રાહકો છે, તે તો એ ગ્રન્થમાંથી સારરૂપે ગાલિપ્રદાનનું જ ગ્રહણ કરે છે, એમાં પણ વસ્તુતઃ ગ્રન્થનો ગુણ કે દોષ નથી. કારણ કે ગુણદોષ તો ગ્રાહકગ્રાહકનાં અન્તઃકરણનો જ છે.

આ સ્થલે આટલું લખવાનું પ્રયોજન એ જ કે ઘણાં સારાસારવિચારના સામર્થ્યરહિત મનુષ્યોને તથા કંઈક અસાવધ અન્તઃકરણનાં નિષ્કપટ મનુષ્યોને અનીતિથી વર્તનાર અધર્માચરણી મનુષ્યો તથા અસતી

કુલટા પુંશ્ચલી સ્ત્રિયો ભ્રાંતિ ઉપજાવી યોગ્યમાં અયોગ્ય બુદ્ધિરૂપ વિપરીત મતિ આપે છે, અને તેમને અનર્થ કરનાર થાય છે.

અદષ્ટબલે જેમને સત્સંસ્કાર પ્રાપ્ત હોવાથી પોતાના તથા અન્યના કલ્યાણની ઇચ્છા હોય છે તેવાં તથા સત્સંકારના લેશથી જેઓ પોતાના કલ્યાણની ઇચ્છાવાળાં છે તેવાં મનુષ્યો તો આ ગ્રન્થનો બહુ પ્રીતિથી ઉપયોગ કરે છે; અને જેમને પોતાના તથા પરના કલ્યાણની સ્પૃહા નથી, એવાં પુણ્યબલરહિત મનુષ્યો આ ગ્રન્થનો ભાગ્યે જ ઉપયોગ કરતાં હશે. કદાચિત્ કોઈ આનો ઉપયોગ નહિ કરતું હોય તો તેથી આશ્ચર્ય પામવા સરખું નથી. કારણ કે સર્વને વસ્તુતઃ અવિરોધી એવું પરમાત્મતત્ત્વ પણ ઘણા અજ્ઞાનીઓને વિરોધી ભાસે છે. જેથી પ્રત્યેક પદાર્થસંબન્ધે સજ્જન-દુર્જનના મતભેદ હોવા એ સ્વાભાવિક છે.

મનુષ્યમાત્રને દોષના ત્યાગમાટે દોષનાં સ્વરૂપ જાણવાની અને ગુણોના ધારણમાટે ગુણોનાં સ્વરૂપ જાણવાની આવશ્યકતા છે, તેથી આ ગ્રન્થમાં પ્રસંગપરત્વે દોષનાં તથા ગુણનાં સ્વરૂપ જેનાથી સ્પષ્ટ થાય એવાં સારાં-નઠારાં અન્તઃકરણનાં રૂપ પ્રકટ કરયાં છે.

દુર્ગુણી દુર્જન મનુષ્યો પણ આ ગ્રન્થનાં અધિકારી નથી એમ નથી. તેઓ પણ જો પ્રીતિવડે કલ્યાણની ઇચ્છાથી વાંચશે તો તેમને દુર્ગુણથી અને દુર્જનતાથી આ ગ્રન્થ મુક્ત કરશે, એ નિઃસન્દેહ વાર્તા છે.

આ ગ્રંથનાં પ્રથમ ચાર અલંકારકરતાં આ પંચમાલંકારમાં અધિક પૃષ્ઠો થવાથી આ અલંકારનું મૂલ્ય તે અલંકારોકરતાં અધિક રાખ્યું છે.

**સંવત ૧૯૫૨ પોષ શુક્લ પક્ષ ૧૦ રવિવાર વીરક્ષેત્ર (વડોદરા).** **શ્રેયઃસાધકઅધિકારિવર્ગ.**

---

**દોહરા.**

સજ્જનદુર્જન સર્વનો, ગણી ઇશ આધાર,
નમિને પ્રેમે માગીએ, સઉનો જયજયકાર.
કર જોડી પ્રભુ યાચીએ, અંતરમાં ધરી પ્રેમ,
દુર્જનને સજ્જન કરો, નહિ તોપણ દો ક્ષેમ.
જો હૃદયે સદ્ગુણ સજી, ધારે પ્રભુપદ પ્રીત,
દુર્જન દુર્જનતા ત્યજી, થાય સુજન શુભ રીત.

---

द्वितीय आवृत्तिविषयक

## ॥ प्रसिद्धिकर्तृकृत सूचना ॥

પ્રજાવર્ગતરફથી આ ગ્રંથનો સારો સત્કાર થવાથી આજે તેની દ્વિતીય આવૃત્તિ પ્રકટ કરવાનો સુયોગ આવ્યો છે. આ ગ્રંથના પ્રથમ અલંકારની ત્રણ અને દ્વિતીય, તૃતીય તથા ચતુર્થ અલંકારોની બે બે આવૃત્તિઓ, ગ્રંથને ખપાવવાના વિવિધ પ્રકારના પ્રયત્નવિના નીકળેલી હોવાથી પ્રજામાં તે કેટલો પ્રિય થઈ પડ્યો છે, એ સર્વને સ્પષ્ટ થાય એમ છે.

સંવત્ ૧૯૫૯ આશ્વિન શુક્લ ૫
વીરક્ષેત્ર.

श्रेयःसाधकअधिकारिवर्ग.



## तृतीय आवृत्ति.

ઘણાં વર્ષો થયાં આ ગ્રન્થની દ્વિતીય આવૃત્તિ ખપી જવા છતાં આજસુધી દુર્ભાગ્યે તેની તૃતીય આવૃત્તિ પ્રકટ થઇ શકી ન હતી. ઇશ્વિરના અનુગ્રહથી આજ તેની તૃતીય આવૃત્તિ પ્રકટ કરતાં અધિક સંતોષ થાય છે. આ ગ્રન્થના સર્વ વિભાગોની પ્રજાવર્ગ તરફથી હાલ પણ સતત માગણી રહ્યા કરે છે, એ આ ગ્રન્થની ઉપયોગિતાને ઉત્તમરીતે સિદ્ધ કરે છે. અધિકારભેદવાળા અનેક મનુષ્યો આ ગ્રન્થમાંથી તેમના અધિકારાનુસાર કાંઈ ને કાંઈ પણ હિતકર તત્ત્વ મતિમાં ગ્રહણ કરી શકે એમ છે, એ આ ગ્રન્થનું માહાત્મ્ય છે. અનેક સ્ત્રીપુરુષોએ, આ ગ્રન્થની સહાયથી પોતાનું હિત સાધ્યું છે, તેમ ઉત્તરોત્તર ભાવિ પ્રજા અધિક પ્રકારે હિત સાધે એ જ ઇષ્ટપ્રતિ અભ્યર્થના.

**સંવત્ ૧૯૮૫, વૈશાખ શુક્લ ૫,**
**સોમવાર, વડોદરા.**

**श्रे० वर्ग.**

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ श्रीभामिनीभूषण ॥

## ॥ पंचमालंकार ॥

॥ अथ मङ्गलम् ॥

જે આ મનવાણીના પ્રકાશક છતાં આ મનવાણીના સાક્ષાત્ વિષય-રૂપ નથી એવા દેવને નમસ્કાર કરું છું.

જે નિત્યપ્રાપ્તની પ્રતીતિરૂપ પ્રાપ્તિવિના આ મનવાણી વ્યાપાર-વાળાં રહે છે અને જેની પ્રતીતિરૂપ પ્રાપ્તિવડે આ મનવાણી નિર્વ્યાપાર-રૂપ થઈ રહે છે તે સર્વની પ્રવૃત્તિ તથા નિવૃત્તિના હેતુરૂપ મહાદેવને પ્રેમવડે પ્રણામ કરું છું.

જેના અજ્ઞાનવડે આ ભેદભાવ વિદ્યમાન છે અને જે સ્વરૂપના અનુભવથી આ ભેદભાવ શમે છે, તે ભેદભાવજન્ય ક્લેશનિવર્તક દેવેશને અભયાર્થે સ્મરું છું.

જેની સત્તાસ્ફૂર્તિના યોગે આ ભેદયુક્ત પ્રતીત થતો વિશ્વપ્રપંચ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં પ્રકટે છે અને જે સત્તાસામાન્યવડે આ પ્રપંચ પુનઃ પ્રકૃતિમાં લીન થઈ રહે છે તે સત્તાના અનાદિઅનન્ત સ્વરૂપને આ કાર્યરૂપ પ્રપંચના પ્રકાશક જાણીને સર્વેશ્વરભાવે જય જય વદું છું.

જેનું સ્મરણ તથા ધ્યાન, કર્તૃત્વભોક્તૃત્વઅભિમાનયુક્ત શરીરીના ક્લેશપ્રદ દોષોને હણવા સમર્થ છે તથા જેનું જ્ઞાન અન્તઃકરણના દોષોનો અભાવ થયે અભિવ્યક્ત થાય છે તથા જેનું અભિમાન તથા રાગના ત્યાગવડે કરાયલું અભેદભાવે ચિન્તન આ જીવત્વના હેતુરૂપ ચિત્તને સચ્ચિદાનન્દસ્વરૂપે સ્થિર કરે છે તથા જે જ્ઞેય, ધ્યેયઆદિ શબ્દોવડે પ્રતિપાદન કરાતો છતો વસ્તુતઃ જ્ઞેય, ધ્યેયઆદિ સંજ્ઞાથી અતીત છે તે સર્વાતીત છતાં સર્વરૂપે ભાસતા અકલ કલાવાળા **પરમેશ્વરને** આ ગ્રંથ રચવારૂપ વ્યાપારવાળી વૃત્તિવડે જય જય શબ્દોચ્ચારપૂર્વક તથા મનવાણીના ગર્વના સમર્પણપૂર્વક અયાચકપણે અષ્ટાંગસહ પ્રણામ અર્પું છું. **जय जय जय.**





# दिवस : २९

મનોહર: [પ્રાતઃકાલમાં દંતધાવનાદિથી પરવારીને બારીએ બેસીને પ્રભાત ગાય છે.]

## પ્રભાત.

ઈશના ઈશ ધારી શીશ ચરણે નમું, જેથી અભિમાન આ આપ ટાળો,
વાણીથી નામ ને ગુણ પ્રભુ ઉચ્ચરું, વાણીના દોષ વિભુ! એથી બાળો.
વિવિધ છંદે વૃથા ચિત્ત આ વિચરતું, આ નહિ, આ નહિ, વદતું ધાતું,
એક લહી સરલ થઈ પ્રભુપદે નવ વહે, મૂઢપણું સદા નવ ત્યજતું માતું.
ખાળીને વૃત્તિ આ આપપ્રતિ વાળવા, ધારીને સ્વરૂપ ઉર, વિષય છાંડું,
જેથકી ચિત્તવિક્ષેપ દુર્બલ રહે, એવી હું વિશ્વમાં રમત માંડું.
આમ કરવા છતાં ગર્વ કદી આવતો, તે હણી હૃદયનું બલ વધારો,
જેવડે મન અમનભાવ ધરીને સદા, સુખ લહે ભાળી ભવસિન્ધુઆરો.
જીવ તો જગવિષે મોહવશ વર્તીને, આપઅભિમુખ થવા આશ રાખે,
ભાન નથી રાખતો નિમ્બના વૃક્ષથી, ઇક્ષુરસસ્વાદ તે કેમ ચાખે?
પાપ પ્રજળ્યા વિના જ્ઞાનનો ઉદય તો, કોટિ કલ્પે નથી, શાસ્ત્ર બોલે,
હે પરાત્પર પ્રભો! આપ કરુણાવિના, અઘ[1] હણી કોણ સુખદ્વાર ખોલે?
વિવિધ યુક્તિવડે હૃદય નિશ્ચય ધર્યો, આપના શરણવિણ અંત ના'વે,
ભક્તિવિણ આપનું શરણ નવ સાંપડે, પુણ્યવિણ ભક્તિ પણ ના જ ભાવે.
આમ છે ઈશ! દશદિશવિષે, આપવિણ, અવર બલવાન કો ના જ ભાળું,
આપ મનહરપ્રભુ બહિર્ ભીતર રહ્યા, આપવિણ કો સ્થલે ચિત્ત વાળું?

---

१ પાપ.

**વિજયા:** ( સ્નાન કરીને અન્ય ગૃહકાર્ય કરતાં કરતાં, ફરતાં પ્રભાત ગાય છે. )

**પ્રભાત.**

દીનતણા દાતા રે, ધણી નિજ ભક્તના રે,
કરુણા આણી કરો ઉદ્ધાર;
ભાવે ભજે તેના રે, ભય સઉ ટાળતા રે,
શમાવીને જન્મમૃત્યુનો માર; દીનતણા૦ ૧
રવિ જેમ ટાળે રે, તમ[1] સઉ લોકનું રે,
ટાળો તમ રવિનું આપ ઉદાર;
પ્રકાશક સાચા રે, આ ઉરમાં વસો રે,
તદપિ ન કેમ ટળે અંધકાર ? દીનતણા૦ ૨
ભૂત અને ભાવિ રે, અમે નથી જાણતાં રે,
જાણું નવ ભ્રાંતિરહિત વર્તમાન;
ભૂલે ભ્રમી ભવમાં રે, શોધું સદા આપને રે,
છો નિજરૂપ, ન એ થાતું ભાન; દીનતણા૦ ૩
ટાળી આ અંતરના રે, ત્રાતા ! ત્રણ દોષને રે,
શાંતિ અને તૃપ્તિ દિયો દેવેશ !
આ **ભદ્ર**તણી છાયે રે, વિજયા એ વદે રે,
ટાળો પ્રભુ સત્વર કર્મ ને કલેશ; દીનતણા૦ ૪

[**મ**નોહરને ઉષ્ણોદક આપે છે તે સ્નાન કરીને પૂજામાં બેસે છે, અને વિજયા ઇષ્ટસ્મરણ કરતી પોતાના કાર્યમાં પ્રવેશ કરે છે.]

બીજા મહેલ્લામાં કોઈ અતીત મઠમાં રહેતો હતો, તે વહેલો ઉઠીને મોટે સાદે રાગ કાઢી શ્લોક બોલે છેઃ—

**संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां**
**शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यतां ।**
**सद्विद्वानुपसृप्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां**
**ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥***

---

૧ અંધકાર.

* **ભાવાર્થ**—સત્સંગતિ કરવી, ભગવાનની દૃઢ ભક્તિ કરવી, શાંત્યાદિ સદ્ગુણોનો દૃઢતાપૂર્વક અભ્યાસ કરવો, મોક્ષના અને શાંતિઆદિના વિરોધી કર્મનો સત્વર ત્યાગ કરવો, સદ્વિદ્વાનની પાસે પ્રતિદિન જવું, તેમની પાદુકાનું

श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानै-
र्ज्ञातुं शक्यो देव इहैवाशु य ईशः ।
दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तै-
स्तं संसारध्वांतविनाशं हरिमीडे ॥।

यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः
पश्चाज्जर्जरभूते देहे वार्तां कोऽपि न पृच्छति गेहे ।
भज गोविंदं० ॥+

रथ्याकर्पटविरचितकंथा पुण्यापुण्यविवर्जितपंथा
न त्वं नाहं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ।
भज गोविंदं० ॥×

भेदाभेदौ सपदि गलितौ पुण्यपापे विशीर्णे
मायामोहौ क्षयमुपगतौ नष्टसंदेहवृत्तेः ।
मायातीतं त्रिगुणरहितं प्राप्य तत्त्वावबोधं ।
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥*

---

સેવન કરવું, બ્રહ્મના વાચક એકાક્ષર પ્રણવમંત્રનો અર્થ નિરંતર શોધવો અને શ્રુતિનાં મહાવાક્યનું શ્રવણ કરવું.

। જે પરમેશ્વરનું શ્રદ્ધાભક્તિધ્યાનશમાદિ સાધનોવડે યત્ન કરનાર સાધક આ લોકમાં જ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તથા ઉક્ત સાધનોવિના સત જન્મે પણ જેમનું સ્વરૂપ જાણી શકાય એમ નથી તે સંસારાંધકારના વિનાશક હરિને હું ભજું છું.

+ જ્યાંસુધી પુરૂષ દ્રવ્યોપાર્જનમાં આસક્તિવાળો છે ત્યાં સુધી જ કુટુંબનાં માણસો તેના ઉપર પ્રેમ રાખે છે. પરંતુ વૃદ્ધાવસ્થામાં જ્યારે દેહ જર્જર થઈ જાય છે ત્યારે ઘરમાં કોઈ ભાવ પણ પૂછતું નથી, માટે હે મૂઢ જીવ! ગોવિંદનું ભજન કર.

× માર્ગમાંનાં ચીંથરાં સાંધીને પણ ઓઢવાનું વસ્ત્ર કરી શકાય છે. એ પુણ્યપાપરહિત માર્ગ છે. (વસ્તુતઃ) તું નથી, હું નથી અને આ લોક પણ નથી, તથાપિ શોક શા માટે કરવો જોઈએ? માટે હે મૂઢ૦

* જે પુરૂષની સન્દેહવૃત્તિ નાશ પામી છે તેના મનમાં ભેદ અને અભેદ એકદમ ગળી ગયા છે, પુણ્ય અને પાપ વિખરાઈગયાં છે, માયા અને મોહનો ક્ષય થઈ ગયો છે, ત્રણ ગુણથી રહિત અને માયાથી અતીત એવું તત્ત્વજ્ઞાન પામીને ત્રિગુણાતીત માર્ગમાં વિચરનારને કયો વિધિ વા નિષેધ છે?

**મુકુંદદાસ:** [તે અતીતના મઠના સમીપ રહેનાર એક ગૃહસ્થ. તે અતીતનો ઘાંટો સાંભળવાથી જાગ્રત્ થતાં એકદમ પથારીમાં બેઠો થઈને આંખો ચોળતાં] આ સાલો મુંડીયો રોજ ખાઈપીને પાછલ મંડયો છ તે રોજ વા'ણાના પો'રમાં બરાડા પાડે છ ને મારી આ ગુલાબીયા ઉંઘને ખરાબ કરે છ! એને સાલા કમબખતને કોણ જાણે ઉંઘ પણ આવતી નથી કે સું? એનું સત્યાનાસ જાય!! સાલો બીજી વખતે બૂમો પાડતો હોય તો ધૂલ નાંખી! પણ છેક પરોઢીયામાંથી જ સાંધે છ ને બીજાને હેરાન કરે છ!

**જયન્તી:** (મુકુંદદાસની સ્ત્રી. કચરો વાળતાં અટકીને લગાર હસીને) કેમ આજ વળી સવારના પ્હોરમાં આ સુદર્શનચક્ર કોના ઉપર ચલાવવા માંડયું છે?

**મુકુંદ૦:** આસ્તો, સાલો પાજી રોજ બુમો પાડે છ તે. ત્યાગી થઈને પણ સાલાને ગામ ને વસ્તીવિના તો ચાલતું નથી! સહેરબા'ર રહ્યો હોય ને ગમે તો આખી રાત બરાડા પાડે તોએ એને કોણ ના કહેનાર છે? આ તો સાલો મોટા પરોઢીયામાંથી જ કાન ફોડવા માંડે છ! હવે એને કોણ સિખામણ દે. આજ તો મને એના ઉપર એટલો બધો ગુસ્સો ચઢયો છ કે સાલા અભાગીયાનું માથું ભાગી નાંખું!!

**જયન્તી:** અરે જવા દો બિચારાને! એનું માથું ભાગશો તો એની કોઇ ચાકરી કરનારે નથી. બાકી ચોટલી કાઢેલું નાળિયેર જેમ વહેલું વધેરાય છે તેમ એનું માથું જલદીથી ભાગે તો ખરું!

**મુકુંદ૦:** તને એની દયા કેમ આવે છ? ચાકરી કરનાર કોઈનથી તો મરસે સાલો કૂવામાં પડસે!! આપણે સું? પણ સાલું રોજ ઉઠીને આ કેમ ખમાય? એક દા'ડાનું હોય તો એના મોંપર ધૂલ વાલીએ, પણ આ તો રોજનું લાગ્યું!!

**જયન્તી:** આ તમારી ઉંઘ એણે ખરાબ કરી એટલી એની કસુર તો ખરી. પણ જેમ 'ચીભડાના ચોરને મેચકાનો માર' હોય નહિં તેમ છેક એનું માથું ભાગી નાંખવા જેટલો એનો ગુનો ના ગણાય! પછી તો જેમ તમારી ધ્યાનમાં આવે તે ખરું.

**મુકુંદ૦:** કેમ વારુ, આ ઉંઘની કિંમત તું ઓછી ગણે છ કે? તને કંઈ સમજણ છે? આ ઉંઘ જો માણસ નહિ લે તો માણસથી જીવાય નહિ. જે માણસને બિલકુલ ઉંઘ આવે નહિ તે થોડા દહાડામાં

માંદું પડે કે ગાંડું થાય કે પછી મરે. માટે ઉંઘસમાન કિમતી કંઈ જ નથી. કંઇ ખબર છે કે એમ જ ?

**જયન્તી :** મને પણ થોડી ઘણી ખબર તો છે કે જો માણસ-ને બિલકુલ ઉંઘ નહિ આવે તો તે રોગ કરનાર છે, અને જો મિજાન-કરતાં વધારે ઉંઘ હોય તો તે પણ રોગ કરનાર છે. અને વળી મારા સાંભળ-વામાં એવું પણ છે કે સવારના પ્હોરની જે ઉંઘ છે તે તો માણસના શરીરમાં ઘણું જ નુકસાન કરે છે. કેમ એ સાચું હશે કે નહિ ?

**મુકુંદ૦ :** એ સાચું હસે કે નહિ એમ મને સું પૂછેછ ? તારી અક્કલ કંઈ ખ્હેર મારી ગઈ છ ? તું જ વિચાર કરની કે આજ કેટલાં વરસ થયાં હું સવારના પ્હોરમાં ઉંઘ લઉં છ, પણ મને તું કંઈ મોટું નુકસાન થયું દેખે છ ?

**જયન્તી :** કદાચિત્ તમારું મનનું કે શરીરનું બળ હમણાં છે તે કરતાં વધારે થવાનું હોત અને તે એ જ કારણથી આટલું ઓછું રહ્યું હોય તો શું જણાય ? અને વળી બીજી રીતે એમ પણ હોય કે રોજ થોડું થોડું નુકસાન થાય તે સમજાય નહિ ને પછી એકદમ વધે ત્યારે જણાય. તો એ રીતે તમને હવે પછી આગળઉપર નુકસાન જણાવાનું હોય.

**મુકુંદ૦ :** એવી હોય ઓયની વાત અમે માનતા નથી. અમે તો પ્રત્યકસની વાત માનીએ છીએ.

**જયન્તી :** જો એમ જ હોય ત્યારે તો તમે જાણો. આ ઉંઘને તમે પ્રત્યક્ષ દેખો છો ? અને એ ઉંઘથી શરીરમાં જે ઠેકાણે ફાયદો થાય છે તેને તમે દેખો છો ખરા ?

**મુકુંદ૦ :** દેખતા નથી તો સું થયું ? આપણને સમજણ પડે છ કેની કે સુતાથી આપણને સુખ થાય છે.

**જયન્તી :** ત્યારે દુઃખ થાય કે નુકસાન થાય તે પણ થયા પછી સમજાય. પણ તે સમજવામાં ઝીણી બુદ્ધિ વાપરવી પડતી હશે. બાકી ખરું પૂછો તો તો સુખ થાય છે એમ કહો છો પણ સુખને કંઈ તમે દેખો છો ?

**મુકુંદ૦ :** હા હા, હું સમજ્યો. તારે આમ કહીને એમ આણવું છ કે આ સુંડીયાએ મારી ઉંઘ ખરાબ કરી છ તેમાં કંઇ એણે ગુનો કર્યો નથી; કેમ એમ જ કે ?

**જયન્તી :** ના ના. છેક એમ તો કેમ કહેવાય ? કાંઈ પણ માણસ-

-ની મરજીવિરુદ્ધ અને તેને ન રુચે એવું કંઈ પણ કરવું તે તકસીર તો ખરી. પણ તે તકસીર તકસીરમાં પણ ફેર ખરો.

મુકુંદ : અરે ફેર સેનો ધંટીનો? સાલાએ એવડો મોટો બરાડો પાડચો કે એકદમ આંખ ઉઘડી ગઈ! તને ખબર છે? કોઈ પણ માણસને એકદમ ચમકી ઉઠે એવું કરવું નહિ. એકદમ ચમકી ઉઠવાથી છાતીમાં દરદ થઈ જાય છ. જોની! એકદમ ચમકી ઉઠવાથી આ મારું હૃદય કેટલું બધું ધડકી ઉઠયું છ! આ કંઈ એની નાનીસુની તકસીર ગણાય નહિ. તું જાણતી હસે કંઈ પણ!!

જયન્તી : વાહ! આમ શું બોલો છો? મેં ક્યાં ના કહ્યું છે કે એનો ગુનો નથી? ગુનો છે તો ભલે જે નજરમાં આવે તે શિક્ષા કરો.

મુકુંદ૦ : અરે સિકસા કરવાનું તો બધું ઠીક જ છે, પણ એને રોજ સવારના પ્હોરમાં મોટા બરાડા પાડવાની જરૂર સી?

જયન્તી : એની જરૂરની વાત તો આપણે શું જાણીએ? પણ કંઈ પોતાના કલ્યાણમાટે ઈશ્વરનું ભજન કરતો હશે.

મુકુંદ૦ : એનો ઈસ્વર સું કંઇ બહેરો બહેરો છે કે આવડી બુમો પાડવી પડે છે?

જયન્તી : એના અને આપણા ઈશ્વર કંઈ જૂદા છે? ઈશ્વર તો એક જ છે એટલે સઉના જ જાણવા કેની?

મુકુંદ૦ : અરે એક ને બે. ઈસ્વર છે એની પણ ખાતરી સી? કંઈ નજરે તો દેખાતા નથી?

જયન્તી : સઉને દેખાતા નથી માટે શું નથી? તમારા વિચારપ્રમાણે શું એમ છે કે જે વસ્તુ દેખાય છે તે છે અને આ નજરે નથી દેખાતી તે નથી?

મુકુંદ૦ : અરે મારા વિચારની કાં વાત કરે છ? મોટા મોટા બુદ્ધિમાનોએ પણ ઘણા ઘણા વિચાર કરીને માન્યું છ કે ઈસ્વર સઉને દેખાતા નથી, તેથી નથી.

જયન્તી : આમ કહેનારને તમે બુદ્ધિમાન્ કહો તો ભલે, પણ એમ કહેવામાં કે માનવામાં કાંઈ મોટી બુદ્ધિનો ખપ પડે એમ જણાતું નથી. કેમકે જે વસ્તુ દેખાય નહિ તે નથી અને જે વસ્તુ દેખાય છે તે છે એમ તો થોડી બુદ્ધિવાળા અને મૂરખમાં ગણાતા માણસો પણ માને છે ને કહે છે. આ તમારા બોલવા ઉપરથી સમજાય છે કે ઈશ્વરને, નથી દેખાતા માટે નથી એમ માનનારા જે જે થતા હશે તે તે

સર્વે ઓછી બુદ્ધિવાળા અને ઓછી વિચારશક્તિવાળા જ હશે. કારણ કે આમ સમજવામાં અધિક વિચારની કે મોટી બુદ્ધિની જરૂર જણાતી નથી. અને જે જે પરમેશ્વરના સ્વરૂપને જાણનારા તથા અત્યંત વિચાર-વડે સૂક્ષ્મ બુદ્ધિથી ઈશ્વર છે એવો નિશ્ચય કરનારા થતા હશે તે તે સર્વે ઘણી મોટી બુદ્ધિવાળા અને ઘણા સારા વિચારવાળા હશે. કારણ કે જે જે વસ્તુ સઉને સહજ જણાતી કે સમજાતી નથી એવી વસ્તુઓને મોટી મતિવાળા મનુષ્યો જ જોઈ જાણી કે સમજી શકે છે.

**મુકુંદ૦** : હસે, અમે કારે નાસ્તિક છીએ કે નાસ્તિકની વાત કરીએ. એ તો તને સહેજ તે લોકની વાત કહી.

**જયન્તી:** ભલે વાત કહી તો મેં કંઈ તમને સાંભળવાની ના કહી છે? એ તો તમે પેલા જગાડનારને કહ્યું કે એના પરમેશ્વર કંઈ બહેરા છે? ત્યારે તે ઉપર આટલી વાત ચાલી.

**મુકુંદ૦**: તારે તારા મનમાં એમ કે એ રોજરોજ બુમો પાડે ને જગાડે, પણ મારે એને કસું કહેવું નહિ કેમ?

**જયન્તી:** ના તે એને કહેવાની મેં ક્યારે ના કહી છે? એને તો તમારી નજરમાં આવે તે કહો. ગાળોની પહેરામણી તો સારી પેઠેમ આપી છે! હવે જે આપવું હોય તે વળી આપો.

**મુકુંદ૦**: ગાલથી કંઇ ગુમડાં થવાનાં છે? એને તો ખો ભૂલી જાય એવું કરવું જોઇએ.

**જયન્તી**: જો તમારા હાથમાં સત્તા હોય તો તમે એને દેશ-પાર કરો, પણ તે નથી ત્યારે તો હવે તેની જોડે લઢવું કે તેને ગાળો દેવી એ જ કરવું રહ્યું. પણ એણે ગેરકાયદે શું કર્યું છે તે તો પ્રથમ જુઓ! ખરું જોતાં એણે પોતાના ઘરમાં બેશીને મોટેથી ઈશ્વરસ્તવન કર્યું અને તેથી તમારી ઉંઘ ઉડી ગઈ, એ જ કે બીજું કંઇ?

**મુકુંદ૦**: કર્યું છ તો એ જ, પણ એણે સંસાર છોડીને ત્યાગી થયા પછી આ સંસારીઓના ભરચા મહેલ્લામાં સામાટે રહેવું જોઈએ? અને આ સંસારનો સઘલો વહેવાર દુઃખરૂપ જણાયો ત્યારે એણે ત્યાગ લીધો. હવે સંસારી સ્રીપુરુસો તથા તે સંસારીઓના વહેવાર દૃસ્ટિએ પડે એવી સંસારીની ગીચ વસ્તીમાં એણે સામાટે રહેવું જોઈએ? એણે તો જંગલમાં, અને ન ચાલતાં સહેરબહાર એકાંતમાં જ્યાં આજુ-બાજુ વસ્તી ન હોય એવી જગાએ રહેવું જોઈએ; કે જેથી નિરંતર એને.

સંસારીને જોવાં ન પડે અને તેમના સંબંધમાં વિચાર પણ ન આવે. તે એનો ધર્મ મુકીને ભર વસ્તીમાં સામાટે રહ્યો? એ એને પૂછવું ઘટે કે નહિ?

**જયન્તી:** તે વાતની કોણે ના પાડી? તમે મહોલ્લાના પટેલ છો. આટલા દિવસ તમે એનો વિચાર કેમ કર્યો નહિ? હજીએ પટલાઇનો સોટો બજાવવાને એને મ્હોલ્લામાંથી કાઢવો હોય તો કાઢજો. પણ હવે જેવો એનો દોષ જોયો તેવો બીજી બાજુએ આપણો પણ જોવો કે નહિ? ઈશ્વરે માણસને ઉંઘવાની રાત્રિ આપી છે તે છતાં સવારમાં શામાટે ઉંઘવું જોઈએ? શાસ્ત્રમાં પણ છ ઘડી રહ્યે રાતના ઉઠવાનું કહ્યું છે, તેની બે ઘડી રાત્ર રહે ત્યારે તો ઉઠવું જોઇએને? તમે કહો છો કે સવારમાં ઉંઘવાથી નુકસાન મને જણાતું નથી. પણ ખરું પૂછો તો તમારા શરીરમાં ઘણી નબળાઇ એથી જ આવી લાગે છે. જો તમે કહેશો કે મને નબળાઈ નથી આવી, તો તે વાત મનાશે નહિ. કારણ કે જેના અંતર્માં નબળાઈ આવે છે તેને ક્રોધ વહેલો આવે છે. તો જુઓ, તમને એ જગાડનારઉપર કેવો ક્રોધ ચઢી ગયો! માટે તમને જ્યાં ગુસ્સો ચઢી ગયો ત્યાંથી જ જાણવું કે તમને નબળાઇ વધી છે! તમને ખબર છે કેની કે માણસ માંદગીથી નબળું પડવાથી ચીડ વધે છે? અને અતિ માંદું માણસ ચીડીયું થાય છે એમ લોકમાં પણ કહેવાય છે. એનું કારણ પણ એ જ કે મંદવાડથી અંતર્બળ હણાઈ જાય છે, અને તેથી ચીડ વધે છે. આમ જોતાં તમે પણ શાસ્ત્રની આજ્ઞા લોપીને સવારમાં સુઓ છો એ અણઘટતું છે. તો હવે જે ન્યાય કરવો હોય તે કરો.

**મુકુંદ૦:** (લગાર હસીને) જા જા, એવો ખોટો ન્યાય મારા આગલ ચલાવવા જાય છે તે નહિ ચાલે. વિચાર કર કે જો મને નબલાઈ વધી હોય અને જલદી ગુસ્સો ચઢતો હોય તો આ હમણાં જ ઉઠીને તને બે ચાર થાપડ ચોઢી નહિ કાઢત? પણ મને તો વાજબી કારણઉપર ચીડ ચઢે છે.

**જયન્તી:** તમે મને ઝટ ઉઠીને થાપડ ના મારી એથી પણ તમારી નબળાઈ તો સાબિત થાય છે. કારણ કે નબળાઇથી તામસ અને આળસ એ વધે છે. તે પ્રથમ તમે તામસવશ થયા'તા! હવે આ વખતે આળસને વશ રહ્યા! બાકી તો ક્યારનાએ ઉઠીને ઝાપટત!! આ સાંભળીને હવે કદાચિત્ તમે ઉઠીને મારવા આવો તો એથી કંઈ તમારામાં આળસનું અનુમાન ખોટું પડવાનું નથી! વળી તમે કહ્યું કે ખોટો ન્યાય: તો મારી સમજણપ્રમાણે તો મેં ખરો ન્યાય કર્યો છે. જુઓ,

એ ત્યાગી થઈને સંસારીમાં રહ્યો એટલે એણે શાસ્ત્રની આજ્ઞા ના પાળી. અને તમે ૭ ઘડી કે બે ઘડીએ રાત્ર રહે ન ઉઠતાં દહાડો ઉગતાં પણ સુવા માંડ્યું એટલે તમે પણ શાસ્ત્રની આજ્ઞા તોડી! એટલે શાસ્ત્રની આજ્ઞા ન પાળવાનો અપરાધ તો તમારા બંનેનો સરખો! એણે વધારામાં તમને જગાડ્યા ત્યારે તમે એને ગાળો દીધી! એટલે એ રીતે બંને બરાબર થયા! હવે જો કરવાનું. બાકી કાઢીએ તો એ નીકળે કે તમારે રોજ જલદી ઉઠવાનું રાખવું, અને એણે વસ્તીથી છેટે જઈને રહેવું. કેમ એ જ કે બીજું કંઈ?

**મુકુંદ૦**: તને ન્યાયની જગા મલે તો તું ઇનસાફ તો બરાબર કરે ખરી!

**જયન્તી**: ઇનસાફ તો બરાબર કરું, પણ પછી તમારા જેવા હારે ને બડબડે એમ હોય ત્યારે વખતે લગાર પક્ષપાત પણ કરવો પડે ખરો. કેમકે આજે પણ પક્ષપાતથી ન્યાય તો આપવો પડ્યો છે. બાકી ખરું જોતાં એણે એના ઘરમાં મોટેથી બોલીને ગાયું તેમાં એનો ગુનો શો? એમ બોલવાનો તો એને અધિકાર જ છે.

**મુકુંદ૦**: ત્યારે અમારા કામમાં ખલેલ કરે તેને અમારા ઘરમાં બેઠા બેઠા ગાલો દેવાનો અમારો અધિકાર નથી કે સું?

**જયન્તી**: ભલે ત્યારે તો હવે સાટાપાટી વળી ગયું, ને મારો ઈનસાફ પણ ખરો. પણ હવે એ ત્યાગીઉપર તાગું કરીને આજે કંઈ દાતણપાણી કરવું નથી કે શું? એણે તો આજે વહેલા ઉઠાડીને ઉપકાર કર્યો છે. કેમકે સારા શબ્દો કાનમાં પડ્યા ને વળી શાસ્ત્રની મર્યાદા પળાઈ.

**મુકુંદ૦**: (પથારીમાંથી આળસ મરડતાં ઉઠીને) લો લાવો ત્યારે દાતણપાણી કરીએ ને મોં ધોઈને એ મુંડીયાના નામનો કોગલો કરી નાંખીએ!

**જયન્તી**: (દાતણપાણી તૈયાર હતું તે બારીઆગળ દેખાડીને) જુઓ સવારના પ્હોરમાં કોઈનું પણ અશુભ ઇચ્છવું કે નબળું બોલવું એ કંઈ સારું ગણાતું નથી. માટે તમારા જેવાએ તો ઉલટું મને સારું બોલતાં શિખવવું જોઈએ, અને ખોટું બોલતાં અટકાવવી જોઈએ.

**મુકુંદ૦**: એમ, ત્યારે કહે વારુ, અમે સું ખોટું બોલ્યા?

**જયન્તી**: પ્રથમ તમે બીજી ગાળો દીધી તે તો હવે ઠીક જ છે, પણ 'એનું સત્યાનાશ જાય' એવી પ્રથમ ગાળ દીધી'તી તે એવી

ગાળ દેવાનો તો બૈરાંનો સ્વભાવ હોય છે. તમારા જેવા પુરુષના મોંમાંથી એવા શબ્દ ન નિકળવા જોઈએ. બાકી એ તો ત્યાગી છે એટલે એનું તો સત્યાનાશ ગયું જ છે કેની ? એમાં એને કાંઈ દુઃખ લગાડવાનું કારણ નથી, પણ આપણને જ ઠીક ન ગણાય. ને આ કોગળો કરવાનું કહ્યું એ પણ એને મરણ થવાનું જ સૂચવ્યું કેની ?

**મુકુંદ૦ :** તને ખબર છે ? એમને તો ચેલાના ચેલા, ને તેના પણ ચેલા એમ વસ્તાર વધે છ ! ને વલી આ સંસારીને જેમ કાકા અને ભાઈઓ હોય છ તેમ એમને પણ કાકાગુરુ ને ગુરુભાઈઓ હોય છ હોં ! ત્યારે મેં તો જાણ્યું કે આણે મને કાયર કર્યો તેમ એનો વસ્તાર વલી આપણા પાછલનાંને કાયર કરે કેની ? તેથી કહ્યું, એવા ઉપાધિવાલાનો તો ઉચ્છેદ થાય એ જ ઠીક. અને હમણાં કોગલો કરવાનો તો હવે હું એવો અર્થ તને સમજાવું છ કે એના નામનો જે ગુસ્સો આવેલો છ તેને હવે કોગલો કરીને કાઢી નાંખું. કેમ હવે તો ઠીક થયું કેની ?

**જયન્તી :** એમ પોતાનું ને સામાનું સારું ઇચ્છીએ એ તો ઠીક જ ગણાય. હશે, આજે તો હું પણ કામથી ખોટી થઈ અને તમને મેં પણ વધારે મહેનત આપી. (એમ બોલી નીચે પોતાને કામે જાય છે અને મુકુંદદાસ બારીએ દાતણ કરવા બેસે છે.)

**કેવળદાસ :** ( મુકુંદ૦ ના સામા ઘરમાં રહેનાર, તે મુકુંદને ) કેમ કેમ ભાઈ મકનડાસ ! આજ કંઈ અટ્ટારમાં ડાટનપાની ટાય છે ?

**મુકુંદ૦ :** આજે લગાર જલદી ઉઠ્યા'તા.

**ગોવિંદરામ દવે :** ( મુકુંદ૦નો પડોસી એક બ્રાહ્મણ ) અલ્યા ભાઇ કેવળદાસ ! તમને સો વાર સમજણ પાડી તોએ હજી મકનદાસ ને મકનદાસ કહો છો ! એમનું નામ સારું મુકુંદદાસ છે ને તેને તમે બગાડીને બોલો છો.

**કેવળ :** જુવો ડવેજી મ્હાડાજ ! અમે વાનીયા ભાઇ ટે એવું અટપટું બોલટાં ના આવડે. વખટે મુકુંડ કહેવા જઇએ ટો મહીંઠી મુચકુંડ કહેવાઈ જાય ! માટે અમે જે બોલીએ છીએ ટે ઠીક જ છે.

**રામશંકર પુરાણી :** ( કેવળનો પડોસી ) દવેજી ! હવે ઘોર કળિયુગ આવ્યો એમ જાણજો. એમાં કંઈ કેવળભાઇનો વાંક નથી.

**ગોવિંદ૦ :**(પુરાણીને) કેમ તમે પુરાણીજેવા પુરાણી થઇને આવડી ભૂલ કરો છો ? આ કળિયુગનાં તો ચાર લાખ ને બત્રીસ હજાર વર્ષ

કહ્યાં છે. તેમાંનાં હજી તો ચાર હજાર ને નવસેં પૂરાં થઈ ગયાં છે. પૂરાં પાંચ હજારે થયાં નથી ને એટલામાં ઘોર કળિયુગ તે ક્યાંથી થયો? ને આમાં ઘોર કળિયુગનો સંબંધ શું? અશુદ્ધ છોડીને શુદ્ધ બોલવું છે તેમાં?

**રામ૦** : તમે સમજ્યા નહિ! ઘોર કળિયુગને માથે કાંઈ સીંગડાં ઉગે છે? આપણે તો કળિને નજરે પણ જોયો નથી, પણ તેનાં લક્ષણ મોટા પુરુષોએ કહ્યાં હોય તે વર્તતાં જણાય ત્યારે જાણવું કે આ ઘોર કળિયુગ આવ્યો.

**ગોવિંદ૦** : તમારા જોવામાં કંઈ લક્ષણ વર્તાયું કે શું?

**રામ૦** : આ પ્રત્યક્ષ જ વર્તાયુંને! જુઓ કોઈ મોટા પુરુષે કહ્યું છે તેનું પ્રમાણવચન કહું છું.

**तुलसी तळशी जाता शिवोपि शवतां गतः ।**
**घोरे कलियुगे प्राप्ते मुकुन्दोपि मकन्दताम् ॥**

તેમાં જુઓ, આ 'તળશી'એ પાણી રેડી આવી એવું તો ઘણી સ્ત્રિયો અને ક્વચિત્ પુરુષો પણ બોલે છે. તુળસીદાસને 'તળશી'દાસ ઘણા કહે છે. શિવજીને ઘણા 'શવજી' કહે છે. અને આ મુકુન્દદાસને 'મકન'દાસ તો આપણા સાંભળતાં જ કહે છે. પછી આ શ્લોકપ્રમાણે ઘોર કળિયુગ પ્રાપ્ત થવામાં શું બાકી રહ્યું?

**ગોવિંદ૦** : આવાં ને આવાં પ્રમાણવચનો લોકોને કહો છો કે? અને પુરાણ પણ એવું ને એવું જ સંભળાવો છો કે? એવા જોડાવાડાના તો હજારો ખોટા શ્લોકો બને છે તેમાં શું થયું?

**રામ૦** : અમારે તો ખોટા કે ખરા જે શ્લોક આવી પડે તે સંગ્રહવા પડે અને પ્રસંગ આવે ત્યારે સંભળાવવાએ પડે. ગમે તેવો છે પણ પ્રસંગને લાગુ પડતો છે કે નહિ એ જોવાનું છે.

**ગોવિંદ૦** : હા પુરાણીબાવા! પ્રસંગને મળતો તો આવ્યો ખરો. પણ પરમેશ્વરને સારુ એવાં ને એવાં પ્રમાણવચનોથી લોકોને ભ્રમમાં નાંખશો નહિ ભાઈ!

**રામ૦** : ભ્રમ તો અનાદિ કાળથી ચાલ્યો જ આવે છે. એ કંઈ આપણો નાંખ્યો નંખાતો નથી, સમજ્યા કેની? અમે તો જેમ સેવાળને ખસેડી જળને દેખાડાય છે, તેમ જ્યાં ત્યાંથી ભ્રમને ખસેડીને બ્રહ્મને દેખાડીએ છીએ.

**ગોવિંદ૦ :** પુરાણી મહારાજ ! તમારી શી વાત ! તમે જે કરતા હશો તે ઠીક જ કરતા હશો. તમે પણ આ ભૂલોકમાં દેવ છો કેની ?

**કેવળ૦ :** કેમ મ્હાડાજ ડવેજી ? હવે ખાટરી ઠઈ કેની કે અમે આ અમારા સામાવાલા સેઠને મકનડાસ કહીએ છીએ ટે સાસટરપરમાનઠી અને કાલબલઠી જ કહીએ છીએ !

**ગોવિંદ૦ :** અમે તો કેદા'ડાનીએ ખાતરી કરી જ મુકેલી છે કે પુરાણી બાવાના પડોસી છો એટલે કંઇ તમારામાં ક્યાસ હોય જ નહિ !

**મુકુંદ૦ :** લો ભાઇઓ ! હવે ખાલી માથાકૂટ પડી મુકો, એમાં કંઇ માલ નથી. પણ દવેજી ! તમને ને આપણા પુરાણીને પુરસદ હોય તે દા'ડે મારે તમને બંનેને એક વાત પૂછવાની છ. તે નવરાસ હોય ત્યારે કહેજો. ( એમ બોલી મુખ ધોઈ ઘરમાં જાય છે. દવે તથા પુરાણી પણ 'ઠીક છે' કહીને ઘરમાં જાય છે. કેવળ પણ પોતાને કામે વળગે છે. )

**વિજયા :** (મનોહરને જમતાં જમતાં) કેમ વારુ, આપ હમણાના મને કંઇ સુબોધ આપવાની કૃપા કરતા નથી ?

**મનોહર :** (મુખ ઠેકાણે રાખીને) હમણાનાં તમે કયે ગામ રહો છો ?

**વિજયા :** (લગાર હસીને) કેમ વારુ, આમ કેમ પૂછવું પડ્યું ? મેં પૂછ્યું તેનું ઉત્તર ન આપતાં આવું બોલ્યા ?

**મનોહર :** તેં અવળું પૂછ્યું ત્યારે હું આવું બોલ્યો.

**વિજયા :** ક્ષમા કરજો, હું શું અવળું બોલી તે મને સમજાયું નહિ.

**મનોહર :** આ રોજ રાત્રે કથા કરીને તને સુબોધ આપું છું તેમ છતાં કહે છે કે હમણાના કાંઇ સુબોધ આપતા નથી !

**વિજયા :** વાહ ! એમાં અવળું શેનું ? એ તો સઉને બોધ આપો છો તે સઉમળતો મને પણ મળે છે.

**મનોહર :** આ બીજું અવળું બોલી નહિ કે ? હું સઉ મળતો તને બોધ આપું છું કે તારે લીધે તને મળતો સઉને બોધ આપું છું? મૂળ એ બોધનો આરંભ કોને માટે થયો છે તે ભૂલી ગઈ ?

**વિજયા :** એ તો હું જાણું છું. અને એ લેખે ગણો તો આવું અવળું બોલાયું ગણાય ખરું. પણ મારું કહેવું તો એમ હતું કે આ બીજા આડસમયમાં મને કંઈ કંઈ સુબોધ પૂર્વે આપતા હતા તે હાલમાં કંઈ આપતા નથી.

**મનોહર :** હવે તું બોધ આપવાયોગ્ય પાત્ર રહ્યું નથી.

**વિજયા :** કેમ વારુ, મારો કંઇ દોષ પડ્યો છે કે શું ?

**મનોહર :** ના તારો દોષ પડ્યો જણાતો નથી માટે.

**વિજયા :** ત્યારે આપે એમ કેમ કહ્યું કે હવે તું બોધ આપવા યોગ્ય પાત્ર રહ્યું નથી ?

**મનોહર :** એમાં મેં શું ખોટું કહ્યું છે ? જ્યાંસુધી અજ્ઞાનનો અંશ દેખાય ત્યાં સુધી બોધનું પાત્ર ગણાય. અને બોધરૂપ થઈ જાય એટલે પછી તે બોધનું પાત્ર નહિ ગણાય. તો હવે તું બોધરૂપ થઈ રહી છે, અને પૂર્વે તું બોધના પાત્રરૂપ થઈ રહી હતી. આથી હવે પૃથક્ કરીને તને બોધ આપતો નથી. અને બીજાં બોધનાં પાત્ર થયાં છે એટલે તારા નિમિત્તથી તેને બોધ આપું છું.

**વિજયા :** આમ કહીને મને અધિકારરહિત ઠેરવી દીધી કે ?

**મનોહર :** ત્યારે તારે જન્મપર્યંત અધિકારમાં જ રહેવું હતું કે શું ? વસ્તુરૂપ થવાની ઇચ્છા નહોતી ?

**વિજયા :** આપના સમીપ તો મારે સદા સાધકપણે જ રહેવું ઘટે કેની ? હું સિદ્ધ થઇને બેસું તો મારા ધર્મથી ભ્રષ્ટતા પ્રાપ્ત થઈ ન ગણાય કે ?

**મનોહર :** ત્યારે પ્રથમથી તું જાણી જોઈને જ સાધકપણે વર્તતી હતી કે શું ?

**વિજયા :** એ તો આપ જે જાણો માનો તે ખરું. હું શું કહી શકું ?

**મનોહર :** આ વાક્ય તો તારું મૂળથી જ ગુપ્ત સિદ્ધપણું જણાવે છે. જો એમ નહિ હોય તો તું સ્પષ્ટ કહે નહિ કે હું પ્રથમ અજ્ઞાન હતી ?

**વિજયા :** મૂળ તો હું અજ્ઞાનવશ જ હતી, પણ આપના કરુણાકટાક્ષથી સઘળું સમજતી થઈ.

**મનોહર :** લે હવે તારા પ્રશ્નનું તારે મુખે ઉત્તર મળ્યું કે હવે તું સઘળું સમજતી થઈ છે. તેથી હું તને આડસમયમાં બોધ આપતો નથી.

**વિજયા :** હવે વિનોદવાર્તા ત્યજીને સરળ વાર્તા કરો તો ઠીક. કેમકે એમાં તો હું બંધાઈ જાઉં છું.

**મનોહર :** તારે બંધાઈ જવાની મરજી ન હોય અને મુક્ત રહેવાની મરજી હોય તો હું પ્રસન્ન છું. લે હવેથી સરળ વાત કરીશ.

**વિજયા :** સર્વ બંધનોથી મુક્ત અને માત્ર આપના ચરણસેવનના બંધનથી બંધાયલી રહેવાની ઇચ્છા છે. તે પ્રમાણે વર્તાવતા પ્રસન્ન રહી બોધ આપતા રહેશો.

**મનોહર :** લે એમ જ કહે છે તો યથાર્થ કહું છું કે કાં તો ઇષ્ટના સંકેતથી કે કાં તો તારા કોઈ પૂર્વના તપોબલથી કે કાં તો ઇષ્ટના અનુગ્રહથી પણ તને આશ્ચર્યકારક બોધ થયો પ્રતીત થાય છે. બાકી મારો પ્રયત્ન અને યોજેલો કાળ એટલો અલ્પ છે કે તેમાં તને આટલું બધું સામર્થ્ય આવવું ઘટતું ન હતું. મેં તારી કહેલી કથા શ્રવણ કરી ત્યારથી મારો પાકો નિશ્ચય થયો છે. તે પૂર્વે ભાસમાત્ર હતો. અને હવે તો તે પાકો નિશ્ચય પણ સુદૃઢ થઈ ગયો છે.

**વિજયા :** (લગાર મન સંકોચીને) આપ ભલે કહો પણ આપના સમીપ હું અપૂર્ણ જ છું. માટે પ્રસંગે કૃપા કરીને બોધ આપતા રહેજો.

**મનોહર :** (હસતાં) ઠીક છે, હમણાં તો નથી. [એમ બોલતાં હાથ ધોઈને ઉઠે છે, અને પાનસોપારી ખાઈને વિજયાને કહીને બહાર જાય છે. વિજયા જમીને પછી ગૃહકાર્યથી પરવારીને આગળના ભાગમાં બેસે છે. સમય થવાથી નિત્ય આવનારાં વારાફરતી આવે છે. ]

**વિજળી :** (ચંચળાને) કેમ ચંચળબહેન ! આજે શી કથા આવશે ?

**ચંચળા :** અરે બહેન ! તું પણ બહુ ઉતાવળી જણાય છે તો. કથા કહેનાર વિજયાલક્ષ્મી છે તે જાણે કે કથા શી આવનાર છે; અને ક્યાંથી રહ્યું છે તે ભાગીરથી જાણે. હું તો મારે કંઈ પણ આરંભમાં ગાવાનું કહેનારી છું, તે આ કહું છું કે વિજયાલક્ષ્મીબહેન ! કંઈ હવે આરંભ કરો.

**ભાગીરથી :** બોલો સઉ 'જય જય શ્રીસદ્‌ગુરુદેવ.' (સઉ બોલે છે.)

**વિજયા :** ( ઇષ્ટસ્મરણ કરીને ગાય છે. )

પદ. (સદ્‌ગુરુદેવ કૃપાળ સ્વામી: એ લય.)

આ ભવમાં જન્મીને જીવે, કરવો ક્લેશ સંહાર,
એવું સમજી સદ્‌ગુણ સેવો, (જેથી) ભવરણે થાય ન હાર; બ્હેની!
છે સદ્‌ગુણ જગમાં સાર, બ્હેની!
આવે કરતાં વિવેકવિચાર, બ્હેની! ટેક.
ગૃહમાં વસતાં ક્ષણ ક્ષણ આવે, ક્લેશતણો પરિવાર,
તેની પીડા ટળવા સજવાં, શુભ ગુણરૂપ હથિયાર; બ્હેની.
વિધવિધ વસ્તુતણી ઇચ્છાઓ ઉપજી કરતી ખુવાર,
તે ઇચ્છાઓ ટળિ શાંતિ રહે, ઉતરીએ ભવપાર; બ્હેની.
નીચતણી સંગતિમાં વસતાં, આવે દુષ્ટ વિકાર,
તેથી સજ્જનના મંડળથી, થાય સદા ધિક્કાર; બ્હેની.
માતપિતાપતિઆદિ સ્વજનને, જેથી રહે સંતાપ,
એવો અપયશ વ્હોરી જગતમાં, સહેવું ન દુઃખ અમાપ; બ્હેની.
શું સજવું શું ત્યજવું એ મન, સમજી ઉતારો ભાર,
તો વિજયા પ્રભુની કરુણાથી, સુગમ ટળે યમમાર; બ્હેની.

**ભાગીરથી:** (જય બોલાવે છે અને સર્વ બોલે છે. પછી) કાલે તો અન્તમાં એ આવ્યું હતું કે **શ્રીરંગશેઠ**ના પુત્રો પ્રવાસે નીકળેલા તેમની સ્ત્રિયો પોતાનાં અન્તઃકરણને સદા નિર્દોષ રાખીને સાસુસસરાની સેવા કરતાં, તેમની આજ્ઞાપ્રમાણે વિવિધ કામ કરતાં, પતિમાં વૃત્તિ સ્થાપતાં પ્રસન્ન ચિત્તથી દિવસ વ્યતીત કરવા લાગ્યાં. આ પ્રકારે તે **શ્રીરંગશેઠ**ના ઘરમાં આનન્દ વર્તતો હતો. હવે પ્રવાસે નીકળેલા પુત્રોનું આગળ શું થયું એ કહેવાનો આરંભ કરવાનો છે.

**વિજયા:** [ ઇષ્ટસ્મરણ કરીને ]

તે **શ્રીરંગશેઠ**ના ત્રણ પુત્રો જે **શ્રીસાગર**, **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** એ નામથી પ્રથમ ઓળખાવાયા છે તે ત્રણે, માતાપિતા તથા સ્ત્રિયોની પ્રસન્નતા મેળવીને સ્વધર્માચરણમાટે વ્યાપારનિમિત્તે પ્રવાસે નીકળ્યા છે, તેમની હવે કથા કહું છું; સઉ પ્રસન્ન ચિત્તથી સાંભળજો.

તે ત્રણે પુત્રો પોતપોતાનાં બેસવાના સુન્દર વાહનોમાં બેશીને માર્ગ કાપતા બંદરઉપર આવી પહોંચ્યા અને વહાણો હંકારવાના સમયપૂર્વે ત્રણે ભાઇઓ પોતપોતાના માણસોસહિત પોતાનાં બેસવા માટે તૈયાર કરાવેલાં સુન્દર વહાણોમાં આવીને બેઠા. પછી જ્યારે વહાણો ચાલતાં

કરવાનો સમય થયો ત્યારે શ્રીફળ તથા પુષ્પથી વધાવીને સમુદ્રના અધિદેવનું ત્યાં પૂજન કર્યું, તથા સઉએ નમસ્કાર કરચા. પછી જયજયકાર ધ્વનિસાથે વહાણોને ચાલતાં કરચાં. તેમાં **શ્રીસાગ**રનાં વહાણો તો પશ્ચિમમાં જવાના ઇરાદાથી તે દિશાપ્રતિ જવાના માર્ગે વહેતાં થયાં, અને **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ**નાં વહાણો તો પ્રથમ દક્ષિણ દિશાપ્રતિ જવાનો માર્ગ સાધી વહેતાં થયાં. સાવધાન ખલાસીઓ જેઓ અનેક વાર સમુદ્રને ખેડી આવેલા હતા તેઓ નિર્ભયપણે માર્ગ કાપવા લાગ્યા. ક્રમે ક્રમે જેમ જેમ આગળ ચાલવા માંડયા તેમ તેમ તેમને સમુદ્રની મોટાઇનું ભાન થતું ગયું. જેમ ચીંથરાનો દડો નદીના મોટા પ્રવાહમાં તરંગોથી ઉછળતો તણાતો જાય છે તેમ આ મહાસાગરના જળમાં તે વહાણો મોટા મોજાઓની છોળે ચઢચાં વહ્યાં જતાં હતાં. જ્યારે જ્યારે વાયુનો વેગ સમ્યક્ મળતો ત્યારે ત્યારે તો વહાણો ઘણી અનુકૂલતાથી વહેતાં અને જ્યારે જ્યારે વાયુનો વેગ અસમ્યક્ પ્રતીત થતો ત્યારે ત્યારે તો તે ખલાસીઓ ઘણી સંભાળથી અને સાવધાનતાથી માર્ગ કાપતા હતા. જ્યાં જ્યાં બંદર આવે ત્યાં ત્યાં ઉતરતા. થોડા દિવસ મુકામ કરીને તેઓ સમીપનાં સ્થળોને કે નગરોને જોતા. પોતાના માલની સારે ભાવે ખપત થાય ત્યાં વેચતા અને વળી ત્યાં અધિક પાકતા પદાર્થોને અન્ય સ્થળે લઇ જવાને વહાણોમાં ભરતા. જે નફો આવતો તે લેતા. ત્યાંના નવીન પદાર્થોને પણ પ્રિય લાગે તો લેતા. આમ આગળ ચાલવા લાગ્યા. કેટલાક મુકામસુધી તો **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** સાથે સાથે માર્ગ કાપતા હતા, પણ થોડે દિવસે જ્યારે **શ્રીભદ્ર**ને પૂર્વ દિશા સાધીને ચાલવાનું આવ્યું ત્યારથી તે બંને ભાઇઓને પણ જૂદા પડવાનો સમય આવ્યો. જે સ્થળેથી એ બે ભાઇઓને જૂદા પડવાનો સમય આવ્યો તે સ્થળથી જોતાં દક્ષિણદિશામાં, અને દક્ષિણ તથા પૂર્વની વચ્ચેના અગ્નિકોણમાં તથા દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેના નઋત્ય કોણમાં સમુદ્રનું ભયંકર સ્વરૂપ જણાતું હતું. માર્ગના ભોમીઆ ખલાસીઓ પણ સ્થળે સ્થળે તે **શ્રીરંગ** શેઠના પુત્રોના પૂછવાથી સમુદ્રના માર્ગનું તથા સમુદ્રના સ્વરૂપનું સઘળું વર્ણન કરતા હતા. તેમના કહેવાથી પણ તે **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** વગેરેના જાણવામાં આવ્યું કે આ દક્ષિણ દિશામાં મોટો દરિયો છે. **શ્રીભદ્ર** વગેરે જેઓ કોઇ દિવસ સમુદ્રના પ્રવાસે નીકળેલા ન હતા તેમને પ્રથમ કેટલાએક દિવસ તો ચક્કર આવતાં તથા વમન થવા સરખું થતું હતું. પણ કુશલ વૈદ્યો તેમને યોગ્ય ઔષધોથી નિરન્તર સંભાળતા હતા. પછી ધીરે ધીરે

પ્રકૃતિને અભ્યાસ પડવાથી તેમને તે વિકાર જણાતો ન હતો. કોઈ કોઈ સમયે સમુદ્રમાં ભારે તોફાનસરખું પણ ભાસતું હતું. જેમ આપણાં આ નગરોમાં કોઈવાર વંટોળીયો થાય છે અને ધૂળ ઉડે છે અને રજ ઉડીને કુંડાળાં વળતાં દેખાય છે તેમ સમુદ્રમાં પણ મોટા વેગથી પાણી ઉછળતાં અને કોઈ સ્થળે તો મોટા ભ્રમરાઓ આવતા. એવાં સ્થળોએ વહાણોને જોખમ આવીજવાનો સંભવ હોય છે. પરન્તુ વારંવાર પ્રવાસે જઈ આવેલા તથા વિકટ સ્થળોમાં તથા વિકટ સમયમાં વર્તવાની નીતિના ભોમીઆ તે ખલાસીઓ હતા, તેથી તેઓ નિર્ભયપણે જ્યાં ત્યાં પોતાનું રક્ષણ કરી લેતા હતા, અને પ્રસંગે આ પ્રથમ પ્રવાસે નીકળેલા મનુષ્યોને ગભરાતા જોતા તો તેઓ તેમને ધૈર્ય પણ આપતા હતા. દિવસે દૃષ્ટિ નાંખતાં દિશાઓમાં જલના ઉછળતા તરંગવિના બીજું કાંઈ દૃષ્ટિએ પડતું ન હતું. શ્રીભદ્ર તથા શ્રીકંઠ બંને પોતપોતાના માર્ગપ્રતિ ચાલતા થવાથી એકબીજાને મનમાં ઘણું લાગ્યું હતું. પણ પોતાની ધારણા પાર પાડવામાં જ કુશળ અને અનેક પ્રકારના વિચારવડે મનને સમાધાન આપવામાં સાવધાન તે બંનેને પોતાના મનને સમાધાનમાં સ્થાપતાં કાંઇ કષ્ટ પડ્યું નહિ. પોતપોતાનાં માણસો સાથે આનંદવાર્તા કરતા, સમુદ્રના સૌમ્ય, ભયંકર, ગંભીર સ્વરૂપને જોતા, વ્યાપારની અનુકૂલતાનાં સ્થાને માલ વેચતા તથા નવીન ભરતા, તથા અનેક પ્રકારના મનુષ્યોના પરિચયને કરતા નિર્વિઘ્નપણે દ્રવ્ય સંપાદન કરતા ચાલ્યા. અનુકૂલ પ્રારબ્ધવેગથી તથા શુદ્ધ નિષ્ઠાથી તેમના જ્યાં ત્યાં સવળા પાસા પડતા હતા અર્થાત્ તેમને સારો લાભ મળતો હતો.

આ પ્રમાણે દેશોમાં વિચરતાં દિવસો વ્યતીત થતાં માસ અને વર્ષોની ગણના થવા લાગી. ઘેર રહેલાં માતાપિતા પુત્રના સ્મરણથી અન્તઃકરણમાં પ્રસંગે પ્રસંગે ઓછું આણતાં, અને પોતાના પુત્રોને સત્વર પાછા આવવાની વાટ જોતાં વિયોગના દિવસો ગણતાં, મનને સમાધાનમાં રાખતાં હતાં. પ્રવાસમાં ગયેલા ત્રણેની સ્ત્રિયો પોતાના પતિના પરદેશ જવાથી પતિના વિયોગસમયે પતિવ્રતાએ વર્તવાના નિયમોથી વર્તીને અંતરમાં સંયોગજન્ય સુખના સ્મરણથી તાપને અનુભવતી હતી, છતાં અનેક પ્રકારના સુવિચારવડે મનને સમાધાનમાં સ્થાપતાં પતિના ધ્યાનવડે તેમના સત્વર પાછા આવવાનાં અનુમાનોને કરતી આનંદને માનતી હતી. તે શ્રીરંગશેઠના ત્રણે પુત્રો પણ પિતાની આજ્ઞાનું જ્યાં ત્યાં પાલન કરતા હતા. પ્રતિદિવસ માતાપિતાનાં સ્મરણવડે તેઓ પ્રાતઃકાળમાં પ્રથમ

માતપિતાને નમસ્કાર કરતા. પછી જગત્પતિ પરમેશ્વરનું સ્મરણ કરીને તેમને નમસ્કાર કરતા. તથા પોતાની સ્ત્રીનું સ્મરણ કરીને તેમના ગુણોનું તથા તે સ્ત્રિયોના અપ્રતિમ સ્નેહનું વૃત્તિમાં ભાન કરતા. જેથી તેમના અન્તઃકરણનો નિર્મલ પ્રેમયુક્ત પ્રવાહ પોતાની સ્ત્રિયોપ્રતિ રહેવાથી સદા નિર્વિકાર ચિત્ત રહેતું. આ રીતે અનેક પ્રકારના સદ્‌ગુણને તથા સુવિચારને પ્રાપ્ત તે **શ્રીરંગ**શેઠના સુપુત્રો પ્રવાસમાં પુષ્કળ ધન મેળવીને જ્યાં ત્યાં પોતાના યશને સ્થાપવા લાગ્યા. ઘણે કાળે એટલે પ્રવાસે નીકળ્યાને ૭ વર્ષ થયાં ત્યારે પશ્ચિમ દિશાપ્રતિ ગયેલા **શ્રીસાગર**ને પોતાના મનમાં માતાપિતાનું તથા સ્ત્રીનું અધિક સ્મરણ થવા લાગ્યું. સ્વપ્નમાં પણ વારંવાર તેમનું દર્શન તથા ભાન થવા લાગ્યું. જાણે તે સર્વ મારા વિયોગથી ઘણાં દુઃખી છે એવું સ્વપ્નમાં ભાન થયું. ત્યારે તે **શ્રીસાગરે** બીજે દિવસે પ્રાતઃકાલે પોતાના સ્વપ્નની વાર્તા પોતાના મુનીમ વૈદ્ય આદિને કહી સંભળાવી, અને પોતાના અન્તઃકરણમાં હવે સત્વર ઘેર જઈને માતાપિતાને મળવાની વૃત્તિ વારંવાર થાય છે એવું જણાવ્યું, અને કહ્યું કે આ પ્રથમ પ્રવાસ છે માટે હવે આપણે ગૃહપ્રતિ સુખરૂપ પાછા વળવું જોઈએ. સર્વને એ વાર્તા યોગ્ય જણાયાથી સઉએ હા ભણી અને તે દિવસથી પાછા વળવાની તૈયારી કરવા લાગ્યા. ધન તથા માલની જે આપ લે કરવાની હતી તે કરી લેઈને ત્યાંથી નીકળવાનો દિવસ નક્કી કર્યો. જે દિવસે નીકળવાનું હતું તે દિવસે તે સ્થળના વ્યાપારીવર્ગ વગેરે જે જે એમના સાથે સ્નેહ તથા વ્યાપારસંબંધ ધરાવતા હતા તે સર્વ પ્રેમથી મળવા આવ્યા, અને એમના વિદાય થવાથી પોતાની અપ્રસન્નતા જણાવવા લાગ્યા. પરસ્પરના નિયમપ્રમાણે ભેટઈનામવગેરેની આપ લે થઈ, અને પછી સર્વને ઘટિત પ્રેમવચનો કહેતાં–સાંભળતાં વહાણઉપર ચઢવાને નીકળ્યા. માલનાં તથા સેવકોને બેસવાના વહાણમાં સેવકો વગેરે બેઠા, અને સઉને હળીમળીને **શ્રીસાગર** પણ પોતાના મુનીમ તથા વૈદ્યને સાથે લઈને પોતાને બેસવાનાં વહાણમાં બેઠા, અને જયજયકાર શબ્દના ઉચ્ચારસાથે વહાણોને ચાલતાં કર્યાં. પોતાના ગૃહપ્રતિ પાછા વળ્યાથી સર્વના મનમાં હર્ષ ઉભરાવા લાગ્યો, અને પોતપોતાના કુટુંબને મળવા સંબન્ધીના તરંગો સર્વના મનમાં ઉઠવા લાગ્યા. વિવિધ આનન્દવાર્તા કરતાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ વ્યતીત થઈ. ચોથા દિવસની સાંજના એટલે દિવસના છેલ્લા પ્રહરમાં પવનમાં અને સમુદ્રના જળમાં તોફાનનાં ચિહ્નો જણાવા લાગ્યાં. પણ કુશલ વહાણ બેડનારા-

ઓએ સર્વને ધૈર્ય આપીને સંભાળથી આગળ વધવા માંડ્યું. આગળ ચાલતાં સૂર્ય અસ્ત થયો. ધીરે ધીરે અંધારું પથરાવા માંડ્યું. અને એ અંધારાની સાથે પવનનું જોર પણ જાણે છેક સમીપ આવી લાગ્યું હોય હોય એમ જણાયું.

એમનો ચાલવાનો માર્ગ જે પૂર્વદિશા તે પૂર્વથી તથા દક્ષિણથી મોટા વેગમાં વાયુ વાવા લાગ્યો, અને તે વાયુના વેગથી જાણે જલમાં પણ વિલક્ષણ વેગ આવ્યો હોય એવું ભાસવા લાગ્યું. સૂર્ય જેમ પૂર્વ પશ્ચિમ જા આવ કરતો ભાસે છે તેમ વહાણો પણ નીચે જતાં અને ઉપર આવતાં ભાસવા લાગ્યાં. ક્ષણે ક્ષણે ખલાસીઓના પોકાર એક-બીજાને જાણે ચેતવતા હોય એમ થવા લાગ્યા. છેક નજીક નજીક આવવાથી વહાણો પરસ્પરમાં અથડાઈ ભાગી જશે એના ભયથી તે વહાણોને તેના ખલાસીઓ સાવધાનતાની ઘટતે અંતરે રાખતા. તો-પણ વખતે વેગથી સ્વાધીન ન રહેતાં એકબીજાની છેક સમીપ આવી જતાં હતાં. વાયુનું વિરોધી બલ હમણાં શમશે, હમણાં શમશે એમ વિચાર કરતાં કરતાં તો તે બલ વધવા લાગ્યું અને વહાણો ભયં-કર સ્થિતિમાં આવતાં જણાયાં. વહાણના હંકારનારાની તથા અંદર બેસનારની હામ હઠવા લાગી; અને જેમ કોઈ શાહુકારની પેઢી એકા-એક લેણદારની ઉપરાઉપરી આવતી ઉઘરાણીથી ઓ ડુબી, ઓ ડુબી એમ થાય છે તેમ આ વહાણો પણ વિરોધી વાયુના ઉપરાઉપરી આ-વતા વેગવાળા ઝપાટાથી ડામાડોલ થવા લાગ્યાં અને જાણે હમણાં ડુબશે, હમણાં ડુબશે એમ સર્વના મનમાં થવા લાગ્યું.

સઉએ પોતપોતાની પાસે રાખેલાં જળમાં ન ડુબી જવાય એવાં સાધનોને અંગઉપર ધારણ કરી લીધાં, અને પરમેશ્વરનું સ્મરણ કરતાં પોતપોતાના જીવને જાળવવાની ચિંતામાં સર્વ આમ તેમ જોતા ઉભા કે બેઠા હતા.

માથાઉપર આવી પડેલી આપત્તિના સમયમાં જેમ સાવધાન મ-નુષ્યો પણ અસાવધસરખાં થઈ જાય છે તેમ તે **શ્રીસાગરાદિ** સર્વ વિકલ અવસ્થામાં આવી ગયાં હતાં. સઉના મનમાંથી ધૈર્ય છૂટી ગયું હતું, તેથી સર્વ પોતપોતાની ભયભરેલી સ્થિતિના વિચારમાં હતા તોપણ તેઓ પોતાને સૂઝતા બચાવના ઉપાયોને કરતા હતા.

**શ્રીસાગરે** સર્વને કહ્યું કે આ વહાણના ભાગીને ચુરા થાય અને પછી તે ભેગા આપણે ગમે ત્યાં અથડાઈને કે દબાઈને મરીએ તે

કરતાં દરિઆમાં પ્રથમથી કુદી પડવું અને તરતાં ગમે ત્યાં નીકળવું એ સુખરૂપ છે. માટે જો ધ્યાનમાં આવે તો ચાલો આપણે સમુદ્રમાં કુદી પડીએ. સઉએ એ વાર્તાની હા પાડી; પણ દૈવગતિથી જો વહાણ બચી જાય અને આવેલો ઉપાધિ શમી જાય તો પડયા પછી પસ્તાવું પડે માટે હજી ધૈર્ય રાખવું એવો નિશ્ચય કરીને સઉ આજુબાજુ સાવધાનતાથી જોતા રહ્યા.

ક્રમે કરીને વિરોધી બલ તથા ગભરાટ વધવા લાગ્યાં, અને ગભરાટથી આમ તેમ દોડતાં સર્વ એકબીજાની સંભાળ લેવા સમર્થ રહ્યાં નહિ. એ સન્ધિમાં કાંઈ કારણસર કોઈ ખલાસી દોર પકડીને આમ તેમ દોડતો હતો, તેટલામાં **શ્રીસાગર**ને કોઈ પાણીમાં પડ્યું હોય એવું ભાન થયું; અને તેથી તેણે જાણ્યું કે મુનીમ અને વૈદ્ય સંકેતપ્રમાણે જલમાં પડયા. એ અનુમાનથી અને પોતાની આજુબાજુ કોઈ માણસને ન જોયું તેથી કોઈને પણ કહ્યા વિના પોતે સમુદ્રમાં કુદી પડયો.

એના પડવાથી બીજાને પણ કાંઈ પડયાનું ભાન થયું. પણ પોતપોતાની સંભાળમાં લાગેલા કોઈએ તેની તપાસ કરી નહિ કે આ પાણીમાં કોઈના પડવા જેવો ધબાકો શેનો થયો? પવનના તથા જળના વેગથી **શ્રીસાગર**ને તથા વહાણને થોડા સમયમાં તો ઘણું અંતર પડી ગયું.

આ સંસારમાં મનુષ્યને માથે જ્યારે આપત્તિ અણધારી આવે છે, ત્યારે આપત્તિને અટકાવવાના ઉપાયો કરવાની તક પણ મળતી નથી. અને છેક છેવટે કદાચિત્ થોડો સમય મળે છે તો તે આપત્તિ ટાળવાયોગ્ય પ્રયત્ન કરયા પૂર્વે જ આપત્તિ આવી લાગે છે, જેથી તેને ભોગવી છૂટવું પડે છે. કોઈવાર તો આપત્તિ આવવાનું જણાયા છતાં તેના ટળવાના ઉપાયની અજ્ઞાનતાથી આ જીવો કંઈ પણ કર્યા વિના જ ભોગવી છૂટે છે. કોઈ વાર તો આપત્તિ પોતાની મેળે આવે છે અને જેવી તે અદષ્ટવેગથી આવે છે તેવી જ રીતે તે કોઈ અદષ્ટ આવેલા વિરોધી બલથી અળપાઈ જાય છે. જેથી આપત્તિ આવી તો ભોગવ્યાથી જ ટળે છે એવો નિયમ નથી. આમ છતાં પણ સામાન્ય નિયમથી તો એ જ છે કે જીવોએ આપત્તિને કે આપત્તિને આવવાનાં ચિહ્નને જાણ્યાં કે તરત તેને ટાળવાના જેવા સૂઝે તેવા ઉપાયો કરવા—પછી તે સવળા પડો કે અવળા. યોગ્ય વિચારથી કરાયલા ઉપાય ભાગ્યે જ અવળા પડે છે; તો પણ પ્રતિકૂલતાધર્મ ઉપાયમાં ન જાણતાં રહ્યો હોય છે તો તે અવળા પણ પડે છે.

આ પ્રમાણે આપત્તિમાં આવવાના સમયને ઓળખીને એ **શ્રીસા**ગરે આ જળમાં પડવારૂપ ઉપાય કરચો. યદ્યપિ એ ઉપાય આપત્તિને ટાળનાર તો તાત્કાલિક ન હતો જ, ઉલટો એક આપત્તિમાંથી બચાવવાને બદલે બીજી આપત્તિમાં પાડનાર હતો; તોપણ તે ક્ષણે એને કોઈ અદષ્ટ બળથી એ ઉપાય જ સૂઝચો. વહાણમાં રહેલાને એમ નથી જાણવામાં કે મૂળ ધણીનું શું થયું છે; અને પડચા પછી આ **શ્રીસાગર**નેં પણ જણાતું નથી કે મારાં માણસોની તથા વહાણની શી અવસ્થા છે. ક્ષણે ક્ષણે વધતા તોફાનમાં વહાણ અને **શ્રીસાગર** ક્રમે કરીને વેગળાં જતાં ગયાં.

જ્યારે પ્રતિકૂલ દૈવ ફલ આપવાને પ્રકટ થાય છે ત્યારે ચારે પક્ષથી પ્રતિકૂલ જ થતું આવે છે. આ **શ્રીસાગર**ની આ સ્થળે આ દશા થઈ છે તેમ **શ્રીભદ્ર**ની પણ કેવી દશા થઈ છે તે પણ શ્રવણ કરો.

**શ્રીકુંદ**થી જુદા પડચા પછી **શ્રીભદ્રે** પણ દેશપર્યટન કરીને અધિક ધન સંપાદન કરચું તથા મૂલ્યવાન્ અને જોનારને આશ્ચર્યસહ મોહ પમાડે એવા દેશ દેશના ઉત્તમોત્તમ પદાર્થોનો પણ સંગ્રહ કરચો. જ્યારે તેને એમ જણાયું કે આપણો પ્રવાસ સાર્થક થયો ગણાશે ત્યારે તેણે પોતાનાં વિયોગી માતાપિતા તથા પત્નીને સુખ આપવાનો નિશ્ચય કરચો, અને પોતાનાં મનુષ્યોને પુનઃ પોતાને ઘેર જવા માટેની તૈયારીઓ કરવાની આજ્ઞા આપી. આ પ્રકારે એક પક્ષથી **શ્રીભદ્ર**ની જ્યારે સુખરૂપ ગૃહપ્રતિ જવાની યોજના ચાલતી હતી ત્યારે અન્ય પક્ષથી ઠગ લોકોના સમૂહે તેને જવામાં વિઘ્ન નાંખવાની તથા તેના ધનાદિ પદાર્થોને હરી લેવાની યોજના ચલાવવા માંડી.

જ્યાં જ્યાં વસતિ હોય છે ત્યાં ત્યાં સત્તા તથા સત્તાધીશો હોય છે, અને જ્યાં એ સર્વ હોય છે ત્યાં ન્યાયથી તથા અન્યાયથી વર્તનાર મનુષ્યો પણ હોય છે. જ્યાં જ્યાં સાધુ અને સજ્જન પુરુષો હોય છે ત્યાં ત્યાં અસાધુ અને દુર્જનો પણ હોય છે. સંસારમાં વિધિનિષેધરૂપ તથા વિરોધીઅવિરોધી પદાર્થોનો જ્યાં ત્યાં વાસ હોય છે. જે સ્થળમાં શ્રીમન્તો વસે છે તે વસતિમાં ઘણા રંકો પણ વસે છે. આમ છતાં પણ જે સ્થળે સત્તાધીશ દુર્જન હોય છે ત્યાં 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે દુર્જન મનુષ્યો પણ અધિક હોય છે.

જે પ્રદેશમાં આ **શ્રીભદ્ર** પોતાના પ્રવાસનો અન્ત આણવાને ઇચ્છતો હતો. તે પ્રદેશ ઘણો વિકટ હતો. ત્યાંની પ્રજા અધિક અંશે અધર્મે વર્તનારી છતાં સરળપણું અને ધર્મિષ્ટપણું દેખાડનારી હતી, તેથી

સજ્જનદુર્જનનો ભેદ સત્વર કાઢી શકાય એમ ન હતું. તોપણ તે બુદ્ધિમાન્ **શ્રીભદ્ર** પોતાના પ્રાપ્ત બુદ્ધિબલથી સહજમાં દુર્જનોને ઓળખી લેતો હતો. જ્યારે તેણે પોતાનો માલ વહાણમાં ભરવાની સઘળી તૈયારી કરી ત્યારે દુષ્ટાચારવડે જ દિવસ કાઢનાર ચાર દુર્જનોએ તે સ્થળના એક સત્તાવાળાને મળીને આ પ્રમાણે કહ્યું: 'આપણી વસતિમાં આવીને પોતાની કળાવડે અગણિત ધન લેઈને એક વ્યાપારી પોતાને દેશ જવા ધારે છે. જેમ આ સ્થળથી ધન ધૂત્યું છે તેમ તેણે બીજાં પણ અનેક સ્થળેથી કેટકેટલુંએ ધન ધૂતી આણેલું છે. એના પાસે અનેક પદાર્થો એવા છે કે તે આપણે અનેક યત્નથી પણ ઘણે કાળે મેળવી શકીએ એમ નથી. માટે જો આપ થોડો આશ્રય આપો તો અમારું અને સાથે આપનું હિત થાય એવી યુક્તિ અમે રચીએ.' આ વાર્તા સાંભળીને તે દુષ્ટ સત્તાધીશે તેમને યોગ્ય આશ્રય આપવા વચન આપ્યું. આ પ્રમાણે વચન લેઈને તે ચાર ખળ પુરુષો પોતાનો ઉદ્યોગ ચલાવવા ત્યાંથી નીકળ્યા.

જેનું દૈવ અનુકૂલ છે તેને દશ દિશાથી પ્રજાળવા આવેલા અગ્નિમાંથી પણ માર્ગ મળી આવે છે, અને અષ્ટ દિશામાંથી આવીને ઘેરી લીધેલા જળમાંથી પણ સુગમ માર્ગ મળે છે. આ પ્રકારે આ **શ્રીભદ્ર**ને પણ થયું. જે સમયે પેલા ખળ પુરુષો પેલા સત્તાધીશને પોતાના પક્ષમાં લેવાની વાર્તા કરતા હતા તે સમયે એક પરજનપરોપકારી પણ પરદેશી અને સઉથી સરળપણે વર્તનારો પુરુષ તે સત્તાધીશને મળવાના હેતુથી તે દ્વારસમીપ મળવા આવનારને બેસવાના સ્થાને બેઠો હતો. જે પેલા ખળને, **શ્રી ભદ્ર**ને અને એ સત્તાધીશને સારી રીતે ઓળખતો હતો. તે પરોપકારી પુરુષે બહાર રહીને અંદર થતી વાતો સાંભળી હતી. પ્રથમ તો જાણ્યું કે કોઈને માટે વાત થતી હશે, પણ જ્યારે સત્તાધીશે તે ખળોને પેલા વ્યાપારીનું નામ પૂછ્યું અને તે ખળ પુરુષોએ જ્યારે આ **શ્રીભદ્ર**નું નામ દીધું ત્યારે આ પ્રમાણિક પુરુષને નિશ્ચય થયો કે આ તો બુદ્ધિમાન્ **શ્રીભદ્ર**ના અકલ્યાણની વાર્તા થાય છે. પછી જ્યારે તે ખળ પુરુષો વાર્તા કરી બહાર નીકળ્યા કે આ પુરુષ સત્તાધીશને મળ્યો. તેણે પોતાના કાર્યસંબંધી કરવા યોગ્ય વાર્તા કરી, ખળસંબંધી કાંઈ પણ બોલ્યો નહિ, કારણ કે તે આ સત્તાધીશના દુષ્ટ સ્વભાવને પણ જાણતો હતો.

તે ભલા પુરુષના મનમાં ઘણો સંતાપ થયો અને તેથી તે તત્કાળ **શ્રીભદ્ર**ના સમીપ આવ્યો, અને સઘળી વાત જણાવતાં કહ્યું

કે તમને એ દુષ્ટો આપત્તિમાં આણશે માટે. ઘટતો વિચાર કરી સાવધાન રહેજો.

આ વાર્તા જાણી કે તત્કાળ તે **શ્રીભદ્રે** પોતાના મુનીમ તથા વૈદ્યસાથે બેશીને વિચાર કરયો કે જો આપણો આ મૂલ્યવાન્ અને ઘણે કષ્ટે મેળવેલો મોહક માલ એ દુષ્ટોના હાથમાં જશે તો પછી પુનઃ આપણને મળશે નહિ, તેમ જ જીંદગી પણ જોખમમાં પડશે. માટે મારી સલાહ એ છે કે જેમ બને તેમ કરીને કોઈ ન જાણે તેમ આપણાં ભરાતાં વહાણોને તૈયાર કરીને આજે રાત્રના લાગ સાધીને વહેતાં કરવાં અને આપણાં ખાલી વહાણો છે તે, તે ભરેલાંની જગાએ હાલ ગોઠવવાં. પછી ગમે તે માલ કાલે તેમાં તજવીજથી ભરાવવો; એટલે પછી જો પકડાશે તો નિર્જીવસરખો માલ એ દુષ્ટોના હાથમાં જશે અને તેમાંથી આપણો સહજ બચાવ થશે. આ વાર્તા સર્વને રુચી. પણ હવે એ વહાણના જોખમસાથે કોણે જવું અને કોણે અત્ર રહેવું એ વિચાર પડ્યો. મુખ્ય જોખમદાર તો શેઠ અને મુનીમ બંને છે. ત્યારે વૈદ્યે પોતાના બચાવની આશાથી એવો અભિપ્રાય આપ્યો કે આપણા કુશળ મુનીમ અત્ર રહે અને આપણે જઈએ. હું રહું પણ મારે તો આપની પ્રકૃતિ સંભાળવાની રહી એટલે આપની સાથે મારે તો આવવું જ જોઈએ. પછી જેમ મરજી.

મુનીમને દુષ્ટોના હાથમાં સપડાવાનું ભય થવાથી તથા વૈદ્યની યુક્તિ સમજાવાથી મનમાં ભયસંતાપ થવા લાગ્યાં. અને તેથી તેના મુખઉપર અસંતોષનું ચિહ્ન જણાવા લાગ્યું. પણ સેવકના ધર્મને જાણનાર તે મુનીમ કાંઈપણ બોલ્યો નહિ; અને સેવક જેમ ધણીની આજ્ઞાની વાટ જોઈ કાર્ય કરવાને સાવધાન રહે છે, તેમ તે મુનીમ પણ આ શેઠની આજ્ઞાની વાટ જોતો સંમુખ જોઈ બેશી રહ્યો.

**શ્રીભદ્રે** તે બંનેનો ભાવ જાણીને કહ્યું કે મારા વિચારમાં એમ છે કે મુનીમ! તમે અને આ વૈદ્ય બે જણ આ માલની સાથે જાઓ. કારણ માલના મુખ્ય જોખમદાર મારી સાથે તમે છો, અને માણસોની જીંદગીના જોખમદાર આ આપણા વૈદ્યરાજ છે. માટે માલની તમે અને મનુષ્યોની વૈદ્ય સંભાળ રાખજો, અને સુખેથી માર્ગ કાપતા ગૃહે જજો; મારી ચિંતા કરશો નહિ, તેમ જ માતાપિતા વગેરેને પણ ધૈર્ય આપી સમ જાવજો.

શેઠની આજ્ઞા બંનેને રુચતી જણાઈ, પણ શેઠને એકલા મૂકીને કેમ જવાય એમ જણાવી એકબીજાપ્રતિ જોવા લાગ્યા.

સેવકનો ધર્મ પાળવામાં સાવધાન એવા સેવકોનો જગતમાં બહુ તોટો છે, કારણ કે સેવકો સેવાધર્મને સુખઅર્થે જ સ્વીકારે છે. અને જ્યારે તેઓ પોતાના ઇચ્છેલા સુખનો નાશ થવાનો સમય જુએ છે વા જાણે છે ત્યારે તે સુખમાટે સ્વીકારેલા સેવકધર્મને તેઓ પ્રથમ ત્યજવા ઇચ્છે છે. સંસારમાં પોતાની સર્વ આશાઓને ત્યજીને સ્વીકારેલા ધર્મને વળગી રહી મરણને સ્વીકારે એવા સર્વ ક્યાંથી હોય?

જ્યાં ત્યાં વ્યવહારમાં દૃષ્ટિ કરતાં અને વૃત્તિથી નિશ્ચય કરતાં સ્પષ્ટ સમજાય છે કે વ્યવહારમાં બંધાયલા સર્વ સંબંધ મૂળ સુખને ઉદ્દેશીને બંધાયલા હોય છે. સઉ પોતાના સુખમાટે બીજાઉપર પ્રીતિ રાખે છે. તેથી જ્યારે પોતાના સુખની આશા કે સ્પૃહા છૂટી જાય છે ત્યારે સર્વ-ઉપરની સુખનિમિત્તની બંધાયલી પ્રીતિ છૂટી જાય છે.

આ પ્રમાણે જ્યારે તે મુનીમ તથા વૈદ્યને પોતાના મરણના અનુમાનથી પોતાના સુખની આશા છૂટવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે **શ્રી-ભદ્ર**પ્રતિના પોતાના સેવકધર્મની અસ્પૃહા તેમના અંતરમાં ઉદય થઈ. આમ છતાં પણ જેમ જગતમાં પવિત્ર મનના પુરુષો મરણને સ્વીકારે છે પણ ધર્મને ત્યજતા નથી તેમ આ વૈદ્ય તથા મુનીમ મનમાં વિચાર કરીને પોતાની દૃઢ ભક્તિને તે શેઠના સમીપ આ પ્રકારે બોલીને પ્રકટ કરવા લાગ્યા.

પ્રથમ વૈદ્ય કહે છે: હે **શ્રીભદ્ર**! આપ કહો છો તે આપસરખા મહાપુરુષને શોભે એવાં વચન કહો છો. પરંતુ આપને એકલાને આ પ્રકારના વિરોધી પ્રસંગમાં છોડીને જવું એ અમારા ધર્મની હાનિ કરે એમ છે. માટે આપને અત્ર મૂકીને અમારે જવું એ તો ઘટતું નથી. તેથી ગમે તો મને એકલાને મૂકીને આપ સર્વને સાથે લેઈ પધારો.

મુનીમ કહે છે: વૈદ્ય કહે છે તે ઠીક છે. પણ એ વ્યાપારીના ધર્મને તથા અનુકૂલ યુક્તિને તથા આવા પ્રસંગમાં અનુકૂલ પ્રવૃત્તિને યથાઘટિત જાણતા હોય એમ મનાય નહિ. કારણ કે એમનો વ્યાપાર-વ્યવહાર ભિન્ન છે. માટે આપ સર્વ પ્રકારના વિચારને ત્યજીને મને અત્ર રહેવા દો અને સર્વસહિત સુખરૂપ પધારો.

**શ્રીભદ્ર** કહે છે: હે ભાઇઓ! તમે તમારા ધર્મથી કહો છો તે ઠીક કહો છો. પણ મારા ધર્મનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને

સમજાય છે કે પોતાના કુટુંબના પોષણજેટલા અથવા પોતાનું પેટ ભરવા જેટલા ફલની આશાથી સેવા કરનાર સેવકને કુશલ અને સાવધાન ધણીએ પોતાનાઉપર આવી પડેલી આપત્તિમાં છોડીને જવું એ અત્યંત અણઘટતું છે. પોતાનું જીવવું એ સર્વને પ્રિય છે પણ અધર્મથી જીવવું એ અનર્થ કરનાર છે; માટે તમે જાઓ એ ઘટે છે અને હું જાઉં એ ઘટતું નથી. તમને તો સેવ્યરૂપ હું આજ્ઞા કરું છું કે મારા માલને તથા માણસોને સંભાળથી લઈને તમે જાઓ, તેથી તમારે તો પોતાના સેવકના ધર્મ-પ્રમાણે મારી આજ્ઞાનુસાર કામ કરવું છે એટલે ધર્મની હાનિથી કોઈ અનર્થને પ્રાપ્ત થવાનું રહેતું નથી. વળી આ પ્રસંગનો વિચાર કરતાં પણ એમ છે કે તે દુષ્ટ દુર્જનોને પદાર્થનો લોભ છે, કાંઈ આપણા પ્રાણ લેવાનું પ્રયોજન નથી. તેથી તેના લોભનો પદાર્થ લઈને તમે જશો તો પછી મને ઈપ્સિતાર્થવિનાનાને તેઓ શું કરનાર છે ? મારા પ્રાણ લેવાથી કાંઈ તેમનો અર્થ સરવાનો નથી. અને હું જાઉં તો કદાચિત્ તેઓ પાછળ પડીને હાનિ કરે તો આપણા સર્વના પ્રાણ અને સંપત્તિ હરી લે. માટે તમે સર્વ મારા વિચારને અનુસરીને સત્વર આ સ્થળથી ધનમાલસહિત સુખરૂપ વિદાય થાઓ. મારા અત્ર હોવાથી તેમને તત્કાલ તમારા ગયાથી કંઈ અધિક વિચાર આવશે નહિ. તમારા મનમાં કદાચ એમ હશે કે અમારા ગયા પછી તમારી સઘળા પ્રકારની અનુકૂળતા કોણ જાળવશે તો તે વિષે ચિંતા રાખશો નહિ. જે ઈશ્વરે સંકીર્ણ ગર્ભસ્થાનમાં મારી સઘળી અનુકૂળતા જાળવી છે અને આ ક્ષણપર્યન્ત અદૃષ્ટ રહીને જાળવે છે તે જાળવશે. તેમ જ બીજા પક્ષથી આ સ્થળે આપણા સંબન્ધમાં આવેલા એવા ઘણા પુરુષો છે કે જેઓ મારા માટે પ્રાણ આપવાને પણ સાવધાનપણે આગળ થાય; તો તેમના દ્વારા હું મારા માટે જોઈતા સઘળા વ્યવહારને સાધી લેઈશ. માટે તમે સર્વ હવે અન્ય વિચારનો ત્યાગ કરીને મારી આજ્ઞાપ્રમાણે કાર્ય કરો. તમને મારા પિતાતરફનું ભય હશે તો તે ભયની નિવૃત્તિ રહે એવું પત્ર હું તમને આપું છું. તેમ જ ત્યાં આવીને તેમના મનમાં શેષ રહેલો વિરોધ હશે તો તે હું શમાવીશ. માટે સાવધાન થાઓ.

આ પ્રકારનાં તે **શ્રીભદ્ર**નાં પ્રિય વચનોને શ્રવણ કરીને તે સર્વ તૈયાર થયા. મૂલ્યવન્ત પદાર્થોભરેલાં વહાણોને માર્ગે પાડવાના ક્રમમાં આગળ ગોઠવીને બીજાં ખાલી વહાણો પોતાના આગળનાં સ્થળે ગોઠ-વાવી દીધાં અને તેમાં તે જ દિવસે બીજો સાધારણ માલ ભરાવવાની

ગોઠવણ કરવા લાગ્યા. રાત્રિનો આરંભ થતાં દાણની ચુકાત કરીને વહાણોને ચાલતાં કરવાની પરવાનગી આપનાર અધિકારીને **શ્રીભદ્ર** મુનિમસહિત મળ્યા, અને કહ્યું કે અમારે કેટલાંક માણસોને આગળથી વિદાય કરવાની ખાસ આવશ્યક્તા છે, તેથી અમુક સંખ્યાનાં વહાણને તેમના સાથે વિદાય કરવાનાં છે માટે આપ તેને ઘટતી વ્યવસ્થા કરી આપો. આમ કહીને તેમને સંમાનાર્થ ભેટવસ્ત્રાદિ મુનીમના હાથે અપાવી પ્રસન્ન કર્યો. તેમણે સઘળી નિયમપ્રમાણે વ્યવસ્થા કરી માર્ગે ચાલવાનું અભયપત્ર કરી આપ્યું. તે લઈને ત્યાંથી પોતાના ઉતારાના સ્થળે આવી સર્વ મનુષ્યોને યથાવિધિ વિદાય કર્યા. સાવધાન મુનીમ તથા વૈદ્ય શેઠની આજ્ઞાપ્રમાણે વહાણમાં બેશીને ઇષ્ટસ્મરણ કરતા સર્વને સંભાળતા યોગ્ય માર્ગે પડયા. શેઠને મૂકીને જતાં તેમનાં અન્તઃકરણમાં ઘણું દુઃખ થયું. પણ તે પ્રમાણિક સેવકો ધણીની આજ્ઞા માનીને મનને સમાધાનમાં રાખતા તથા એક બીજાને સમાધાન આપતા માર્ગ કાપવા લાગ્યા, તથા વારંવાર શેઠનું શું થશે એવું ભય ધરતાં ઈશ્વિરપાસે તેમના કલ્યાણની માગણી કરતા રાત્રદિવસ પ્રવાસ કરતા રહ્યા.

અત્ર **શ્રીભદ્ર** પોતાનાં સર્વ મનુષ્યો જવાથી એકલો રહ્યો એટલે એને પણ અંતરમાં વારંવાર અનેક વિચાર આવવા લાગ્યા. પણ સર્વ પ્રકારથી મનને સમાધાન આપીને પોતાને જોઈતી સઘળી વ્યવસ્થા કરવાનો વિચાર કરીને નિશ્ચય કરી લીધો. હવે એ દેશમાં પોતે તથા પોતાનાં બાકી રહેલાં વહાણનાં ચલાવનાર માણસો માત્ર રહ્યાં હતાં.

અનેક પ્રકારના વિચાર કરતાં કરતાં **શ્રીભદ્ર** નિદ્રાવશ થયો. પણ **શ્રીભદ્ર**ના શત્રુરૂપ પેલા ધૂર્ત પુરુષોનો સરદાર અપ્રમાણિક અધિકારી તથા પેલા ખળ પુરુષો તો તેનું અકલ્યાણ કરવાના વિચાર કરતા જાગતા જ હતા. તેમણે વિચાર કરતાં **શ્રીભદ્ર**નો માલ લુંટી લેવાની એક યુક્તિ રચી. તે એવી કે અધિકારીને કોઈએક ખળ માણસપાસે પેલા ખળ પુરુષોએ અરજી અપાવવી. તે એવી મતલબની કે આ **શ્રીભદ્ર** શેઠને મેં મારા વડિલોના વારાનાં કિમતી રત્નો વેચવાના વિચારથી દેખાડયાં. તે એમણે રાખી લીધાં છે. પણ હવે તેની કિંમતનાં નાણાં આપતા નથી. અને પોતાને દેશ ઉપડી જવાનો વિચાર કરે છે, માટે એને અટકાવીને મને મારો માલ અથવા નાણાં અપાવવાં જોઇએ.

આ પ્રકારની અરજી અધિકારીએ ઘડી આપીને કહ્યું કે આ અરજી મારી પાસે આવશે એટલે તરત હું એને નજરકેદ કરીશ, અને એના

માલની તપાસ કરીશ. તેમાં તમે તે સમયે આસપાસ હાજર રહેજો એટલે તમને હું પંચ નીમીને તે બધો માલ તમારે સ્વાધીન કરીશ. પછી આપણે તે માલની કરેલી યાદી ઉડાવીને બીજી ખોટી નજીવા માલની યાદી કરીને તેના કામનો નિકાલ કરીને તેને પાછો તે યાદીપ્રમાણેનો માલ સોંપીશું.

આ પ્રકારનો વિચાર નક્કી કરીને અર્ધ રાત્રિ વ્યતીત થયા પછી તે ખળ પુરુષોએ પોતાના એક સોબતીના નામની સહી કરીને તેને તે અરજી આપી અને સઉ પોતપોતાને સ્થળે જઈ સુતા. આ ક્ષણસુધી પણ એમના જાણવામાં નથી કે **શ્રીભદ્રે** પોતાનાં તે મૂલ્યવન્ત પદાર્થોથી ભરેલાં વહાણો વિદાય કરી દીધાં છે.

ધીરે ધીરે રાત્ર પૂરી થવા આવી એટલામાં તો દુષ્ટ મનનો પેલો અધિકારી જેને પોતાની દુષ્ટ કામના પૂર્ણ કરવાની હતી તે જાગી ઉઠ્યો; અને તેણે પોતાના નિશ્ચયપ્રમાણે પોતાના તાબામાં રહેલાં માણસોમાંથી વિશ માણસોને હથિયારબંધ થઈને **શ્રીભદ્ર** શેઠના ઉતારાને ઘેરો ઘાલવા હુકમ આપ્યો, તથા તે શેઠને કે તેમના કોઈ પણ માણસને ઘરમાંથી બહાર નીકળી કોઈ સ્થળે જવા ન દેવા તેમ જ બહારથી કોઈને તેમના ઘરમાં પ્રવેશ કરવા ન દેવા આજ્ઞા આપી. ધણીની આજ્ઞા સેવકે પાળવી એ નિયમમાં વર્તનાર તે નિમકહલાલ મનુષ્યો કારણ જાણ્યા વિના જ તે પોતાના ધણીના હુકમથી એકદમ તે શેઠને ત્યાં હથિયારબંધ આવીને ઉતારાનાં દ્વાર વગેરે રોકીને આસપાસ ફરવા લાગ્યા.

**વિજયા :** સમય થયો છે માટે કેમ હવે અહિંથી જ રાખશું ?

**ભાગી૦ :** અહિંથી જ અટકાવવાની વૃત્તિ તો થતી નથી, કારણ કે ખરો સાંભળવાનો પ્રસંગ હવે આવ્યો છે, પણ આ સમય થઈ ગયો છે એટલે નિરુપાય છીએ. જો એને થોડું આગળ ચલાવીને બંધ રાખીએ તો તો આ બિચારાને દુષ્ટના હાથમાં ગયા પછી બંધ રાખવું પડે, કારણ કે બધો પ્રસંગ પૂરો થતા સુધી આપણે સર્વ બેસીએ એટલો સમય તો છે નહિ. તેથી દુષ્ટના હાથમાં ગયો નથી અને પોતાના સ્થળમાં સુખમાં સુતો છે, અહિંથી જ અટકે તો ઠીક છે. કેમ ચંચળબહેન ! ઠીક કે નહિ ?

**ચંચળા :** ભાગીરથીબહેન ! મને શું પૂછો છો ? આપણો ઉપાય નહિ એટલે બધુંએ ઠીક જ છે કેની ? બાકી પેલો બિચારો દરિયામાં પડ્યો છે તેની શી વલે થઈ છે તે તો હજી આપણે જાણતાં પણ

નથી ને આ ભલા **શ્રીભદ્ર**ના દુઃખની વાત સાંભળવાની આવી. ભલા જે ભગવાનને ગમ્યું તે ખરું. એમને લીધે આપણે પણ કાલસુધી એ-મના દુઃખના સંભારણાથી થોડું દુઃખ ભોગવવું લખ્યું હશે તે કોણ મિથ્યા કરનાર છે? કેમ કાકીજી! ખોટું કહું છું?

**પારવતી:** ના રે બાવા! તમે કહો તે વાતને મારાથી કેમ ખોટી કહેવાય? ને એ તો ખરું જ છે કેની કે નસીબમાં લખ્યાવિના તો કોઈ વાત બનતી જ નથી.

**શિવકોર:** બહેન! લખી ભુસી તો કંઈ આપણે દીઠી નથી પણ હવે ઘરડાંથી સાંભળતાં આવ્યાં છીએ કે જે કંઇ સુખદુઃખ ભોગવવાનું હોય છે તે મિથ્યા થતું નથી.

**વિજળી:** હેં **ભાગીરથીબહેન**! સુખદુઃખ ભોગવવાનું જે શરીરની સાથે બંધાતું હશે તે શું મિથ્યા નહિ જ થતું હોય?

**ભાગીરથી:** જુઓ વિજળી! આ આપણા જેવા પરવશ ને અજ્ઞાન જીવોને તો સુખદુઃખ ભોગવીને જ છૂટવું પડતું હશે. પણ જે સમર્થ પુરુષો હશે તે તો તેના ઉપાયોને જાણીને તેને ઓછુંવધતું કરી શકતા હશે. કારણ કે આ જગતમાં આપણે જોઈએ છીએ તો સર્વ વાતના ઉપાય હોય છે, તો સુખદુઃખ વધતું ઓછું થવાના ઉપાય પણ આ સૃષ્ટિમાં કેમ નહિ રચાયા હોય? રચાયા જ હશે. પણ આપણાં જેવાં જ્યાં સુધી તે સઘળું ન જાણી શકીએ ત્યાં સુધી આપણે તો સત્કર્મ જે સુખને આપનારાં છે તેને જ વધારે વધારે કરતાં રહેવું; એ-ટલે તેમાંથી જ્યારે ત્યારે લાભ જ છે.

**ચંચળા:** મેં તો મારે સો વાતની એક વાત મનમાં લખી જ રાખી છે કે રાતદા'ડામાં જેટલું આપણાથી બની શકે તેટલું સારું કામ અને **ભગવાન**નું સ્મરણ કરવું અને કોઇનું પણ ભુંડું તાકવું નહિ કે કરવું નહિ. પછી તો જે થાય તે ખરું.

**ભાગીરથી:** વિજયાલક્ષ્મીબહેન! ત્યારે હવે તો કરો સમાપ્તિ. કેમકે આ તો 'ધોબીનો કુતરો ઘરનોએ નહિ ને ઘાટનોએ નહિ,' એ કહેવતવાળી વાત થાય છે. એક તો આ આડી વાતોમાં કથા અટકી, અને બીજું સમય તો જવાનો જાય છે ને કરવાનું કાંઈ થતું નથી.

**ચંચળા:** જય જય **શ્રીસદ્ગુરુદેવ**. (સર્વ બોલે છે.) લો વિજયા-લક્ષ્મીબહેન! હવે કંઇ બોલીને સમાપ્તિ કરો.

**વિજયા:** ( નિયમપ્રમાણે પદ બોલે છે. )

પદ. [જીવ જીવપણું ના છાંડે રે, એ લય.]

આ જીવપણું જગમાંહિ રે, છે દુઃખ દેનારું.
નથી જડતું સઉને ક્યાંહિ રે, નિત્ય સુખનું બારું. ટેક.
સુભાગી ને સત્કર્મી જનને, સાધ્ય જ સુખનું દ્વાર,
દુર્ભાગી ને દુષ્કર્મીને, સાધ્ય સદા દુઃખભાર રે; આ જગમાં જોજો.
આગ્રહ ત્યજી સજ્જન જ્યાં ત્યાંથી, ગ્રહણ કરે સદ્બોધ,
દુરાગ્રહી વિપરીતમતિ પાપી, ગ્રહી રહે ઉર ક્રોધ રે; આ જગમાં૦
સદાચરણમાં સુજનતણું મન, સ્થિર રહી સુખ કમાય,
કુજન દુરાચરણે મન સ્થાપી, વહી વહી દુઃખમાં જાય રે; આ જગમાં૦
મહાજનકેરો પંથ સજીને, સુજ્ઞ ન મુકે પાય,
દુષ્ટ સકલ, કુપંથે પળતાં, અંતે કષ્ટે પિલાય રે; આ જગમાં૦
સાર અસાર વિચાર કરીને, સાર ગ્રહે મતિમાન્,
અવિચારી મતિહીન મૂઢ તો, અસાર ગ્રહે અભિમાન રે; આ જગમાં૦
સુખભાગી જન સરળપણાથી ઈશિશરણ શમી જાય,
ક્લેશતણા ભોગી કુટિલો તો, પાપી પ્રવાહે તણાય રે; આ જગમાં૦
સજ્જનગુણ જગમાંહિ ગવાતા, દુર્જન સઉ નિન્દાય,
કાં જે સાચી શીખ ન માની, મિથ્યા મત ધરી ધાય રે; આ જગમાં૦
સર્વતણું શુભ ઇચ્છી જગમાં, જગ જીતે મહાભાગ,
નરહરિ પ્રભુપદ ત્યજી શોધે જડ, હારતણા સઉ લાગ રે; આ જગમાં૦

**ભાગીરથી :** જય જય **શ્રી**સદ્ગુરુદેવ. [ સર્વ બોલે છે, પછી સમય થઈ જવાને લીધે એકપછી એક સર્વ, દુઃખમાં આવી પડેલા **શ્રી** રંગશેઠના પુત્રોની ચિંતાવાર્તા કરતાં પોતપોતાને ઘેર જાય છે, અને પુનઃ રાત્રિની કથાનો સમય સાધવામાટે પોતપોતાને કામે લાગી પરવારે છે].

**દાસ :** (વાળુ કરીને ભટ્ટજીને ઓટલે ચઢતાં વિઠ્ઠલજીને બુમ પાડીને ) કેમ વિઠ્ઠલજી ! હવે કેટલી વાર છે ? પરવાર્યા હો તો પધારો. ભાઈ ! તમારા વિના તો બધું અંધારું ભીંત છે.

**વિઠ્ઠલજી :** કેમ છે શેઠ ! પરવારીને આવ્યા કે ? આ હું પણ તમારી વાટ જ જોઈને બેઠો હતો. ભાઈ ! ખરું અજવાળું તો તમારા જેવા શેઠની પાછળ રહે છે. અમારી પાછળ અજવાળુ શેનું ?

**દાસ :** ( હેં હેં હેં એવા સ્વરથી હસીને ) તમે પણ વિઠ્ઠલજી ! મરમનાં બાન જબરા મારનાર દેખાઓ છો ! અજવાલું તે આગલ હોય

કે પાછલ ? લોકમાં તો કહેવાય છે કે દીવાપાછલ અંધારું. ને તમે તો મારી પાછળ અજવાલું કહો છો એ સું ? એ તો ઉલટી વાત કહી!

**વિઠ્ઠલજી :** જુઓ શેઠ ! દીવાપાછળ તો અંધારું હોય, કેમકે તેને પાછળ અંધારું થશે તો ઠીક નહિ એવો કંઈ વિચાર છે ? અને તમે તો દીવાથી હજારગણા સાવધાન છો તે આગળ પાછળ બધી રીતે અજવાળું રહે એવી યુકિત કરો છો. વિચાર કરો, ખોટું કહું છું ? જુઓ આ હમણાં તો તમારે લીલાલહેર છે. ઘરમાં લક્ષ્મીનો વાસો છે એટલે મોં-આગળ અજવાળું અને વળી તે લક્ષ્મીને રાત્રદિવસ વધારવાની ફિકર રાખો છો ને તજવીજે તજવીજે તેનો સારી રીતે સંગ્રહ કરી રાખો છો એટલે તે લક્ષ્મીથી તમારી પાછળ પણ અજવાળું રહેશે. ને આ અમે તો હમણાં જ અમારો ઘરસંસાર જેમ તેમ ચલાવીએ છીએ એટલે હાલ પણ અમારી આગળ તો ઝાંખા દીવાજેવું અજવાળું ગણાય. અને પાછળ તો પાંચ રૂપિયાનું દેવું રહેશે એટલે સમુળગું અંધારું થઈ રહેશે. કેમ શેઠ ! ખરું કે ખોટું ?

**દાસ :** ભાઈ ! તમે ભૂદેવ છો. જે કહેસો તે ખરું. મારી સી મગદુર છે કે તમારી વાતને ખોટી કહી સકું. લો હવે આવો છો કે વાર છે ?

**વિઠ્ઠલજી :** ચાલો ઉપર જઇને બેસો એટલે આ તમારી પાછળ આવ્યો, કાંઇ વાર નથી. **ભટ્ટજી** મહારાજ પરવારયા છે કે નહિ, જઈને જુઓ તો ખરા.

**દાસ :** હા જોઉં છું. ( એમ કહીને ઉપર જાય છે. **ભટ્ટજી**ને બેઠેલા જોઇને ) **ભટ્ટજી** મારા'જ ! પાયે લાગું છું. (નમન કરીને બેસે છે).

**મનોહર :** સુખસંપત્તિ તથા અધિક આયુષ્ ભોગવો. ( એમ આશીર્વચન બોલીને પછી ) આવો પધારો દાસ ! મન પ્રસન્ન છે ?

**દાસ :** હવે તે મનની સાલાની સી કમબખ્તી હોય કે ના પરસન રહે ! આપની દયા થઇ છે તારથી જ્યાં ત્યાં મન તો પરસન જ રહે છે.

**વિઠ્ઠલજી :** (મેડે ચડીને) કેમ શેઠ ! **ભટ્ટજી** મળ્યા એટલે અમને ભૂલી ગયા કે ફરી ઉપર આવીને એટલા સમાચાર પણ નહિ કહ્યા કે **ભટ્ટજી** પરવારીને બેઠા છે !

**દાસ :** હા વિઠ્ઠલજી ! માફ કરજો હોં. એટલી મારી ભૂલ થઈ છે. (એમ બોલતાં દાદરમાં કૃષ્ણલાલને ઉપર ચડતો જોઇને) અહો આવો ! માસ્તર કીસનલાલ બ્હાદર ! તમે પન હવે આ અમારા મંડલનો ખરો લાભ લેવા માંડ્યો હોં ! બેસો ભાઈ ! સંસારમાં આ જ એક સાચું સા-

ધન છે. બાકી સાલા આ ધંધારોજગારનાં વૈતરાં કરીને એક દહાડો મરવું એ તો ગધેડાએ કરે છે, એમાં માણસનો જનમ પામીને વધારે સું કર્યું ? કેમ માસ્તર ! બોલ્યા નહિ ?

**કૃષ્ણ૦ :** ના તે સેઠ ! તમે તમારી સમજણપ્રમાણે કહો છો તે ઠીક જ છે; પણ ધંધારોજગારપાકી પણ કંઇ ચાલે છે ? તે પણ જીવવાનું સાધન છે એટલે જૂઠું કેમ કહેવાય ?

**દાસ :** કેમ વારુ, અમારી ને તમારી સમજણ કંઈ જૂદી છે કે ? ના ના તમે કહો છો કે 'તમારી સમજણપ્રમાણે,' એટલે સું અમારી સમજણ તમને ખોટી લાગી કે સું ?

**કૃષ્ણ૦ :** સેઠ સાહેબ ! ખોટું ના લગાડસો. મેં તો અલગતની વાત કહી છે. મારાથી આપની સમજણ ખોટી કેમ કહેવાય ? ગમે તેવા પણ આપ વડીલ છો.

**દાસ :** જુઓ ભાઈ ! આ ભટજી મહારાજનાં ચરણ પકડ્યાં છે ત્યારથી ખોટું લાગવાનું તો મીઠું જ વલ્યું છે. સઉ બોલનાર પોતાની બુદ્ધિપરમાને બોલે તેનું દુઃખ સું ? પણ હું તો તમને એમ પૂછું છ કે આ ધંધેરોજગાર જીવવાનું સાધન તમે કહો છો તો કહો કે જ્યાં સુધી આપણો ધંધોરોજગાર ચાલતો હોય ત્યાં સુધી મરાય નહિ કેની ? મહેરબાની કરીને એટલું મને કહોને એટલે બસ ! મને પણ સમજ તો પડે કે તમે પણ એક બતરીસ લખના ને બુદ્ધિવાલા પુરુસ છો.

**વિઠ્ઠલજી :** (આમાંથી કંઈ તકરાર વધશે એમ મનમાં સમજીને) શેઠ ! હવે આપણો સમય થયો છે. સઉ મંડળ આવ્યું છે. આપણી આ વાતો તો રોજની જ છે. વળી નવરાશે ચલાવશું. હવે તો ભટ્ટજીને કહો કે ચાલતું થાય.

**દાસ :** હા જેવી આપની આગના. માસ્તર ! માઠું ના લગાડસો હો ભાઇ ! બોલો સર્વ કનૈયાલાલકી જે. (સઉ બોલે છે. પછી વિઠ્ઠલજીને ) બોલો વિઠ્ઠલજી ! કાલે કાંથી અતક્યું છે ? તમારા વગર કંઇ આગલ ચાલવાનું નથી.

**વિઠ્ઠલજી :** કાલે તો પેલા દોષજ્ઞ તથા તેમનાં પત્ની દૈવજ્ઞા બંને રાજનગરની ધર્મશાળામાં ઉતર્યાં છે. ત્યાં સર્વ સુજ્ઞ મનુષ્યો તેમનો બોધ શ્રવણ કરવા જતા હતા, તથા તેમની નગરમાં સુવાર્તા થતી હતી, તથા મધ્યમ કે મન્દમતિવાળા તો નરમ ગરમ પણ બોલતા હતા. પણ અન્તે રાજા રાણીએ એમના સુબોધની આશા રાખીને પ્રધાનાદિદ્વારા તે ધર્મા-

કે પાછલ? લોકમાં તો કહેવાય છે કે દીવાપાછલ અંધારું. ને તમે તો મારી પાછળ અજવાલું કહો છો એ સું? એ તો ઉલટી વાત કહી!

**વિઠ્ઠલજી :** જુઓ શેઠ! દીવાપાછળ તો અંધારું હોય, કેમકે તેને પાછળ અંધારું થશે તો ઠીક નહિ એવો કંઈ વિચાર છે? અને તમે તો દીવાથી હજારગણા સાવધાન છો તે આગળ પાછળ બધી રીતે અજવાળું રહે એવી યુકિત કરો છો. વિચાર કરો, ખોટું કહું છું? જુઓ આ હમણાં તો તમારે લીલાલહેર છે. ઘરમાં લક્ષ્મીનો વાસો છે એટલે મોં-આગળ અજવાળું અને વળી તે લક્ષ્મીને રાત્રદિવસ વધારવાની ફિકર રાખો છો ને તજવીજે તજવીજે તેનો સારી રીતે સંગ્રહ કરી રાખો છો એટલે તે લક્ષ્મીથી તમારી પાછળ પણ અજવાળું રહેશે. ને આ અમે તો હમણાં જ અમારો ઘરસંસાર જેમ તેમ ચલાવીએ છીએ એટલે હાલ પણ અમારી આગળ તો ઝાંખા દીવાજેવું અજવાળું ગણાય. અને પાછળ તો પાંચ રૂપિયાનું દેવું રહેશે એટલે સમુળગું અંધારું થઈ રહેશે. કેમ શેઠ! ખરું કે ખોટું?

**દાસ :** ભાઈ! તમે ભૂદેવ છો. જે કહેસો તે ખરું. મારી સી મગદુર છે કે તમારી વાતને ખોટી કહી સકું. લો હવે આવો છો કે વાર છે?

**વિઠ્ઠલજી :** ચાલો ઉપર જઇને બેસો એટલે આ તમારી પાછળ આવ્યો, કાંઇ વાર નથી. **ભટ્ટજી** મહારાજ પરવારયા છે કે નહિ, જઈને જુઓ તો ખરા.

**દાસ :** હા જોઉં છું. (એમ કહીને ઉપર જાય છે. **ભટ્ટજી**ને બેઠેલા જોઇને) **ભટ્ટજી** મારા'જ! પાયે લાગુ છું. (નમન કરીને બેસે છે).

**મનોહર :** સુખસંપત્તિ તથા અધિક આયુષ્ ભોગવો. (એમ આશીર્વચન બોલીને પછી) આવો પધારો દાસ! મન પ્રસન્ન છે?

**દાસ :** હવે તે મનની સાલાની સી કમબખ્તી હોય કે ના પરસન રહે! આપની દયા થઇ છે તારથી જ્યાં ત્યાં મન તો પરસન જ રહે છે.

**વિઠ્ઠલજી :** (મેડે ચડીને) કેમ શેઠ! **ભટ્ટજી** મળ્યા એટલે અમને ભૂલી ગયા કે ફરી ઉપર આવીને એટલા સમાચાર પણ નહિ કહ્યા કે **ભટ્ટજી** પરવારીને બેઠા છે!

**દાસ :** હા વિઠ્ઠલજી! માફ કરજો હોં. એટલી મારી ભૂલ થઈ છે. (એમ બોલતાં દાદરમાં કૃષ્ણલાલને ઉપર ચડતો જોઇને) અહો આવો! માસ્તર કીસનલાલ બ્હાદર! તમે પન હવે આ અમારા મંડલનો ખરો લાભ લેવા માંડ્યો હોં! બેસો ભાઈ! સંસારમાં આ જ એક સાચું સા-

ધન છે. બાકી સાલા આ ધંધારોજગારનાં વૈતરાં કરીને એક દહાડો મરવું એ તો ગધેડાએ કરે છે, એમાં માણસનો જનમ પામીને વધારે સું કર્યું ? કેમ માસ્તર ! બોલ્યા નહિ ?

કૃષ્ણ૦ : ના તે સેઠ ! તમે તમારી સમજણપ્રમાણે કહો છો તે ઠીક જ છે; પણ ધંધારોજગારપાકી પણ કંઇ ચાલે છે ? તે પણ જીવ-વાનું સાધન છે એટલે જૂઠું કેમ કહેવાય ?

દાસ : કેમ વારુ, અમારી ને તમારી સમજણ કંઈ જૂદી છે કે ? ના ના તમે કહો છો કે 'તમારી સમજણપ્રમાણે,' એટલે સું અમારી સમજણ તમને ખોટી લાગી કે સું ?

કૃષ્ણ૦ : સેઠ સાહેબ ! ખોટું ના લગાડસો. મેં તો અલગતની વાત કહી છે. મારાથી આપની સમજણ ખોટી કેમ કહેવાય ? ગમે તેવા પણ આપ વડીલ છો.

દાસ : જુઓ ભાઈ ! આ ભટજી મહારાજનાં ચરણ પકડચાં છે ત્યારથી ખોટું લાગવાનું તો મીંડું જ વલ્યું છે. સઉ બોલનાર પોતાની બુદ્ધિપરમાને બોલે તેનું દુઃખ સું ? પણ હું તો તમને એમ પૂછું છ કે આ ધંધોરોજગાર જીવવાનું સાધન તમે કહો છો તો કહો કે જ્યાં સુધી આપણો ધંધોરોજગાર ચાલતો હોય ત્યાં સુધી મરાય નહિ કેની ? મ-હેરબાની કરીને એટલું મને કહોને એટલે બસ ! મને પણ સમજ તો પડે કે તમે પણ એક બતરીસ લખના ને બુદ્ધિવાલા પુરુસ છો.

વિઠ્ઠલજી : (આમાંથી કંઈ તકરાર વધશે એમ મનમાં સમજીને) શેઠ ! હવે આપણો સમય થયો છે. સઉ મંડળ આવ્યું છે. આપણી આ વાતો તો રોજની જ છે. વળી નવરાશે ચલાવશું. હવે તો ભટ્ટજીને કહો કે ચાલતું થાય.

દાસ : હા જેવી આપની આગના. માસ્તર ! માઠું ના લગાડસો હા ભાઇ ! બોલો સર્વ કનૈયાલાલકી જે. ( સઉ બોલે છે. પછી વિઠ્ઠલજી-ને ) બોલો વિઠ્ઠલજી ! કાલે કાંથી અતકયું છે ? તમારા વગર કંઇ આ-ગલ ચાલવાનું નથી.

વિઠ્ઠલજી : કાલે તો પેલા દેવજ્ઞ તથા તેમનાં પત્ની દેવજ્ઞા બંને રાજનગરની ધર્મશાળામાં ઉતરચાં છે. ત્યાં સર્વ સુજ્ઞ મનુષ્યો તેમનો બોધ શ્રવણ કરવા જતા હતા, તથા તેમની નગરમાં સુવાર્તા થતી હતી, તથા મધ્યમ કે મન્દમતિવાળા તો નરમ ગરમ પણ બોલતા હતા. પણ અન્તે રાજા રાણીએ એમના સુબોધની આશા રાખીને પ્રધાનાદિદ્વારા તે ધર્મા-

ચરણી સ્ત્રીપુરુષની યોગ્યતાવિષે ઘટતી તજવીજ કરાવી. તે પ્રધાનાદિએ આવીને રાજાના સમીપ તે સુપાત્ર સ્ત્રીપુરુષની અધિક પ્રશંસા કરી અને કહ્યું કે આપસરખા મહારાજાના રાજ્યમાં એવા પુરુષ ભૂષણરૂપ છે, અધિક તો શું કહીએ? આપ મહારાજાનું એકવાર ત્યાં પધારવું થશે એટલે યથાર્થ અયથાર્થ જેમ છે તેમ લક્ષમાં આવશે; આ પ્રકારનાં વચનો બોલી તે પ્રધાનાદિ પોતપોતાને સ્થળે ગયા એટલેથી અટક્યું હતું.

**મનોહર:** (ઇષ્ટસ્મરણ કરીને જય બોલીને) પશ્ચાત્ બીજે દિવસે તે સુલક્ષણી **સરસ્વતીના** પતિએ **સરસ્વતીપ્રતિ** નિવૃત્તિના નિયમિત સમયે કથા કહેવાનો પ્રારંભ કર્યો.

યજ્ઞપુરુષ કહે છે: હે સદાચરણમાં પ્રીતિવાળી ! કાલે મેં તને દોષજ્ઞ તથા દૈવજ્ઞાની કથા જે સ્થળેથી કહેતાં અટકાવી હતી તે તો તારા લક્ષમાં હશે જ. તું મને અંત્યના પ્રસંગનું સ્મરણ કરાવ એટલે આગળ કહું.

**સરસ્વતી** કહે છે: હે **ભગવન્** ! આપે કાલે તે સ્ત્રી પુરુષની **રાજનગરની** પ્રજામાં ચાલતી શુભાશુભ વાર્તા કહીને પછી તે નગરનાં રાજારાણીની ઇચ્છાથી પાત્રપરીક્ષામાટે આ સર્વ ધર્મ જાણનાર દોષજ્ઞ પુરુષપાસે ત્યાંના પ્રધાનાદિ સુજ્ઞ પુરુષો આવી ગયા અને તેમણે રાજાસમીપ તેમની અધિક યોગ્યતા જણાવી એટલે સુધી કહ્યું હતું.

યજ્ઞપુરુષ અન્તર્માં ઇષ્ટનું સ્મરણ કરી કહે છે: હે સન્મતિવાળી ! તે નગરનાં રાજારાણીએ પરસ્પર વિચાર કરીને રાજાએ તે દોષજ્ઞ પુરુષસમીપ જવાનો તથા રાણીએ તે દૈવજ્ઞાસમીપ જવાનો નિશ્ચય કર્યો. પછી બીજે દિવસે જવાના સમયના, આગળથી યોગ્ય સેવક મનુષ્યદ્વારા સમાચાર મોકલ્યા. નિશ્ચય કરેલા સમયે રાજારાણી ત્યાં ગયાં, અને નાના પ્રકારની ધર્મકર્મસંબન્ધી વાર્તા કરી તે શ્રવણ કરી તેમને યોગ્ય સંમાનથી ભેટપદાર્થ અર્પીને તેઓ એવો નિશ્ચય કરીને ગયાં કે કાલથી ચોથે પ્રહરે એક પુરુષની તથા એક સ્ત્રિયોની એમ બે સભા યોગ્ય સ્થળે ભરવી અને તે પુરુષોની સભામાં તે દોષજ્ઞ પુરુષે અને રાણીસહિત ભરાયલી સ્ત્રિઓની સભામાં દૈવજ્ઞા સ્ત્રીએ ધર્મકર્મસંબન્ધમાં વ્યાખ્યાન આપવાં. તેમાં નગરની સર્વ ત્રૈવર્ણિક પ્રજાને આવવા સંબન્ધી મુક્તત્વ આપવું, અને બ્રાહ્મણક્ષત્રિયવૈશ્યવિનાની સ્ત્રીપુરુષરૂપ પ્રજા શ્રવણની ઇચ્છાથી આવે તો તેમને અર્થે પણ બેસવાનું યોગ્ય સ્થળ તૈયાર રાખવું. સ્ત્રિયોને યથાઅધિકાર બેસાડવાની ગોઠવણ રાણીસમીપ રહેનાર સુલક્ષણી દાસી-

ઓએ કરવી અને પુરુષોને યથાઅધિકાર બેસાડવાની સઘળી વ્યવસ્થા વિચક્ષણ રાજસેવકોએ કરવી.

આ પ્રકારના નિશ્ચયને કરી રાજારાણીએ પોતાને સ્થળે ગયા પછી યોગ્ય પ્રકારે નગરમાં સાદ પડાવી પ્રસિદ્ધ કરાવવાને પ્રધાનને જણાવ્યું. પછી પ્રધાને ઘટિત વ્યવસ્થા કરી. સુપ્રજાને આ વાર્તા જાણીને અધિક આનન્દ પ્રતીત થયો, અને દુષ્ટ પ્રજાને આ વાર્તા જાણીને નાના પ્રકારના કુતર્કોથી ચર્ચા ચલાવવાનો તથા સજ્જનોની નિન્દા કરવાનો ઉત્સાહ વધ્યો. નગરમાં સ્થળે સ્થળે તે સ્ત્રીપુરુષની વાર્તા થવા લાગી, અને બીજા દિવસના ચોથા પ્રહરની વાટ જોવાવા[illegible]તી.

બીજે દિવસે નિયમિત સમ[illegible]ન તથા અન્ય પ્રધાનાદિ રાજસત્તાધીશો, નગરના પવિત્ર બ્રાહ્મણો, ક્ષત્રીયો તથા શ્રીમંત વૈશ્યોઆદિ અનેક નાનામોટા પુરુષો નિશ્ચય કરેલા સ્થાનમાં આવીને એકઠા થયા. પ્રથમથી વાહનાદિની યોજના કરેલી હોવાથી યોગ્ય સમયે દ્વૈપજ્ઞ પણ ત્યાં પધારયા. તેમને માનપૂર્વક સ્થાપેલે આસને બેસાડયા. અને પછી સર્વ પોતપોતાને સ્થાનકે બેઠા.

યજ્ઞપુરુષ કહે છેઃ હે સાધ્વિ ! એ જ પ્રમાણે સ્ત્રિયોની સભા પણ નિશ્ચય કરેલા સમયે નીમાયલા સ્થળમાં ભરાઈ હતી; પરંતુ તારા પ્રતિ તે બેનું વર્ણન કરનાર હું એક જ છું. માટે પ્રથમ પુરુષની સભામાં કરેલા દ્વૈપજ્ઞના બોધના સ્વરૂપને કહું છું, અને પછી સ્ત્રિયોના સમારંભની સઘળી કથા તને કહી સંભળાવીશ. (આટલું બોલીને પછી તે પૂર્વપ્રસંગના સંબંધમાં કહે છે.)

હે સ્ત્રિ! તે દ્વૈપજ્ઞના મુખપ્રતિ જોઈને બેઠેલા પુરુષો શ્રવણ કરવાની આતુરતાવાળા હોય એમ દ્વૈપજ્ઞને ભાસતું હતું. પરંતુ સમયની વાટ જોતો તે મૌન રહીને થોડી વાર પોતાની દૃષ્ટિ સર્વપ્રતિ નાંખતો હતો અને મુખઉપરથી થતી પાત્રપરીક્ષા કરી લેતો હતો. એ સમયે પ્રથમ રાજાએ સભામાં બેઠેલા પોતાના સેવકોને તથા પોતાની પ્રજાને આ પ્રકારનાં ધર્મવચન કહ્યાં.

રાજા કહે છેઃ હે પુરુષો ! આજે આપણા નગરમાં સુદિન પ્રાપ્ત થયો છે. કારણ કે આપણને સર્વને આ જગતમાં જન્મીને જે જે જાણવાની કે પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે તે તે સર્વ જણાવનાર તથા પ્રાપ્ત કરાવનાર મહાપુરુષનો આજે આપણને લાભ થયો છે. મારા પ્રમાણિક સેવકોથી તથા મારી ધર્મવ્યવસ્થાથી સંબન્ધવાળી થયેલી સુપ્ર-

જાથી આ સ્થળ ભરાયલું જોઈને મને અધિક આનન્દ પ્રતીત થાય છે. ખરું જોતાં હું રાજા અને તમે પ્રજા પરસ્પરના આશ્રયથી દિવસ વ્યતીત કરીએ છીએ અને પોતપોતાના વ્યવહારને ચલાવીએ છીએ. તમે મારાથી નીચા છો અને હું કંઇ તમારાથી ઉંચો છું, તમારો અધિકાર ઓછો છે અને મારો અધિકાર વધારે છે, તમારી સત્તા ન્યૂન છે અને મારી સત્તા અધિક છે એવા ભેદને હું ખરા માનતો નથી. કોઈપણ રાજા જો એવા વિચારથી પોતાને શ્રેષ્ઠ માનીને રાજ્યમદવાળો થાય તો તેને હું ધિક્કારું છું. કારણ કે જેમ રાજાવડે પ્રજા છે તેમ પ્રજાવડે જ રાજ છે. પ્રજાના કોશથી જ રાજાનો કોષ છે. પ્રજાની યથાર્થ રાજભક્તિથી જ રાજા રાજ્ય કરી શકે છે, અને પ્રજાની રાજપ્રતિની પ્રીતિ જ માત્ર રાજાની સર્વત્ર વિજય પ્રાપ્ત કરાવનારી સત્તા છે. પ્રજાની સંપત્તિમાંથી મેળવેલો જે અંશ તે રાજાની સંપત્તિ છે. (સહજ હસતાં) જો ખરેખરું કહીએ તો રાજાનો ભંડાર તે એક પ્રકારની પ્રજાપાસેથી લીધેલી ભિખનો શેષ છે. અથવા તો પ્રજાની સેવા કરવાઅર્થે સ્વીકારેલા સેવકધર્મનિમિત્તે પ્રજાએ બાંધી આપેલા વેતનમાંથી પોતાનો વ્યવહાર ચલાવતાં વધેલું જે દ્રવ્ય છે તે રાજાનો ભંડાર છે. આ બેમાંથી ગમે તેમ માનીએ તોપણ રાજાના ભંડારમાં જે ધન છે તે પ્રજાની સમૃદ્ધિથી છે એમાં સન્દેહ નથી.

આ સંસારમાં રાજા અને પ્રજાનો ઘણો નિકટનો સંબન્ધ છે. કારણ કે રાજાને હાનિ થવાથી પ્રજાને હાનિ થાય છે અને પ્રજાને હાનિ થવાથી રાજાને હાનિ થાય છે. આ શરીર અને શરીરી જેમ એકબીજાવડે પ્રતીત થાય છે અને નીભે છે તેમ જ આ રાજા અને પ્રજા એકબીજાવડે જ હોય છે અને નીભે છે. આ પ્રમાણે હોવાથી રાજાએ નિરન્તર પ્રજાની સુખસંપત્તિને વધારવાના ઉપાય રચવા ઘટે છે. અને પ્રજાએ રાજાની સુખસંપત્તિ વધે એવા ક્રમથી વર્તવું ઘટે છે. પણ આ પ્રકારના પરસ્પરના ધર્મને જો રાજાપ્રજા જાણે નહિ તો તે ઉભયની એવી અનુકૂલ પ્રવૃત્તિ થાય નહિ; માટે રાજાએ તથા પ્રજાએ નિરન્તર પોતાના ધર્મ જાણવાની ચિન્તા રાખવી ઘટે છે.

રાજા પોતાની મેળે જ યોગ્ય વિચારને કરી શકતો હોય તોપણ તેણે પોતાના યોગ્ય ધર્મનું અન્ય સમર્થના મુખથી શ્રવણ કરવું. કારણ કે આ અન્તઃકરણમાં દોષોનો આવિર્ભાવ થવાનાં દ્વાર ઘણાં અને ઉઘાડાં છે. વળી તે દોષો પોતાના પ્રાદુર્ભાવથી અન્તઃકરણની યોગ્યતા ન્યૂન કરી નાંખે છે, અને તેથી પ્રસંગે પ્રતિકૂલ નિશ્ચયમાં દોરીને ધર્મમાં અધર્મ-

બુદ્ધિ અને અધર્મમાં ધર્મબુદ્ધિ ઉપજાવે છે. તેથી મદની વૃદ્ધિ કરે છે, અને ઉન્મત્તની પેઠે સ્વચ્છંદાચરણ કરાવીને રાજાને તેના ધર્મથી ભ્રષ્ટ કરે છે. એ જ પ્રમાણે તે દોષો પ્રજાને પણ ક્રમે કરીને સ્વધર્મથી ભ્રષ્ટ કરે છે. માટે રાજાપ્રજા સાવધાન હોય તોપણ તેમણે ધર્મનાં સૂક્ષ્મ સ્વરૂપને વારંવાર મહાપુરુષના મુખથી શ્રવણ કરતા રહેવું જોઈએ.

વળી પ્રજાને ધર્મમાં સ્થાપવાનો રાજાનો ધર્મ છે. કારણ કે અધર્મથી વર્તતી પ્રજાના અધર્મનો અંશ રાજાને ભોગવવો પડે છે. આમ હોવાથી રાજાને અધિક સાવધાનતા રાખવી ઘટે છે, કેમકે રાજાએ પોતે અધર્મથી બચતા રહીને પ્રજાને પણ બચાવવી પડે છે.

રાજાઓને માથે પ્રજાના સંરક્ષણના તથા પ્રજાના વ્યવહારની નિર્વિઘ્ન વ્યવસ્થા રાખવાના કાર્યનો મોટો ભાર છે, તેથી તે રાજાઓ જાતે પ્રજાને સદા ધર્મનો બોધ કરતા રહે એ વાર્તા કઠિન છે અર્થાત્ ન સંભવે એવી છે. તેથી સાવધાન રાજાએ પોતાની પ્રજાને સદ્‌બોધ મળે તથા તે પ્રજાના પ્રાણધનાદિનું રક્ષણ જેમ પોતાવડે થાય છે, તેમ તેમના ધર્મનું રક્ષણ પણ પોતાવડે થાય એવી ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવી જોઈએ. જો રાજા ઉચિત પ્રકારે વ્યવસ્થા નહિ કરે તો જેમ પાળનું રક્ષણ નહિ કરનાર ખેડુતના ક્ષેત્રનું જલ ગમે તે માર્ગે વહી જાય છે તેમ આ પ્રજાની મતિ યથાપ્રાપ્ત અધર્મના માર્ગમાં વહી જાય છે.

આ જગતનાં તથા જગતનાં સાક્ષાત્ કે પરંપરાકારણોનાં સ્વરૂપપ્રતિ જો આપણે લક્ષ આપીએ તો આપણને જણાશે કે આ જગતમાં મનુષ્યોના સ્વભાવ અસંખ્ય ભેદના છે; અને આવો સ્વભાવભેદ હોવાને લીધે ઘણા અયોગ્ય પુરુષો પણ પોતાના અનુકૂલ સ્વભાવવાળાં મનુષ્યોને અયોગ્ય નિશ્ચયમાં દોરી લઈ જાય છે. જેથી આ સર્વ ભિન્ન ભિન્ન સ્વભાવવાળી પ્રજાને જો સ્વતંત્રપણે ગમે ત્યાંથી ગમે તેવો બોધ લેવાનો હોય છે તો તેમની ઉત્તરોત્તર ચઢતી કળા થવાનો સંભવ ઓછો રહે છે. અને તેમ થવાથી ઉતરતી કળાને પ્રાપ્ત થતી અર્થાત્ અધર્મને પ્રાપ્ત થતી પ્રજા પોતે પોતાનો જ અનર્થ સાધે છે એમ નથી, પણ રાજાને તથા ધર્મશીલ પ્રજાને સદા અનર્થ કરનાર થઈ રહે છે. આ વગેરે અનેક કારણોથી રાજાઓએ યથાર્થ ધર્મના વેત્તાને તથા જગતના કારણાદિના જ્ઞાનદ્વારા મનુષ્યોની પ્રકૃતિના અને સ્વભાવના જ્ઞાતાને શોધીને પ્રજાને સ્વધર્મનું જ્ઞાન તે મહાપુરુષદ્વારા અપાવવું જોઈએ.

કદાચિત્ રાજા અયોગ્ય અન્તઃકરણવાળો હોય અને પોતાની વૃત્તિ-અનુકૂલ જ બોધક પુરુષ પ્રજાને મસ્તકે સ્થાપે તો તે પણ અધિક અનર્થ કરનાર થઇ પડે છે. માટે તેવા સમયમાં પ્રધાનાદિ પ્રમુખ રાજસેવકે તથા મહાજનાદિ પ્રજાપ્રમુખે રાજાને યોગ્ય મતિ આપવા પ્રયત્ન કરવો ઘટે છે અને તેમ ન થઈ શકે એમ હોય તો તે પ્રમુખ પુરુષોએ રાજાપ્રજાના હિતનો અનેક માર્ગથી વિચાર કરીને ઉભયનું ધર્મસહિત રક્ષણ થાય એવી વ્યવસ્થા કરવા સાવધાન રહેવું ઘટે છે.

હે સજ્જનો ! આ સ્થળે આ સઘળું કહીને મારે એ જણાવવાનું છે કે આપણે સર્વેએ પોતપોતાના વર્ણના કે વ્યવહારના ધર્મને તથા છેવટના સર્વને સમાનપણે જાણવા યોગ્ય ધર્મને અવશ્ય જાણવા જોઇએ છે, અને તે જાણીને તે દ્વારા યોગ્ય કર્તવ્ય કરીને આ આપણા અમૂલ્યસરખા જન્મનું સાર્થક્ય કરવું ઘટે છે. પરંતુ તે સઘળું, અન્ય વ્યવહારમાં ગુંથાયલા આપણે પોતપોતાની મેળે યથાર્થ જાણી શકીયે એમ નથી. તેથી જેમણે એ સર્વ ધર્મનાં સ્વરૂપને જાણી જણાવવાનો ધર્મ સ્વીકારેલો છે એવા મહાત્માદ્વારા આપણે તે જાણવા જોઈએ.

ધર્મનું સ્વરૂપ ઘણું સૂક્ષ્મ છે. તેથી ઇતર અનેક વ્યવસાયમાં ગુંથાયલા આપણા સરખા ચિત્તવાળા તેને પોતાના અલ્પ પ્રયત્નથી સ્વતંત્રપણે જાણી શકવાને સમર્થ નથી, પણ જેમણે પોતાનો પ્રધાન વ્યાપાર એ જ જાણીને રાત્રદિવસ શ્રમ વેઠીને અનેક પ્રકારના પ્રયત્નો કરીને સર્વનાં ધર્મકર્મનાં સ્વરૂપનો નિશ્ચય કર્યો હોય છે, તથા એ ઉત્તમ જ્ઞાનસંપત્તિ જેમને ઇશ્વિરાનુગ્રહને પ્રાપ્ત કરાવનાર હેતુઓની સિદ્ધિવડે થયેલા અનુગ્રહથી જ પ્રાપ્ત થઇ હોય છે તે જ તે સંપત્તિના ખરા પતિ જાણવા ઘટે છે; અને તે સંપત્તિના પતિ હોવાથી તેવા પુરુષો જ આપણને તે સંપત્તિનું દાન કરી શકે એમ છે, માટે આપણે તેવા પુરુષનો આશ્રય ધરવો જોઈએ. એવા પુરુષો પણ આપણા સુભાગ્યના ઉદયવિના આપણને પ્રાપ્ત થતા નથી. હવે અધિક આનન્દપ્રદ વાર્તા તો મારે એ જણાવવાની છે કે એવા મહાપુરુષનો લાભ આપણને થયો છે, અને તેથી હાલ આપણા સુકૃતનો ઉદય છે એમ માનવાનું આપણને કારણ છે. એ મહાપુરુષ આપણા સર્વના સંમુખ આ ક્ષણે વિરાજમાન થયા છે, તે છે, અને એમના મુખથી આપણે આપણા ધર્મકર્મસંબન્ધમાં સર્વ જાણવા અર્થે અત્ર મળ્યા છીએ. યદ્યપિ હું રાજા મનાયો છું તેથી મારો પણ પ્રસંગવશાત્ કોઈ પ્રકરણસંબંધમાં જણાવવા યોગ્ય બોધ અથવા શિક્ષણ આપવાનો ધર્મ છે તો પણ આ સમયે હું તમને સર્વને બોધ આપવાના ભાવથી આ

વચનો કહેતો નથી, પરન્તુ ભ્રાતૃભાવથી બોધ મેળવવાના દ્વારમાં તમારો સર્વનો પ્રવેશ કરાવું છું. કારણ કે ધર્મનાં ઉત્કૃષ્ટ પ્રસ્થાનમાં પ્રજાને સ્થાપવારૂપ મારા ધર્મનું આ સમયે મને સ્પષ્ટ ભાન છે.

પ્રજાપ્રમુખ મતિમંત પુરુષોને પણ રાજાપ્રજાને તેમના સ્વધર્મસંબન્ધમાં કે કોઈ પ્રધાન કે ગૌણ વ્યવહારમાં થતા દોષોની નિવૃત્તિના સંબન્ધમાં બોધ કે શિખામણ કે સલાહ આપવાનો અધિકાર છે, એમ હું સમજું છું, અને તેવે સમયે રાજાએ અથવા અન્ય પ્રજાએ તે ઉપદેશ કરનાર પ્રજાપ્રમુખ પુરુષનાં યોગ્ય વચનો હોય તો તેનો તિરસ્કાર કરવો ઘટતો નથી. કારણ જેમ રાજાની એક પ્રકારની બંધાયલી સત્તા છે તેમ જ પ્રજાપ્રમુખ પુરુષની પણ એક પ્રકારની બંધાયલી સત્તા છે.

વળી એ વાર્તા પણ મારા લક્ષમાં છે કે રાજાએ પોતાની પરસ્પરમાં વિરોધી ધર્મવાળી પ્રજાને બલાત્કારથી કોઈ એક જ પ્રકારના ધર્મમાં જોડવાનો પ્રયત્ન કરી તેમને અસંતોષ આપવો ઘટતો નથી. માટે આ સ્થળે આવેલા સર્વ પુરુષોને આ શ્રવણરૂપ કાર્યમાં હું બલાત્કારે પ્રવેશ કરાવતો નથી એમ સ્પષ્ટ સમજવાનું છે. આ સંસારનું સ્વરૂપ જોવાથી સાધારણ મતિથી એમ સમજાય છે કે જો એનો કોઈ અધિપતિ છે તો તે એક જ છે; અને તેમ છે તો તેમના પ્રતિના સામાન્ય ધર્મ તો આ જગતના સર્વ પ્રાણીઓના સરખા જ હોવા ઘટે છે; અને જે વિશેષ ધર્મો છે તે જનસ્વભાવની વ્યવસ્થા ઉપરથી સમુદાયના સુખને અર્થે છે, તેથી કોઈ કોઈ અંશમાં પાત્રપરત્વે તે પૃથક્ પ્રતીત થાય એવા છે તોપણ તે પરસ્પરમાં અત્યન્ત વિરોધી હોવા ઘટતા જ નથી. એ જ પ્રમાણે આ સઘળા મનુષ્યોએ જે વિધિથી પરસ્પરજોડે વ્યવહાર કરવો છે તે વ્યવહાર કરવાનો વિધિ જેને આપણે નીતિ પણ કહીયે છીએ, તે નીતિના નિયમો પણ સર્વ વ્યવહારમાં પ્રવેશેલાં મનુષ્યોને માટે સામાન્ય હોવા ઘટે છે. જેથી કરીને આ સામાન્ય ધર્મનીતિના શ્રવણમાં સર્વ મનુષ્યોને અવિરોધીપણે સાંભળવા જવાનો તથા તે બોધ ગ્રહણ કરી તેમ વર્તવાનો અધિકાર છે; અર્થાત્ આ કાર્યમાં બલાત્કારથી કોઇનો પ્રવેશ કરાવવામાં આવતો નથી, તેથી સર્વ સુખની ઇચ્છાવાળા સજ્જનોએ આ શુભ સમારંભનો લાભ પોતાના હિતને માટે પ્રસન્નતા પૂર્વક લેવો ઘટે છે.

હવે આપણે સર્વનો લાભ મેળવવાનો અધિક સમય ન રોકતાં એટલું જ કહું છું કે આ વક્તા મહાપુરુષની યોગ્યતા અલૌકિક છે,

અને એમના તરફથી મળવા યોગ્ય લાભ સદા મળવાનો સંભવ ઓછો છે, માટે પ્રજાએ પોતપોતાની ઇચ્છાથી એમના સહવાસનો, આ સ્થલમાં જ્યાંપર્યંત એમની સ્થિતિ છે ત્યાંપર્યંતમાં પૂર્ણ લાભ લેવામાં આલસ્ય કે પ્રમાદને વશ વર્તવું નહિ.

આ પ્રમાણે બોલીને તે સ્વધર્માચરણી નિરભિમાન રાજા મૌન રહ્યા અને પછી સર્વનું એકસરખું લક્ષ તે દોષજ્ઞ મહાપુરુષપ્રતિ વળ્યું. સર્વ શ્રોતામંડળનું પોતાના પ્રતિ વળેલું લક્ષ જાણીને પછી તે દોષજ્ઞ મહાપુરુષે અંતર્માં ઇષ્ટસ્મરણ કરીને આ પ્રકારનાં વચનો બોલવાનો પ્રારંભ કર્યો:

શ્રદ્ધાભક્તિસંપન્ન ધર્મજ્ઞ પુરુષો ! આ સ્થલે આપણો સર્વનો જે પ્રયોજનાર્થે પ્રવેશ છે તે વાર્તાને સામાન્યતઃ આપણે સર્વ જાણતા હતા, તોપણ પ્રજામાત્રના આત્મારૂપ આ ક્ષિતિપતિએ આપણને આપણા આ સ્થળમાં થયેલા પ્રવેશનું વિશેષતઃ પ્રયોજન વર્ણી સંભળાવ્યું છે, અને સર્વને પોતપોતાના અત્રના કર્તવ્યનું ભાન કરાવી સાવધાન કર્યા છે, જેથી હવે આપણે આપણા કાર્યમાં જોડાવું જોઈએ. આ સ્થળે 'આપણે જોડાવું જોઇએ' એ વાક્યનો ભાવ ઇન્દ્રિયને તથા વૃત્તિને આપણે કાર્યમાં જોડી સાવધાન રહેવું એવો છે.

આપણને એટલે મનુષ્યપ્રાણિને અન્તઃકરણ તથા જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય આદિ વ્યવહારનાં ઉત્તમ સાધનો અન્ય પ્રાણિઓકરતાં કોઈ કોઇ અંશે પણ અધિક સ્ફુટ કલામાં પ્રાપ્ત છે. તેથી તે સાધનોવડે આપણે સર્વ આ સંસારમાં ઇતર પ્રાણિઓકરતાં કોઈ પણ અધિક અર્થની સિદ્ધિ કરવાને સમર્થ છીએ એ નિઃસન્દેહસરખી વાર્તા છે.

આ સ્થળે પ્રવેશેલા આપણે સર્વ બે ભેદમાં શમાયા છીએ: એક વક્તા અને બીજો શ્રોતા. હું વક્તાપદે આરૂઢ થયો પ્રતીત થાઉં છું અને તમે સર્વ શ્રોતાપદે આરૂઢ થયા છો. આથી પ્રથમ તો આપણે આપણા પ્રાપ્ત પદના સ્વરૂપનો વિચાર કરવો ઘટે છે. કારણ કે પ્રાપ્ત સામયિક ધર્મના કે પરસ્પર પ્રવૃત્તિની નીતિના સ્વરૂપની અજ્ઞાનતાવાળા પુરુષો યથાઘટિત પ્રકારે યોગ્ય ફલની લબ્ધિ કે તેનો યોગ્ય પ્રકારે ભોગ કરી શકતા નથી માટે પ્રથમ વક્તાશ્રોતાનાં ધર્મકર્મનાં સ્વરૂપનો નિશ્ચય કરવા વદવું છે.

ચાલતા પ્રસંગમાં વ્યવધાન આણી કહું છું કે અત્ર ભિન્ન ભિન્ન પ્રકારની ન્યૂનાધિક શક્તિવાળા અનેક પુરુષો શ્રોતાપદે વિરાજમાન છે, તેથી સર્વસામાન્ય ભાષણ કરવું વક્તાને અવશ્યનું છે, જેથી વિષયસામાન્યત્વદોષના પ્રસંગપ્રતિ જ્ઞાતાએ અલક્ષ કરવું ઉચિત છે.

હવે પ્રથમ વક્તાપદના સંબંધમાં વિચાર જણાવવા અવશ્યના હોવાથી કહું છું કે આ જગતમાં વક્તાનું પદ જેમ ઉંચી સ્થિતિનું ભાન કરાવનાર છે તેમ જ તે અધિક ભાર વહન કરાવનાર, સદા ભય આપનાર તથા ભ્રમ ઉપજાવનાર છે. વક્તાપદ અધિક ભાર વહન કરાવનાર તથા સદા ભયભ્રમ ઉપજાવનાર છે એટલું જ નહિ પરંતુ અયોગ્ય તેમ જ અસાવધસરખા વક્તા તો પોતાના તથા અન્યના અનર્થના સાધક થાય છે, તેથી અનિષ્ટજનક પણ એ પદ ગણાય છે. આ કારણથી વક્તાનું પદ ઘણા મતિમાન્ પુરુષો પુનઃ પુનઃ અથવા સદા કાળમાટે સ્વીકારવા સંકોચને પ્રાપ્ત થાય છે. દોષોવડે જિતાયલો, વિષયના અપૂર્ણ અનુભવ વા જ્ઞાનવાળો, તથા સમયાનુકૂલ વિવેક, વિચાર તથા વાણીને ન પ્રવર્તાવનારો અર્થાત્ પ્રાપ્તપ્રસંગ વા સમયને અનનુકૂલ વિવેક, વિચાર તથા વાણીને પ્રવર્તાવનારો વક્તા અયોગ્ય પ્રકારનો ગણાય છે. તેમ જ પાત્ર તથા પ્રસંગ વા સમયના સ્વરૂપનો યથાવત્ નિશ્ચય કરચા પૂર્વે અયોગ્ય વક્તા પોતાની યથાપ્રાપ્ત રુચિથી વિષયને યોજે છે તેથી તે અસાવધ પણ ગણાય છે. આ પ્રકારનો અયોગ્ય તથા અસાવધ વક્તા જ્યાં ત્યાં અનર્થને કરનાર બીજકને રોપે છે, અને તેના ફલરૂપે પોતે અપયશને, અનર્થને તથા નિન્દાને પ્રાપ્ત કરે છે, અને શ્રોતાઓને તે વક્તા ભ્રાંતિ, ભય તથા અન્તમાં મધ્યમાં કે આરંભમાં અનિષ્ટ ફલની પ્રાપ્તિ કરનાર થાય છે, જેથી અયોગ્ય અને અસાવધ વક્તાને શ્રોતાઓએ વિચારપૂર્વક ત્યજવો ઘટે છે. સાવધાન પુરુષો ! જ્યારે એવા અપાત્રસમ અયોગ્ય અને અસાવધ વક્તાનો સંબન્ધ થાય છે ત્યારે મોટા અનિષ્ટના સંભવ આવે છે. કારણ કે જેમ તે અયોગ્ય અને અસાવધ વક્તા યોગ્ય વાર્તા બોલવામાં અકુશલ હોય છે તેમ તેના શ્રોતાઓ પણ યોગ્ય વાર્તાવડે યોગ્ય નિશ્ચયને વિવેકવડે ગ્રહણ કરી ધારણ કરવામાં અકુશલ હોય છે. જેથી તે અયોગ્ય શ્રોતાઓ અવ્યવસ્થ વાર્તાને શ્રવણ કરતાં તેમાં આવેલા અયોગ્ય નિશ્ચયોને વિચારવિવેકવડે નિર્દોષ ન કરતાં જેવા ને તેવા જ તે અયથાર્થ નિશ્ચયોને ધારણ કરી લે છે. અને તે નિશ્ચયો પશ્ચાત્ ક્રમથી કાલ વ્યતીત થતાં અન્તઃકરણમાં એવા તો દૃઢ થઈ જાય છે કે બીજા યોગ્ય સમર્થ વક્તાવડે પણ નીકળવા કઠિન થઈ પડે છે. તે અયોગ્ય નિશ્ચયરૂપ શલ્ય અયોગ્ય શ્રોતાવક્તાઓનાં અન્તઃકરણમાં વિદ્યમાન રહેવાથી ઉત્તરોત્તર થતી પ્રજાને પણ કષ્ટ આપનાર થઈ રહે છે. અને તે પરંપરાથી ચાલતા નિશ્ચયો અધિક કાળે અને અધિક શ્રમે પણ ભાગ્યે જ નિર્મૂલ થાય છે. માટે બુદ્ધિમાન્ મનુષ્યોએ અયોગ્ય અને અસાવધ

વક્તાનો તથા તેમની પરંપરાનો અનાદર કરીને સદા યોગ્ય અને સાવધાન વક્તાનાં વચનો વિવેકવડે શ્રવણ કરવાં ઘટે છે.

હવે તે યોગ્ય અને સાવધાન વક્તાના સ્વરૂપને જણાવવા અર્થે પ્રસંગ પ્રાપ્ત હોવાથી થોડાં વચનો કહું છું. જે વક્તા અંતર્બહિર્ વર્તતા દોષોવડે જીતાયલો નથી, પણ જેણે તે સર્વ દોષોને જાણીને જીતેલા છે, જે આવશ્યક વિષયના પૂર્ણ જ્ઞાનવાળો અથવા અનુભવવાળો છે તથા જે સમયાનુકૂલ વિવેક, વિચાર અને વાણીને પ્રવર્તાવનારો છે તેવો વક્તા યોગ્ય ગણાય છે. તેમ જ પાત્ર તથા સમય અને પ્રસંગનાં સ્વરૂપનો યથાવત્ નિશ્ચય પ્રથમ કરીને પશ્ચાત્ જે વક્તા તે સ્થળે જણાવવા યોગ્ય નિશ્ચયોને જ પ્રકટ કરે છે તે સાવધાન વક્તા મનાય છે. આ પ્રકારનાં લક્ષણવાળો યોગ્ય સાવધાન વક્તા કદાચિત્ પણ શ્રોતાવર્ગ માટે અનર્થના કારણરૂપ થતો નથી. કારણ કે તે શ્રોતાની યોગ્યતા તથા અયોગ્યતાને તથા યથાયોગ્ય વિષયને પ્રથમથી જ નિશ્ચય કરી શકે છે, જેથી અયોગ્ય શ્રોતાનો અને એ વક્તાનો સંબન્ધ થવાથી પણ અનર્થ થવાનો સંભવતો નથી, તો યોગ્ય શ્રોતાનો તથા એ વક્તાનો સંબન્ધ થવાથી અનિષ્ટની પ્રાપ્તિ થવાનો સંભવ તો કેમ જ અનુમાન કરી શકાય ?

સજ્જનો ! યોગ્ય વક્તા થવામાં શું શું નિમિત્તો હોય છે તે પણ સ્વલ્પમાં કહું છું. વિદ્યા, અનુભવ તથા સંસ્કાર : એ ત્રણ મુખ્ય નિમિત્ત છે. યદ્યપિ વિદ્યા તથા અનુભવ વયની સાથે સંબન્ધ રાખે છે તેથી વયને પણ હેતુમાં ગણી શકાય, પરંતુ વિદ્યા તથા અનુભવવિનાનું જેટલું વય તે સર્વ વ્યર્થજેવું જ ગણવું ઘટે છે, માટે તેની મુખ્ય હેતુમાં આ સ્થલે ગણના કરી નથી. વયથી કેટલોક અનુભવ થવાનો સંભવ છે કારણ કે વ્યવહાર કરતાં કરતાં જ વય વ્યતીત થાય છે, પરંતુ જે મનુષ્યોનું જન્મથી મરણપર્યંતનું સઘળું આયુષ્ સાક્ષાત્ વિચારવિનાનાં વ્યવહારમાં જ વ્યતીત થયું હોય છે તેમને કોઈ અન્યને પ્રમાણ કરવા યોગ્ય અનુભવ ભાગ્યે જ થયો હોય છે, અને કદાચિત્ થયો હોય છે તો પણ તેમાં કાંઈ તેનો પ્રધાન હેતુ વય નથી, પણ મતિમાત્ર છે. આથી જ્યાં જ્યાં જોયેલા કે સાંભળેલા કાળનાં ચરિતની જ માત્ર અપેક્ષા હોય છે ત્યાં ત્યાં તો તે દ્રષ્ટાનો પૂર્વકાળનો અનુભવ કંઈક ઉપયોગી હોય છે, પરંતુ જ્યાં હિતકર નિશ્ચયોને વિવેકવિચારવડે સ્થાપવાના છે ત્યાં તેમનું કેવળ વય અધિક ઉપયોગનું નથી; અને જેટલો ઉપયોગ છે તેટલા પૂરતો તે વયનો અનુભવમાં સમાવેશ થાય છે, માટે પૃથક્ ગણના કરી —

આ સ્થળે વિદ્યા શબ્દવડે અનેક । જે

વિદ્યા છે તેનું ગ્રહણ કરવું છે. તે સઘળી વિદ્યાનું વા એક એક વિદ્યાનું યથાર્થ સ્વરૂપ જેના લક્ષમાં છે તથા જેને તે તે વિદ્યાવડે તેમ જ વ્યવહારવડે પ્રાપ્ત થતી કલાનું જ્ઞાન છે તથા જેને તે શાસ્ત્રપ્રતિપાદિત તથા પરંપરાથી વ્યવહરાતી વિદ્યા તથા કલાસંબન્ધી સાક્ષાત્ હિતમાં ઉપયોગી પ્રયોગોનો અનુભવ છે, તથા જેમને મનુષ્યોના સ્વભાવાદિનો તેમ જ કાળાદિના નિયમનો અનુભવ છે, તથા જે પુરુષને વિષે અર્થાત્ જેના અન્તઃકરણમાં સર્વ પ્રકારના સ્વભાવજ્ઞાનના સ્ફુટ થવા યોગ્ય સ્થિતિવાળા સંસ્કાર છે, તે પુરુષ જ યોગ્ય વક્તા થઈ શકે છે. આ સ્થળે જેમ સર્વ વિદ્યાકલાઆદિ સંબન્ધી જ્ઞાનવાળો સર્વ વિષયસંબન્ધી બોલવામાં યોગ્ય વક્તા ગણાય છે, તેમ જે જે એક એક વિદ્યાકલાના યથાર્થ જ્ઞાનવાળા હોય તે તે તેટલા પૂરતું બોલવામાં યોગ્ય વક્તા ગણાય છે, એવો ભાવ સમજવો.

યોગ્ય વક્તાના સંબન્ધવિના સર્વ પ્રકારના શ્રોતાને યથાઘટિત લાભ થતો નથી, તેથી એવા યોગ્ય વક્તાની સર્વને અગત્ય છે. તથાપિ સ્થળે સ્થળે તેવા યોગ્ય વક્તા સર્વને મળી શકતા નથી, તેથી મનુષ્યશરીર ધારણ કરીને જે લાભ અવશ્ય મેળવવાનો છે તે સર્વ મેળવી શકતા નથી.

પ્રત્યેક મનુષ્યને પોતાના વ્યવહારસંબન્ધમાં અન્યને પૂછવાના પ્રસંગ આવે છે, અને મુખવાચાવાળા અન્ય સર્વ પોતપોતાને પૂછનારને યથામતિ ઉત્તર આપે છે. તેમાં પણ પ્રસંગે વ્યવહારમાં ઘણાને હાનિ સહન કરવી પડે છે. પરન્તુ સઘળા પૂછનારને જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે યોગ્ય અને સાવધાન વક્તા પ્રાપ્ત થવો કઠિન છે તેથી તેવે સમયે અને તેવા વ્યવહારમાં તો ગમે તે પ્રાપ્ત હોય તેમાંથી કોઈ એક યોગ્યને પૂછીને પોતાનો વ્યવહાર કરવો જ પડે છે. કારણ કે પ્રાપ્તવ્યવહારને ગમે તે પ્રકારે પણ સમયઉપર કર્યા વિના છૂટકો જ નથી.

આટલું કહેવાથી એ તાત્પર્ય નીકળ્યું કે યોગ્ય અને સાવધ વક્તાથી જ સઘળું જાણવા યોગ્ય જાણવું ઘટે છે. તેમ છતાં તે ન મળે તેવા સમયમાં મનુષ્યોએ કોઈ પણ ઓછા દોષવાળા અને અધિક વિદ્યા, અનુભવ અથવા તો તે ઉભયના ઉત્તમ સંસ્કારવાળા પુરુષને પોતાના તાત્કાલિક કર્તવ્યસંબન્ધમાં પૂછીને પ્રવૃત્તિ કરવી.

હવે શ્રોતાના ભેદને તથા સ્વરૂપને પણ સ્વલ્પમાં કહું છું. વસ્તુતઃ અધિકાર જોતાં શ્રોતાના અસંખ્ય ભેદ પડે છે, પરન્તુ સામાન્ય દૃષ્ટિથી વક્તાની પેઠે જ અત્ર યોગ્ય તથા અયોગ્ય એવા બે ભેદનું ગ્રહણ

કરાય છે. જે પુરુષો પોતાના દોષોને જાણવામાં તથા તે દોષોનો જય કરવામાં ઉત્સાહવાળા છે, વક્તાના શબ્દપ્રતિ વૃત્તિને જોડી દેવાને સમર્થ છે, વક્તાના નિશ્ચયપ્રમાણે અર્થતાત્પર્યને સમજી લેવામાં મતિના સૂક્ષ્મ વેગવાળા છે, શ્રવણ કરવાના આરંભથી તે અન્તપર્યન્ત પોતાના શરીરને તથા મનને અવિકલપણે સ્થિર રાખવાના સામર્થ્યવાળા છે તથા શ્રવણ કરેલા વિષયમાંથી મુખ્ય તથા ગૌણ તાત્પર્યના ભેદને તથા અધિકારપરત્વ પ્રવર્તાવાયલા વિવિધ નિશ્ચયોમાંથી પોતાના અધિકારના નિશ્ચયને જ ઓળખીને ધારણ કરી લેવામાં કુશળ છે, તે પુરુષો સાવધાન અને યોગ્ય શ્રોતા છે. અને એથી જેઓ વિપરીત લક્ષણવાળા છે, અર્થાત્ જે મનુષ્યો પોતાના દોષોને જાણવામાં સ્પૃહારહિત તથા તેમને ત્યજવામાં અધિક પ્રમાદ કે આલસ્યવાળા છે, વક્તાના શબ્દપ્રવાહપ્રતિ વૃત્તિને જોડી દેવામાં જેઓ અસમર્થ અર્થાત્ અધિક ચપલ વૃત્તિવાળા છે, વક્તાએ પ્રબોધવા નિશ્ચય કરેલા અર્થતાત્પર્યને સમજી લેવામાં જેઓ મતિની સ્થૂલતાવાળા છે અર્થાત્ વક્તાએ ઘણા અર્થતાત્પર્યને જણાવ્યા છતાં જેઓ તેમાંથી થોડા અને વિરોધી અંશવાળા અર્થદ્વારા અયુક્ત તાત્પર્યને સમજી લેનારા જાડી મતિવાળા છે, જેઓ શ્રવણના સમયપર્યન્ત મન તથા શરીરને સાવધાન વા સ્થિર રાખવામાં અસમર્થ અર્થાત્ તનમનના ક્ષુદ્ર બલવાળા છે, પોતાના તથા અન્યના અધિકારને ન જાણનાર હોવાથી જેઓ પ્રસંગે પોતાના અધિકારના નિશ્ચયને ત્યજી દે છે અને અન્યના અધિકારના નિશ્ચયને પોતે સ્વીકારી લે છે તથા જેઓ મુખ્ય અને ગૌણ તાત્પર્યના ભેદને ઓળખી કાઢવામાં અસમર્થ છે તેઓ અયોગ્ય અને અસાવધ શ્રોતા છે.

આ પ્રકારના તથા અન્ય અનેક અવાંતર ભેદના શ્રોતાઓનો અને વક્તાઓનો જ્યારે સંબન્ધ થાય છે ત્યારે તે શ્રોતાઓમાંના કોઈ તો તે વક્તાના અસ્ખલિત વક્તૃત્વમાં જ મોહ પામી તેની સ્તુતિ કરે છે. કોઈ શ્રોતા તો તે વક્તાની પ્રસંગવશાત્ થતી અંગોની ચેષ્ટાને જ જુએ છે અને તેમાં મોહ પામે છે. કોઈ કોઈ તો વક્તાના વેષને રૂપને અને મધુર સ્વરને વખાણે કે વખોડે છે. એ જ પ્રમાણે ઘણા શ્રોતા તો પોતાની રુચિઅનુકૂલ લક્ષણવાળા વક્તાને વખાણે છે અને તેથી ભિન્નને નિન્દે છે. કોઈ કોઈ જે યોગ્ય શ્રોતાઓ હોય છે તેઓ તો તે વક્તાના કહેલા ભાવને રુડે પ્રકારે સમજીને તેના યોગ્ય તાત્પર્યને લક્ષમાં લે છે, અને વક્તાએ કરેલી વિષયસંકલના આદિ અનેક પ્રકારની સુન્દરતાને

જાણવા છતાં પણ તેમાં જાણવા યોગ્ય વિશેષ અર્થતાત્પર્ય ન હોય તો તે સર્વની કેવળ સુન્દરતામાં મોહ પામતા નથી. જેમ સુવર્ણમાં સુગન્ધ હોય તો તે અધિક મોહક થાય તેમ વક્તામાં બીજા પણ મોહકધર્મ હોય તો તે અધિક યોગ્ય ગણાય. પરન્તુ મુખ્ય કર્તવ્યમાં સાવધાન ન હોય તેવો વક્તા શ્રોતાને યથેચ્છ લાભનો દાતા થતો નથી. આ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે કોઈ પણ બોલનારનું અનેક શબ્દો બોલીને અન્તમાં શું કહેવું છે તેને જ સમજી લેવું એ શ્રોતાનું કામ છે; અને કેવળ સમજી લેવું એટલું જ નહિ પણ તે સમજેલા વિષયમાં જે જે કર્તવ્ય હોય અને તેમાં જે જે સાધનવિધિ હોય વા પાલન કરવાયોગ્ય નીતિ હોય તે સર્વને યથાવત્ સ્મરણમાં રાખીને તેને અભ્યાસવડે સિદ્ધ કરવા પ્રયત્ન કરવો એ શ્રોતાનું કામ છે.

હે સજ્જનો ! આ વિશ્વપ્રપંચમાં ઘણા વક્તા એવા હોય છે કે જેઓ પોતે પ્રકટ કરેલા તાત્પર્યમાં નિષ્ઠાવાળા હોતા નથી; અને ઘણા શ્રોતા પણ એવા હોય છે કે જેઓ શ્રવણ કરીને તે વિષયને સ્તુત્ય ગણે છે, પરન્તુ નિષ્ઠાવડે તે નિશ્ચયને સેવીને સુખાનુભવ કરતા નથી. આવા પ્રકારના સર્વ વક્તા અને શ્રોતાઓ પણ સર્વ પ્રકારે યોગ્ય ગણાય એમ નથી.

આટલે સુધી તો આપણે વક્તાના તથા શ્રોતાના યોગ્યાયોગ્ય સ્વરૂપનો નિશ્ચય કર્યો. આ સમયે એ વિચાર પણ અવશ્ય કરવા યોગ્ય હતો તેથી આપણો આ સમય કેવળ નિષ્ફળ ગયો છે એમ માનવાને કોઈ સબલ કારણ નથી.

હવે આપણે વક્તાને બોલવા યોગ્ય જે વિષય છે તેના સંબન્ધમાં વિચાર કરીને પછી આપણા આ સભામાં પ્રધાનપણે પ્રતિપાદન કરવા યોગ્ય વિષયનો નિશ્ચય કરી તેનો પ્રારંભ કરીએ.

આ જગતમાં જીવો અનેક પ્રકારની વિદ્યા તથા કલાઓ સાધ્ય કરે છે અને તે દ્વારા અર્થકામની પ્રાપ્તિ કરી સુખાનુભવ કરે છે. માટે જે જે વિદ્યાકલામાં જે જે પુરુષોની નિપુણતા હોય અને તે તે વિદ્યાકલા ધારણ કરવાનો જે જે મનુષ્યનો અધિકાર હોય તે તે પુરુષો તે તે વિષયના વક્તા તથા શ્રોતા થાય છે. તેમાં યોગ્યાયોગ્ય વક્તાશ્રોતાનો નિશ્ચય, ઉપર કહેલાં વક્તાશ્રોતાનાં લક્ષણના અંશથી થઈ શકે છે. આ સ્થળે જે જે વિદ્યાકલા પ્રતિપાદિત નિયમોવડે સાધવાનું જે જે પુરુષ-

માં સામર્થ્ય હોય તે તે પુરુષ તે તે વિદ્યાકલા ધારણ કરવાના અધિકારી છે એમ સમજવું.

વક્તા તથા શ્રોતાને માટે જગતમાં મુખ્ય વિષય વ્યવહાર તથા પરમાર્થ બે છે. તેમાં વ્યવહારવિષયમાં સર્વ ઐહિક સુખના ઉપાયોનો સમાવેશ થઈ જાય છે. આ લોકમાં વર્તમાન શરીરને જાળવવા અર્થે અને તેને ઉત્તમ પ્રકારનાં સ્ત્રી પુત્ર, ગૃહ, ક્ષેત્ર, ધનાદિ પ્રાણિપદાર્થથી યુક્ત કરવા અર્થે જે જે સાધનોની આવશ્યકતા છે તે તે સાધનોને પ્રાપ્ત કરવાની જે જે વિદ્યાકલાઆદિ યુક્તિઓ છે તે સર્વ વ્યાવહારિક વિષય છે; અને જે વિદ્યાકલાઆદિ યુક્તિવડે આ સંસારચક્રમાં થતું ભ્રમણ છૂટે છે તે પારમાર્થિક વિષય છે.

આ મૃત્યુલોકજેવા તથા એથી વિલક્ષણ અન્ય અનેક લોકોમાં ભ્રમણ કરનાર આ જીવોને આ લોક છોડીને અન્ય લોકોમાં ભ્રમવું પડે છે. તેમાં જે જે અન્ય લોકોમાં અત્ર રચેલાં સુખદુઃખનાં સાધનોવડે જ સુખદુઃખ મળે છે તે તે લોકનાં સુખદુઃખનાં સાધનો જે પ્રકારે રચાય છે, જે સાધનોથી તે સુખદુઃખ ભોગવવાં પડે છે અને જેવડે તે પરલોકમાં નિરન્તર આવૃત્તિઓને પામતાં ભ્રમવું પડે છે તે તે સર્વ વિષય પારલૌકિક વિષય ગણાય છે. પણ તેનો તો ઐહિક વ્યાવહારિક વિષયમાં અંતર્ભાવ હોવાથી અત્ર તેની પૃથક્ ગણના કરી નથી. તેમ જ જે વિદ્યા, કલા વા યુક્તિવડે તે પરલોકનું ભ્રમણ છૂટે છે તેનો પારમાર્થિક વિષયમાં અંતર્ભાવ થઈ ગયો છે એટલે તેની પણ અત્ર પૃથક્ ગણના કરી નથી.

યદ્યપિ આ સ્થલે પ્રધાનપણે પ્રતિપાદન કરવા યોગ્ય પારમાર્થિક વિષય છે તોપણ વ્યવહારપરમાર્થનો એટલો બધો નિકટનો સંબન્ધ છે કે પરમાર્થનાં સાધનસાથે વ્યવહારનાં સાધનનું પણ યથાર્થ જ્ઞાન થવું અવશ્યનું છે. પરમાર્થનાં સાધનના અવધિપર્યન્ત દેહવ્યવહાર સર્વ સાધકને વિદ્યમાન હોય છે તેથી, તેમ જ પરમાર્થમાં વિરોધી ગણાતા એવા વ્યવહારોનાં સાધનોના અજ્ઞાનથી પુરુષો તે વિરોધી સાધનોના પ્રયોગવડે પરમાર્થને સાધી શકતા નથી. તેથી શુદ્ધ વ્યવહારનું જ્ઞાન સર્વ સુખની ઇચ્છા રાખનાર પુરુષોને પરમાર્થસિદ્ધિમાં ઉપયોગનું છે. માટે અત્ર જેમ પારમાર્થિક વિષયનું પ્રધાનપણે પ્રતિપાદન કરવું ઘટે છે તેમ શુદ્ધ વ્યવહારસંબન્ધી વિષયનું પણ પ્રસંગવશાત્ પ્રધાનપણે જ પ્રતિપાદન કરવું ઘટે

છે. જેથી આપણો પ્રતિપાદ્ય વિષય વ્યવહાર તથા પરમાર્થ ઉભય છે એમ સમજવું.

આ મનુષ્યોને વ્યવહાર તથા પરમાર્થ સાધવાને અર્થાત્ સર્વાર્થ સંપાદન કરવાને તથા સર્વ સુખભોગાર્થે પ્રાપ્ત સાધનરૂપ જોવા જઈએ. તો ત્રણ છે: એક શરીર, બીજું વાણી અને ત્રીજું અન્તઃકરણ. આ ત્રણ સાધનરૂપ પદાર્થોની જે શુદ્ધિ છે તે તો સુખમાં હેતુરૂપ છે અને એ ત્રણની જે મલિનતા અર્થાત્ અશુદ્ધિ છે તે તો દુઃખનો હેતુ છે.

આ શરીરમાં ઇન્દ્રિયસમુદાય છે તે સર્વ વ્યાપારમાં હેતુભૂત છે. આ વાણીના ઉત્પત્તિસ્થાનથી એટલે શબ્દના પ્રાદુર્ભાવ થવાના સ્થાનથી તે બહિર્ પ્રકટ થવા પર્યન્તમાં સ્થાનભેદથી તથા સૂક્ષ્મ સ્વરૂપભેદથી ચાર ભેદ કરાયા છે; તે વાણીના ચાર ભેદ વ્યાપારમાં હેતુરૂપ છે. આ અન્તઃકરણના પણ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંભાવરૂપ ચાર પ્રકારના ભેદ મનાયા છે. અને તેઓ વ્યાપારમાં હેતુરૂપ છે. અન્તઃકરણના સ્થળે કેવળ મનનું ગ્રહણ કરાય તો ચિત્ત, બુદ્ધિ અહંભાવ આદિરૂપ તે મનથી સ્ફુરતી અનેક વૃત્તિઓ ભેદરૂપ હોઈને વ્યાપાર થવામાં હેતુરૂપ થાય છે. જેથી કરીને મનુષ્યને વ્યાપાર કરાવનાર મુખ્ય પ્રાપ્ત દ્વારરૂપ તો આ શરીર વાણી તથા અન્તઃકરણ જ છે.

આ શરીર સદાચરણથી યુક્ત હોય અર્થાત્ ઇન્દ્રિયોની ન વિધાન કરેલે નિષિદ્ધ માર્ગે પ્રવૃત્તિ થતી ન હોય અને વિહિત કર્મ અર્થાત્ વિધિરૂપ ગણાયલાં કે મનાતાં કર્મોમાં જ પ્રવૃત્તિ થતી હોય તો એ શરીરની શુદ્ધિ સમજવી; અને જો એ શરીર દુરાચરણથી યુક્ત હોય–અર્થાત્ વિધિકર્મમાં પ્રવૃત્તિ નહિ થતાં નિષિદ્ધ કર્મોમાં જ જોડાતું હોય તાત્પર્ય એ કે ઇન્દ્રિયો નિષિદ્ધ માર્ગે જ વ્યાપારવાળી થતી રહેતી હોય તો એ શરીરની અશુદ્ધિ કે મલિનતા સમજવી.

આ વાણી પોતાના અથવા અન્યના અનિષ્ટને અર્થે નિષિદ્ધરૂપે વ્યાપારવાળી થાય છે તો તે વાણીની મલિનતા જાણવી અને પોતાના તથા અન્યના ઇષ્ટને અર્થે વિધિરૂપે વ્યાપારવાળી થાય છે તો એ વાણીની શુદ્ધિ જાણવી.

આ અન્તઃકરણ અથવા મન જો પોતાના ચિત્તબુદ્ધિઆદિ વૃત્તિભેદવડે પોતાનું તથા પરનું હિત યોગ્ય માર્ગે સાધે છે તો તે અન્તઃકરણનો યોગ્ય વ્યાપાર હોવાથી અન્તઃકરણની શુદ્ધિ સમજવી; અને પોતાના તથા પરના અહિતના હેતુરૂપ વ્યાપારમાં અયોગ્ય પ્રકારથી એ

અન્તઃકરણ અથવા મનની વૃત્તિયોવડે થતી જે પ્રવૃત્તિ તે નિષિદ્ધ પ્રવૃત્તિ હોવાથી અન્તઃકરણની મલિનતા સમજવી.

આ પ્રકારે સૂક્ષ્મમાં શરીર, વાણી તથા અન્તઃકરણ વા મનની શુદ્ધિ અશુદ્ધિના સ્વરૂપને કહ્યું, એ સુખની ઇચ્છાવાળાએ અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે.

જેમ કોઈ પુરુષ આપણને હસ્તપાદરૂપ ઇન્દ્રિયવડે તાડન કરે તથા નેત્રાદિવડે ક્રૂરવક્રભાવ દેખાડે તો તે આપણને પ્રિય લાગતું નથી તેમ આપણે જો તે પ્રકારે કોઇને હસ્તપાદાદિવડે તાડન કરીએ અને નેત્રાદિ વડે ક્રૂરવક્રભાવ દેખાડીએ તો તે પણ અન્યને પ્રિય થશે નહિ, એવું સમજીને અન્યને અપ્રિય તથા અહિતકર એવા વ્યાપારમાંથી અચવું એ કર્તવ્ય છે, અને તેવા વ્યાપારમાં જોડાવું એ કર્તવ્ય રૂપ નથી. આ ઉપરથી શરીરના સર્વ ઇન્દ્રિયોના વ્યાપારોના સંબન્ધમાં બીજાની પોતાના ઉપર થતી પ્રવૃત્તિ જે આપણને ન્યાયદૃષ્ટિથી અયોગ્ય લાગે છે તેને આપણે નિષિદ્ધરૂપ ગણીને ત્યજવી અર્થાત્ અન્યપ્રતિ આપણે તેવા પ્રકારનું વર્તન કરવું નહિ, અને જેમ કોઈ આપણી હસ્તપાદાદિ ઇન્દ્રિયવડે સેવા કરે અથવા આપણને અનુકૂલ એવા વ્યાપાર કરે તો તેથી આપણી પ્રસન્નતા થાય છે, તેમ જ આપણે અન્યની સેવા અથવા તે અન્યને અનુકૂલ એવા હસ્તપાદ તથા નેત્રાદિના વ્યાપાર કરીએ તો તે અન્યની પ્રસન્નતા થશે એવા વિચારથી ઇન્દ્રિયોના યોગ્ય વ્યાપારમાં વિધિપણાનો નિશ્ચય કરવો અને તેવા વિધિરૂપ વ્યાપારને સેવવા.

એ જ પ્રમાણે વાણી તથા અન્તઃકરણના વિહિતઅવિહિત વ્યાપારને ઓળખવા. જેમ કોઈ આપણા પ્રતિ કઠોર, અપ્રિય, અહિતકર અને અસત્ય એવા વાણીના પ્રયોગો કરે તો તેથી આપણે અપ્રસન્ન થઇએ છીએ, તેમ આપણે અન્યપ્રતિ તેવા પ્રકારની વાણીના પ્રયોગ કરીએ તો તેથી અન્યની અપ્રસન્નતા થશે એમ સમજીને તે વ્યાપારમાં નિષિદ્ધપણાના નિશ્ચયથી પ્રવૃત્ત થતાં અટકવું. અને જેમ અન્ય મનુષ્યના આપણા પ્રતિ મૃદુ વા કોમળ, પ્રિય, હિતકર અને સત્ય શબ્દોના પ્રયોગ થવાથી તે અન્યઉપર આપણે પ્રસન્ન થઈએ છીએ તેમ તે અન્ય પણ આપણા તેમના પ્રતિ કરેલા તેવા જ શબ્દોના પ્રયોગોથી પ્રસન્ન થશે એવા વિચારથી વાણીની વિહિત પ્રવૃત્તિનો નિશ્ચય કરીને તેમ વર્તવું. આ પ્રકારે વાણીની યોગ્યાયોગ્ય અથવા શુદ્ધાશુદ્ધ પ્રવૃત્તિ જાણીને મલિનતાથી છૂટવા તથા શુદ્ધિ પ્રાપ્ત કરવા તેવા પ્રયોગો કરવાનો અભ્યાસ રાખવો સર્વને ઉચિત છે.

અને ઉકત પ્રકારે જ અન્તઃકરણના યોગ્યાયોગ્ય ભાવનો પણ નિશ્ચય કરવો. જેમ આપણા પ્રતિ આપણું અનિષ્ટ થવા નિમિત્તની અન્યના અંતરની ઇચ્છાઓ પ્રવર્તેલી જાણવાથી આપણને અપ્રિય લાગે છે તેમ જ અન્યના અહિતની ઇચ્છારૂપ આપણા અન્તઃકરણની પ્રવૃત્તિ પણ તે અન્યને અપ્રિય હોવી ઘટે છે; જેથી તેને નિષિદ્ધ ગણી તેથી અન્તઃકરણને મુકત રાખવું; તથા જેમ આપણા શુભની અન્યના અન્તઃકરણમાં સ્ફુરતી ઇચ્છાને જાણીને આપણને અનુકૂલતાનું ભાન થાય છે તેમ જ આપણા અન્તઃકરણમાં અન્યના શુભનિમિત્તની સ્ફુરતી ઇચ્છાઓને જાણવાથી તે અન્યને અનુકૂલતાનું ભાન થવાનો સંભવ છે, એ પ્રકારના આપણા ઉપરથી અન્તઃકરણના યોગ્યાયોગ્ય ભાવનો નિશ્ચય કરીને અયોગ્યથી અન્તઃકરણને વેગળું રાખી યોગ્ય પ્રવૃત્તિમાં જોડવારૂપ વિહિત યત્ન સાધવા ઉત્સાહ ધરવો ઉચિત છે.

આટલું કહીને આ મનુષ્યોને સંસારમાં સર્વ પ્રકારનાં સુખને પ્રાપ્ત કરાવનાર મુખ્ય પ્રાપ્ત સાધનરૂપ શરીર, વાણી તથા અન્તઃકરણની યોગ્યાયોગ્ય પ્રવૃત્તિનાં સ્વરૂપ સૂક્ષ્મમાં કહ્યાં; જેથી એ જ ત્રણ સુખનાં સાધનો છતાં પોતાના દુરુપયોગથી દુઃખનાં સાધનરૂપ છે, એ પણ એમાં અયોગ્ય પ્રવૃત્તિનું સ્વરૂપ કહેતાં કહેવાયું છે.

બુદ્ધિમન્ત પુરુષો ! મનુષ્યમાત્રને સુખ પ્રિય છે, અને તેથી તે સુખને પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, અને દુઃખ અપ્રિય છે તેથી તેની નિવૃત્તિની ઇચ્છા છે. તેમ છતાં પણ તે ઇચ્છા પૂર્ણ કરવાના માર્ગમાં સર્વ મનુષ્યની પ્રવૃત્તિ થતી નથી એ આશ્ચર્ય છે. પોતપોતાના મનથી કોઇ પ્રવૃત્તિમાં જોડાતાં સર્વ મનુષ્યો સુખની પ્રાપ્તિના માર્ગમાં જ ગતિ કરે છે એમ તેઓ સમજે છે, અને અન્યને પણ તેમની સુખની અભિલાષાથી પ્રવૃત્તિ થતી જોઈ જાણીને સમજાય છે કે તેઓ જે જે પ્રવૃત્તિ કરે છે તે તે પ્રવૃત્તિને સુખરૂપ ફલને આપનારી સમજીને જ કરે છે. પરન્તુ તેમની પ્રવૃત્તિના માર્ગને જેનાર બુદ્ધિમન્ત પુરુષો તો તત્કાલ જ સમજતા હોવા ઘટે છે કે આ પ્રવૃત્તિ સુખ આપનારી છે અને આ પ્રવૃત્તિ દુઃખ આપનારી છે. આ પ્રકારે સમજનાર યોગ્યાયોગ્ય પ્રવૃત્તિના સ્વરૂપને જાણનાર હોવાથી તેઓ સર્વ સુખની ઇચ્છાવાળાં મનુષ્યોને જ્યારે જ્યારે અનેક યત્નથી બોધ આપે છે; તો પણ તેને ઘણા મન્દમતિ મનુષ્યો ન સ્વીકારીને પોતાની અજ્ઞાનયુક્ત સ્વાભિમાનથી થતી અયોગ્ય પ્રવૃત્તિને ભ્રાંતિથી યોગ્ય ગણીને કર્યા કરે છે, અને દુઃખને પ્રાપ્ત રહ્યા

કરે છે. એમ પુનઃ પુનઃ દુઃખને પ્રાપ્ત કરનાર પ્રવૃત્તિને અને દુઃખને સાધ્યા કરે છે તોપણ તે મન્દપુરુષાર્થી પ્રાણિઓની યોગ્ય માર્ગમાં યથાર્થ પ્રવૃત્તિ થતી નથી.

આ પ્રમાણે થવામાં જે જે કારણો હોય છે તેને સર્વ મનુષ્યો જાણતા નથી, અને કારણને જાણનાર સર્વ તે કારણને શમાવવાને યત્ન કરતા નથી. કેટલાક વિરોધી કારણોના જ્ઞાનવાળા છતાં તે કારણોને શમાવવાના યોગ્ય ઉપાયને જાણતા નથી, અને કોઈ કોઈ યોગ્ય ઉપાયના જાણનારા હોય છે તો તદનુકૂલ પ્રયત્ન કરીને તેની સિદ્ધિ થાય એવું આદરતા નથી. કદાચિત્ કોઈ આદર કરનાર હોય છે તો તેને પ્રતિબંધ કરનાર ઘણા વિરોધો હોય છે; તે વિરોધોને નિયમમાં વર્તાવનાર સત્તા વિના તે આદરેલો પ્રયત્ન બહુધા નિષ્ફળ થાય છે. અને એવી કોઈ કોઈની નિષ્ફલતા જોઈ જાણીને ઘણા પ્રાપ્તવિવેક પુરુષો પણ તે પ્રકારના પ્રયત્નનો આદર કરતા નથી. આ કારણથી પ્રજાને પ્રાપ્ત ભ્રમ તથા મોહ સદા વિદ્યમાન રહે છે, અને તે ભ્રમથી ઉપજતાં ભય અને મોહથી ઉપજતા શોક પણ જ્યાં ત્યાં મનુષ્યોનાં હૃદયમાં વિદ્યમાન રહે છે. જેથી ઘણે અંશે પ્રાપ્ત વિષયસુખ પણ આ મનુષ્યોથી યથાવત્ અનુભવાતું નથી. આ પ્રકારે ગૃહગૃહપ્રતિ ક્લેશનું રાજ્ય સ્થાપાયું છે, જેથી છતે ઉપાયે પ્રાણિઓનાં હૃદય શેકાય છે, રક્ત ઉકળે છે અને આયુષ્ દગ્ધ થાય છે. સુખને પ્રાપ્ત થવાયોગ્ય અધિકારી મનુષ્યપ્રજાને આ પ્રકારે દુઃખમાં સંતપ્ત જોઈને પરોપકારી અને દયાલુ જ્ઞાતા પુરુષોને સ્વાભાવિક સંતાપ પ્રતીત થાય છે, અને તેથી તે મહાપુરુષો પોતાની પ્રાપ્ત સત્તાવડે મનુષ્યોને પ્રાપ્ત થતા અનર્થની નિવૃત્તિઅર્થે સદા યત્ન કરે છે.

તત્ત્વજ્ઞ પુરુષોનો એવો નિશ્ચય છે કે જ્યાંસુધી મનુષ્ય યત્નમાં જોડાવા યોગ્ય હોય છે ત્યાંસુધી તેણે યોગ્ય યત્નમાં જોડાયા કરવું અને કદાચિત્ તેનું નિયમિત ફલ પ્રકટ થયું પ્રતીત ન થાય તો અવિશ્વાસવડે તે યત્નને ત્યજવો નહિ. કારણ કે યોગ્ય પ્રયત્નનું ફલ જ્યારે ત્યારે પણ પ્રતિબન્ધક હેતુનો અભાવ થયેથી અવશ્ય પ્રકટે છે. આ નિશ્ચયને અનુસરીને તત્ત્વજ્ઞ મહાત્માઓ મનુષ્યને યોગ્ય પ્રયત્નમાં જોડવારૂપ યત્નને સદા સેવે છે; અને જો કે આ સર્વ મનુષ્યો એકે કાળે તે યોગ્ય યત્નમાં જોડાયલાં જણાતાં નથી તોપણ તે મહાત્મા પોતાના કોઈ યોગ્ય પ્રયત્નને ત્યજતા નથી, કારણ કે યોગ્ય પ્રવૃત્તિનું યોગ્ય ફલ મળે જ છે એવો સ્વાનુભાવથી બંધાયલો તેમનો દૃઢ નિશ્ચય છે.

સુજ્ઞ ગૃહસ્થો ! આ પ્રકારનો નિશ્ચય મારામાં પણ દૃઢપણે સ્થિત છે તેથી આ પ્રવૃત્તિને મારો સ્વધર્મ હોવાથી મેં સ્વીકારી છે. પોતાના યોગ્ય ધર્મનો ત્યાગ કરીને અયોગ્ય ધર્મને સેવનાર કોઈ પણ મનુષ્ય સુખને પામ્યું હોય એવું સાંભળવા કે જોવામાં આવ્યું નથી, તેમ જ હવે પછી જોવા કે સાંભળવામાં આવશે એવો કોઈ પ્રબલ કારણથી નિશ્ચય થતો નથી. જેથી સ્વધર્માચરણ જ ઈપ્સિતાર્થ આપનાર હોવાથી સદા સેવવાયોગ્ય છે એમાં કાંઈ સન્દેહ નથી.

જ્યારે અયોગ્ય અને અધર્મરૂપ પ્રવૃત્તિથી જ સુખની અપ્રતીતિ અને દુઃખની પ્રાપ્તિ છે, ત્યારે હવે આપણે સુખદુઃખનાં સ્વરૂપસહ સુખ-દુઃખના સાધકબાધક ઉપાયોના સ્વરૂપનો અને ધર્માધર્મના સ્વરૂપનો તથા ધર્માધર્મના સાધકબાધક ઉપાયોનો કંઈક વિસ્તારથી વિચાર કરવો અવશ્યનો છે.

**યજ્ઞપુરુષ સરસ્વતીને** કહે છે : હે સન્મતિવાળી ! હવે સમય થયો છે તો અત્રથી જ અટકાવું છું. એ પછી જે ગંભીર અને સહસા સર્વને ન પ્રાપ્ત થઈ શકે એવો અપૂર્વ બોધ તે દ્વેષજ્ઞ બ્રાહ્મણે સર્વને આપ્યો છે તે હું તને યથાવત્ ક્રમથી કાલે કહીશ. તેમ જ તેની દૈવજ્ઞા સ્ત્રીએ સ્ત્રિયોપ્રતિ જે અતિ ઉત્તમ બોધ આપ્યો છે તે પણ હું તને રુડે પ્રકારે સંભળાવીશ. તું ધૈર્યથી શ્રવણ કરી લક્ષમાં રાખી સુખાનુભવ કરજે.

**મનોહર** કહે છે : આ પ્રમાણે પોતાની **સરસ્વતી** સ્ત્રીને આ ઉત્તમ કથા કહીને પછી **યજ્ઞપુરુષ** ત્યાંથી ઉઠે છે અને **સરસ્વતી** પણ સાંભળેલી વાર્તાનું સ્મરણ કરતી પોતાને કરવા યોગ્ય વ્યવહારમાં પ્રવેશે છે.

**વિઠ્ઠલજી** : જય જય **શ્રીસદ્ગુરુદેવ** (સર્વે બોલે છે. પછી નિયમપ્રમાણે **મનોહરભટ્ટ** પદ બોલે છે. )

**મનોહર** : (ગાય છે.)

**પદ. ગરબી.**

શુભ યત્નવિના, શુભ ફળ તો નથી મળતું જોજો વિચારી,
ધાર નિશ્ચય આ, શુભ યત્ને સુખ સાધો સુઘડ નરનારિ ! ટેક.
જન યત્નવડે શુભ ગૃહ રચતા, લહે વિદ્યા જો યત્ને મચતા,
મૂઢ યત્નવિના દુઃખમાં પચતા; શુભ યત્ન૦ ૧
શુભ વસ્ત્રાભૂષણ યત્નવડે, શ્રીયશ પણ યત્નથકી જ જડે,
આળસુ જનને અતિ પીડ પડે; શુભ યત્ન૦ ૨

સ્ત્રી સુત ને સ્વર્ગ મળે તેથી, પદ ઈશિતણું મળતું એથી,
વિણયત્ને ભ્રષ્ટ થતા બેથી;[1] શુભ યત્ન૦ ૩
આ રાજ્ય મળે તે પણ તપથી, સિદ્ધિ મહામંત્રતણા જપથી,
સુખ યત્નવિના ન, મરે જો મથી; શુભ યત્ન૦ ૪
પુરુષાર્થી પ્રભુપદ પામે છે, અક્ષયસ્વરૂપે જીવ જામે છે,
મૂર્ખનું સ્થળ તો યમધામે છે; શુભ યત્ન૦ ૫
સુખ ત્યાં શુભ યત્ન અવશ્ય ભણું, કાં પૂર્વનું કાં આ જન્મતણું,
કુયત્ને જો ગોકંડડણું;[2] શુભ યત્ન૦ ૬
શુભ યત્ન ધરો સમજી પ્રીતે, ધરી ધર્મ ધસો રીતે રીતે,
મનહર પુરુષાર્થી જગત્ જિતે; શુભ યત્ન૦ ૭

**દાસ** : બોલો સીકુંજબિહારીલાલકી જે. (સઉ બોલે છે.)

**વિઠ્ઠલજી** : સમય થયો છે. ત્યારે શેઠ ! હવે ભટ્ટજીને વિશ્રાંતિ લેવા દઈએ અને આપણે સર્વ ઉઠીએ. આ કૃષ્ણદાસભાઈજોડે વાર્તા કરવી હોય તો વળી કાલે અવકાશના સમયમાં પ્રસંગ કાઢજો.

**દાસ** : હા જેવી આપની આગના. ના ના એમાં બચારા માસ્તર-સાથે સી વાત કાઢવી’તી ? હજુ એમની સાથે વાત કરવા લાયક એ-મને થવા તો દઈએ. જ્યાં ત્યાં એમને આ ઠેકાને આવતાં તો હજી બે જ દા’ડા થયા છે ! ધીરે ધીરે બોલવાની ચાલવાની રીતભાત સમજાસે. એ તો જાતે જરા અક્કલમંદ છે એટલે એને સુધરતાં વાર નહિ લાગે. ( કૃષ્ણ૦ ને ) જુઓ ભાઈ માસ્તર !, મારા બોલવાનું દુઃખ લગાડસો નહિ હોં ભાઇ ! હું તો તમારો સઉ ભાઈઓનો દાસ છું. ( એમ બોલી ઉઠતાં ) ઉઠજો રે સઉ બાઇઓ ભાઇઓ ! બોલો હરા હરા મહાદેવ. (સઉ બોલે છે).

**કૃષ્ણ૦** : (ઉઠતાં ઉઠતાં) ના રે સેઠ સાહેબ ! આપ તો સુરબ્બી-જેવા છો. આપજેવા નરમ માણસના બોલવાનું દુઃખ હું માનતો નથી. (પછી વારાફરતી સઉ ભટ્ટજીને નમન કરીને પોતપોતાને ઘેર જાય છે.)

**ચંદન** : ( પોતાની મેડીએ જઈને પોતાના પતિ કૃષ્ણદાસને ) કેમ માસ્તર સાહેબ! શા મનસુબામાં છો ? આપનાં નામાં તો હવે બધે માસ્તરમાં છપાઈ ગયાં હોં !

---

૧ આ લોક અને પરલોકથી. ૨ ગાયના ડોકમાં નાંખેલો લાકડાનો કકડો.

કૃષ્ણ૦ : એમાં સું ખોટું થયું છે જે? માસ્તર કોને કહેવાય છે ને માસ્તર શબ્દનો અર્થ સુ છે તેની તને કાંઈ ખબર છે કે એમ જ? માસ્તર એટલે તો ધણી, સમજી કેની?

**ચંદન** : ઓહો! એવો અર્થ છે કે! ત્યારે હવે મારે તો તમને અટકે ટચકે કામ પડે તો માસ્તર કહીને જ બોલાવવા, કેમ ખરું કેની? આ પેલા બાલુશેઠ તો તમને માસ્તર જ કહે છે ત્યારે તેનાએ તમે ધણી ખરા કેની? ત્યારે હવે આ નકામી ચાકરી શીદ કરવી પડે? એ તો લક્ષાધિપતિ છે.!

કૃષ્ણ૦ : એમ માસ્તર કહ્યા તેણે કંઈ ધણી થઈ ગયા કે? એ તો એક માન આપીને બોલાવવાની રીત છે. બાલુસેઠવગરે બીજા ધણાએ મને તો માસ્તર જ કહે છે.

**ચંદન** : વારુ ત્યારે માસ્તર! હવે કહો કે આ કથામાં આવીને તમને શું ફાયદો જણાયો?

કૃષ્ણ૦ : ફાયદા વલી સેના જણાવા'તા! એ તો એ ઘડી ઠીક છે, નવરાની નિસાની! વખત કાઢવાના રસ્તા છે!

**ચંદન** : તમે તો 'ભૂલો આવ્યો ને ઠાલો ગયો' એ કહેવતવાળી વાત કરી તો! ગયા તેનું કંઇ ફળ મેળવ્યું નહિ!

કૃષ્ણ૦ : ફલ મેલવવાના ધણાએ રસ્તા છે. તે કંઈ અમારા અજાણ્યા છે? તાં સુ ફલ મેલવવું'તું?

**ચંદન** : એમ છે ત્યારે તો લાવોને મને ફળ મેળવવાનો આ શિવાયનો બીજો એકાદ રસ્તો બતાવો તો ખરા! હું તો ફળની બહુ ભુખી છું, સમજણ પડી કેની?

કૃષ્ણ૦ : પડી પડી સમજણ! એમ ફલના રસ્તા રસ્તામાં પડયા હસે? ફલ મલવાં સહેલાં નથી, સમજી કેની!

**ચંદન** : સમજી સમજી; ફળના રસ્તા રસ્તામાં નથી પડ્યા, એ તો તમારા અંતરમાં પડ્યા છે; કેમ એમ જ કેની? કાઢો ત્યારે હવે, શો વિલમ્બ છે?

કૃષ્ણ૦ : એમ રસ્તા નીકલતા હસે? તારો અધિકાર જોઈસું ત્યારે અમારી મેલે કાઢીસું.

**ચંદન** : મારો અધિકાર હમણા નથી કે શું! જો એમ હોય તો એ અધિકાર મેળવવાનો તો એકાદ રસ્તો કાઢી બતાવો.

કૃષ્ણ૦ : વખત આવસે એટલે વગર કહે જ કાઢસું.

**ચંદન** : તે વખત ક્યારે આવશે તેની કંઈ ખાતરી છે ? તેની કાંઈ નિશાની કહો તો હું તે વખત આવે એટલે કહું.

**કૃષ્ણ૦** : એમાં કહેવું'તું સું ? વખત આવસે એટલે એની મેલે જણાસે.

**ચંદન** : એની મેળે તે જણાય ? તમારી પાસે બધાના રસ્તા છે તો તે વખતને આણવાનો પણ હશે જ. માટે આજે જ તેને આણવાનો રસ્તો કાઢીને આણો ને મને ફળ દેખાય એવું કરો.

**કૃષ્ણ૦** : તારે એવું કયું ફલ જોઇએ છે ? અમારી પાસે તો બધા ફલના ઉપાય છે.

**ચંદન** : મારે તો પરમેશ્વરના સ્વરૂપને જાણવું છે. ને એવું ફળ એક જોઈએ છે કે ફરી બીજું ફળ માગવાનું બાકી જ નહિ રહે.

**કૃષ્ણ૦** : એટલું જ કેની ? ઠીક છે, કાલે સંભારજે. હમણા તો ઉંઘ આવે છે.

**ચંદન** : આ હમણા તો દયા જાણીને જવા દઉં છું. પણ કાલે છોડનાર નથી હોં, યાદ રાખજે.

**કૃષ્ણ૦** : હા હા, ઠીક છે. એમાં સી મોટી વાત છે જે ? (મનમાં) 'અણી ચુકયો સો વરસ જીવે.'



## दिवस : ३०.

**વિજયા :** [ પ્રભાતમાં પદ ગાય છે. ]

### પદ. પ્રભાત.

સકલ પાપ તાપ કાપ અભયવરદ દાતા!
પરમ પદવિ આપ બાપ જગતતણા ત્રાતા!
અવર કામ ક્લેશમાત્ર ઉર ન આણ માગું,
દોષકોશ સઘ ટાળ, પ્રણમી પાય લાગું; સકલ૦ ૨
મોહજાળ ત્રોડ તાત! કરું ન કદી તાગું,
હું ન તું ન આ ન તે ન, સમજી શુદ્ધ જાગું; સકલ૦ ૩
રવડતા અનેક જીવ, દ્વાર ઈશ તારે,
શ્રવણ ધરી શબ્દ કોણ, સદ્ય ધાય વ્હારે; સકલ૦ ૪
સમીપ કાળ માળ લેઈ મરણતણી હાથે,
ક્ષણક્ષણપ્રતિ વેગ લાવી, આવી રહ્યો માથે; સકલ૦ ૫
અવર શરણ કેમ સ્હાય, પાય ગ્રહ્યા જેણે,
આણ દાઝ દીન દાસ, માર ખાય મ્હેણે; સકલ૦ ૬
વચન એક અર્પો આજ, ધૈર્ય ધરી રાખું,
નરહરિ પ્રભુ દે પ્રસાદ, સ્વરૂપસ્વાદ ચાખું; સકલ૦ ૭

એલા બીજા મહેલામાં રહેલો અતીત પોતાના નિયમપ્રમાણે વહેલે ઉઠીને નીચે પ્રમાણે શ્લોકો મોટે સાદે બોલે છે:

ब्रह्माकारतया सदा स्थिततया निर्मुक्तबाह्यार्थधी-
रन्यावेदितभोग्यभोगकलनो निद्रालुवद्बालवत् ।
स्वप्नालोकितलोकवज्जगदिदं पश्यन् क्वचिल्लब्धधी-
रास्ते कश्चिदनंतपुण्यफलभुग्धन्यः स मान्यो भुवि ॥१॥[१]

महास्वप्ने मायाकृतजनिजरामृत्युगहने
भ्रमन्तं क्लिश्यन्तं बहुलतरतापैरनुदिनम् ।
अहंकारव्याघ्रव्यथितमिममत्यन्तकृपया
प्रबोध्य प्रस्वापात्परमवितवान्मामसि गुरो ॥२॥[२]

लक्ष्ये ब्रह्मणि मानसं दृढतरं संस्थाप्य बाह्येन्द्रियं
स्वस्थाने विनिवेश्य निश्चलतनुश्चोपेक्ष्य देहस्थितिम् ।
ब्रह्मात्मैक्यमुपेत्य तन्मयतया चाखण्डवृत्त्यानिशं
ब्रह्मानंदरसं पिबात्मनि मुदा शून्यैः किमन्यैर्भृशम् ॥३॥[३]

---

૧. **ભાવાર્થ**—સદા બ્રહ્માકાર સ્થિતિ હોવાને લીધે જેની બુદ્ધિ બાહ્ય વિષયથી વ્યાવૃત્ત થઈ છે એવો, પર પુરુષે જણાવેલી ભોગ્ય વસ્તુને નિદ્રાલુ અથવા બાલકની પેઠે ભોગવનાર, સ્વપ્નમાં દીઠેલા લોકસમાન આ જગતને અસત્ય માનનાર અને અસંખ્ય સુકૃતનાં ફલને ભોગવનાર કોઈ સ્થિતધી યોગી કોઈ સ્થલે બેસે ( વિચરે ) છે તે આ પૃથ્વીમાં પ્રશંસાપાત્ર છે.

૨. મોટા સ્વપ્નમાં માયાથી રચાયલા જન્મજરામૃત્યુરૂપ વનમાં ભટકતો, પ્રતિદિન બહુ તાપથી તપ્ત થતો અને અહંકારરૂપ વ્યાઘ્રથી પીડાતો એવો જે હું તેને અત્યંત કરુણાથી સ્વપ્નમાંથી જગાડી, હે ગુરો ! આપે રક્ષણ કર્યું છે.

૩ બ્રહ્મરૂપ લક્ષ્યમાં દૃઢતાથી મનને સ્થાપીને અને બાહ્ય ઇન્દ્રિયને સ્વગોલકમાં સ્થાપીને, સ્થિર આસન વાળીને, દેહના નિર્વાહઉપર લક્ષ ન આપતાં, બ્રહ્મ અને જીવની એકતા જાણી નિઃશેષ વૃત્તિને તદ્રૂપ કરી સુખપૂર્વક બ્રહ્માનંદરસને નિરન્તર પીધાં કર. અન્ય મૃષા (અસત્) પદાર્થથી શો અર્થ સરવાનો છે ?

नो देहो नेन्द्रियाणि क्षरमतिचपलं नो मनो नैव बुद्धिः
प्राणो नैवाहमस्मीत्यखिलजडमिदं वस्तुजातं कथं स्याम् ।
नाहंकारो न दारागृहसुतसुजनक्षेत्रवित्तादि दूरं ।
साक्षीचित्प्रत्यगात्मा निखिलजगदधिष्ठानभूतः शिवोऽहम् ॥४॥[4]

ब्रह्मप्रत्ययसंततिर्जगदतो ब्रह्मैव सत्सर्वतः
पश्याध्यात्मदृशा प्रशान्त मनसा सर्वास्ववस्थास्वपि ।
रूपादन्यदवेक्षितं किमभितश्चक्षुष्मतां दृश्यते
तद्वद्ब्रह्मविदः सतः किमपरं बुद्धेर्विहारास्पदम् ॥२॥[5]

चिंताशून्यमदैन्यभैक्ष्यमशनं पानं सरिद्वारिषु
स्वातंत्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा श्मशाने वने ।
वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वास्तु शय्या मही
संचारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥६॥[6]

---

૪ હું દેહ નથી, ઇન્દ્રિય નથી, વિનાશી અને અતિ ચંચલ મન નથી, બુદ્ધિ નથી; પ્રાણ નથી, તો આ નિઃશેષ જડ વસ્તુનો સમૂહ હું ક્યાંથી હોઉં ? અહંકાર નથી, અને સ્ત્રી, ગૃહ, પુત્ર, બંધુ, ક્ષેત્ર, ધન વગેરે પદાર્થ મારાથી વ્યતિરિક્ત હોવાને લીધે મારું સ્વરૂપ નથી; પણ હું તો સર્વ વસ્તુનો સાક્ષી, ચિન્મય અંતર્યામી આત્મા અને સમગ્ર વિશ્વપ્રપંચના અધિષ્ઠાનરૂપ શિવસ્વરૂપ છું.

૫ જગત્ એ બ્રહ્મની સ્ફૂર્તિના પ્રવાહરૂપ છે માટે પ્રત્યેક અવસ્થામાં જ્ઞાનચક્ષુથી, શાંત મનથી સર્વત્ર તે બ્રહ્મને જ જો. જેમ નેત્રવાન્ પુરુષોની દૃષ્ટિમાં આવતા આસપાસના પદાર્થો રૂપવિના અન્ય કાંઈ નથી તેમ બ્રહ્મવિત્ સત્પુરુષની બુદ્ધિનું વિહારસ્થાન બ્રહ્મવિના અન્ય શું હોઈ શકે ?

૬ તત્ત્વજ્ઞ પુરુષો ચિંતા અને દીનતાથી રહિત ભિક્ષાન્નનું પ્રાશન કરે છે, નદીજલનું પાન કરે છે, તેઓની સ્થિતિ સ્વતંત્ર અને અનર્ગલ હોય છે, શ્મશાનમાં કે વનમાં ભયરહિતપણે તેઓ સુએ છે, ધોવા સુકવવા વગેરે ઉપાધિથી રહિત તેમનું દિશારૂપ વસ્ત્ર હોય છે, તેમની શય્યા પૃથ્વી છે, વેદાંતમાર્ગમાં તેઓ વિહાર કરે છે અને પરબ્રહ્મમાં ક્રીડા કરે છે.

**મુકુંદ૦:** (જે આ અતીતના બીજા શ્લોકથી જ જાગી ઉઠેલો, તે પથારીમાં પડ્યો પડ્યો એને બોલી રહેવાની વાટ જોતો હતો તે જ્યારે એ અતીતને ઉપરાઉપરી શ્લોક બોલતો જાણ્યો અને તેના બોલવાનો વહેલો અન્ત આવ્યો નહિ એટલે ધીરજ ન રહેવાથી એકદમ મોટેથી) અરે! આ સાલા સીપાતને કોઈ વારતુંએ નથી! કમબખત રોજ ઉંઘમાં ખલેલ કરે છ. એને સાલાને દુઃખીયાને નવરાને ઉંઘ ના આવે એટલે સું બધાને ઉંઘવા નહિ દે કે? ચાલ આજ તો એનો ધાટ ઘડ્યા પાકી ના રહું. સાલી ભલાની દુનિઆં નથી.

**જયન્તી:** (અતીતને બોલતો સાંભળેલો ત્યારથી જ ધારી રહી હતી કે જો જાગ્યા તો આજે પણ આ ત્યાગીના ભોગ મળવાના છે, તે જેવા મુકુંદદાસને ઉપરપ્રમાણે બોલતા સાંભળ્યા એટલે આગળ આવીને) કેમ આજે પણ પાછું સવારના પહોરમાં એના જ ભાગ્યનું પોંદડું ફરવું કે શું?

**મુકુંદ૦:** અરે સું તને પણ મુદ્દલ ભાન નથી! એને તો અભાગીયાને સાલાને અક્કલ નથી પણ તારીએ અક્કલ બલી ગઈ છે કે આટલી વહેલી મારા ઉઠ્યા પહેલી બારીઓ ઉધાડી નાંખે છ!

**જયન્તી:** તમારી એમ મરજી હશે તો હું તો કાલથી બારી બિલકુલ ઉધાડીશ જ નહિ. આ બારીઓ હું તો એટલા સારુ ઉધાડું છું કે લગાર ઠંડો પવન આવે તો તમને ઉંઘ સારી આવે. બંધ બારીએ બાફ મારે છે તે તમે નથી જાણતા?

**મુકુંદ૦:** આ સાલાનો મોટો ગધેડાજેવો ઘાંટો આવીને કાનમાં વાગે છ તેવો કાંઈ બાફ નડવાનો નથી, પણ સબુર કર, આજે એની સાલા દાંડીયાની ખબર લઉં છ. પછી જો કાલથી કેવો બૂમો પાડવી ભૂલે છ તે તને દેખાડીસ.

**જયન્તી:** ખરું જોતાં તો તમારે એનો ઉપકાર માનવો જોઈએ. કારણ કે એક તો તમને જલદી ઉઠાડ્યા ને વળી કાલના કરતાં આજે ક્રોધ ઓછો ચઢ્યો.

**મુકુંદ૦:** એ તો વલી કાલની પેઠે તું મારો વાંક કાઢે માટે મેં જાણી જોઈને આજે તો ગુસ્સો ઓછો આણ્યો છ. એમાં એનો ઉપકાર સેનો?

**જયન્તી:** ત્યારે શું મારા ધાકથી તમને ઓછો ક્રોધ ચઢ્યો? જો એમ હોય તોપણ પાડ તો એનો જ માનવાનો. કેમકે મેં પણ એને

લીધે જ તમારી સાથે વાતચીત કરી'તી કેની ?

**મુકુંદ૦ :** તું મને ઓલખે છ ? એનો પાડ માનું એવો હું નથી. તેમ જ તારો ધાક માનું એવો પણ નથી. હું તો મારી મરજીપ્રમાણે જ ચાલનાર છું. પણ કોઈ વાર કોઈ કામમાં જાણી જોઈને તારે લીધે લગાર નમતી દોરી મૂકું છ.

**જયન્તી :** એમ છે ત્યારે તો ઘણું સારું. લો ઉઠો ત્યારે હવે જો પેલાનો કંઈ કહેતા'તા તેમ ઘાટ ઘડવો હોય તો જલદીથી દાતણ કરી લો. પછી દિવસ ચઢી જશે તો આ બધા આડોસીપાડોસી સઉ પોતપોતને કામે બહાર નીકળી જશે.

**મુકુંદ૦ :** (વહેલો વહેલો પથારીમાંથી ઉઠીને બારીઆગળ બેસતાં) લે લાવ ત્યારે દાતણપાણી ઝટ લાવ, કરી લઉં.

**જયન્તી :** ( દાતણપાણી તૈયાર રાખ્યું હતું તે આગળ મૂકીને ) લો આ દાતણપાણી. કેમ વારુ મને સમજણ પાડશો કે એનો ઘાટ શી રીતે ઘડવો ધાર્યો છે ?

**મુકુંદ૦ :** એ વાત તારા આગલ કરવાની નહિ. તમે બૈરાંની જાત. તમારા પેટમાં વાત ટકે નહિ. સાલી કહેવત છે કેની કે 'બિલાડીના પેટમાં ખીર પચે નહિ.' તેમ બૈરાંપાસે વાત આવી કે કાનોકાન ચાલી માટે છાની મસલત હોય ત્યાં સુધી તમને બૈરાંને કહેવાની નહિ.

**જયન્તી :** બધાં બૈરાંને સરખાં જ ગણ્યાં કે ? તમારા મનથી ખાતરી હશે કે પુરુષ તો કોઇની છાની વાત પ્રકટ નહિ જ કરતા હોય, કેમ ?

**મુકુંદ૦ :** ના ના એમ નથી. કોઈ કોઈ બુદ્ધિના બારદાનજેવા પુરુસો પણ વાત કરવા લાયક હોતા નથી. અને તેવાં ઘણાં બૈરાં પણ નાલાયક જ હોય છે.

**જયન્તી :** ત્યારે મારું નામ પણ નાલાયક બૈરાંમાં ખપ્યું છે કે શું ? કોઈ વાર મારો કોઈ વાત કહીને વિશ્વાસ પાડી જોયો છે કે એમ ને એમ જ મત બાંધ્યો છે ?

**મુકુંદ૦ :** તારું નામ હજી લાયકમાં દાખલ નથી થયું તેમ નાલાયકમાં પણ નથી થયું. હજી ત્રીજા ખાતામાં છે એમ જાણજે. સમજી કે નહિ ?

**જયન્તી :** હું તો તમારે વશ પડેલી છું એટલે જેમ સમજાવશો તેમ જ સમજવાનું છે કેની ? હું મારી મેળે સમજું તે શા કામનું ?

કેમ ત્યારે હવે તમારે મારાથી છાનો પેલાનો ઘાટ ઘડવાનો હોય તો મારે કામે જાઉં ?

**મુકુંદ૦ :** ના ના તારાથી છાનું તો સું છ, પણ હવે તારે જવું હોય તો હમણાં જા. હું પેલા સઉને બોલાવીને એક વાર વિચાર કરૂં. (જયન્તી ઘરમાં જાય છે; અને મુકુંદ૦ પોતાના સામા ઘરમાં રહેનાર કેવળને બોલાવે છે) અલ્યા ઓ કેવલ ! લગાર નવરો હોય તો અહિં આવી જજે ને આ તારા પડોસી રામસંકર પુરાણીને બોલાવતો આવજે. (પછી પોતાના પડોસી ગોવિંદરામ દવેને બૂમ પાડે છે) દવે ! ઘરમાં છો કે ? એ દવે ! છો કે ?

**ગોવિંદ૦ :** એ કોણ બોલાવે છે ? મુકુંદદાસ કે ? કેમ ભાઈ ! શું કામ છે ?

**મુકુંદ૦ :** એ દવેજી મ્હારાજ ! જરા ફુરસદ હોય તો અહિંસુધી દયા કરજો. એક અગતનું કામ પડ્યું છ. ( કેવળ પુરાણીને તેડીને આવે છે, અને દવે પણ આવે છે. તેમને આવ્યા જોઈ) આવો આપણે ચાર જણ થયા. પણ પાંચમું કોઈ જોઈએ, કેમકે પાંચ ત્યાં પરમેસ્વર, કેમ મ્હારાજ ! ખરું કેની ? કોને બોલાવસું ? અલ્યા કેવલ ! જાની, આ દવેજીના પડોસી ગોરધન ભટને બોલાવી લાવ. એ પણ લગાર ખબરદાર માણસ છે. (કેવળ જઈને તેડી લાવે છે.)

**ગોરધન :** કેમ ભાઈઓ ! આજે સવારના પ્હોરમાં ચંડાળચોકડી મળીને શું કરવું ધાર્યું છે ? કોઈને બેસાડવું છે કે ઉઠાડવું છે ?

**મુકુંદ૦ :** અરે ભાઈ ! લગાર દમ ધરીને બેસો તો ખરા. આ તમારા વગર કામ ચાલે એવું નો'તું તેથી એક વિચાર કરવા બોલાવ્યા છ.

**ગોવિંદ૦ :** જુઓ ભટ ! તમારા વગર ચંડાળચોકડી પૂરી થતી નહોતી તેથી તમને બોલાવ્યા છે. હવે જે વાત થવાની હશે તે થશે. નિરાંતે બેસો. કહો હવે મકનદાસ ! જે તમારે કહેવાનું હોય તે.

**મુકુંદ૦ :** જુઓ ભાઈ ! સઉથી પહેલું પૂછવાનું તો એ જ છે કે તમે ત્રણ જણા વેદવાન છો તે સાસ્ત્રમાં કે કોઈ જગાએ એવી વાત છે કે જે આ સંસારમાં ત્યાગી થાય તેણે પાછા સંસારીના મ્હોલ્લામાં ઘર બાંધી રહેવું ?

**ગોવિંદ૦ :** અલ્યા ભાઈ ! એવું તે વળી હોય. ત્યાગી થયા પછી તે ત્યાગીને ઘર બાંધીને સંસારીભેગા રહેવાનું શાસ્ત્ર કહે ત્યારે પછી ત્યાગ કહેવાનું પ્રયોજન શું ?

મુકુંદ૦ : ત્યારે તમે જાણનારા બધા આપણા મ્હોલ્લામાં રહો છો ને આ પેલો ત્યાગી આપણા ગ્રસ્થના મ્હોલ્લામાં ઘર બાંધીને રહ્યો છે એને કોઈ પૂછતું કેમ નથી? એવા માણસોને આપણા મ્હોલ્લામાંથી કાઢવા જોઈએ. જે ધર્મથી નહિ ચાલે તેની સોબત રાખવાનું તમારા સાસ્ત્રમાં કાંઈ કહ્યું છે?

રામશંકર : જુઓ ભાઈ! શાસ્ત્રમાં તો દુર્જન મનુષ્યથી દેશને અંતરે રહેવાનું કહ્યું છે. નઠારા માણસનો સહેવાસ નબળું જ ફળ આપે છે.

કેવળ૦ : એ સાલો કંઈ સવાડમાં ઉઠીને એનું ભનાવાનું ગાવાનું હોય છે ટે ગાય છે ખડો, ને કાંઈ ભનેલો પન છે. કેમકે બામનીયા બોલીમાં કોઈ વખટ કોઈની જોડે વાટ કડે છે પન ખડો, પન બાવા આપનને સી ખબડ કે એને સું આવડે છે? આ પુડાની એની ટપાસ કાઢે. જો ઠોડું ઘનું ભનેલો હોય ટાડે ટો સાડું.

ગોરધન૦ : અલ્યા કેવળ! તને શી ખબર છે જે! ઉગ્યા આ-થમ્યાનું ભાન તો છે નહિ! કાળા અક્ષરને તો કુટી મારે છે! ધોળાપર કાળું કરતાં તો આવડતું નથી ને મોટી વાત કરે છે કે થોડું ભણ્યો છે ને વળી બામણીઆ બોલી બોલે છે! અલ્યા તને સમજણ છે? ઘણું ભણેલા હોય તેમાં કોઈ એક સારા હોય. બાકી બહુ ભણ્યા તે બહુ ભુંડા. ઘણુ ભણ્યો એટલે એનો ભય ગયો! કેમ દવેજી! ખોટું કહું છું?

ગોવિંદ૦ : ના ભાઈ ના, કોણ ખોટું કહે છે. મેં તો ઘણાએ ભ-ણેલા જોયા છે. કેટલાએક તો સમર્થ શાસ્ત્રીઓ, પણ દુર્ગુણનો પાર નહિ, નિત્યકર્મમાંએ શ્રદ્ધા નહિ. પરમેશ્વરનો ભય નહિ એટલે પછી શું પૂ-છવું! બધી વાતે પૂરા! બૈરાંમાં તો કહેવત જ છે કે 'ભણ્યા તેનો ભરોંસો નહિ.'

રામ૦ : જુઓ ભાઈ! બધા ભણેલા કંઈ નઠારા હોય છે? એ તો ગામ હોય ત્યાં અંત્યજનાં ઘર પણ હોય, તેમ મહીં નઠારાએ નીકળે.

ગોરધન : એમ નહિ. એ તો અંત્યજના આખા ગામમાં જેમ એક કોઈ ઉજળીયાત મોદી હોય—દુકાનદાર, તેવા કોઈ કોઈ ભલા ખરા.

રામ૦ : ત્યારે હું પણ તે જ કહું છું ભાઈ! મારી વાત સાંભ-ળતા નથી ને નકામી ટેચ વધારો છો. સઉ જાણે જે મારા સમાન કોઈ ડાહ્યું નથી.

ગોરધન : હા હા તમારો ભરોંસો નહિ. તમે પુરાણી છાશમાં પાણી રેડનારા. પોથીમાંનાં વેંગણની કહેવત તે તમારા જેવા પુરાણીઉપ-

રથી જ ચાલેલી કેની? તમે આખા ગામને કથા સંભળાવો પણ દીવા-પાછળ અંધારાની પેઠે તમારા હૃદયમાં શૂન્યકાર! પોથીની શિખામણ પોથીમાં! જેમ પેલો ચકમકનો પથરો હજાર વર્ષ પાણીમાં પડ્યો રહે પણ જ્યારે ખરા લોખંડજોડે ટીચાય કે દેવતા ઝરે, તેમ તમારું મન રાત-દા'ડો પોથીમાં ને પોથીમાં. પણ લગાર વહેવારમાં ચાલ્યા કે પછી પથ્થર-જેવું તમારું મન જાણવું. જોજો! દુઃખ લગાડતા.

ગોવિંદ૦: ખરું કહેવું એમાં ખાર શો? એ તો પુરાણી પોતે ક્યાં નથી જાણતા? બધુંએ સમજે છે.

**રામ૦**: તમે બંને બહુ ડાહ્યા છો તે હું સમજું છું. આ **ભટ** તો ગોરપદું કરીને, સાચાંજુઠાં કાળાંધોળાં કરીને પૈસો ભેગો કરનારો. અને આ તમે વળી દસા અગીયારમાં સરાવીને ખોટાં ક્રિયમાણ કરા-વીને જ્યાં ત્યાંથી લોકોને સમજાવીને પેટ ભરો છો તે મને વળી ખરા-ખોટાની વાત કહેવડાવવા બેઠા છો!

કેવળ૦: અડે મ્હાડાજો! લગાડ લગાડ વહેંચી ખાઓ, લડો નહિ. આપને જે કામે આવ્યા હોઇએ ટે કડોની. આમ માંહોમાંહી લડવાની વાટ સી કડો છો?

ગોવિંદ૦: ભાઈ! આપણા લોકનું બધું એમાં ને એમાં ગયું. માંહોમાંહે ખટપટ ચાલે એટલે બેની લડાઇમાં ત્રીજાનું કામ થાય.એક તો આપણામાં અંગબળ નહિ, બુદ્ધિબળ પણ સાધારણ હોય, તેમાં સંપ નહિ ને વળી તિરસ્મારખાં હોઈએ, એટલે કોઇનું સંખાય પણ નહિ. આ આપણા લોકની આમ ને આમ ખોટી પતરાજીની ટેવથી જ બધી ખ-રાબી થઈ છે.

**રામ૦**: હું પણ એ જ કહું છું કેની કે ગોળ નહિ ને વળી ગોળજેવી જીભ નહિ. દૈવત મળે નહિ ને આંખમાં અદેખાઈ! પડો-સીનું પણ ભલું દેખી ખમાય નહિ! પછી સાળી ખરાબી તે ના થાય? અંધારું તે કેટલું? પોતાંનું પારકું પણ સમજાય નહિ ને મોઢે આવે તે બોલવું!

ગોરધન૦: ના ના તમે તો પુરાણી બાવા! મોંઢુ સીવીને બેસી રહો છો નહિ વારુ?

મુકુંદ૦: લો ભૂદેવ! હવે આપણે આપણા મુદ્દાઉપર આવો. આડી

વાતમાં વાત વધીને વગરકારણે દુધ પીવાજેવું હોય ત્યાં ઝેર પીવાજેવું થઈ રહે.

ગોવિંદ૦: જુઓ શેઠ! તમને અમારી વાતમાં સમજણ નહિ પડે. એ તો અમે બોલીએ પણ ખરા, ને પાછા ભેગા બેશીને જમીએ. કંઈ ઉના પાણીથી ઘર બળવાનું નથી. એ તો અમારા પુરાણીનો સ્વભાવ લગાર આકરો છે એટલે આ ભટ એને જરા ખીલવે છે. અહિઆં કોઈ વઢી મરે એવુ નશી.

ગોરધન: લો પુરાણી મ્હારાજ! ક્ષમા કરજો હોં. અમે તો જેવા તેવા પણ તમારા છીએ.

રામ૦: અરે ભાઈ! અમારા છો તેની અમે કેદ્દાડે ના કહીએ છીએ? પણ મ્હોંમાં આંગળીઓ ઘાલીને બોલાવો ત્યારે બોલ્યા વિના રહે-વાય નહિ. સમજણ પડી કેની?

ગોવિંદ૦: એ તો સમજણ બધીએ પડી છે, હવે આ શેઠ શું કહે છે એનો તોડ મુકોની એટલે ખોટી થતા ચુકીએ.

રામ૦: લો બોલો શેઠ! હવે શો મનસુબો છે? શી વાતનો નિશ્ચય કરવો છે?

મુકુંદ૦: નિસ્ચય તો એ જ કે આ ત્યાગી થઈને આપણા ગ્રસ્થના ભરચા મો'લ્લામાં ઘર માંડીને રહ્યો છે, તેનો કાંઇ રસ્તો કાઢવો જોઈએ.

રામ૦: સો વાતની એક વાત કરોની કે તમારી મરજી એને મ્હોલ્લામાંથી કાઢવાની છે. એની ચાલચલગતમાં કાંઈ વાંધાજેવું છે કે એની બીજી કાંઈ કસુર છે?

મુકુંદ૦: કસુર તો એ જ કે આપણો ને એનો સંસાર જૂદો. એ ત્યાગી ને આપણે સંસારી. ને વલી એની કંઈ કંઈ કડવી વાત પણ મારા કાનઉપર આવી છ ખરી.

ગોરધન૦: હા હા તે શેઠ ખરું કહે છે. એની રીતભાત તો સારી નથી જ. તમે વિચાર કરોની કે જે ઘરસંસાર છોડીને ભગવતસ્મરણ કરીને કાયાનું કલ્યાણ કરવા ત્યાગી થયો, પછી પાછું ઘર માંડીને બેઠો ને વ્યાજવટંદરનો કાંધાપાંજરાનો રોજગાર કરે છે, પછી એની રીતભાત સારી તે શેની હોય? એને કયાં છોકરાં છવાડવાં છે જે. વ્યાજનાં વ્યાજ ગણીને સવાયા દો'ઢા કરીને લોકોનાં ગળાં રેંસે છે. રાગડા તાણીને શ્લોક બોલ્યા ને પાટે બેશીને કથા કરી એટલે કંઈ મોટા થયા કે?

ગોવિંદ૦: ના એ વાત તો સાચી છે કે ત્યાગીને આવાં આચ-

રણ કરવાં કહ્યાં નથી. એનો ધર્મ એ સમજીને પાળતો નથી તો અધમ તો ખરો. જેનાં આચરણ સારાં નહિ તેનો સહવાસ સારો નહિ.

**રામ૦ :** ધર્મમાં સમજે તો બધુંએ, પણ પાળવું નહિ તેની શી વાતો? બાકી આજે સવારે શ્લોકો રાગોટતો હતો તેમાં આચાર્યે ત્યાગીના ધર્મ કહ્યા છે તે જ વાત હતી. આચાર્યે તો તે શ્લોકમાં ચોખ્ખું જ કહ્યું છે કે ત્યાગીએ તો ચિંતા અને દીનપણાથી રહિત થઈને સહજ સ્વભાવે જે કાંઈ ભિક્ષાનું અન્ન મળે તે ખાઈ લેવું. નદી તળાવ વાવ આદિ જળાશયો જેમાં દોરીલોટાની પણ જરુર ન પડે તેમાંથી પાણી પીવું. સ્વતંત્ર સ્વરૂપના અનુભવથી નિરંકુશ રહેવું, અર્થાત્ જ્ઞાતિઆદિનાં બન્ધનોથી અને ગૃહસ્થાશ્રમાદિનાં બન્ધનોથી મુક્ત થવું.વસ્તીનો ત્યાગ કરીને શ્મશાનમાં, વનમાં કે તેવા જ નિર્જન પ્રદેશમાં વૃક્ષના મૂલે જઈને નિદ્રા લેવી અથવા સુવું. ધોવા સુકવવાની અને ફાટવા ત્રુટવાની જેમાં બીક નથી એવાં દિશાઓરૂપી વસ્ત્ર પહેરવાં અને સ્વચ્છ સુકોમળ શય્યાથી પણ અધિક સુખ આપનાર ગણીને આ પૃથ્વીઉપર સુવું. સત્ય જ્ઞાન પ્રતિપાદન કરનાર જે સત્સ્વરૂપ વેદ છે અર્થાત્ જ્ઞાન છે, તેના અન્તને પામવારૂપ જે વેદાન્તશાસ્ત્રરૂપ માર્ગ છે તેમાં વિચરવું, અને તે સર્વ જ્ઞાનના તાત્પર્યરૂપ જે પરબ્રહ્મ વસ્તુ છે તેમાં સદા રમણ કરવું. સમજ્યા કેની? દવેજી! આ એનો ધર્મ, તે તો એ રોજે બોલે છે. પણ જેને પોતાના ધર્મઉપર શ્રદ્ધા નથી એવા પતિત લોકોને તેમાં સ્વાદ શેનો? એવા ધર્મે નહિ વર્તનાર ત્યાગી જે તે વેષ કાઢીને વેવલાં વીણે છે એમ સમજવું. આપણે તો બધુંએ સમજીએ છીએ. પણ હવે પારકી નિંદા કરવાનું આપણે શું કામ?

**ગોવિંદ૦ :** જેવું હોય એવું કહેવું એમાં નિંદા શેની? પુરાણી મહારાજ! ખરાને ખરું અને ખોટાને ખોટું કહેવું એ તો આપણો બ્રાહ્મણનો ધર્મ જ છે ને વળી કેમ ભૂલો છો?

**મુકુંદ૦ :** બસ બસ, આપણે જે જોઈએ છે તે મુદ્દાની વાત આવી ગઈ. એને તો મસાણમાં કે જંગલના ઝાડનીચે પડી રહેવાનું કહ્યું છે; કાંઈ સંસારીના મ્હોલ્લામાં રહેવાનું કહ્યું નથી. એટલે હવે આપણે એને અહિંથી કાઢવાની તજવીજ કરીએ એમાં કાંઈ આપણને દોસ લાગવાનો નથી.

**કેવળ૦ :** ના ના હેં પુડાની મ્હાડાજ! સાડે એ પોટાનાં ઘડબાડ છોડીને ટયાગી શું કડવા ઠતા હસે?

રામ૦ : કેવળભાઈ ! તમે પણ કેવળ ભ્રમજેવા છો. જે ત્યાગી થઈને વળી ઘર બાંધીને કે મેળવીને રહે તેને પહેલું ઘર છોડવાનું શેનું હોય ? જ્યારે ઘરદારનું ઠેકાણું સંસારમાં નહિ હોય ત્યારે આ વેષ કાઢીને જ્યાં ત્યાંથી મેળવી લે. અર્થાત્ સમજ્યા કેની ? જે ઘરવિનાનો ભુખમરો હોય તે જ ત્યાગી થઈને પછી મઠ બાંધે. અને જે ઘર મુકીને નીકળે તેને તો રાજ્ય મળે તોએ કાગવિષ્ઠાસમાન જ જાણે. માટે આ તમને કહી મૂકું છું તે ધ્યાનમાં રાખજો કે જે ત્યાગી ગામમાં ગૃહસ્થ લોકોની પેઠે મઠ માંડી બેઠો હોય તે કાં તો મહા દરિદ્ર દુઃખમાંથી ત્યાગી થયો હોય અથવા અજ્ઞાનપણામાં દેખાદેખી લાલચનો માર્યો નીકળી નાઠો હોય કે પછી રીસના જાળાંવાળો એટલે મહાક્રોધી મૂર્ખજેવો હોય, તે કંઈ ઘરમાં ક્લેશ થયો હોય કે પછી ઘરમાંથી તાગુ કરીને નીકળી નાઠો હોય. બહાર નીકળ્યા પછી ક્રોધના આવેશમાં વટલ્યાવંટચા પછી તેમને ઘરમાં કે ન્યાતમાં કોઈ સંઘરે નહિ એટલે પછી પસ્તાઈને તમજેવા ભોળાને ભરમાવીને ધન ધૂતીને મઠ બાંધીને બેસે. પણ ખબર છે ? શાસ્ત્રમાં ચોખ્ખું કહ્યું છે કે જો ત્યાગીને ધન આપે તો આપનારો નરકમાં પડે, પણ આ બચારા અજ્ઞાન લોકને કંઈ ખબર છે ? ને અમે તો કહી છૂટીએ પણ તે મૂર્ખ લોકો અમારું તો માને નહિ. ઉલટા અમને કહે કે તમે તો પેટના બળ્યા એવું જુઠું કહો છો. ત્યારે અમારે શું ? પડે કૂવામાં જઈને. પેલી કહેવત છે કે ‘ બ્રાહ્મણ કહી છૂટે ને બળદ વહી છૂટે.”

ગોવિંદ૦ : પુરાણી ! તમે આમ કેમ બોલો છો ? આ લોકમાં સઉ એમ કહે છે કે શંકરાચાર્યે ચાર મઠ બંધાવ્યા. વળી તો કહે છે કે પાંચ ને કોઈ તો કહે છે કે સાત બંધાવ્યા; ત્યારે એ ત્યાગી હતા કે નહિ ?

રામ૦ : અરે ભગવાન્ ! આ દુઃખ કેને કહીએ ? અલ્યા દવે ! તમે બ્રાહ્મણ થઈને ને ચાર અક્ષર ભણેલા થઈને જ્યારે આવું બોલો છો ને આટલા ભલા ને ભોળા થઈને ભ્રમમાં કુટાઓ છો ને તાત્પર્ય સમજતા નથી તો પછી આ મારા કેવળભાઈજેવા બુદ્ધિના બારદાન બણુચકજેવા હોય તે તો આમાં કશું ન સમજે એમાં નવાઈ શી ? જુઓ સમજો, હું તમને સમજણ પાડું. જ્યારે કોઈ શ્રીમાન્ ગૃહસ્થ હોય અને તેને કોઈ ત્યાગી મહાત્માના સમાગમની લાલસા હોય અને તેના મનમાં કાંઈ સત્કર્મ કરવાની શ્રદ્ધા થઈ હોય તો તે પોતાના ધનનો વિભાગ કાઢીને પૂર્તકર્મ કરવા ધારે, ત્યારે તે નગરની બહાર જ્યાં કોઈ

ગૃહસ્થોની વસ્તી નહિ હોય એવી જગાએ અથવા કોઈ નદીના તટે વનમાં સ્થાન બંધાવે, અને તેમાં યદચ્છાથી ત્યાગી અથવા ગૃહી બ્રાહ્મણ કે વિદ્વાન્ બ્રહ્મચારી માર્ગે જતા આવતા આવે તે ઉતરે અને એક રાત્રિ વા બે કે ત્રણ રાત્રિ અડચણ હોય તો રહે અને વળી માર્ગે વહેતા થાય, એવા પ્રકારના હેતુથી તેવા પ્રવાસીના આતિથ્યમાટે આરામસ્થાનસરખું બંધાવે. કોઈ તો પર્વતમાં ગુફાઓ પણ કોતરાવે, વાવ કૂવા કરાવે; પછી તેમાં જો કોઈ મહાત્માના સ્મરણાર્થે કે તેના નિમિત્તે બાંધે તો આગળ જતાં ન જાણનાર લોક તેણે બંધાવ્યા એવું પણ બોલે. આમ છે માટે મારા સમજવામાં તો એમ છે કે **શ્રીમત્ શંકરાચાર્યના** સમયમાં તેઓ જ્યાં જ્યાં જીવોના સંસ્કારબલથી વિચર્યા હશે ત્યાં ત્યાં તેમના નિમિત્તથી તેવા શ્રીમંતોએ તે આશ્રમસરખાં સ્થલો શ્રદ્ધાથી રચાવ્યાં હશે, અને પછી પાછળથી ધીરે ધીરે મઠ ને તેના અધિકારી કોઈ થઈ બેઠા હશે. બાકી **શંકર** ભગવાન્નાં વચનો ઘણાં સ્થાને મારા વાંચવામાં છે, તેમાં સંન્યાસીએ આપણા જેવા ગૃહસ્થના મહોલ્લામાં ઉઘરાણું કરીને કે કોઈએકપાસે યાચના કરીને ઘરજેવા મઠ બાંધીને રહેવું, પછી પાછો વ્યવહાર ચલાવવો અને પૈસાટકા લેવા, એકઠા કરવા, દાગીના કરાવી કે લઈને પહેરવા અને વ્યાજુ ધંધો કરવો એવી કોઈ પ્રકારની પણ આજ્ઞા કરી હોય એમ મને જણાયું નથી. તમે જે કહેતા હશો તે બધા પાછળના થયેલા શેરડા સમજવા. અને જો **શ્રી શંકર**ભગવાન્ આવા વેપાર સંન્યાસીઓપાસે મંડાવે તો એમનામાં પણ મારા જેવાની તો પૂજ્યબુદ્ધિ ભાગ્યે રહે, હું તો ખરું કહું છું ભાઈ!

**ગોવિંદ૦:** ના ના તમે ખરું કહો છો. આ તો પેલા શંકરાચાર્યના મઠની વાતો લોકોમાં સાંભળીએ કે ભાઈ! શંકરાચાર્યે મઠ બાંધ્યા છે,, મઠ બાંધ્યા છે.

**ગોરધન૦:** અરે મારા ભાઈ! એમાં કહેવું સાંભળવું શું હતું? એ તો પુરાણી કહે છે તે જ વાત સાચી છે. નહિ તો પછી કહોને કે આપણામાં ને ત્યાગીમાં ફેર શો? આપણે પણ ઘર બાંધીએ ને એ પણ બાંધે, ને આપણે મમતથી લડીએ ને એ પણ લડે. એ તો પુરાણી મહારાજ! તમે કહો છો તેમ જ છે. લોકોએ બંધાવેલાં એવાં સ્થાનોમાં નિરભિમાનપણે આવતા જતા ત્યાગી કે અતિથિ ઉતરે એમ જ હશે. પછી ન ધણીયાતાના કોઈ ધણી થઈ બેસતા હશે.

**રામ૦:** અરે ભાઈ! આ આપણા મ્હોલ્લામાં પણ એમનું એમ

જ થઈ ગયું છે. આ શેઠના બાપનો મિત્ર હતો, એક જગજીવન નામનો વણિક. તેનું એ ઘર મૂળ. તેને પ્રજા નો'તી. તે ધણીધણીયાણી પ્રજાવાસ્તે સાધુસંત શોધતાં ને સેવતાં. એવામાં એક ધૂર્ત પુરુષ આવી પહોંચ્યો. તે ગામબહાર ઉતરીને ઢોંગ જમાવી બેઠો. પછી એ જગો ને તેની ધણીઆણી બંને ત્યાં જતાં આવતાં. પછી એમની કંઈ શ્રદ્ધા બેઠી હશે એટલે પેલા ભાઈએ કહ્યું કે 'બચ્ચા! અબી અવસ્થા હો ગઈ હે ઓર ચલનેકી તાકાત નહિ હે તો ઇસ ગામમેં જો કહીં આસનકી જગા મીલ જાય તો અચ્છા, ઇહાં કાલ નિર્ગમન કરે.' ત્યારે બચારા જગાને બે ત્રણ ઘર હતાં એટલે એણે બીજા ઘરમાં પોતાને રહેવાનું કરીને આ તેને સોંપ્યું. એ ત્યાગી જો મૂળ બ્રાહ્મણ હોય અને દંડી હોય તો આ પ્રમાણે કરે જ નહિ, પણ આ તો કોઈ ગમે તે વર્ણનો અતીત વેષમાં હતો, તે આ ઘરમાં રહ્યો. પછી ઈશ્વરની ગતિથી પેલાં બે ધણીધણીયાણી ગુજરી ગયાં ને તેમનું કોઈ વારસ નજીકનું નહિ એટલે પેલાં બે ઘરને વેચીને દાડા પાણી કરયું પંચે, અને આ બાવાને આપેલું જાણીને રહેવા દીધું. તે માંદા પડ્યા એવામાં આ રહે છે તે આવી પહોંચ્યો એટલે પેલાએ આને પોતાનો ચેલો ગણીને રાખ્યો, તે પડ્યા પછી આ થયા. પેલાએ આ ઘરમાં રહ્યા પછી ધીરે ધીરે પૈસા એકઠા કરવા માંડેલા તે આ ભાઈને પચ્યા. પછી એણે રોજગાર ચલાવીને વધારો કર્યો તે આજે પણ ચાલે છે. સમજ્યા કેની હવે! મૂળ વાત આમ છે. લો ચાલો હવે આપણે આ નકામી કથા કરીને મહીંથી શું કાઢવાનું છે તે કંઈ સમજાયું નહિ.

**ગોરધન:** હવે તે વળી કંઈ ઢોલ વગાડવાં'તાં? એ તો બે અક્ષરમાં સમજી જવું. આપણા શેઠની મરજી એ છે કે હવે કોઈ ઉપાયથી એ ભાઇને અહિંથી ગુણા ભરાવવા. સાળા શુકનમાંએ પણ બોડા માથાવાળા ત્યાગીના શુકન સારા નથી કહ્યા. ને મ્હોલ્લામાં રહે એટલે જતાં આવતાં સઉને સામો તો મળે જ કેની? પછી ખરું કામ હોય તો બચારાનું ઉંધું વળે, કેમ અલ્યા કેવળ! બોલતો નથી?

**કેવળો:** ભાઈ હું શું બોલું? ટમે ગૉડ બોલો છો ટે પન ખડું છે. મને પન એક બે વાડ એવા સુકનના ડાખલા મલ્યા છે, એટલે હવે ટો એ સામો આવટો હોય ટો હું ઉભો રહીને પછી જ કામે જવું હોય ટો જાઉં છું.

**ગોરધન:** અરે ભાઈ! એકલા અપશુકનનું જ કાંઈ દુઃખ નથી,

ને ઘેર જાય છે. બીજાં આવનારાં વારાફરતી આવે છે. વિજયા સર્વને આવકાર આપતાં બેસાડે છે.]

**ભાગી૦ :** આજે તો આપણે સર્વ સમયઉપર જ આવ્યાં છીએ એટલે હવે ખોટી થવાની કાંઈ અગત્ય નથી. કેમ ચંચળબહેન! ખરું કે નહિ?

**ચંચળા :** હાસ્તો, હવે નકામો વખત શું કરવા કાઢીએ? વાતો કરવાનો વખત તો વળી ઘણોય છે.

**વિજળી :** પણ ચંચળબહેન! તમને રોજ તમારાં કાકીજીજોડે બે બોલ બોલ્યા વિના ક્યારે ચેન પડે છે જે? તે બોલવા હોય તો બોલી લો. પછી આપણું ચાલવા દેવા વિજયાલક્ષ્મીબહેનને કહો.

**ચંચળા :** કેમ કાકીજી! ત્યારે આજે એકાદો નાનોસરખો ટુચકો કહેશો?

**પારવતી :** ના રે બાપા! રોજ ઉઠીને ટુચકા તે રસ્તા ક્યાંથી લાવીએ? એ તે કંઈ રસ્તામાં પડ્યા છે? એ તો કોઈ વાર લાગ પડતો ઈયાદ આવી જાય ત્યારે કહું.

**ભાગી૦ :** જુઓ ચંચળબહેન! વૃદ્ધને તો ખરી અડચણવિના શ્રમ આપવો નહિ એ નિયમ છે. જ્યાં સુધી આપણો ઉપાય ચાલે ત્યાં સુધી તો એમને આપણે વિશ્રાંતિ આપવી જોઇએ. અને જ્યારે એમનો ખરો ખપ પડે અને કષ્ટ આપ્યા વિના ન જ ચાલે એમ હોય તો જ એમને કામમાં લેવાં. મારો વિચાર તો આવો છે. પછી સઉનો વિચાર તો સઉ જાણે.

**કાવેરી :** ના તે તમારો વિચાર સાચો છે. કહેવત છે કે 'સો શાણાનો એક મત આવે, અને એક મૂરખના મનમાં અનેક મત ઉભા થાય'. માટે ખરું જુએ તો તો તમારો વિચાર એ જ સઉનો હશે.

**ચંચળા :** હા એ વાતની તો મારાથીએ ના કેમ પડાય? આ આપણા ઘરમાં સાસુજી કે કોઈ વડિલ હોય તો તેમને કામ સોંપીને આપણે બેશી રહીએ એ કંઈ સારુ ન ગણાય, એ તો આપણાથી થતાં જ્યારે કામ વધારે હોય અને તે કામની ઉતાવળ હોય અથવા આપણે થાકીને કે મંદવાડથી અટક્યાં હોઇએ તો જ તેમને કામ કરવા દેવાય. નહિ તો આપણે જ કરવું જોઇએ.

**પારવતી :** જીવતાં રહો ચંચળવહુ! આવી સમજણ વાપરો તો પછી તમને કોઈ ઠપકો દે? હું તો એટલું કહું કે રસ્તો મૂકીને

છે ત્યારે તે ભલો **શ્રીભદ્ર** તો સ્વસ્થ નિદ્રા લેતો હતો, અને તેના ખ-લાસીઓમાંના એક બે જે ત્યાં સુતેલા હતા તે પણ નિદ્રામાં હતા. મનુષ્યને નિદ્રા પણ પ્રસંગે શત્રુસમ કાર્ય કરે છે, પરંતુ દેહસ્વભાવ હોવાથી વિરલ પુરુષો જ તેનો યથાઘટિત જય કરી લે છે. જ્યારે આ **શ્રીભદ્ર** નિદ્રામાં હતો ત્યારે એની ચિંતા રાખનાર પેલો પરોપકારી પુરુષ જેણે એને પેલા ખળ મનુષ્યોના સંકેતની પ્રથમથી ખબર કરી હતી તે ધર્માત્મા પુરુષ જાગતો હતો. ઈશ્વર હરેક દ્વારથી જેતું રક્ષણ થવું ઉચિત છે તેનું કરે છે. તે પરોપકારી પુરુષના સમજવામાં હતું જ કે આજ-કાલ આ નિરપરાધી શ્રીમાનને તે દુષ્ટો સંતાપ આપશે. તે પરદેશી પુરુષ હતો તોપણ તે આ દેશમાં ઘણીવાર વ્યાપારનિમિત્તે આવી ગયેલો તથા તે નિમિત્તે એ દેશમાં ઘણું રહેલો હોવાથી સર્વને સારી રીતે જાણનાર હતો. એ દયાલુ પુરુષ પણ આવા દુષ્ટ મનુષ્યોના પંજામાં ઘણી વાર આવેલો હતો તેથી સાવધાન થયેલો હતો. માથાઉપર શત્રુ જાગે ત્યારે સાવધાન પુરુષોએ અસાવધ રહી નિદ્રાવશ ન થવું ઘટે, પણ જેણે કોઈ દિવસ એવા પ્રસંગો જેયા નથી તેવો આ **શ્રીભદ્ર** અનેક પ્રકારની સાવધાનતાવાળો હતો તોપણ આ સમયે અસાવધની પેઠે નિદ્રાગ્રસ્ત થઈ રહ્યો હતો. પેલા પરોપકારી પુરુષે તો પોતાનાં માણસોના વારા બાંધીને રાત્રિના ચારે પ્રહરમાં **શ્રીભદ્ર**ની સંભાળ રાખવા તથા તેના સમાચાર મેળવવા વ્યવસ્થા કરી રાખી હતી. દરેક પ્રહરના વારાવાળાં મનુષ્યોએ પ્રહરમાં બે વાર જઈને **શ્રીભદ્ર**ના ઉતારાને બહારથી જેઈ આવવો અને તેના સુખસમાચાર પોતાને આપવા એવો તેણે બંદોબસ્ત કર્યો હતો. આ પ્રમાણે ત્રણ પ્રહરના વારાવાળાં મનુષ્યોએ તો **શ્રીભદ્ર**ના ઉતારાના સુરક્ષિતપણાના સમાચાર કહ્યા, પણ ચોથા પ્રહરના વારાવાળાએ જ્યારે તે **શ્રીભદ્ર**ના ઉતારાને જઈને જેયો ત્યારે તેને ઉઘાડાં શસ્ત્રથી રક્ષક રાજસેવકોવડે રક્ષણ કરાતો જેયો. વળી ઉતારાની સંભાળ લેવા જનાર માણસને ઉતારાના દ્વારસમીપ જતાં તે રક્ષકોએ રોક્યો. ત્યારે ત્યાંથી પાછા વળીને તે મનુષ્યોએ તે સર્વ સમાચાર પોતાના ધણીને કહ્યા. આ સમાચાર સાંભળીને તરત જ તે પરોપકારી પુરુષ જે નિદ્રા ત્યજીને બેશી રહ્યો હતો તે પોતાનાં વસ્ત્ર ધારણ કરીને પોતાનાં બે ચાર મનુષ્યોને સાથે રાખીને **શ્રીભદ્ર**ના ઉતારાસમીપ આવ્યો. એ સમયે સૂર્યનાં કિરણે નીકળ્યાં ન હતાં તોપણ માર્ગમાં લોકોની જા આવ ચાલતી થઈ હતી. તે દયાલુ પુરુષે આવીને શસ્ત્રધારી રક્ષકોને પૂછ્યું કે

અમારે આ શેઠને મળવાને એમના ઉતારામાં જવું છે, એમાં તમને કાંઈ વિરોધ લેવા જેવું છે? તમે અહિં શા માટે અને કોની આજ્ઞાથી આવી રક્ષણ કરો છો? આ પ્રકારે પૂછતાં તે રક્ષકો પેલા પરોપકારી પુરુષને ઓળખતા હતા તોપણ કહ્યું કે કોઈ પણ મનુષ્યને એ ઉતારામાંથી બહાર કે બહારથી અંદર જવા દેવાનો હુકમ નથી. શા કારણે ઘેરો ઘાલ્યો છે તેની અમને ખબર નથી. પણ રાજસત્તાધીશનો હુકમ છે. આ પ્રમાણેનો જવાબ સાંભળીને પેલો પુરુષ ત્યાં જ થોડીવાર ઉભો રહ્યો; એટલામાં જતા આવતા લોકો પણ આ નવો પ્રસંગ શા માટે જામ્યો છે એ જાણવાની આતુરતાથી આજુબાજુ એકઠા થવા લાગ્યા; તેમાં પેલા ચાર ખળ પુરુષો પણ સંકેતપ્રમાણે આવી ઉભા. એટલામાં **શ્રીભદ્ર**ના મનુષ્યે નિદ્રામાંથી જાગીને બહાર નીકળવા દ્વાર ઉઘાડ્યાં અને જોયું તો આસપાસ લોકોનો સારો જમાવ થયેલો જણાયો. જેવો તે બહાર નીકળવા જાય છે તેવો જ રક્ષક રાજસેવકોએ તેને રોક્યો અને ઘરમાં જ પાછા જવાનો હુકમ કર્યો. આથી તે મનુષ્ય ગભરાટમાં પડ્યો અને તેણે અંદર જઈ એકદમ **શ્રીભદ્ર**ને બુમો પાડીને જગાડ્યો, અને તેણે બહારની સઘળી હકીકત જણાવી. તેણે ગભરાટથી ઉપરની બારી ઉઘાડીને નીચે માર્ગમાં દૃષ્ટિ નાંખી તો ભયંકર શસ્ત્રોને ઉઘાડાં કરી ફરતા રાજસેવકોને જોયા, અને આજુબાજુ જોનાર લોકોની ઠઠ જામેલી જોઈ. ભય તથા લજ્જાવશ થઈને **શ્રીભદ્ર** તરત પાછો ઘરમાં જઈને પલંગઉપર બેઠો. કોઈ પણ દિવસ જેણે કોઈ પણ પ્રકારનું ભય જોયું નથી તે આ રાજ્યભયને વિનાકારણ પ્રકટેલું જોઈને દુર્દૈવનાં અનુમાન કરતો વિચાર કરવા લાગ્યો કે અહો! આ વિશ્વવ્યવસ્થાપકની કલા જીવોથી ન કળી શકાય એવી છે. નિષ્પાપ અને સરલ માર્ગે ચાલનારને પણ નાના પ્રકારના ક્લેશ આપે છે એ ઈશ્વરની સત્તાનું ચરિત ઘણું ગહન છે. જ્યારે આ જન્મમાં આવાં દુષ્ટ ફલ ભોગવવાસરખું કોઈ કૃત્ય મેં કર્યું નથી તે છતાં ફલપ્રદાતાએ આ ફલ આગળ આણી ધર્યું છે ત્યારે અવશ્ય એ ફલ કોઈ પૂર્વજન્મરચિત કર્મનું જ હોવું જોઈએ. કારણ કે આ જગતમાં જેમ કોઈ પણ ક્રિયા પોતાનું ફલ ઉપજાવ્યા વિના રહેતી નથી તેમ કોઈ પણ ફલ કોઈ પણ જાતની ક્રિયાની અપેક્ષા રાખ્યા વિના હોતું નથી. આથી એમ સિદ્ધ થાય છે કે મનુષ્યાદિ પ્રાણિઓને મળતાં પ્રત્યેક ફલ કોઈ પણ પ્રકારની ક્રિયાવડે જન્ય છે અને કોઈ પણ મનુષ્યાદિ પ્રાણિવડે કરાતી ક્રિયા, પશ્ચાત્

કોઈ જાતના પણ ફલને અવશ્ય આપનારી થાય છે. જો આ પ્રમાણે જ છે તો હવે મારે મિથ્યા ભયને શા માટે ધરવું જોઈએ ? જે ફલ ભોગ આપવાને મારા સમીપ આવ્યું છે તે મારું ઉપજાવેલું અને મારે ભોગવવાનું છે તો તેને ભોગવી લેવું એ જ માત્ર તેના અન્તનો સ્પષ્ટ ઉપાય છે. કદાચિત્ એ ફલને ભોગવ્યા વિના એનો નાશ કરવાના અન્ય ઉપાય હશે તોપણ તે આ ક્ષણે હું જાણતો નથી. માટે ભોગવીને એનો અન્ત આણવા મારે સાવધાન થવું એ જ આ સમયનું મારું કર્તવ્ય છે. પ્રતિકૂલ ફલના દર્શનપૂર્વે જ જો તેના આગમનના સમાચાર આપણે જાણીએ અને તે ક્ષણે જ જો કોઈ યોગ્ય ઉપાય મેળવીએ તો તેવડે તેનાં દર્શનથી છૂટીએ, પરન્તુ તે પ્રતિકૂલ ફલનાં દર્શન થયા પછી હવે તેની નિ-વૃત્તિના ઉપાયને શોધવા અને આ ક્ષણે જ તેના નાશની આશા રાખવી એ દુરાશા છે. માટે હવે તો ધૈર્ય ધારણ કરીને એ આપત્તિને સ્વીકારતાં એના સંમુખ થવું ઉચિત છે. ભયલજ્જા જે કેવળ હૃદયની દુર્બળતાને જ પ્રકટાવનાર છે તેનો હવે સંગ સેવવો ઉપયોગનો નથી.

આ વગેરે વિચારને કરતો તે **શ્રીભદ્ર** હવે શું કરવું યોગ્ય છે એ સંબન્ધમાં વિચાર કરતો હતો એટલામાં બહાર ઉભેલા લોકોમાં આ પ્રમાણે પરસ્પર ચર્ચા ચાલવા માંડી :

લોકો એકબીજાને પૂછવા લાગ્યા કે ભાઈ આ શું છે ? તો કોઈ ઉત્તર આપતું કે કંઈ ખબર નથી. આ કોઈ પરદેશી વ્યાપારીનો ઉતારો છે અને તેણે કોઈ અયોગ્ય કામ કરયું હશે, તેથી આ તેના ઉપર ધાડ આવી છે.

કોઈ તો એમ કહેતા કે ભાઈ! વ્યાપારીઓ ઘણા લુચ્ચા હોય છે. લોકોનો માલ ઠગી લે છે. તેને માલ લઈને પૂરાં નાણાં આપતા નથી. પાછળથી વાંધા કાઢીને વાંકું બોલે છે. અને જો એ વ્યાપારીઓ બીજાને માલ આપે છે તો તેમાં પણ ઘણી ઠગાઈઓ કરે છે. પ્રથમ સારો માલ દેખાડે, પછી નબળો આપે. વજનમાં કે માપમાં પણ છળ કરે અને અન્તે નાણાં લેવામાં પણ લોકોને બચારાને ત્રાસ આપે છે, માટે એવા લોકોને તો આવી રીતે રાજસત્તાએ પાધરા કરવા જ જોઈએ.

કોઈ તો વળી એમ પણ કહેતા હતા કે ભાઈ! બધા વેપારીઓ કંઈ સરખા નથી. આ વહાણવટી તો જ્યારથી આ દેશમાં આવ્યો છે અને આપણી વસ્તીમાં માલની આપલે કરે છે ત્યારથી જ પ્રમાણિક-પણે ચાલતો ભાસે છે, એની સાથે લેઆપ કરનાર કોઈને પણ જો તમે

પૂછશો તો તે એની ભલાઈની વાત તમને કહેશે. એની રીતભાતઉપરથી જણાય છે કે એ કોઈ ખાનદાન કુટુંબનો અને પૈસાનો પૂરો માણસ છે. એ કંઈ ધન કમાવાને જ આપણી વસ્તીમાં આવ્યો હોય-એમ નથી, પણ દેશ જોવાને આવ્યો હોય એમ જણાય છે. ઘણા પરદેશી અમીર લોકો કોઈ મિષ કાઢીને દેશોમાં ફરવા જોવા જાણવા નીકળે છે તેમાંનો આ કોઈ અમીર માણુસ છે એવું એની ચાલચલગત તથા ઉદારતાથી જણાય છે. બાકી ઘણા કંગાલજેવા સ્વભાવના કમાવાને આવેલા વેપારીઓ તો તરત જ તેમના લોભથી તથા તેમની ઠગાઈવાળી રીતભાતથી જણાઈ આવે છે.

કોઈ કહે છે, ભાઈ! આજ ભલાની દુનિયાં નથી. સીધે રસ્તે ચાલનારને ઘણી અડચણો આવે છે. જેટલા ઠગ અને નીચ સ્વભાવના માણસો હોય છે તેટલા તો દાના માણસના દુશ્મન થાય છે અને કારણવગર જ તેને દુઃખ આપવાને તૈયાર થાય છે. મારા ધારવા પ્રમાણે આ વેપારીને પણ એવી રીતે જ કોઈએ ફસાવવાનો ઈરાદો કરચો હોય એમ લાગે છે. પણ ભાઈ! સઉને યોગ્ય ન્યાય આપનાર જગતના ધણીની આગળ કોઈની ઠગાઈ ચાલવાની નથી. આપણા રાજાઓ અને અધિકારીઓ ગેરઈનિસાફ આપે છે પણ તે સઉનો અધિપતિ પરમેશ્વર કોઈની વગસગ રાખતો નથી અને ગેરઈનિસાફ આપતો નથી. આજે જેના હાથમાં સત્તા છે તે આંધળા થઈને અહિંયાં ખોટા ન્યાય કરે છે, પણ તેને જ્યારે મોટી ન્યાયની અદાલતમાં જવાબ આપવા ઉભા રહેવાનું થશે ત્યારે તેમને તેમના અપરાધની માફી મળવાની નથી.

આ વગેરે અનેક પ્રકારની વાતો કરનાર લોકો એક બીજાસાથે ઉભા ઉભા વાતો કરતા પરિણામ જોવા ઈચ્છે છે એટલામાં પેલો પરોપકારી માણસ રાજ્યના બીજા પ્રમાણિક મોટા અધિકારીને મળીને આ સઘળી વાતો જણાવી તેના બચાવના ઉપાયને પૂછવા લાગ્યો. તે સઘળા અધિકારીઓ આ પ્રમાણિક અને ભલા શ્રીભદ્રને સારી રીતે જાણતા હતા, તેથી તેમણે અભય આપતાં કહ્યું કે એને અમારું ચાલતા સુધી કોઈ રીતે નુકસાનમાં આવવા દઈશું નહિ, પણ આ વાતોનો કેવા રૂપમાં અન્ત આવે છે તે તમે જોઈ જાણીને અમને તરત જણાવજો. પછી જે કરવાનું હશે તે તમને સમજણ પાડીશું. આ પ્રકારનાં તે મોટા અધિકારીનાં વચન સાંભળીને જેવો તે પરોપકારી પુરુષ શ્રીભદ્રના ઉતારાઆગળ આવે છે તેવો જ તે પેલા અપ્રમાણિક અને લુચ્ચા સત્તાધીશને

એક ઉભા કરેલા ફરિયાદીજોડે ત્યાં આવતો જુએ છે અને તેને મ-ળીને તે અધિકારી અજાણપણાથી આ શ્રીભદ્રઉપર આવેલા આરોપ-વિષે પૂછપરછ કરતો તેની સાથે શ્રીભદ્રના ઉતારાઆગળ આવે છે, અને પોતાનાં માણસોને સારી રીતે ચોકસી રાખી છે કે કેમ તે સંબન્ધમાં હકીકત પૂછી લે છે. પછી બહાર પોતાની તૈયાર કરાવી રાખેલી બેઠક દમામથી બેશીને તે શ્રીભદ્રને પોતાની પાસે બોલાવવાને પેલા પરોપકારી પુરુષને પોતાનાં માણસોસાથે મોકલે છે. તે અંદર જઈને જુએ છે તો શ્રીભદ્ર પોતાની શય્યામાં વિચાર કરતો બેઠેલો તેમને જણાયો. તેને જોતાં જ પેલા પરોપકારી પુરુષે કહ્યું કે શેઠ ! કોઈ રીતે ગભરાશો નહિ. ઉઠો, મુખ ધુઓ. અને કપડાં પહેરી મારી સાથે ચાલો. કોઇ દુષ્ટ મા-ણસે દુષ્ટ કામ કરયું હશે તો તેનો બદલો તેને જ મળશે. તમારે ચિન્તા કરવાનું કાંઈ જ કારણ નથી. તમે જાણો છો કે પરદેશમાં માણસોને ઘણાં સંકટો વેઠવાં પડે છે. મને તો ઘણા દિવસનો અનુભવ છે એ-ટલે હું તો સઘળું જાણું છું. પણ તમે અજાણ્યા છો માટે કહું છું કે દેશાંતરમાં પ્રવેશ કરનાર પુરુષે તો આપત્તિને મુઠીમાં સાથે રાખેલી જ જાણવી. પણ જે સીધે માર્ગે ચાલનાર છે તેણે તે આપત્તિને જિતેલી જ જાણવી. આ પ્રકારનાં વચનો સાંભળતાં મનમાં દઢતા આણીને સા-વધાનપણું જણાવતાં શ્રીભદ્રે પોતાના કામથી પરવારીને કપડાં પહે-રતાં આ પ્રમાણે કહ્યું : હે સજ્જન ! હું તમારા ઉપકારનો બદલો શું વાળું કે વાળીશ? આપત્તિ તો દૂર થવાની હોય તો ભલે થાઓ કે ન થાઓ, પણ આપત્તિના સમયમાં તમસરખા અભય આપનાર પુરુષોનો જે ઉપકાર છે તે ન વાળી શકાય એવો છે. સકારણ કે અકારણ પણ આપત્તિમાં આવી પડેલા માણસને ભય રહે છે. તેમાં પણ પ્રતિષ્ઠિત પુરુષને વિનાકારણ આવી પ્રાપ્ત થયેલ રાજભય મરણતુલ્ય હાનિને પ્રાપ્ત કરે છે, અને ભય પણ તેટલું જ આપે છે. એવા સમયમાં વળી ભયમાં ભયનો વધારો કરનારાં મનુષ્યો ઘણાં હોય છે. અને તેવા સમયમાં સહાય કરીને અભય આપનાર તો વિરલા હોય છે. આવા વિચારથી જ મતિમાન્ પુરુષોએ કહ્યું છે કે રણમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં આપત્તિને વશ પડેલા મનુષ્યના જે સંગી રહે છે તે જ ખરા હિતચિન્તક છે. આ પ્રમાણે વાર્તા કરતા તે શ્રીભદ્ર, પેલો પરોપકારી પુરુષ અને પેલા આવેલા રાજસેવકો એ સર્વ નીચે આવે છે અને અધિકારીસમીપ જાય છે. તે સત્તાધીશ પણ શ્રીભદ્રને ઓળખતો હતો તેથી તેણે ઉભા થઈને માનપૂર્વક તેન

પોતાની પાસે તૈયાર રખાવેલા સારા આસને હાથ પકડીને બેસાડ્યો અને પ્રથમ તો સુખસમાચાર પૂછ્યા. પછી ઘણી દિલગીરી દેખાડતાં અને શબ્દમાં પણ દિલગીરી બોલી દેખાડતાં કહ્યું કે શેઠ ! તમારા ઉપર આ માણસ અમારા આગળ એવી જાતની અરજ ગુજારે છે કે એમનાં કેટલાં એક કિમતી રત્ન તથા બીજો પણ કેટલોક માલ આપને આપ્યો છે; તેનાં આપ એમને નાણાં પણ આપતા નથી અને તે માલ પણ આપતા નથી, તો તે તપાસ કરીને એને એનો માલ અથવા નાણાં અપાવવાં. આ કારણ છતાં તેણે વિશેષમાં એમ જણાવ્યું કે એ પોતાને દેશ મારો ચુકાદો કરયા વિના જ જતા રહેવા માગે છે, માટે ઘણી જલદી તજવીજ થવી જોઈએ. આ કારણથી પ્રથમ માણસોથી રાતની રાત આપના મકાનઉપર ચોકસી રખાવીને હમણાં હું તજવીજ કરવા આવ્યો છું. એ બાબતમાં મારો એમ કરવાનો વિચાર છે કે આ લોકોમાંથી કોઈ પણ ત્રણ ચાર માણસોને પંચમાં નીમીને આપનો જે માલ હોય તેની તેમના સમક્ષ યાદી કરવી અને તે માલ સરકારમાં અમારે લઈ જઈને રજુ કરવો. પછી તેમાંથી આ રૈયતમાંના કોઈનો તકરારી માલ નહિ જણાય તો પછી છેવટ ચુકાદો થયેથી આપનો માલ તે યાદીપ્રમાણે આપને રાજ્યતરફથી પાછો તપાસી આપવામાં આવશે. હું લાચાર છું કે આપને સારા માણસ જાણતાં છતાં મારે આપનો માલ સરકારી નોકરી હોવાથી જપ્ત કરવો પડે છે.

આ પ્રકારનાં તે સત્તાવાળાનાં વચનો સાંભળીને **શ્રીભદ્રે** કહ્યું કે આજ કાલ અમારે ઉપડવાનું છે એ વાર્તા સાચી છે. આ શહેરમાં જેમની સાથે અમારે લેવડદેવડ થયેલી તેના અમે ચુકતા હિસાબ કરી નાણાં લીધાં દીધાં છે; અને અમારા જવા સંબંધીની વાર્તા સર્વ વ્યાપારીઓ સારી રીતે જાણે છે. અમારી સાથે કોઈનું કશું લેણુંદેણું રહ્યું નથી. આ અરજદારને અમારી સાથે કોઈ પ્રકારનો સંબન્ધ નથી. હું એને ઓળખતો પણ નથી, અને અત્રના વ્યાપારીઓ તથા ખરીદીયા અને દલાલો જેમની સાથે અમારે માલ આપવા વા અપાવવાનો સંબન્ધ છે તે સર્વેને પૂછતાં પણ જણાશે કે આ અરજદારની અરજ તર્કટી છે. અમારે એને કોઈ પ્રકારનો પણ સંબન્ધ નથી. આમ છતાં પણ આપને જો યોગ્ય લાગે તો આપની સત્તા અને મરજી હોય તે પ્રમાણે અમારાઉપર અમલ કરવાને આપ મુખત્યાર છો. આપને હું કાંઈ દોષ આપી શકતો નથી, કારણ કે અરજદારને ન્યાય આપવો એ આપનો સ્વધર્મ છે.

આ વચનો સાંભળી લઈને તરત જ તેણે આસપાસ નજર ફેરવી એટલે પેલા ખલ પુરુષો નજરે પડ્યા કે પછી તેણે જુદી જુદી જગાએ ઉભા રહેલાને તેમને આગળ બોલાવી લીધા. પેલા પરોપકારી પુરુષને કહ્યું કે આપને પંચમાં હું નીમત પણ આપ શેઠના મિત્ર છો એમ અરજદાર જણાવે છે એટલે ઉદાસીન પુરુષને જ હું પંચમાં નીમું છું, જેથી અરજદારને અન્યાય મળવાની ધાસ્તીથી નારાજ થવાનું કારણ રહે નહિ. આ પ્રમાણે બોલીને તરત ત્યાંથી ઉઠીને સર્વ **શ્રીભદ્ર**ના ઉતારામાં ગયા અને માલની તજવીજ કરવા માંડી તો કાંઈ પણ કિમતી માલ હાથ આવ્યો નહિ. ત્યારે તે સત્તાધીશ કચવાઈને બોલ્યો, કેમ શેઠ ! તમારો માલ અને તમારું જોખમ બધું કયાં મૂકો છો તે દેખાડો. ત્યારે **શ્રીભદ્રે** કહ્યું કે અમારાં રોકડ નાણાં ઘણાં ખરાં તો માલ લીધો તેમાં અપાયાં, અને થોડાં તો અમારાં રાહદારી દાણ ચુકાતમાં અપાઈ ગયાં અને અમારાં પરદેશથી ભરેલાં માલનાં વહાણો જે દેશ જવાને ચાલતાં થએલાં છે તેમાં જનાર માણસોને ખરચીમાટે કેટલાંક તો આપેલાં છે. મારે જોઈતા ખરચજેટલાં નાણાં એક બે વ્યાપારીપાસે લેહેણાં છે તે આવનાર છે એટલે વધારે નાણાં અમારી પાસે હવે જવાટાણે શેનાં હોય ? અને માલ તો કેટલોક બંદરમાં રહેલાં વહાણોમાં છે અને કેટલોક ચાલતાં થએલાં વહાણોમાં ગયો છે. આ સાંભળીને ત્યાં પડેલા સાધારણ સામાનની યાદી કરીને પછી બંદરઉપર ગયા અને ત્યાંના માલની યાદી કરી. પણ તેમાં કાંઈ ધારેલો કિમતી માલ જણાયો નહિ. ત્યારે તે સત્તાધીશ બોલ્યો : શેઠ ! તમારાં ચાલતાં થયેલાં વહાણોના માલની તપાસ થાય નહિ ત્યાંસુધી આ કામનો નિકાલ આવશે નહિ. માટે તે તમારાં વહાણને તમે પાછાં બોલાવો અને ત્યાંસુધી આપને મારે નિરુપાયે નજરકેદમાં રાખવા પડશે. **શ્રીભદ્રે** કહ્યું કે ઘણે દૂર ગયેલાં તે વહાણો ઝટ પાછાં શી રીતે ફરે ? તેમ છતાં આપને શક હોય તો આપ અરજદારસહિત મારી સાથે ચાલો, આપણે જ્યાં તે વહાણોને ભેગા થઈશું ત્યાં તેને અટકાવીને તપાસ કરી લઈશું. તે સ્વાર્થી અમલદાર લગાર હસ્યો, અને બોલ્યો : શેઠ ! એમ નહિ થશે. તે વહાણ પાછાં અહિં જ મગાવવાં પડશે અને ત્યાં સુધી તમને અમારે રોકી રાખવા પડશે. કાયદાઆગળ અમે લાચાર છીએ. આ પ્રમાણે બોલતાં તે પંચસમીપ કરેલી માલની યાદીઓ લઈને પાછા શેઠને ઉતારે આવ્યા અને શેઠના ઉતારામાં શેઠને રહેવા હુકમ કર્યો અને પાછો રક્ષકોને હુકમ આપ્યો કે આ શેઠને અમારા

હુકમવિના કોઈ પણ સ્થળે જવા આવવા દેવા નહિ. તેમ જ એમની પાસે પણ અમારી આજ્ઞાવિના કોઈને જવા આવવા દેવા નહિ. એમ વ્યવસ્થા કરીને પોતાને ઘેર ચાલતા થયા. પેલા પરોપકારી પુરુષને પણ તે ખલના સરદારજેવા દુષ્ટ અમલદારે કહ્યું કે તમે પણ અમારી આજ્ઞાવિના એમના પાસે જશો તો તમને જવા દેશે નહિ. અને એમને સારુ તમે જો વધારે ખટપટ કરશો તો તમારો પણ એ કાર્યમાં પ્રવેશ હશે એમ જાણીને તમને પણ શકથી પકડવા પડશે, માટે તમે તમારા બચાવમાટે સંભાળતા રહેજો.

આ પ્રમાણે બોલીને તે દુષ્ટ અમલદાર પોતાને ઘેર ગયો અને તે દયાલુ પુરુષ પોતાને ઘેર ગયો અને એકાંતમાં બેસીને આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો: અરેરે! હવે શો ઉપાય કરવો? જેણે કોઈ દિવસ દુઃખ જોયું નથી, તેમ જ ભય જાણ્યું નથી, તેને આ પ્રકારનાં ભય-દુઃખનો અનુભવ કરવાનો સમય આવ્યો છે એ ઘણું સંતાપજનક છે. હું કે જે એ ગૃહસ્થને નિરપરાધી જાણું છું તેને આવું દુષ્ટ મનુષ્યો-તરફથી પડતું દુઃખ જોઈ જાણી કેમ સહન કરી શકું? એનો બચાવ કરવા જતાં જો મને આપત્તિ આવે તો ચિંતા નથી, પણ મારે એનો અવશ્ય બચાવ કરવો જોઈએ. પણ શું કરું, મારી પાસે સત્તા નથી. સત્તાવાળો દુષ્ટ મળ્યો. બીજા સત્તાવાળા આ દુષ્ટની દુષ્ટતાને જાણતા છતાં આંખઆડા કાન કરે છે, અર્થાત્ જાણીને અજાણ્યા થાય છે. પ્રજા-પતિ તો પોતાના ધર્મને જાણનાર અને સાવધાન હોય એમ જણાતું નથી, કારણ કે તે પોતાની પાસેના મનુષ્યોના યંત્રરૂપ થઈ રહ્યો છે. તે જેમ મતિ આપે અને ચલાવે તેમ ચાલે છે. મુખ્ય અધિકારી તેમ જ બીજા કેટલાક સત્તાધીશો પ્રમાણિક હોય એમ જણાય છે, પણ તેઓ આગળ પડીને પોતાની સત્તાનો આ અવ્યવસ્થ રાજ્યમાં ઘટે તેવો ઉપ-ભોગ કરતા હોય એમ જણાતું નથી. ત્યારે હવે શું કરવું? આવા પ્રસં-ગમાં જે જે પાપકર્મ થાય એને ભોગવનાર કોણ ગણાતો હશે? પ્રજા-પતિ મુખ્ય દોષનો ભોક્તા છે, પણ તે બીજાને અધિકાર આપી બેઠો છે, એટલે સર્વ પોતપોતાના પ્રાપ્તઅધિકારનો ઉપયોગ કરીને દુષ્ટનો નિગ્રહ ન કરે અને દોષરૂપ પ્રવૃત્તિ થતી જાણે, છતાં મૌન ધરી રહે તો તે સર્વ પણ તે પાપના અંશ અંશના ભોક્તા થવા ઘટે છે. હશે, ગમે તેમ હોય; એ કર્મની વ્યવસ્થા કરી ફલ આપવાનો કાંઈ મારો ધર્મ નથી એટલે એ સંબન્ધમાં અધિક વિચાર કરવાથી મને આ ક્ષણે ફલ

શું ? માટે હવે તો મારે પ્રથમ મુખ્ય અધિકારીને મળીને આ વાર્તા જેમ છે એમ ફરીથી જણાવવી, અને તેમણે પ્રથમ સ્વીકાર્યું છે તેમ જોઈએ, કાંઈ આ સંબન્ધમાં સાહાય્ય આપે છે કે કેમ ? અને જો કોઈ પ્રકારે પણ તે મદદ આપવા ના પાડે તો પછી મારે જે કંઇ સાહસ કરવું ઘટશે તે કરીશ.

આ પ્રકારનો વિચાર કરીને તે પરોપકારી પુરુષ મુખ્ય અધિકારીને ઘેર ગયો. બીજે પક્ષે જોતાં **શ્રીભદ્ર** પોતાના ઉતારામાં બેસીને આ પ્રકારે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો: અહો ! પ્રતિકૂલ ફલ આપનાર દૈવ પણ કેટલું બલવાન્ છે ! મને આ ફલ આપવાનો તેનો સમય આવ્યો હશે તેથી તે દૈવે મારા અન્તઃકરણમાં પ્રવાસની ઇચ્છા ઉપજાવી અને મારા પિતાએ તથા બંધુઓએ પણ તે સ્વીકારી. માતાએ તથા સ્ત્રિયોએ પણ અમારા પ્રવાસમાં વિરોધ ગ્રહણ કર્યો નહિ. મારી આ સ્થળે આવી સ્થિતિ વિનાકારણ થઈ છે તો બીજા ભાઈઓની પણ ઈશ્વર જાણે કે પ્રવાસમાં શી શી ગતિ થઈ કે થતી હશે. પરંપરાથી બુદ્ધિમાન્ પુરુષો નિશ્ચય કરતા આવે છે કે ‘સુખદુઃખ આપનાર કર્મસંસ્કાર જ્યાં ત્યાં ફલ આપે છે, અને તે સહસા વ્યર્થ થતા નથી. તેમ જ જે કર્મ જે સ્થળે જે પ્રકારનું ફલ આપવાને સમર્થ હોય છે તે કર્મ તે પ્રાણીને તે સ્થળે કોઈ પણ નિમિત્તથી ખેંચી જઈને તે પ્રકારનો યોગ અણછતોસરખો કે ખરો પણ ઉપજાવીને તે ફલ આપે છે.’ આ તે પૂર્વપુરુષોથી ચાલતા આવેલા નિશ્ચયો પણ વિચારતાં યથાર્થ જ ભાસે છે. ‘બનવા કાલઆગળ જીવનો ઉપાય નથી’ એવી જે આજે પણ વૃદ્ધો કહેવત કહે છે તે ખરી છે. આ જીવોને ભૂતભાવિનું જ્ઞાન હોતું નથી, તેથી તે ભૂતકાલે ઉપજેલાં કારણને તેમ જ ભાવિમાં ઉપજનાર કાર્યને જાણતા નથી. જેથી ભોગવી છૂટવાનો જ જીવનો ધર્મ કહ્યો છે તે યોગ્ય છે. આમ છતાં પણ ભૂતભવિષ્ય સર્વ જેમ હોય તેમ જાણવામાં આવે એવાં સાધનો પણ જીવને માટે વ્યવસ્થાપક ઈશ્વરે તૈયાર રાખ્યાં છે. પણ સર્વને તેનો અધિકાર હોતો નથી, તેથી સર્વ અનધિકારી જીવોએ તો ભોગવી છૂટવું એ જ ઉચિત છે. મારી આ સ્થિતિ મારાં માતાપિતા કે સ્ત્રીના જાણવામાં આવશે તો તેઓ પ્રાણને પણ ધારણ કરી રાખવા ઇચ્છશે કે કેમ એ શંકા છે. હવે મારે આ વિઘ્નમાંથી કેવે પ્રકારે મુક્ત થવું એ વિચાર કર્તવ્ય છે. પણ આ અજ્ઞાન સેવકોવિના મારે કોઈ સલાહ પૂછવા યોગ્ય મનુષ્યનો પણ આ ક્ષણે સંયોગ નથી. દૈવ

ફલ આપવા આવે છે ત્યારે સર્વ દિશાનાં દ્વાર બંધ કરીને જ ફળ આપે છે, જેથી તેને વ્યર્થ કરવાનો સત્વર ઉપાય પણ થઈ શકતો નથી. હશે, જે ઇશ્વિરસત્તાને અનુકૂલ ભાસ્યું તે ખરું. મારે તો હવે ધૈર્યથી આ આપત્તિ-સામા ટકી રહેવું જોઈએ. વિકલ થવામાં કોઈ ઉત્તમ ફલ રહ્યું નથી, એ મારો પૂર્વકૃત નિશ્ચય છે. ખરે, આ જગત્માં આપત્તિ આવ્યા વિના પોતાના અન્તઃકરણના બલની કે સ્વજનોના સ્નેહની પરીક્ષા થતી નથી. મારું અંતરબલ કેટલું ન્યૂન છે તે આજે મને જેવું સમજાય છે તેવું આ સમયપૂર્વની અનુકૂલ સ્થિતિમાં સમજી શકાતું ન હતું. ખરું જોતાં આ ક્ષણે મને કોઈ પ્રકારની પણ આપત્તિ નથી, માત્ર આ સ્થળમાં રહેવાની ફરજ પડી છે એટલું જ છે. તોપણ મને માની લીધેલા મુક્તત્વમાં વિરોધ જણાવાથી આ મને માત્ર આપત્તિ માની લીધેલી છે. મને કાંઇ કષ્ટ નથી, ખાનપાનના પદાર્થો તો મારા સમીપ વિદ્યમાન છે, તૈયાર કરી આપનાર પાચક સમીપ છે, બીજી મારી અનુકૂલતા જાળવનાર આ મારા સેવકો પણ છે, અગત્ય જણાવાથી મને બહાર જવા આવવાની પણ છૂટ મળે એમ છે, તોપણ મને માનેલી આપત્તિને હું મિથ્યા સ્વીકારી લઉં છું. જીવનની વિરોધી કે અન્ય વ્યવહારની વિરોધી આપત્તિ ખરું જોતાં આ ગણાતી નથી, તોપણ પાપસંસ્કારને વશ થઇ પડેલું આ મન આપત્તિને અનુભવી વૃથા સંતાપ આપે છે. આ શરીરમાં મારે વસવું એ પણ યથાર્થ દૃષ્ટિથી આપત્તિ છે, કારણ કે એમાંથી ઇચ્છામાં આવે ત્યારે બહાર નીકળી જવાતું કે અવાતું નથી, એમાં થનાર રોગને ન થવા દેવા કે થયેલાને તત્ક્ષણ શમાવવાનું સામર્થ્ય નથી. જેથી મુખ્ય કેદની અવસ્થા ભોગવનારૂં ગૃહ તો આ શરીર છે. એક કારાગૃહમાં રહેલો હું તેનાથી ભય પામતો નથી તો આ નિમિત્તમાત્ર અને અલ્પકાલમાટે પ્રાપ્ત થયેલ કારાગૃહસરખા ગૃહમાં વસવું એમાં શી મોટી આપત્તિ છે ? કાંઈ જ નહિ. પણ આ મન એવો સંતોષ માનીને પ્રસન્નતાને ક્યાં પ્રકટાવે છે ? નથી જ પ્રકટાવતું, જેથી આ મારી સમજણ કહેવા માત્રની છે, કંઈ અનુભવવાસરખી નથી. આ શરીરરૂપ કારાગૃહમાં રહેલા પોતાના પુત્રને માતાપિતા કે માતાપિતાને પુત્ર, તેમ જ પતિને સ્ત્રી અને પત્નીને પતિ, એમ સંબન્ધીમાત્ર પરસ્પરને આ શરીરરૂપ કારાગૃહમાની અન્દર પરાધીન પડેલાં જાણે છે, તોપણ તેનાથી તેમને છૂટેલાં જોવાને ઇચ્છતાં નથી. ઘણા લોકોનું એમ માનવું છે કે મરણ થાય છે ત્યારે આ જીવ શરીર રૂપ કારાગૃહમાંથી મુક્ત થાય છે, પણ તત્ત્વજ્ઞ મહાપુરુષોના નિશ્ચયથી તો

મરણ થયે પણ કર્મરૂપ બંધથી બંધાયલા જીવો મુક્ત થતા નથી. એ તો જ્યારે કર્મસત્તાનો જય કરે છે ત્યારેજ સાક્ષાત્ મુક્તત્વ તો આવે છે. ત્યાં કેટલાંક સંબન્ધી જે મરણથી મુક્ત થયાં માને છે તે પણ પોતાનાં સંબંધીઓને મરણ પમાડવાને કે મરણ પામેલાં જોવાજાણવાને ઇચ્છતાં નથી અર્થાત્ પરાધીન શરીરગૃહમાં પડેલાં જ જોવાજાણવાને ઇચ્છે છે; અને જે સંબન્ધીઓ જાણે છે કે કર્મબન્ધન છોડવનાર જ આ શરીરબન્ધનથી છૂટે છે તેવા ઘણા ખરા સંબન્ધીઓ પણ પોતાના સંબન્ધીને કર્મબન્ધનથી મુક્ત થવાના માર્ગમાં પ્રવેશેલાં જોવાને ઇચ્છતાં નથી. આમ છતાં પણ આવા રાજ્યપ્રતિબંધથી પ્રાપ્ત થયેલા ક્ષણિક બંધનને તેઓ પણ ઇચ્છતા નથી તેમ જ પ્રાપ્ત થાય છે તો અનુકૂલ માનતા નથી, એ આશ્ચર્ય છે. પરંતુ જેઓ આ માયાનો મહિમા યથાવત્ સમજે છે તેમને આ જીવોનો એવો સ્વભાવ જોઈને આશ્ચર્ય થતું નથી. આ સમયે હવે મારે આ પ્રકારના વિચારો કરતાં માત્ર બેસી રહેવાનું નથી. પણ ખાવાપીવા વગેરે આવશ્યક વ્યવહારને કરવા ઘટે છે. જો હું આ પ્રમાણે શૂન્યવત્ મૌન ધરીને બેશી રહીશ તો આ મારા મનુષ્યો મને શિથિલ જોઇને શિથિલ થઈ જશે અને અધિક સંતાપને પામશે. આ પ્રકારના વિચાર કરીને સાવધાનતાથી તે **શ્રીભદ્રે** પોતાના સ્નાનાદિ નિત્યવ્યવહારમાં પ્રવેશ કર્યો અને મનુષ્યોને ઘટે તેટલું ધૈર્ય આપ્યું.

પેલા દુષ્ટ અમલદારે પોતાના ઘેર જઈને પેલા ખલ પુરુષોની સાથે મસલત કરી કે તમે મૂર્ખ લોકોએ ઘણું કાચું કામ કરીને આ ફજેતી વહોરી છે. એનો માલ સઘળો માર્ગે પડ્યો તેની તમે તજવીજ રાખી નહિ એ ઘણું ખોટું કર્યું છે. કહો હવે શો ઉપાય કરવો ? મેં તજવીજ કરી તો એમ જણાયું છે કે રાજ્યનું દાણ ભરીને એમણે યોગ્ય રીતે પોતાનાં વહાણ ચાલતાં કર્યાં છે. આ પ્રકારનાં અમલદારનાં વચનો સાંભળીને પેલા ખલ પુરુષોએ તે વહાણોની પાછળ જવાનો અભિપ્રાય બતાવ્યો અને વધારામાં જણાવ્યું કે જો આવો આવેલો માલ જવા દેશો તો ફરી ફરીને એવો મૂલ્યવાન્ માલ હાથ આવવો કઠિન છે.

આ પ્રકારનાં તે ખલનાં વચન સાંભળીને પાપથી ઘેરાયલો અને લોભવશ પડેલો તે અમલદાર પણ પાછળ જવાના નિશ્ચયને કરીને આ પ્રમાણે બોલ્યો: જો પાછળ જવાનો વિચાર હોય તો આ અરજદારસહિત તમે પાંચ તૈયાર થાઓ અને સારા ખલાસી અને મજબુત વહાણ તૈયાર કરો. હું પણ ઘટતી વ્યવસ્થા કરીને મારાં ખાસ પાંચ મા-

ણસને સાથે લઈને આવું છું. જો તમારૂં બધાનું પ્રારબ્ધ જોર કરશે તો જલદી પકડાવાનો સંભવ છે કેમકે એમને અહિંથી વિદાય થયાને લાંબો વખત થયો નથી.

આપ્રમાણેનો વિચાર કરીને પેલા માણસો સઘળી તૈયારી કરવા લાગ્યા અને પેલો અમલદાર પણ પોતાને કરવા જેવી સઘળી વ્યવસ્થા કરીને પોતાનાં માણસોસહિત તૈયાર થયો, અને જેવા પેલા ખલ લોકો સઘળી ગોઠવણ કરીને આવ્યા અને સમાચાર કહ્યા તેવા જ તે સર્વ ત્યાંથી વહાણપર ગયા અને એકદમ વહાણ ચાલતાં કર્યાં.

અદૃષ્ટ સત્તા અનુકૂલ છે કે પ્રતિકૂલ તેને આ જીવો જાણતા નથી, તેથી પોતપોતાની ધારણા પાર પાડવાની ઇચ્છાવાળા સર્વ જીવો પોતપોતાનાં પ્રાપ્ત સાધનોવડે જગત્માં જ્યારે ત્યારે ઝુઝે છે, પણ ફલ તો તે ન જિતાયલું અદૃષ્ટ જેવું આપવાનું હોય છે તેવું જ આપે છે.

સંસારમાં જેમનો માનસ અને શારીરિક સંબન્ધ દૃઢ હોય છે તેમને પરસ્પરના સંબન્ધમાં સંયોગવિયોગકાલે અન્તઃકરણમાં એક બીજાનાં સ્ફુરણનું ભાન સ્પષ્ટ થવું સંભવે છે; અને તે ન્યાયે **શ્રીરંગ**શેઠના ઘરમાં પણ આ સમયે પ્રતિકૂલતાનો પ્રાદુર્ભાવ થયો હતો. પ્રિય પુત્રોના પ્રવાસે નીકળવાથી માતાપિતાને અને પ્રિય પતિનો વિયોગ થવાથી પતિવ્રતા સ્ત્રીને કેવું દુઃખ ભાસવું જોઈએ એનું ખરું સ્વરૂપ તો જેમને તેવા પ્રસંગ આવી ગયા હોય તે જ સમજે છે. તોપણ આપણા જેવાં તેવા પ્રસંગનું સાધારણ સ્વરૂપ અનુમાનથી બાંધી શકીએ છીએ.

**શ્રીરંગ** શેઠ ઘણા ધૈર્યબલવાળા અને તત્ત્વવિચારમાં નિપુણ હતા. તેમ જ વૃદ્ધાવસ્થામાં હોવાથી આ જગત્ના સ્વભાવના અધિક અનુભવવાળા પણ હતા તેથી તેમને તો મનમાં ઘણું સમાધાન રહ્યું હતું.

**શ્રીરંગ**શેઠનાં પત્ની સ્ત્રીસ્વભાવનો જય કરેલાં હતાં તો પણ પ્રસંગે તેમના ન્યૂન સહનબલથી તેમને પુત્રના વિયોગનું દુઃખ સાલતું હતું, પરન્તુ વિશેષે કરીને **શ્રીરંગ**શેઠની સમીપતા રહેવાને લીધે તેમણે પોતાના ધૈર્યને ઘણો કાલ જાળવી રાખ્યું હતું.

પ્રવાસે નીકળેલા **શ્રીસાગર**, **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** જેમ પોતાના ધૈર્યબલથી પોતાની ધર્મપત્નીના વિયોગને સહન કરવાને દૃઢ નિશ્ચયવાળા રહ્યા હતા તેમ તેમની સ્ત્રિયો પણ પતિવ્રતને પાલન કરનારી હોવાથી તથા સ્વધર્મના જ્ઞાનવાળી હોવાથી પોતાના પતિના પ્રયાણસમયથી પોતાને પતિના વિયોગના સમયમાં જે પ્રકારે રહેવું ઘટિત હતું તે પ્રમાણે રહેતી

લાગતું નથી ? અન્નજલની મિષ્ટતા મારા મુખમાં કેમ પ્રતીત થતી નથી ? મારી નિદ્રા કેમ નાશ થઈ ગઈ ? મારા મનનું ધૈર્ય અને શાંતિ ક્યાં અળપાઈ ગયાં, અને આ મને શું થઈ ગયું છે ? આટલા દિવસ પુત્રને પ્રદેશ ગયે થયા પણ મને તેનું લગાર દુઃખ થયું નથી, પણ આ થોડો વખત થયાં મારા મનમાં મોટો સંતાપ કેમ ઉઠી આવ્યો છે ? હે પતિ! આપને એ પુત્રની કુશલતાસંબન્ધી કંઈ ભાન થાય છે કે કેમ ? મને એમ ભાસે છે કે અવશ્ય મારા પુત્રો કંઈપણ સંકટમાં પડ્યા છે. આ પુત્રવધૂઓનાં મુખ પણ નિરંતર પીડાથી નિસ્તેજ થઈ ગયાં છે. ઘરમાં સર્વનાં અંગમાંથી એકાએક જાણે રુધિર ઉડી ગયું કે સુકાઈ ગયું હોય એમ ભાસે છે. આજે તો આ તમારા ચિત્તમાં પણ અધિક અવ્યવસ્થા થઈ હોય એવું ભાસે છે, મુખઉપર ગભરાટનાં અને ભય થયાનાં ચિહ્ન પ્રકટ્યાં ભાસે છે માટે જેમ જાણવામાં હોય તેમ મને કહો કે મારા પુત્રો સુખશાંતિમાં છે કે કેમ ? કાંઈ પ્રતિકૂલ વર્તમાન જાણવામાં આવ્યું છે કે શું ? મારું હૃદય ધ્રુજે છે, ચરણ કંપે છે. વાણી સ્પષ્ટ પ્રકટાવવા જેટલું બલ જણાતું નથી અને સજલ નેત્ર વારંવાર થાય છે. મોટેથી રુદન કરવાજેવું હૃદય ભરાયલું ભાસે છે, પણ હું મન રોકીને આવેલા ઉભરાને અંતરમાં જ આ પુત્રવધૂઓને અધિક ક્લેશ થાય એ ભયથી શમાવું છું, પણ હવે મારી શક્તિની મર્યાદા આવી રહી છે.

આ પ્રકારનાં પોતાની સાધ્વી સ્ત્રીનાં વચન શ્રવણ કરીને શ્રીરંગ શેઠ પોતાના ધૈર્યને કંઈક દૃઢ કરીને બોલ્યા : હે સાવધાન ચિત્તવાળી ! તું ચિન્તા કરીશ નહિ. તારા પુત્રને કુશલ છેઃ મને ભાસે છે કે આપણને કંઈક દુઃખના અનુભવનો સમય આવે છે પણ તેમાં સાક્ષાત્ ક્લેશનું ભય ભાસતું નથી. તેથી તું ધૈર્ય રાખ. હું આપણા જ્યોતિષીને બોલાવી મંગાવું છું અને પછી તેમના દ્વારા એ વાર્તાનો આપણે અધિક દૃઢ નિશ્ચય કરીએ. એમ બોલીને સેવકને આજ્ઞા કરી જ્યોતિષીને બોલાવે છે. તે સેવક આજ્ઞાપ્રમાણે જઈને જ્યોતિષીને બોલાવી લાવે છે. તેને સવિનય આદરથી બેસાડીને પુત્રોની જન્મપત્રિકા લઈને સમીપ બેશીને કહે છેઃ જોશી મહારાજ ! આ પત્રિકા જોઈને નિશ્ચય કરો કે હવે પુત્રો કુશલતાથી પાછા ઘેર ક્યારસોરા આવશે, અને આ ક્ષણપર્યન્ત તેમની સુખરૂપતાનાં વર્તમાન પણ શાંત ચિત્તથી જુઓ. શેઠનાં વચન સાંભળીને તથા શેઠશેઠાણીના મુખઉપર અધિક પ્રસન્નતાનાં ચિહ્ન ન જોઈને ભૂતભવિષ્યનાં અનુમાનના કરનાર તે જ્યોતિષી બોલ્યા, કેમ કંઈ ભાઈઓના

સમાચાર હાલમાં આવ્યા નથી કે શું ?

શ્રીરંગશેઠ કહે છેઃ ના મહારાજ ! થોડા સમય થયાં નથી આવ્યા. પ્રથમ એક બે વાર આવનારજનાર વ્યાપારીઓદ્વારા સમાચાર મોકલ્યા હતા તે મળ્યા હતા. ત્યાર પછી નથી મળ્યા, તેથી મનમાં ચિન્તા રહે છેઃ કે શી રીતે છે ?

જ્યોતિષી પત્રિકા લઇને ઉકેલીને કહે છેઃ આ તો શ્રીકંઠશેઠની છે. (તેની સાથેનું વર્ષફળ લઈને) આ એમનું જ વર્ષ છે. પણ બંને ઉકેલીને ઘટિત સ્થાને લક્ષ નાંખીને કહે છેઃ શેઠજી ! ચિન્તા કરશો નહિ. શ્રીકંઠભાઇના ગ્રહ હાલ એવા બળવાન્ છે કે શત્રુ જેવો પણ મિત્ર થઇને વર્તે અને લાભ તથા યશ જ્યાં જાય ત્યાં મેળવે. આ ક્ષણપર્યન્ત કુશલ છે, એમને માટે આજપર્યન્ત લેશમાત્ર પણ ચિંતા કરવા સરખું નથી. અને હવે જ્યાં છે ત્યાંથી પણ તેમની વૃત્તિ ગૃહપ્રતિ વળી ચુકી છે. હવે તેમને અત્ર આવવામાં કંઇ વર્ષ છ માસનું અંતર હોય એમ નથી. માસ બે માસ કે ત્રણ માસ જે કંઈ માર્ગમાં થાય તે ખરું. અત્ર આવવાને પ્રયાણ થઈ ચુક્યું છે. અર્થાત્ હવે આગળ પ્રવાસ થતો અટક્યો છે. સંક્ષેપમાં એ જ કે એમને માટે આ ક્ષણે ચિંતા કરવાસરખું કંઇ પણ જણાતું નથી. એમ બોલી બીજું વર્ષફલ લે છે તથા તે સાથેની જન્મપત્રિકાસહ તેને ઉકેલી કહે છેઃ આ તો શ્રીભદ્ર શેઠની જન્મપત્રિકા તથા તેમનું જ આ વર્ષફલ છે. ( તેના પ્રતિ લક્ષ કરી જોઈને ) એમણે પણ પોતાનો પ્રવાસ તો સાર્થક કર્યો છે અને શરીરે આ ક્ષણપર્યંત આરોગ્ય છે. એમનો આ વર્તમાન માસ લગાર મનને ઉદ્વેગ કરાવે એવો છે પણ શરીરસંબંધી તો કોઇ પ્રકારે ચિંતા કરવાસરખું કાંઇ જ નથી. એ પણ હાલ જ્યાં છે ત્યાં આપના પ્રતિ વૃત્તિ રાખી રહ્યા છે અને હવે આગળ પ્રવાસ નહિ કરતાં ગૃહપ્રતિ જ આવનાર છે. એમને હાલમાં બે ચાર હોરા લગાર ચિંતા કરાવે એવી જાતની છે પરન્તુ કોઈ પ્રકારે મોટી હાનિ કરે એવું કંઈ પણ નથી, માટે એમના સંબન્ધમાં પણ સાક્ષાત્ ચિંતા કરવાસરખું કશું નથી. એમણે પણ અપૂર્વ લાભ પ્રવાસમાંથી મેળવ્યો છે, અને કુશલતાથી ગૃહપ્રતિ આવી પહોંચશે. હવે તો માત્ર થોડા દિવસનો વિલંબ છે. આ પ્રમાણે બોલીને ત્રીજું વર્ષફલ તથા પત્રિકા લઈને કહે છેઃ આ તો શ્રીસાગર શેઠનું છે. (તેમની પત્રિકામાં તથા વર્ષફલમાં લક્ષ કરી જોયા પછી) એમનો આ માસ જે હવે ઉતરવા આવ્યો છે તેમાં એમને વિઘ્નનો સંભવ થયો હશે, પણ તેમને પણ શરીરે કે સંપત્તિએ સાક્ષાત્ હાનિ કરે એવો અનિષ્ટ યોગ કોઈ થયો નથી,

એટલે ભયમાત્ર આપે પણ હાનિ કરે નહિ. માટે એમના સંબન્ધમાં પણ ચિન્તા કરશો નહિ. આ ક્ષણે જ્યાં ત્યાં પણ કુશલ છે. તથાપિ વૃત્તિમાં આ આવતા માસની ત્રણચાર હોરાપર્યંત ઉદ્વેગ રહે એમ છે. પરન્તુ હાડ કુશલ છે. એમણે પણ પ્રવાસ સાર્થક કર્યો છે. જ્યાં ત્યાં યશલાભ મેળવ્યો છે. આપના પુણ્યપ્રતાપથી અને ઈશ્વિરની કૃપાથી એ ત્રણે ભાઇઓ પ્રસન્નતાપૂર્વક નિશ્ચય આપના ચરણસમીપ થોડા દિવસમાં આવી જશે. કશો પણ ભય ધરશો નહિ. (**શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ**ના ગ્રહપ્રતિ પુનઃ લક્ષ કરીને) આ ભાઇઓના જન્મસ્થ ગ્રહે પણ જલઘાતનો યોગ કર્યો છે પરન્તુ તે યોગ સંપૂર્ણ નથી થયો તેથી એમને શરીરે હાનિ થવાનો સંભવ નથી. આપ નિશ્ચય રાખજો કે થોડા દિવસમાં સર્વ કુશલક્ષેમ આવી પહોંચશે. એમ બોલીને સર્વ પત્રિકા વગેરે વાળી આપે છે. શેઠના ગ્રહ જોઈને કહે છેઃ આપને આ માસ લગાર મિથ્યા મનમાં ચિંતા રખાવે એવો જણાય છે, પણ કાંઈ અનિષ્ટ ફલ આપે એવો નથી. માટે સાવધાનતાથી યથાશક્તિ સત્કર્મ કરીને પ્રસન્ન રહેજો. આપના ઉગ્ર પુણ્યપ્રભાવથી સર્વ કુશલ આવી પહોંચશે.

**શ્રીરંગ**શેઠે દક્ષિણા આપી તે લેઈને જોશી આશીર્વાદ આપીને જાય છે. ઘરનાં સર્વના અન્તઃકરણમાં એક પ્રકારની શાંતિ થઈ, પણ **શ્રીસાગર**ની સ્ત્રી **સુચરિત્રા**ના તથા **શ્રીભદ્ર**ની સ્ત્રી **સુન્દરા**ના અન્તઃકરણમાં ચિંતાનો પ્રવેશ જેવો ને તેવો થતો રહ્યો. સમાધાન રાખે પણ ક્ષણપછી વળી પાછું ભય ભાસે અને ચેન પડે નહિ. એ પ્રમાણે દિવસ વ્યતીત થવા લાગ્યા. **શ્રીરંગ**શેઠે પોતાના પુત્રના કુશલ આવવાઅર્થે સત્પાત્ર બ્રાહ્મણોને ગૃહ, ભૂમિ, વસ્ત્ર, કનક, ગૌ, અશ્વ, મહિષી, તથા અન્ન આદિ અનેક પદાર્થનાં પ્રીતિપૂર્વક દાન આપ્યાં, તથા સદાશિવનું, વિષ્ણુનું તથા શક્તિનું વિધિવત્ યજનપૂજન કરાવ્યું. કેટલાક બ્રાહ્મણોને વિવિધ શ્રેયસ્કર મંત્રના જપ કરવા બેસાડ્યા અને પોતે પણ રાત્રદિવસ ઇષ્ટનું સ્મરણ કરવા લાગ્યા. પુત્રવધૂઓએ પણ નાનાવિધ દાન આપ્યાં અને ઈશ્વિરનું આરાધન અધિક કરવા લાગ્યાં. દિવસપ્રતિદિવસ વ્યતીત થવા લાગ્યા, એટલામાં **શ્રીસાગર**નાં વહાણ બંદરમાં આવી પહોંચ્યાના સમાચાર કોઈએ આવીને શેઠને કહ્યા. શેઠે પ્રસન્ન થઈને તેને વસ્ત્ર બક્ષિસ આપ્યાં. સમાચાર મળ્યાનો થોડો સમય થયો એટલામાં નિસ્તેજસરખા મુખથી **શ્રીસાગર**નો મુનીમ તથા વૈદ્ય આવીને સજલ નેત્રથી સમાચાર કહેવા લાગ્યા. પણ આરંભમાં કહ્યું કે શેઠજી ! આપ કોઈ ગભરાશો નહિ. એક

વાર સઘળા સમાચાર સાંભળી લ્યો. **શ્રીસાગર**નાં માતાપિતા તથા સ્ત્રી એકાએક ગભરાઈને સજલ નેત્ર થઈ ગયાં પણ સમાચાર જાણવાને ધૈર્ય રાખી સાંભળવા લાગ્યાં.

મુનીમે કહ્યું: અમે દેશેદેશ આપના તથા ઇશ્વરના પ્રતાપથી યશ-લાભ મેળવતા ગયા અને આવતાં પણ તે જ પ્રમાણે થયું. પરન્તુ **શ્રી-સાગર**શેઠને પ્રવાસથી પાછા વળી સત્વર ઘેર આવવાનો વિચાર થયો તેથી રાત્રદિવસ અમે માર્ગ કાપવા માંડયા. એક રાત્રે દરિયામાં ભારી તોફાન એકાએક થઈ આવ્યું. આપણાં સઘળાં વહાણ બચવાની આશા છૂટી અને અમારા સર્વના જીવ જોખમમાં આવી પડયા. ત્યારે **શ્રીસા-ગર**શેઠે અમને સર્વને કહ્યું કે આપણે સૌ તૈયાર રહેજો અને જેને જેમ લાગ આવે તેમ હવે તો સમુદ્રમાં કુદી પડીને પોતપોતાના પ્રાણનું ર-ક્ષણ કરજો. એમની આજ્ઞાથી અમે સર્વે તૈયાર રહ્યા હતા અને આજુ-બાજુ તોફાન શમવાની વાટ જોતા આગળપાછળ જા આવ કરતા હતા. પણ તોફાન શમ્યું નહિ. રાત્રિનો સમય અને માણસોના પોકાર તેમ સાગરના જલનો ઘુઘવાટ તેથી અમને કોઈને પણ સમજાયું નહિ, તેમ **શ્રીસાગર**શેઠે અમને પ્રથમ આજ્ઞા કરેલી તેથી અમે જલમાં પડયા હઇશું એમ જાણીને અમને ચેતાવ્યા વિના જ કાં તો પોતે જલમાં પડતું મૂક્યું કે કાં તો પોતે એ વહાણના આંચકામાં એકાએક પડી ગયા હોય, પણ અમને એ વાર્તા તત્ક્ષણ જાણવામાં આવી નહિ. અમે જાણ્યું કે જો અમે પ્રથમ પડતું નાંખશું તો શેઠજી પડશે. તેથી અમે એમને ધીરજ આપી તપાસ કરતા હતા એટલામાં આ પરિણામ થયો. પણ અમે જ્યારે ઘણે દૂર ગયા અને ફરીફરીને શેઠને જોવા લાગ્યા અને ન જડયા ત્યારે ગભરાટમાં પડયા અને જાણ્યું કે શેઠે સમુદ્રમાં ભુસકો માર્યો હશે. પવનનું જોર એવું હતું કે થોડી વારમાં ઘણે છેટે નીકળી ગયા. આપણાં વહાણો પણ છૂટાં પડી ગયાં હતાં તે અમને બીજે દિવસે માર્ગમાં ભેળાં થઈ ગયાં. આપની અને ઇશ્વરની દયાથી શેઠશ્રી કુશલ હશે, એવું અમારું મન કહે છે. અમે માર્ગમાં ઘણી તપાસ કરતાં રોકાતા આવ્યા પણ કંઈ સમાચાર જાણ્યા નહિ. અને આ જોખમનાં ભરેલાં વહાણ એટલે અમારા જીવને ધૈર્ય રહ્યું નહિ તેમ જ અમે વિચાર કર્યો કે કદાચિત્ એમને કોઈ વહાણ મળ્યું હોય ને પોતે આગળ નીકળી ગયા હોય તો આપણી તેમને ઘેર ગયા પછી ચિન્તા થાય, માટે હવે તો એક વાર આ માલ ઘેર પહોંચાડીને પછી

શેઠની શોધમાટે પાછા નીકળીએ, એમ ધારી અમે આવ્યા છીએ. અમારો અપરાધ જણાય તે બદલ અમને શિક્ષા કે ક્ષમા આપો.

આ સમાચાર સાંભળીને સ્ત્રિયોએ તો ધૈર્ય ત્યજીને રોદન કરવા માંડ્યું, અને **શ્રીસાગર**ની માતા તથા સ્ત્રીને તો મૂર્છા આવી ગઈ. બીજા-ઓએ તેમની સંભાળ રાખી સાવધાન કર્યાં. **શ્રીરંગ**શેઠ ગભરાયા તો પણ પુરુષ તેમ જ દૃઢ મનના તેથી ધૈર્ય છૂટતાં પણ સાવધાનપણે સર્વને ધૈર્ય આપતા કહેવા લાગ્યા કે જુઓ જોશીએ આપણને કહ્યું જ હતું કે એમને જલઘાતનો પ્રસંગ છે, પણ કોઈ રીતે ચિન્તા રાખશો નહિ, એ વાર્તા મળી છે. માટે નક્કી પુત્રને કુશલ છે. તમે કોઈ વાતે ચિન્તા કરશો નહિ. **પર**મેશ્વર કાલે એને કુશલ ઘેર આણશે અને આપણા મુનીમ તથા માણસ લેઈને હું એની શોધ કરી આવીશ, માટે કોઈ ગભરાશો નહિ. સર્વે પર-મેશ્વરનું સ્મરણ કરો.

**વિજયા :** ( જય જય શ્રીસદ્ગુરુદેવ બોલે છે અને સર્વ બોલે છે. ) અહિંથી અટકાવવાનું મન તો કોઈને નહિ જ હોય પણ સમય થયો છે એટલે શું કરીએ, અને આ પ્રસંગ કંઈ થોડું કહ્યાથી પૂર્ણ થાય એવો નહિ; એટલે આ સ્થલે જ અટકાવ્યું તે ઠીક છે; કેમ **ભાગી**-રથીબહેન !

**ભાગી૦ :** અમને તો સઉને આ વાર્તાએ ઘાયલ કરી નાંખ્યા છે એટલે એમ થાય છે કે પાછાં સર્વ એકઠાં મળીને બચારાં સુખ ભોગ-વતાં થાય ત્યાં સુધી એકે દિવસે કહેવાય તો સારું, પણ આપણે રોજનું રહ્યું અને પાછો સાંજની કથાનો સઉને સમય સાચવવાનો એટલે મનને સમજાવીને ઉઠવું પડે છે. શું કરીએ ?

**પારવતી :** બહેન દુઃખીઆને દુઃખીના દુઃખની ખબર પડે છે. બીજાને શી ખબર ? મારું તો રડ્યુ હૈયું ભરાઈ આવ્યું. બહેન ! છોક-રાનો તાજો દાખલો મારા મનમાં ખરો કેની ? માનું મન તે છોકરાને દુઃખ સાંભળીને ધીરજ ધરે ? પણ શું કરે ? કોઈ ઉપાય ચાલે નહિ એટલે સહન કરવા વગર છૂટકો નહિ.

**ચંચળા :** કાકીજી ! પણ બચારી પેલી **સુચરિત્રા**ની—**શ્રીસાગર**-ની વહુની શી વલે હશે તેનો એ પણ વિચાર ખરો કેની ? જેમ માને દુઃખ લાગે તેમ તે પતિવ્રતાને પણ દુઃખ ખરું જ કેની ?

**પારવતી :** હા રે બાવા ! એ વાતની કંઇ મારાથી ના કહેવાય

એમ છે ? એ તો જેનું જેવું હેત હોય તેવું તેને દુઃખ થાય એટલું હું તો જાણું.

**ભાગી૰ :** જય જય શ્રીસદ્‌ગુરુ દેવ. (સર્વ બોલે છે પછી) વિજયાલક્ષ્મીબ્હેન ! ત્યારે હવે સમાપ્ત કરો એટલે સર્વ ઉઠે.

**વિજયા :** ( પદ ગાય છે. )

**પદ.** જીવ જીવપણું ના છાંડે રે, એ લય.

શું ભય ધારે મન આમ રે, ભવરણમાં આવી,
નવ ત્યજવી ઘટે આ હામ રે, રણધીર કહાવી.　　　　ટેક.
ઉઠી અહં આ દેહવિષે ને, ધારે મમત્વ જગમાંહ્ય,
તેથી દુઃખતણો અનુભવ છે, સાવધ નવ ગભરાય રે;　　　ભવ૦
જાણે સર્વ મમત્વ ધર્યું જ્યાં, તે અન્તે અળપાય,
અહંપદ પણ દેહ શમ્યાથી, જ્યાં ત્યાંથી અટપાય રે;　　　ભવ૦
નથી છાનું આ દૃશ્ય સકલ છે, માયાકાર્યપ્રપંચ,
પણ ભ્રમથી દૃઢ આસક્તિ ધરી, બેસી રહે મોહમંચ[1] રે;　ભવ૦
જે જે પ્રાપ્ત થયું તે જવાનું, એમાં નથી સન્દેહ,
પણ જાણે નવ જાવા દેવું, મતિહીનનો એ સ્નેહ રે;　　　ભવ૦
સુજ્ઞ સદા સન્મતિવાળા જે, તે તો ધરે નવ મોહ,
જે ક્ષણ જે અનુભવી તે ક્ષણ તે, અન્ય ક્ષણે નિર્મોહ રે; ભવ૦
આ જગમાં જીવ તો છે જોતાં, અલ્પજ્ઞ ને પરતંત્ર,
મનહર પ્રભુપદ સેવી થાવું, સર્વજ્ઞ ને સ્વતંત્ર રે;　　　ભવ૦

**ભાગી૰ :** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી સમય થયો હોવાથી સર્વ વારાફરતી પોતપોતાને ઘેર જાય છે ).

**ચંદન :** (કૃષ્ણદાસને ઘરમાં આવીને ઉપર બેઠેલા જાણીને ત્યાં જઇને ) કેમ છે રસ્તાના જાણ ! કંઈ રસ્તો કાઢયો કે હજી કાઢવો બાકી છે ? આજે કંઈ આપનો બહાનાં બતાવ્યે છૂટકો થવાનો નથી હોં !

**કૃષ્ણ૰ :** ( મોઢું મલકાવતાં ) એમાં રસ્તા શા કાઢવા'તા ! એવા રસ્તા તો ઘણાંએ અમારા ગજવામાં પડ્યા છે. તને તે વાતની ક્યાં ખબર છે ?

**ચંદન :** એક તો કાઢો જોઈએ આ ઘડીએ, એટલે હુંએ તમને લગાર શાબાશી આપું.

---

૧ ખાટલો.

**કૃષ્ણ૦ :** ( પોતાના ગજવામાંથી એક મોટા પાનાનું ચાકુ કાઢીને બતાવતાં) લે જો ! એક તો આ મોટો રસ્તો છે. હવે સમજણ પડી ?

**ચંદન :** ઓહો ! આ તો કસાઇનું કામ કરવાનો રસ્તો કાઢ્યો ! તમારી પાસે બધાએ રસ્તા આવા ને આવા જ છે કે ?

**કૃષ્ણ૦ :** ( પોતાની જાડી લાકડી બતાવીને ) આ અમારી પાસે તો આવા બીજા ઘણાએ રસ્તા છે. તારે જે જોઇએ છે તેની તું તારે વાત કરની.

**ચંદન :** મારે જોઈએ છે તે તો મેં તમને કાલે રાત્રે કહી જ દીધું છે. કંઈ સાંભરે છે કે નહિ ?

**કૃષ્ણ૦ :** સાંભરે છે ત્યારે તો આ બે રસ્તા તારે સારુ કાઢ્યા છે.

**ચંદન :** કહો વારુ શું સાંભરે છે ? તમે પણ હવે કથામાં આવીને હુંશીયાર થયા જણાઓ છો ખરા !

**કૃષ્ણ૦ :** અમે જન્મ્યા તે દહાડાના હોંસીયાર જ છૈએ, સમજી કેની?

**ચંદન :** એ તો હું સમજી જ છું કે " મફતનું ખાવું ને મસીદે સૂવું" એવા કામમાં તમે હુંશીયાર છો. જન્મ્યા તે દહાડાના તો રડવામાં હુંશીયાર હતા એમ મેં તો સાંભળ્યું છે.

**કૃષ્ણ૦ :** લે લે હવે બધું તારું આડું રડગાણું જવા દઇને તારી મતલબની વાત હોય તે જ કરની, વલી હમણાં તારી કથાનો વખત થસે.

**ચંદન :** લો ત્યારે મેં કાલે કહ્યું છે તેનો રસ્તો દેખાડો.

**કૃષ્ણ૦ :** આ બે રસ્તા દેખાડ્યા છે તોએ હજી સું દેખાડો દેખાડો કરે છે ? કંઈ અક્કલ છે કે એમ જ ?

**ચંદન :** અક્કલ હોય તો કહોને કાલે મેં શેનો રસ્તો માગ્યો'તો ?

**કૃષ્ણ૦ :** તેં એ જ માંગ્યું'તું કેની કે "એવું ફલ એક જોઈએ છે કે જેથી ફરી બીજું ફલ માગવાનું બાકી જ નહિ રહે" તો આ તેના બે રસ્તા ! જો તું કહે તો આ ચાકુથી તને પૂરી કરું ને જો તું કહે તો આ ડંગોરો માથામાં મારીને પૂરી કરું ! એ એક એવું ફલ આપું કે ફરી બીજું ફલ માગવાનું બાકી જ નહિ રહે ! કેમ રસ્તા કાઢ્યા છે બે તે ખરા કે ખોટા ?

**ચંદન :** તમારી અક્કલપ્રમાણે ખરા પણ મારે તો પરમેશ્વરના સ્વરૂપને જાણવાનો રસ્તો જોઈએ છે એમ કહ્યું'તું તે ઉંઘમાં ગયું'તું કે ?

**કૃષ્ણ૦ :** ઉંઘમાં સેનું ? તેનો પણ આ જ રસ્તો ! તને મારી નાંખી એટલે એમ જાણ્યું કે પોંચી પરમેસ્વરને તાં ? કેમ છે મરજી કે નહિ ?

**ચંદન :** તમારી પાસે બધાએ રસ્તા આવા ને આવા મારવા મરવાના છે કે કંઈ બીજા છે? આ તો તમે મને મારીને પોતે મરવાનો રસ્તો કાઢ્યો એમાં શું રીઝયા? આ તમારી મરવાની અક્કલકરતાં તો મારી અક્કલ સારી છે કે મેં તમને તરવાનો રસ્તો બતાવ્યો! લો ઉઠો વાળુ કરવા હવે, જાણ્યું તમારું પુરસારત! મારવા મરવાની વાત જ કરી કેની? પણ એટલો વિચાર ન કર્યો કે મને માર્યા પછી તમારી રેવડી દાણેદાણ થઈ જશે. એમાં શું કમાયા?

**કૃષ્ણ૦ :** તેં ઉતાવલ કરી ત્યારે સું કરીએ? બીજા રસ્તા છે પણ તે ધીરજના છે.

**ચંદન :** એ તો બધું હવે સમજાયું. 'હાથમાં ન મળે કોડી ને ઉભી બજારે દોડી' એવું તમારું કામ છે. પણ લગાર વિચાર તો કરો, ખોટી ટેચનું ફળ શું?

**કૃષ્ણ૦ :** ના ના તું જે કહે છે તે જ ખરું છે. હવે હું નકામી ટેચ કરીસ નહિ. પણ મારો સ્વભાવ પડી ગયો છે એટલે થઇ જાય છે. લે ચાલ થાળી પીરસ.

(ચંદન નીચે જઈ વાળુ કરાવી પોતે કરી પરવારીને સઉ કથામાં જાય છે.)

**દાસ :** (મનોહર ભટ્ટને ત્યાં સમય થયાથી આવીને ભટ્ટજીને નમીને બેસે છે ને સઉને આવેલાં જોઈને વિઠ્ઠલજીને) માફ કરજો વિઠ્ઠલજી! આજે મારી કસુરથી સઉને ખોટી થવું પડયું છે તે.

**વિઠ્ઠલજી :** કંઈ ચિંતા નહિ. કામ હોય ત્યારે એક દિવસ એમ પણ હોય. લો જય બોલાવો.

**દાસ :** બોલો સી જમનામૈયાકી જે. સી ગોરધનનાથકી જે. (સૌ બોલે છે.) લો વિઠ્ઠલજી! હવે કહી આપો કે કાલે ક્યાંથી રહ્યું છે.

**વિઠ્ઠલજી :** કાલે તો અન્તમાં એ આવ્યું હતું કે જ્યારે અયોગ્ય અને અધર્મરૂપ પ્રવૃત્તિથી જ સુખની અપ્રતીતિ અને દુઃખની પ્રાપ્તિ થાય છે ત્યારે હવે આપણે સુખદુઃખના તથા ધર્માધર્મના સાધકબાધક ઉપાયોનાં સ્વરૂપનો તે સુખાદિનાંસ્વરૂપસહ કંઇ વિસ્તારથી વિચાર કરવો અવશ્યનો છે. એટલેથી પછી અટકયું છે.

**મનોહર :** (જય જય બોલાવીને ઈષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે પોતાના કાર્યથી પરવારીને યજ્ઞપુરુષ તથા સરસ્વતી બેસે

છે અને યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે: હે સત્કથામાં સ્નેહવાળી! કાલની રહેલી કથાનો આરંભ કરું છું. તું લક્ષથી શ્રવણ કર.

દોષજ્ઞ કહે છે: સુજ્ઞ સજ્જનો! સુખદુ:ખ કે ધર્માધર્મનાં યથાર્થ સ્વરૂપનો વિચાર કરવા પૂર્વે આ લોકપ્રતિ આપણે દૃષ્ટિ તથા વૃત્તિ નાંખીએ છીએ, તો આપણને ભાસે છે કે આ જીવોમાં ઘણા તો સુખ તથા દુ:ખના અને ધર્મ તથા અધર્મના સ્વરૂપને જાણતા નથી. પણ દેખાદેખી કે એક બીજાથી સાંભળીને સુખદુ:ખનું તથા સુખ દુ:ખના હેતુઓનું, અને ધર્માધર્મનું તથા ધર્માધર્મના હેતુઓનું, વિવિધ પ્રકારથી સ્વરૂપ બાંધી લે છે; અને પછી તેના પ્રમાણના નિશ્ચય બાંધીને આગ્રહથી વર્તે છે, અને પોતાના નિશ્ચયથી વિરોધી જણાય તેને ખોટા કહી નિંદે છે. ઘણા તો કોઈ પ્રકારના પણ નિશ્ચયમાં પોતાની મતિને ન સ્થાપીને અનેક નિશ્ચયવાળાઓને અર્થાત્ સર્વને જ નિંદે છે અને ઘણા તો કોઈ પણ નિશ્ચયમાં મતિને સ્થાપવાની ઇચ્છાવાળા છતાં, યોગ્યાયોગ્ય નિર્ણય કરવામાં અસમર્થ હોવાથી, વિવિધ નિશ્ચયોને ઇચ્છે છે તથા સાંભળે છે, તોપણ સ્થિર ન થતાં તે પ્રત્યેકમાં ગુણદોષનું અવલોકન કર્યા કરે છે. આ મનુષ્યસમુદાયમાં વિરલ ઉજ્જ્વલ સંપત્તિવાળા જે જે પુરુષો છે તેઓ તો અનેક પ્રકારના યત્નથી તથા વિચારથી, સર્વના યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરીને, તે નિશ્ચયોમાં સ્થિર થઈને, અન્ય સર્વની મતિનો અધિકાર જોઈને તથા તેમના નિશ્ચયોની, તે તે મતિના અધિકારના પ્રમાણમાં યોગ્યતા જાણીને યોગ્ય વિચારવડે તેમની નિંદાસ્તુતિ ન કરતાં, તેમને ઉત્તમ નિશ્ચયમાં સ્થાપવાને યથાઘટિત પ્રયત્ન, શક્તિઅનુસાર કરે છે.

આ જગતમાં કોઈ તો ધનની પ્રાપ્તિમાં સુખ માને છે. કોઈ તો સ્ત્રીની પ્રાપ્તિમાં, કોઈ તો પુત્રની પ્રાપ્તિમાં, અને કોઈ કન્યાવિક્રય કરનાર અધમ મનુષ્યો તો કન્યાની અર્થાત્ પુત્રીની પ્રાપ્તિમાં સુખ માને છે. કોઈ તો ગૃહની પ્રાપ્તિમાં, કોઈ તો ક્ષેત્રની પ્રાપ્તિમાં, કોઈ તો ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારની પ્રાપ્તિમાં, કોઇ તો ષડ્રસયુક્ત ઉત્તમ ઉત્તમ ભોજનોની પ્રાપ્તિમાં, અને કોઈ તો પ્રબલ જઠરાગ્નિની પ્રાપ્તિમાં સુખ માને છે. કોઈ તો સુદૃઢ શરીરની પ્રાપ્તિથી, કોઈ તો ઉત્તમ જાતિમાં ઉત્તમ કુલમાં જન્મની પ્રાપ્તિથી, કોઇ તો સુરૂપની પ્રાપ્તિથી, અને કોઈ તો ઉત્તમ સદ્‌ગુણોની પ્રાપ્તિથી સુખ માને છે. કોઈ તો શરીરનાં કલાવાળાં બળની પ્રાપ્તિમાં, કોઈ તો મનના ઉત્તમ ધૈર્યાદિ બલની પ્રાપ્તિમાં, કોઈ તો નાના પ્રકારની વ્યાવહારિક વિદ્યાની પ્રાપ્તિમાં, અને કોઈ તો

વિવિધ પ્રકારની છલકપટની યુક્તિઓની પ્રાપ્તિમાં સુખ માને છે. કોઈ તો નાના મોટા રાજ્યની પ્રાપ્તિમાં કોઈ તો રાજ્યાધિકારની પ્રાપ્તિમાં, કોઈ તો અન્યઉપર અનેક નિમિત્તથી પોતાની સત્તા જમાવવામાં, કોઈ તો લોકોમાં થતા માનની પ્રાપ્તિમાં, અને કોઈ તો લોકોમાં ગવાતી પોતાની યશકીર્તિની પ્રાપ્તિમાં આનન્દ વા સુખ માને છે. કોઈ તો ઉચ્ચ આસને બેસવાનું પ્રાપ્ત થવામાં, કોઈ તો સુન્દર શય્યામાં શયન કરવાનું પ્રાપ્ત થવામાં, કોઈ તો નીચે આસને બેસવામાં, કોઇ તો ભૂમિમાં અથવા કંબલાદિમાં શયન કરવાનું પ્રાપ્ત થવામાં, કોઈ તો સુન્દર વિભવયુક્ત ગૃહમાં વસવાનું પ્રાપ્ત થવામાં, અને કોઈ તો શ્મશાનમાં વા અરણ્યમાં વસવાનું પ્રાપ્ત થવામાં આનન્દ વા સુખ માને છે.

કોઈ તો સારાં સગાં પ્રાપ્ત થવામાં, કોઈ તો સન્મિત્રની પ્રાપ્તિમાં, કોઈ તો કાષાય વસ્ત્ર ધારણ કરવાનું પ્રાપ્ત થવામાં, કોઈ તો નગ્ન વિચરવાનું પ્રાપ્ત થવામાં, અને કોઈ તો મૌન ધરી વિચરવાનું પ્રાપ્ત થવામાં સુખ વા આનન્દ માને છે. આવિના અનેક મનુષ્યો અનેક હેતુમાં સુખને માને છે. પણ સુખના સાચા સ્વરૂપને તથા તે સાચા સુખના મુખ્ય હેતુને યથાવત્ જાણનાર, અને તે મુખ્ય હેતુવડે તે વાસ્તવ સુખની પ્રાપ્તિમાં સુખ માનનાર વિરલ છે; અને તે સુખાનુભવ કરનાર પુરુષ તો તેથી પણ વિરલ હોય એમાં કોઈ આશ્ચર્ય નથી.

આ દેખાવમાં આવતા અનેક વિષયપદાર્થો, અથવા તો તેમનું પ્રાપ્ત થવું એ કાંઈ ખરું જોતાં સુખ નથી. સઘળા બાહ્ય વિષયો સુખાનુભવમાં સાધનરૂપ છે. જો તે એક એક પદાર્થમાં સુખ હોય, વા તે અનેકમાંનો એક પદાર્થ જ સુખના સાધનરૂપ હોય તો તે એક મળવાથી આ જીવોને સુખ થવું ઘટે છે. પણ તે સર્વત્ર અનુભવાતું નથી. જો અનેક વિષયપદાર્થોનો સમૂહ સુખરૂપ વા સુખના સાધનરૂપ માને તો તેમ પણ નથી. કારણ કે ચક્રવર્તિસરખા કોઈ ઉગ્ર પુણ્યવાન્ રાજાને વા તેવા કોઈ શ્રીમાનને અનેક પદાર્થોનો સમૂહ પ્રાપ્ત હોય છે, પણ તેથી તે સમૂહની પ્રાપ્તિપર્યંત તેને સુખ હોતું નથી. વળી અનેક વિષયસમૂહને એકે કાળે ભોક્તા ભોગવી શકતો નથી. તેથી કદાચિત્ તે સમૂહ એકે કાળે ભોગવવાથી સુખસાધક થાય એમ હોય તો પણ તે નિરર્થક જ છે.

સ્ત્રી પ્રાપ્ત હોવા છતાં મનુષ્યની સુખાભિલાષા ધનમાં હોય છે. ધન અને સ્ત્રી પ્રાપ્ત છતાં સુખાભિલાષા શરીરેની નીરોગતામાં તથા ચિરકાલ જીવનમાં હોય છે, તે સર્વ પ્રાપ્ત હોવાથી પુત્રની પ્રાપ્તિમાં સુખાભિલાષા

હોય છે; અને તે પ્રાપ્ત થવાથી તે પુત્રના વિદ્વાન્ગુણવાન્પણામાં, તેના દીર્ઘ આયુષ્યમાં, તેના વિવાહમાં, તેની પ્રજામાં, એમ ઉત્તરોત્તર પદાર્થમાં; અને જો પુત્ર વા સ્ત્રી દુર્ગુણી હોઇને પ્રતિકૂલ વર્તન કરનાર હોય તો તેમના ત્યાગમાં એમ અને પ્રકારથી જોવા જતાં વિવિધ અપ્રાપ્ત પદાર્થમાં સુખાભિલાષા પ્રસરતી રહે છે. તેથી આ પદાર્થોની પ્રાપ્તિ જ માત્ર સુખાભિવ્યંજક હેતુરૂપ નથી.

આ જગતમાં સુખના હેતુ અનેક છે. અને તેથી કોઈ મનુષ્યો સુખના પણ ભેદ ગણે છે. પરન્તુ વસ્તુતઃ સુખના ભેદ હોતા નથી. આ બહિર્ના સઘળા વિષયપદાર્થો, તથા જે વૃત્તિમાં અથવા વૃત્તિદ્વારા આપણે સુખાનુભવ કરીએ, તે વૃત્તિયો સુખની અભિવ્યક્તિ અર્થાત્ પ્રાપ્તિનાં સાધનો છે. સુખ તો માત્ર સર્વ પ્રકારની અનુકૂળતાના સમયે પ્રતીત થતી જે ચિત્તની પ્રસન્નતા છે તે છે. અર્થાત્ એક પ્રકારની ભોક્તાની સર્વ વિરોધીના અભાવના ભાનવડે અને સર્વ અનુકૂલતાના ભાનવડે પ્રાપ્ત થતી વિલક્ષણ સ્થિતિવિશેષ છે તે સુખ છે. તે સુખ આ જીવોને દેખવામાં આવે એવો પદાર્થ નથી, પણ માત્ર નિત્યપ્રાપ્ત વસ્તુલક્ષણ છે. આ સુખના સાધનરૂપ અન્ય સર્વ પદાર્થો તે સુખને અર્થે પ્રાપ્ત કરાય છે. પણ જે અન્યના સાધનરૂપ ન હોવાથી પોતે જ સાધ્યરૂપ હોય છે તે સુખ છે. એ સુખ કોઈ અન્ય પ્રાપ્તવ્ય વસ્તુનું સાધન નથી, પણ પોતે જ પ્રાપ્તવ્ય વસ્તુરૂપ હોય છે, અને તે સુખ અનેક વિવિધ સાધનોવડે વિવિધ કાલે અનુભવાય છે; તો પણ વિવિધ વસ્તુરૂપ નથી, પણ જે એક જ અનુભવરૂપ છે તે સુખ છે.

હે સજ્જનો! આ સ્થળે આપણે અત્યન્ત સૂક્ષ્મ વિચારો કરીને કેવલ સુખનાં જ નિર્દોષ લક્ષણો બાંધવાને બેઠા નથી, પણ સુખાદિ અનેકના સંબંધમાં વિચાર કરી સર્વનાં સામાન્ય સુખાર્થે કર્તવ્ય નિશ્ચય કરવા બેઠા છીએ. એમાટે હવે સુખ જેની વિદ્યમાનતાવડે અનુભવાતું નથી, તે સંબન્ધમાં વૃત્તિને જોડીએ.

જેની પ્રતીતિના સમયે આપણને સુખની અપ્રતીતિ રહે છે તે દુઃખ છે. આ જગતમાં જીવો અનેક નિમિત્તોવડે દુઃખનો અનુભવ કરે છે. કોઈ તો ધનની અપ્રાપ્તિવડે, કોઈ તો પુત્રની, કોઈ તો ગૃહની, કોઈ તો ક્ષેત્રની, અને કોઈ તો અનુકૂલ સગાંસંબન્ધી કે મિત્રની અપ્રાપ્તિવડે દુઃખને અનુભવે છે. કોઈ તો ઉદ્યોગની અપ્રાપ્તિએ, કોઈ તો ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારની અપ્રાપ્તિએ, કોઈ તો વિદ્યાકલાની અપ્રાપ્તિએ, કોઈ તો શરીર-

બલની, અને કોઈ તો યથેચ્છ રુધિરમાંસઅસ્થિવીર્યાદિ ધાતુઓની અપ્રાપ્તિવડે દુઃખાનુભવ કરે છે. કોઈ તો આહારની અપ્રાપ્તિવડે, કોઈ તો રૂપસૌન્દર્યની, કોઈ તો સદ્ગુણની, કોઈ તો નાના પ્રકારની સત્તાની, કોઈ તો સ્વતંત્રતાની, અને કોઈ તો સત્કીર્તિની અપ્રાપ્તિએ દુઃખાનુભવ કરે છે. વળી કોઈ તો રોગોની પ્રાપ્તિથી તથા નિત્ય પ્રવાસની પ્રાપ્તિથી, અને સદા સેવકપણાની પ્રાપ્તિથી દુઃખાનુભવ કરે છે. કોઈ કોઈ મન્દમતિ જનો તો અદેખાઈથી, ક્રોધથી, લોભથી, મોહથી, મદથી, કામથી, ભયથી, આશાતૃષ્ણાથી, આલસ્યપ્રમાદથી અને એવા જ અનેક પ્રકારના પોતાનામાં પ્રાપ્ત દોષોથી તથા ન કરવાયોગ્ય કાર્યોને કરવારૂપ અનાચારથી પુનઃ પુનઃ દુઃખાનુભવ કરે છે. આ વિના અનેક પ્રકારના જે દુઃખની પ્રતીતિમાં હેતુઓ છે, તે સર્વ દુઃખ નથી, પણ દુઃખનાં જ સાધનો અથવા કારણો છે. જેમ બહિર્‌ના વિષયપદાર્થો અને અંતર્‌માં રહેલું અનુકૂળ સંસ્કારબલ સુખના હેતુરૂપ ગણાય છે, તેમ આ બહિર્ વિષયપદાર્થો તથા અંતર્‌માં રહેલું પ્રતિકૂલ સંસ્કારબલ દુઃખના હેતુરૂપ ગણાય છે; પણ એ કાંઈ દુઃખ નથી. ખરું જોતાં દુઃખ તો સર્વની અપ્રીતિના વિષયરૂપ પ્રતિકૂલતાનું ભાન કરાવનારો તથા ચિત્તની અપ્રસન્નતાનો અભિવ્યંજક, અંતર્‌માં પ્રતીત થતો ધર્મ છે, તે પોતાના ઉદયકાલે દુઃખ શબ્દથી ઓળખાય છે. આ અન્ય સર્વ પદાર્થોમાંના જે જે પદાર્થોમાં જે જે કાલે આપણને દુઃખબુદ્ધિ થાય છે, તે તે કાલે જ તે તે પદાર્થો દુઃખનાં સાધનરૂપ હોય છે. જેથી તે દુઃખ નથી પણ જે સદા દ્વેષના વિષયરૂપ છે, અને જેની નિત્યનિવૃત્તિની જીવોને ઇચ્છા રહે છે, એવો જે અંતર્‌માં રહેલો સ્વભાવરૂપ ગુણ છે તે દુઃખ છે. દુઃખ એ કોઈ દશ્ય પદાર્થરૂપ નથી. પણ સ્વસંવેદ્ય ગુણરૂપ છે.

હે સજ્જનો ! જેમ કેવળ સુખનાં નિર્દોષ લક્ષણો બાંધવા નિમિત્તે જ આ સ્થલમાં આપણો પ્રવેશ નથી તેમ કેવલ દુઃખનાં જ નિર્દોષ લક્ષણો બાંધવા અર્થે પણ આ સ્થલે આપણો નિવાસ નથી, જેથી હવે આપણે આગળ વધીને જેના વડે આ સુખદુઃખનો સંભવ હોય છે, તે ધર્માધર્મનાં સ્વરૂપનો પણ વિચાર કરીએ. આપણા પૂર્વપુરુષોએ તો અનેક યત્નવડે ધર્મને જ સુખના કારણરૂપે અનુભવ્યો છે અને આપણે આદિ પ્રજાને અર્થે તેઓ તે પોતાનો અનુભવ સ્પષ્ટ કરી ગયા છે. શાસ્ત્રમાં અને સજ્જનોમાં સ્થલે સ્થલે ધર્મની જ પ્રશંસા કરી છે. સર્વ મનુષ્યોએ ધર્મને જ ઓળખીને ધારણ કરવો એ તેમની પ્રધાન આજ્ઞા છે. આજે પણ ધર્મની અને ધર્માત્માની સ્તુતિ પુણ્યવન્ત લોકો

જ્યાં ત્યાં કરતા જણાય છે. 'ધર્મ ત્યાં જ જય' એ આપણામાં સામાન્ય જનકથન છે. આ આદિ અનેક નિમિત્તોથી ધર્મ જ સર્વને સેવ્ય છે. પણ ધર્મ શબ્દનું કેવા અર્થમાં સ્વરૂપ ગ્રહણ કરવું એ સર્વને સરખી રીતે ન સમજાયું હોવાથી, આ મનુષ્યોમાં વિવિધ રૂપમાં ધર્મ ધારણ કરાયો છે. ધર્મ એ સર્વોત્તમ સુખનું સાધન છે, તેમ છતાં તેને યોગ્ય રૂપમાં ધારણ કરવામાં ન આવવાથી આ જીવોમાંના ઘણા મન્દમતિવડે ધર્મને દુઃખના સાધનમાં પણ ગણી કાઢતા હશે, પણ તેમ થયાથી કાંઈ યથાર્થ રીતે જોતાં ધર્મ દૂષિત થતો નથી. ગ્રહણ કરનારનો દોષ અજ્ઞાનથી વસ્તુમાં આરોપાય તો તેથી કંઈ વસ્તુ દોષરૂપ સિદ્ધ થતી નથી. માટે સદા નિર્દોષ એવા ધર્મના સ્વરૂપને જેમ છે તેમ જાણવું એ સર્વ મનુષ્યનું કર્તવ્ય છે.

આ જગતમાં કોઈ તો વારંવાર નહાવાને જ ધર્મ માને છે; અને કોઈ તો વિશેષે કરી ન નહાવાને જ ધર્મ માને છે; કોઈ તો દેહને કષ્ટ આપનાર ઉપવાસાદિ વ્રત ધારણ કરવાને જ ધર્મ માને છે, અને કોઈ તો દેહને કષ્ટમાં મૂકનાર તે નિરાહાર રહી કરાતાં વ્રતાદિને ધારણ કરવાને ધર્મ માને છે. કોઈ તો ઈશ્વરની વા દેવની પ્રતિમાના પૂજનને ધર્મ માને છે; અને કોઈ તો તે પ્રતિમાઓને ન પૂજવામાં ધર્મ માને છે. કોઈ તો પરમેશ્વરને આકારરહિત માનીને તેનાં સ્તવન કરવાને ધર્મ માને છે, અને કોઈ તો તેમ ન કરવાને ધર્મ માને છે, વા તેથી ઉલટું ઈશ્વરને જ ન માનવામાં ધર્મ માને છે. કોઈ તો ઇન્દ્રિયોને પોતપોતાના વિષયથી રોકવામાં ધર્મ માને છે, કોઈ તો ઇન્દ્રિયોના નીતિપૂર્વક વિષયસેવનમાં ધર્મ માને છે, અને ઘણા મન્દમતિ તો નીતિ વા અનીતિએ પણ ઇન્દ્રિવિષયના સંબન્ધજન્ય સુખને ભોગવવામાં જ ધર્મ માને છે. મનુષ્યોમાં કોઈ તો વેદાદિ શાસ્ત્રો ભણવાં એને ધર્મ માને છે, અને કોઈ વેદાદિને ન માનનાર તો પોતાનાં માનેલાં ધર્મપુસ્તકને ભણવામાં ધર્મ માને છે; અને કોઈ કોઈ નિષ્ઠાના અભાવવાળા તો કોઈ પ્રકારના પણ ધર્મવિષયમાં પ્રીતિરહિત રહેનારા તથા સ્વચ્છંદે વર્તનારા હોવાથી સર્વ ધર્મસંબન્ધી ગ્રન્થોને ન ભણવામાં જ ધર્મ માને છે. કોઈ તો વેદાદિ ધર્મગ્રન્થના પાઠમાં ધર્મ માને છે. કોઈ તો તેને અર્થસહિત જાણવામાં ધર્મ માને છે, અને કોઈ તો માત્ર તે ધર્મગ્રન્થના તાત્પર્યને જાણવામાં જ ધર્મ માને છે. કોઈ કોઈ મતિમન્ત પુરુષો તો કેવલ તાત્પર્ય જાણવા માત્રને જ ધર્મ નથી માનતા પણ તે તાત્પર્યપર્યન્તના સમજાને તથા તે તાત્પર્ય-

પ્રમાણે વર્તવામાં ધર્મ માને છે. કોઈ તો સંસારી અવસ્થામાં એટલે ગૃહસ્થાશ્રમમાં રહેવાને ધર્મ માને છે; અને કોઈ તો ગૃહસ્થાશ્રમના ત્યાગને ધર્મ માને છે. ગૃહસ્થાશ્રમ પાલનારાઓમાં કોઈ તો કેવલ ધનાદિ ઉત્તમોત્તમ વિષયપદાર્થોને જે તે પ્રકારે પ્રાપ્ત કરવાને તથા ભોગવવાને ધર્મ માને છે. કોઈ તો માત્ર નીતિવડે જ વિષયપદાર્થોને પ્રાપ્ત કરવાને અને નીતિવડે જ ભોગવવાને ધર્મ માને છે. કોઈ કોઈ મતિમાન્ તો તે પદાર્થોને નીતિથી પ્રાપ્ત કરવા તથા ભોગવવાને તેમ જ તે પદાર્થોમાંથી યોગ્ય પ્રકારે સત્પાત્રોને દાન આપવાને ધર્મ માને છે. અને કોઈ કોઈ મોટી મતિવાળા પુરુષો તો દાન, ભોગ, તથા તેની સાથે કરાતી ઈશ્વિરોપાસનાને ધર્મ માને છે. વળી તે બુદ્ધિમન્તમાંના કોઈ તો અવસ્થાના ક્રમથી ઉત્તરઉત્તર અવસ્થામાં પૂર્વ પૂર્વ અવસ્થાના ત્યજવા યોગ્ય વિકારો કે દોષોને ત્યજવામાં અને ક્રમથી સર્વ પદાર્થપ્રતિની દૃઢ આસક્તિને ત્યજવામાં ધર્મ માને છે; અને તેમાંના કોઈ ઉત્તમ પુરુષો તો અન્તમાં સર્વ ઉપાધિયુક્ત અન્યની દૃષ્ટિથી પ્રતીત થતા છતાં પણ સર્વથી વૃત્તિને મુક્ત કરીને કેવળ પરમાત્મસ્વરૂપમાં અર્થાત્ સર્વના અંતિમ સ્વરૂપમાં લય કરવામાં તથા તે સ્વરૂપે પોતાનું અવસ્થાન કરવામાં ધર્મ માને છે. આ આદિ અનેક ભેદથી તે ગૃહસ્થાશ્રમી પુરુષો ધર્મનું સ્વરૂપ માને છે. અન્ય પક્ષે ત્યાગને ધર્મ માનનારાઓમાં કોઈ તો માત્ર કાષાય વસ્ત્રના ધારણને કે દંડકમંડલુ અને કૌપીનના ધારણને કે શિખાસૂત્રાદિ જાતિવર્ણાદિનાં ચિહ્નને ત્યજવાને ધર્મ માને છે. કોઈ તો પવિત્ર ક્ષેત્રમાં નિવાસ કરવામાં, કોઈ તો વિવિધ સ્થળે વિચરવામાં, કોઈ તો જનસંગમાં અને કોઈ તો સર્વ સંગ પરિત્યાગ કરી વનમાં વિચરવામાં કે કોઈ ગુહા આદિ એકાંત સ્થાનમાં વસવામાં ધર્મ માને છે. કોઈ ત્યાગી તો મૌન પાળવામાં અર્થાત્ કેવલ વાઙ્નિરોધમાં, કોઈ તો નિયત પદાર્થો ખાવામાં, કોઈ તો નિષિદ્ધ નિશ્ચય કરાયલા પ્રાણિપદાર્થોને સ્પર્શ નહિ કરવામાં અને કોઈ તો નિષિદ્ધ પ્રાણિપદાર્થનાં અવલોકન ન કરવામાં જ ધર્મ માને છે. વળી ત્યાગીઓમાંના કોઈ તો શાસ્ત્રો ભણીને અન્યને તે વાર્તાઓ કહ્યા કરવામાં, અને કોઈ તો કંઈ પણ કોઈને ન કહેવામાં ધર્મ માને છે, કોઈ તો શાસ્ત્રના અધ્યયનમાં વા તેના મનનમાં કે નિદિધ્યાસનમાં કાળ ગાળવાને ધર્મ માને છે; કોઈ તો ગ્રન્થાધ્યયનાદિ કંઈ પણ ન કરતાં માત્ર પોતાની વૃત્તિયોનો લય કરવામાં કોઈ

પણ ઉદ્યોગને ધર્મ માને છે; કોઈ તો કોઈપ્રકારનાં પણ ધોરણવિનાનો ઉન્મત્તપણાથી પોતાનો સ્વાર્થ સાધવાનો માર્ગ રચીને તેમાં સ્થાપેલા ગમે તેવા નિયમોના પાલનને જ ધર્મ માને છે; અને કોઈ તો શાસ્ત્રમાત્ર પૂર્વપુરુષોએ રાગદ્વેષથી રચેલાં છે માટે તે તો અવિશ્વાસપાત્ર હોવાથી તેમનો આધાર ન માનતાં પોતાની અલ્પ બળવાળી અવ્યવસ્થ મતિના આધારે કરેલા નિશ્ચયપ્રમાણે વર્તવાને જ ધર્મ માને છે. વળી ઘણા ગૃહી તથા ત્યાગીઓ હિંસાપૂર્વક કરાતા યજ્ઞોને ધર્મરૂપ માને છે, અને તેઓમાંના કોઈ તો હિંસારહિત યજ્ઞાદિ કર્મોને ધર્મ માને છે. કોઈ તો ગમે તેની પાસે ગુરુભાવથી કાષ્ઠાદિ ગ્રહણ કરીને કંઠમાં ધારણ કરવામાં ધર્મ માને છે; કોઈ તો વિચિત્ર વિચિત્ર તિલકાદિના ધારણને ધર્મ માને છે; કોઈ તો વિવિધાકારવાળી તપ્તમુદ્રાથી શરીરને અંકિત કરવામાં ધર્મ માને છે; અને કોઈ તો શરીરને કોઈ પ્રકારે પણ એવી કોઈ મુદ્રાથી ન દગ્ધ કરવામાં જ ધર્મ માને છે. કોઈ તો માત્ર સદ્‌ગુણોને ધારણ કરવાને ધર્મ માને છે; અને કોઈ તો તે સદ્‌ગુણોને જાણવા કહેવામાં જ ધર્મ માને છે. આ આદિ અનેક પ્રકારથી ધર્મનું સ્વરૂપ લોકો સમજે છે તથા માને છે. તેમાં ઘણા તો ધર્મના એક એક અંગને આખા ધર્મરૂપ માને છે; કોઈ તો તેવા ધર્મનાં અનેક અંગને આખા ધર્મરૂપ માને છે; અને કોઈ તો ધર્મનાં સર્વાંગને જ ધર્મરૂપ માને છે. પરન્તુ સઘળી જ પ્રજા એક સરખી રીતે ધર્મના યોગ્ય સ્વરૂપને સમજીને પાળતી હોય એમ ભાસતું નથી. દેખાદેખી ધર્મ પાળનાર મનુષ્યો જેમ ભૂલ કરતાં મનાય એમ છે તેમ વિચાર કરીને ધર્મને સેવનાર પણ અકારણ રાગદ્વેષને સ્વાભિમાનથી સેવે છે તથા સેવાવે છે તેથી ભૂલ કરતાં મનાય એમ છે. માટે મતિમન્ત પુરુષોના મોટા સમુદાયે નિર્વિવાદ ધર્મના સિદ્ધાન્તોને, વિરોધ શમાવી સ્થાપવા જોઈએ; પોતે તેને આગ્રહથી પાળવા જોઈએ, પોતાનાં મનાતાં સર્વપાસે તેનું પાલન કરાવવું જોઈએ, અને ઉત્તરોત્તર સર્વ પ્રજામાં તે અવિરોધી યથાર્થ ધર્મની પ્રવૃત્તિ થવાને યત્ન કરવો જોઈએ. આમ થયા વિના આ સઘળી પ્રજામાં ધર્મના સંબન્ધથી જે અનર્થ થાય છે તે ટળવાનો સંભવ હોતો નથી. જેમ આ અસંખ્ય પ્રજામાં ઘણે સ્થલે ધર્મનું અયથાર્થ સ્વરૂપ સમજાયું છે અને પ્રવર્તતું ચાલે છે તેમ અધર્મના સંબન્ધમાં પણ તેવું જ અજ્ઞાન પ્રસરેલું જોવામાં આવે છે; અર્થાત્ અધર્મનું સ્વરૂપ પણ સઉને સરખી રીતે યોગ્ય પ્રકારે જણાયું મનાયું હોય એમ સર્વત્ર તપાસતાં ભાસતું નથી.

કોઈ તો ગોઅજાદિ પ્રાણિઓનો કોઈ નિમિત્તથી પણ વધ કરવો તેને અધર્મ માને છે, અને કોઈ મનુષ્યો તો તે ગોઅજાદિ પ્રાણિઓનો અમુક અમુક નિમિત્તથી વધ ન કરવામાં આવે તો તેને અધર્મ ગણે છે. કોઈ તો માંસમદ્યાદિ નિષિદ્ધ પદાર્થોના સેવનને અધર્મ માને છે, અને કોઈ તો તે માંસમદ્યાદિ પદાર્થોને અમુક કાળે વા અમુક વિધિથી, વા અમુક કાળવિધિના નિયમવિના પણ ન ગ્રહણ કરે તો તેને અધર્મ માને છે. કોઈ તો પરપદાર્થોના અધિકારવિનાના સેવનને અધર્મ માને છે અને કોઈ તો પારકા સ્ત્રીધનાદિ પદાર્થને અમુક કાલવિધિવડે અથવા તે વિના પણ ન સેવાય તો તેને અધર્મ માને છે. એ જ પ્રમાણે અનેક મતભેદના મનુષ્યોએ ભ્રમાવેલાં તથા મન્દમતિવડે અનેક યોગ્ય વિચારાદિના અભાવે ભ્રમેલાં મનુષ્યો અધર્મનું સ્વરૂપ સમજી નિશ્ચય કરવામાં નિષ્ફલ થયાં છે.

હે સદ્‌ભાગ્યવન્ત પુરુષો ! આ સંસારમાં જન્મીને ધર્માધર્મના ખરા સ્વરૂપને જાણીને અધર્મથી છૂટવું અને ધર્મને સેવવો એ જ મનુષ્યનું કર્તવ્ય છે. બીજી જાતિના શરીરોમાં એટલું સામર્થ્ય હોતું નથી કે તે શરીરધારીઓ તે શરીરમાં જ કૃતકૃત્ય થાય, અને મનુષ્યશરીર તો આ જીવની કૃતકૃત્યતાઅર્થે જ પૂર્ણ રૂપમાં રચાયું છે. માટે અનેક યત્નથી પ્રાપ્ત સંપત્તિવડે અથવા તો પ્રાપ્ત સામગ્રીવડે યોગ્ય સંપત્તિને પ્રાપ્ત કરીને કૃતાર્થ થવું એ જ જન્મ ધરવાની સાર્થકતા છે. વિશેષે કરીને સર્વ મતિમન્તોનો એ નિશ્ચય છે કે અધર્મ જીવની અધોગતિનું કારણ છે, અને ધર્મ જીવની ઊર્ધ્વ ગતિનો હેતુ છે, આથી જેનું અન્તિમ ફલ કદાચિત્ પણ દુઃખ હોતું નથી તે જ ધર્મ છે; અને જેનું અન્તિમ ફલ કદાચિત્ પણ સુખ હોતું નથી તે અધર્મ છે. આમ છતાં પણ ધર્માધર્મરૂપ ક્રિયા કરનારને તત્કાલ સુખદુઃખરૂપ ફલની પ્રાપ્તિ જણાતી નથી, તેથી ઘણા મન્દમતિ જીવોને ભ્રમ થાય છે કે આ પાપાચરણ કરનારાઓને સુખ હોય છે, અને આ સદાચરણે ચાલનારને દુઃખ હોય છે. માટે કર્તાને કર્મનું ફલ કોઈ યોગ્ય નિયમથી કે સર્વજ્ઞ પ્રવર્તકથી મળતું હશે કે નહિ. આ પ્રકારના ભ્રમમાં પડેલાં ઘણાં અધમ મનુષ્યો તો સુખની અભિલાષાથી પાપાચરણ કરવા માંડે છે; અને પુણ્યવન્ત મતિમન્ત મનુષ્યો તો એવા ભ્રમને પ્રાપ્ત થતા જ નથી. જે પ્રકારના વિચારથી તેઓ આવા ભ્રમને પ્રાપ્ત થતા નથી તે વિચારનું સ્વરૂપ સૂક્ષ્મમાં આપણે અત્ર પ્રસંગ પ્રાપ્ત થયો છે માટે વિચારીએ.

કર્મનો એવો નિયમ છે કે જે સમયે જે કર્મ અભિમાનીએ અભિમાનપૂર્વક કર્યું તે જ ક્ષણે તે કર્મ સંસ્કારરૂપે અર્થાત્ આ જીવની અન્તઃકરણરૂપ ભૂમિમાં બીજરૂપે રહે છે; તે જે ક્ષણે ફલ આપવાને યોગ્યતાવાળું કાલાદિના નિયમથી થાય છે ત્યારે તે ફલ આપે છે. આ લોકમાં જેમ વ્રીહિયવાદિ ધાન્ય ત્રણ ચાર માસે ફલ આપવા યોગ્ય થાય છે, આમ્રાદિ વૃક્ષો બીજારોપણપછી યોગ્ય સામાન્ય નિયમથી પાંચ વર્ષપછી જ ફલ આપવાયોગ્ય થાય છે, અને રાયણમહુડાઆદિ વૃક્ષો પચાસ કે તેથી પણ અધિક કાલે ફલ આપી શકે છે. મનુષ્યાદિ પ્રાણિના શરીરારંભક બીજો પણ પોતપોતાના નિયત કાલે શરીરને રચી પ્રકટાવે છે, તેમ આ કર્મરૂપ બીજ પણ પોતાના ફલ આપવાના યોગ્ય સમયે ફલ આપવાને પ્રવૃત્ત થાય છે. આ પ્રમાણે હોવાથી આ ક્ષણે જે ફલો આપણને પ્રાપ્ત થાય છે તે સઘળાં આપણી વર્તમાનકાલે કરાતી ક્રિયાનાં જ ફલો હોય છે એમ નથી, પણ પૂર્વકાલમાં રચાયલાં કર્મોનાં તથા ક્વચિત્ વર્તમાન કાલમાં સાભિમાન કરાતી ક્રિયાઓમાં જે તત્કાલ ફલ આપવાની યોગ્યતાવાળી હોય છે તેનાં ફલો હોય છે. આ પ્રમાણે હોવાથી કોઈ પાપની પ્રધાનતાવાળાને તેનાં ગૌણ પણ પ્રબલ પુણ્યકર્મના પ્રભાવે સુખપ્રાપ્તિનો સમય હોય છે તેને તે પુણ્ય તો સુખ આપે છે, અને પૂર્વરચિત પાપ તો પાપકર્મ કરાવે છે. એ પાપકર્મનું ફલ તેના યોગ્ય સમયે તેને મળશે. જેથી વર્તમાનકાલે તેને મળતું સુખ છે, તે તેના પૂર્વના કે વર્તમાનના પાપનું ફલ નથી પણ કોઈ પુણ્યાંશનું ફલ છે. અને એ જ પ્રમાણે કોઈ પુણ્યપ્રધાન પુરુષને તેનાં પૂર્વરચિત ગૌણ પણ પ્રબલ વેગવાળાં પાપકર્મ વર્તમાનકાલે પોતાનો ફલ આપવાનો સમય હોવાથી દુઃખરૂપ ફલ પ્રતીત કરાવે છે. અને તેનાં સુકૃત છે તે તો તે પુરુષને દુઃખના સમયમાં પણ નિર્ભ્રાન્તપણે સદાચારમાં જોડે છે; જેથી તે મનુષ્યને જે વર્તમાનકાલે દુઃખ હોય છે તે કાંઈ તેનાં તત્કાલ કરેલાં પુણ્યનું ફલ નથી પણ પૂર્વરચિત પાપનું જ છે. આ આદિ વિચારોથી તે બુદ્ધિમન્ત પુરુષો નિઃસંશય થઈ રહે છે; અને પાપનાં ફલરૂપ દુઃખને ભોગવતાં છતાં પણ સત્કર્મના સુખરૂપ ફલને જાણનારા તેઓ કદાચિત્ પણ સુખની અભિલાષાથી પાપાચરણ કરતા નથી. સદા સત્કર્મને જ સેવે છે.

ધર્મ અથવા સત્કર્મ કે જે આ જીવને સદા સુખ જ આપનાર છે તેને અનેક ઉપાયથી જાણીને સેવવા યત્ન કરવો એ સર્વ સજ્જનોનું મુખ્ય કર્તવ્ય છે. વિશેષે કરીને ઈશ્વરને માનનારા અને વિષયકામના-

વાળા પ્રાણિઓએ તો જેવડે ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે તે જ કરવું ઘટે છે. આ જગતમાં પ્રાણિમાત્ર ત્રણ સ્વભાવને વશ વર્તે છે : કોઈ તો વિશેષે કરીને પ્રકૃતિના તામસ સ્વભાવને, કોઈ તો પ્રધાનપણે રાજસ સ્વભાવને અને કોઈ તો પ્રકૃતિના સાત્ત્વિક સ્વભાવને મુખ્યત્વે કરીને વશ વર્તે છે. આ લોકમાં જે જે પ્રાણિઓ તામસ સ્વભાવથી દબાયલા અન્તઃકરણવાળા હોય છે તેમનામાં તો પ્રધાનપણે તામસ સ્વભાવનાં લક્ષણો પ્રકટ હોય છે. જ્યાં સુધી આ પ્રાણી પોતામાં પ્રધાનપણે વર્તતા તામસ સ્વભાવને વશ વર્તે છે ત્યાં સુધી એ ઈશ્વરના અનુગ્રહને મેળવવા યોગ્ય થતા નથી. એ તામસ સ્વભાવનાં ઓળખાય એવાં મુખ્ય લક્ષણો આ છે : જે મનુષ્યમાં પ્રધાનપણે તામસ સ્વભાવ વર્તતો હોય તે અવિદ્વાન્ હોય છે; અને કદાચિત્ વિદ્વાન્ હોય છે તો દુરાગ્રહથી તે વિદ્યાને પ્રતિકૂલ અર્થમાં સ્વીકારીને વિરોધી ભાવનાઓનો પોતામાં તથા પોતાના સંગીઓમાં વધારો કરનાર હોય છે. એક પકડી રાખેલા વિરોધી આગ્રહને અનેક પ્રકારના વિવેકથી સમજાવ્યા છતાં પણ ત્યજતો નથી. યોગ્ય વિચારથી રહિત રહેનાર હોવાથી સ્વધર્મથી ભ્રષ્ટ રહેનાર હોય છે. પાપકર્મમાં ઇન્દ્રિયોને પ્રવર્તાવનાર હોવાથી યથાર્થ જ્ઞાનના સ્વરૂપને ન જાણનાર અજ્ઞાની હોય છે; અને અજ્ઞાનવાળો હોવાથી ઉન્મત્ત હોય છે. જન્મ ધરીને અવશ્ય કરવાયોગ્ય કાર્ય કરવામાં આલસ્યપ્રમાદવાળો, અને હિતનો બોધ કરે તેના પ્રતિ તથા સમયે સમયે અનિષ્ટના દર્શનથી પોતાઉપર ક્રોધ કરનારો હોય છે. વળી તે તામસી જીવ અપાર મોહતૃષ્ણાવાળો હોય છે.

એ જ પ્રમાણે જે મનુષ્યોમાં અન્તઃકરણ રાજસ સ્વભાવથી દબાયલાં હોય છે તેઓ પ્રધાનપણે રજસ્નાં લક્ષણથી યુક્ત પ્રતીત થાય છે. જે મનુષ્ય રાજસ સ્વભાવને વશ વર્તનાર છે તે આવશ્યકતાવિના અને અત્યંત નિકટ સંબન્ધવિનાનાં ઘણાં વાક્યો બોલનાર હોય છે. વિશેષતઃ ન સંભવે એવા અને અસાધ્યસરખા ઘણા મનોરથોને તે સદા રચનાર હોય છે. કોઈ કાલે ધારેલા ફલને આપનાર અને ઘણે પ્રસંગે વિપરીત ફલને ઉપજાવનાર ક્રિયાઓને આરંભનાર હોય છે. પોતાના દોષ જોવામાં તથા ટાળવામાં અસાવધ અને અન્યના દોષ જોવામાં તથા અન્યના ગુણને દોષરૂપ નિશ્ચય કરવામાં નિપુણતા ધરાવનાર હોય છે. અત્યંત વિષયલાલસાવાળો, અધિક આશા અને દુરાશાને વશ થનાર અને અમર્યાદ તૃષ્ણાવાળો હોય છે. સ્વાર્થી, અભિમાની, ગર્વિષ્ઠ, અને અક્કડ રહેનારો

હોય છે. વળી તે ખરા સમયઉપર મિત્રને ત્યજનાર, વિશ્વાસઘાત કરનાર, તેમ જ કૃતઘ્ન હોય છે. આ આદિ દોષોનું જેના અન્તઃકરણમાં રાજ્ય હોય છે એવા રાજસ સ્વભાવને વશ વર્તનાર પ્રાણિઓ પણ ઈશ્વરના અનુગ્રહને પાત્ર હોતા નથી. રાજસ સ્વભાવનાં કોઈ સારાં ગણાય એવાં લક્ષણો પણ હોય છે; તથાપિ તે સદોષ હોય છે, તેથી તેમ જ અત્ર રાજસ સ્વભાવથી પ્રકટતા દોષોને ત્યજાવવાનો હેતુ હોવાથી માત્ર દોષરૂપ લક્ષણને જ વિશેષે કરીને આ સ્થળે કહ્યાં છે. આ જનસમુદાયમાં જે મનુષ્યનું અન્તઃકરણ સત્ત્વસ્વભાવની પ્રધાન સત્તાવાળું હોય છે અર્થાત્ જે અન્તઃકરણમાં સત્ત્વસ્વભાવના બલથી રાજસતામસ સ્વભાવ દબાયલા રહે છે તે મનુષ્ય ઈશ્વરના અનુગ્રહને પ્રાપ્ત કરવા યોગ્ય છે. આ ત્રણ સ્વભાવમાં સાત્ત્વિક સ્વભાવ ઉત્તમ હોવાથી સર્વ સુખની ઇચ્છાવાળાં મનુષ્યોએ યત્નવડે તે પ્રાપ્ત કરવો ઘટે છે. જે મનુષ્યોનાં અન્તઃકરણમાં સત્ત્વસ્વભાવ બલવાન્ હોય છે તે પ્રધાનપણે ધૈર્યબલવાળાં હોય છે. વિકટ પ્રસંગોમાં પણ વિકલ થતાં નથી કે સહ્ય કે અસહ્ય દુઃખના સમયમાં સંતાપથી કળકળતાં નથી; અને મધ્યમ કે ઉત્તમ ગણાતાં સુખની પ્રાપ્તિના સમયમાં હર્ષથી ઉન્મત્ત થતાં નથી. દુરાશાથી તથા તૃષ્ણાથી રહિત રહેનારાં હોય છે. અન્યના દોષને જ માત્ર નહિ જોનારાં અર્થાત્ તેના દોષથી અધિક ગુણ હોય તેને દ્વેષાદિ નિમિત્તથી નહિ ઢાંકનારાં હોય છે. સદા શાંત ચિત્તવાળાં હોવાથી ક્રોધરહિત રહેનારાં અને કદાચિત્ યોગ્ય કારણથી ક્રોધનો આવિર્ભાવ કરવો અવશ્યનો હોય તો માત્ર સાત્ત્વિક ક્રોધને પ્રવર્તાવનારાં હોય છે. વિવિધ પ્રકારના યોગ્ય નિશ્ચયો કરવામાં સામર્થ્યવાળી મતિનાં અર્થાત્ તીવ્ર બુદ્ધિવાળાં તથા વિદ્યાની ન્યૂનાધિકતા છતાં પણ સર્વ પ્રકારના વ્યવહારમાં તથા પરમાર્થસંબન્ધમાં યુક્તિપુરઃસર યોગ્ય વિચાર કરવાના સામર્થ્યવાળાં હોય છે. આ આદિ અનેક શુભ ગુણોવાળાં છતાં અન્યના રજસ્તમસ્થી થતા વ્યવહારથી ક્લેશ ન ભોગવતાં તે રાજસી તામસી પ્રાણિઓના નિંદ્ય વ્યવહારોને નિંદ્યરૂપે નિશ્ચય કરીને સદા તેથી પોતે મુક્ત રહેનાર તથા રજસ્ તમસ્ સ્વભાવથી તેવા સ્વભાવના પ્રપંચમાં મોહાદિવડે પચતાં પોતાનાં સંબન્ધીઓને સદા મુક્ત રાખવાને યત્ન કરનાર હોય છે. અન્યનાં દુઃખને જોઈને કે જાણીને ન સહન કરી શકનાર સુકોમલ હૃદયવાળાં, સાત્ત્વિક અહંકારવાળાં અર્થાત્ મિથ્યા સ્વાભિમાનથી રહિત રહેનારાં, ચિત્તની પ્રસન્નતાને સદા જાળવવામાં ઉદાર છતાં અકુટિલપણે રહેનારાં, માન

તથા અપમાનનાં યોગ્ય કારણોને જાણીને તેના હર્ષશોકાદિ પરિણામોથી રહિત રહેનારાં, અને વિશેષે કરીને સર્વ પ્રકારના સંશયોથી રહિત અને વિપરીત ભાવોથી મુક્ત રહેનારાં હોય છે. આ સત્ત્વસ્વભાવ જ સુખ આપનાર હોવાથી સેવવા યોગ્ય ગણાય છે.

આ પ્રકારના તામસ રાજસ સાત્ત્વિક સ્વભાવના નિશ્ચયથી અનેક પ્રકારના સ્વભાવોના ભેદ પ્રતીત થાય છે. પરન્તુ સર્વ પ્રકારથી જોતાં જેમનામાં સાત્ત્વિક સ્વભાવના અંશ અધિક હોય છે તે જ આ જગત્‌માં સારાં કામો કરીને સુકીર્તિ મેળવે છે. તે જ સુખના અધિકારી થાય છે, અને તે જ સુખના હેતુરૂપ ઈશ્વરાનુગ્રહને મેળવવા યોગ્ય થાય છે.

આ જીવોને રાજસ સ્વભાવથી ઉપજતી પ્રબલ ઇચ્છાઓ અને આશાઓ જ ધર્મથી તથા સુખથી ભ્રષ્ટ રાખે છે. ઇચ્છા અને આશાવડે શું કરવું યોગ્ય છે અને શું કરવું યોગ્ય નથી એવો જે વિચાર-વિવેક છે તેનાથી ભ્રષ્ટ થવાય છે; તેથી અધર્માચરણ કરાય છે; અને તેથી આ લોકમાં અપકીર્તિ તથા દુઃખને પમાય છે. સદા ઉત્કૃષ્ટ ગતિનો આપનાર જે ધર્મ છે તે અયોગ્ય ઇચ્છાઓ અને આશાઓના ત્યાગથી જ સધાય છે, એવું સર્વ પૂર્વપુરુષોનું અનુભવસિદ્ધ મત છે. અને આજે પણ આપણે જોતા જઈએ છીએ કે અનેક પ્રાણિઓ તેવી ઇચ્છા અને આશાથી જ અધર્મી થઈ નીચી ગતિના અધિકારિઓ થાય છે. મોહ, ક્રોધ અને લોભાદિ અનેક દોષો એવડે જ અન્તઃકરણમાં પ્રકટીને પ્રબલ થાય છે. માટે સુખની તથા સુખના હેતુરૂપ ધર્મની ઇચ્છાવાળાએ સાવધાનતાથી અયોગ્ય ઇચ્છા તથા આશાઓને અન્તરમાં ઉપજતી અટકાવવી જોઈએ, અને કદાચિત ઉપજે તો તેને વશ ન વર્તવાનું ભાન રાખવું જોઈએ.

હે સજ્જનો ! આ મનુષ્યોમાં જ્યાં સુધી ઇષ્ટસ્વરૂપે પરમેશ્વર-સંબન્ધી વિશ્વાસ બંધાયો નથી અને શુદ્ધ નિષ્ઠા દૃઢ થઈ નથી ત્યાં સુધી આ મનુષ્યો સર્વપ્રકારે સાવધાન રહી શકતાં નથી. વ્યવહારમાં પણ વિશ્વાસ અથવા નિષ્ઠા બંધાયા વિના નિર્ભયતા કે નિઃશંકતા પ્રાપ્ત થતી નથી; અને તેમ થયા વિના સાધવાયોગ્ય કેવલ એક પક્ષમાં જ મનુષ્યોથી સાવધાનતાથી ટકી શકાતું નથી. કર્તૃત્વાભિમાનથી અનેક વિષયમાં જીવની પ્રવૃત્તિ થવાથી અને પોતે અલ્પજ્ઞ તથા અલ્પ સામર્થ્યવાળા હોવાથી સર્વત્ર સાવધાનતા રાખી શકતા નથી; જેથી આ જગતના તથા સઘળા વ્યવહારના મૂલ આધારરૂપ ઈશ્વરના સર્વજ્ઞ સ્વતંત્ર સ્વરૂપનો

ઇશ્વરાનુગ્રહને પ્રાપ્ત કરવાયોગ્ય પાત્ર નથી. તેઓ પોતાના દોષને વશ વર્તતા હોવાથી પોતે નિર્દોષ હોતા નથી, તેથી તેઓ પોતાનાં દૂષિત અન્તઃકરણવડે નિર્દોષ ધર્મના સ્વરૂપને નિશ્ચય કરીને પોતે ધારણ કરી શકતા નથી. આમ છતાં જ્યારે તેઓ ઉપદેશક થઈને ધર્મની વ્યવસ્થા કરવાનું પોતાના દૂષિત સ્વભાવાનુસાર મિથ્યાભિમાન ધારે અને તે પ્રમાણે પ્રજાને દોરવે તો તેઓ અન્તે શું અનર્થ નહિ કરી શકે? અવશ્ય સર્વ પ્રકાર અનર્થ જ કરે.

આ લોકમાં જોતાં આપણને સ્પષ્ટ પ્રતીત થાય છે કે અધિકાર-વિનાનાં મનુષ્યો પોતાનો અનધિકાર છતાં જ્યારે જે જે વ્યવહારમાં અધિકારિની પેઠે મિથ્યાભિમાનથી પ્રવેશે છે અને યથારુચિ પોતે વર્તી અન્યને તે પ્રમાણે પ્રવર્તાવવા પ્રવર્તે છે ત્યારે તે તે વ્યવહારમાં પરિ-ણામે અનર્થ જ ઉપજાવી લે છે, અને આપે છે. પણ સ્વાર્થાન્ધ અન-ધિકારી તે તથા આશાવન્ત મતિમન્દ અન્ય જનો સમયઉપર યોગ્ય પ્રમુખ પ્રવર્તકવિના યોગ્ય પ્રકારે વહેતા નથી.

જેમ આ મનુષ્યો ઘણે પ્રસંગે સાચાને બદલે ખોટા કૃત્રિમ પદાર્થો ખલ શઠ, ઠગ, સ્વાર્થી મનુષ્યોદ્વારા ગ્રહણ કરે છે, અને પછી થોડે કાલે તે ખોટાનું સ્વરૂપ પ્રકટ થવાથી ખોટા પદાર્થને ખોટે રૂપે જાણી પશ્ચાત્તાપ કરે છે, તથાપિ તે ખોટા પદાર્થના ક્રયમાં ગયેલા તેના મૂલ્યના ધનને તે પુનઃ પ્રાપ્ત કરી શકતા નથી, તેમ આ મનુષ્યો ધર્મસંબન્ધમાં પણ સદ્ધર્મના સિદ્ધાન્તરૂપે અસદ્ધર્મસિદ્ધાન્તને તેવા ખલસ્વાર્થી ઉપદેશક મનુષ્યોદ્વારા ગ્રહણ કરે છે; અને પછી કાલાન્તરે તે અધર્મરૂપ અસદ્ધર્મ-સિદ્ધાન્તને અસદ્રૂપે જાણી પશ્ચાત્તાપ પણ કરે છે. પરન્તુ તે અસદ્ધર્મ-સિદ્ધાન્તને જેટલો કાલ ધારણ કરી રાખ્યો તેટલો અમૂલ્ય આયુષ્યનો કાલ તથા તે કાલમાં સદ્ધર્મના સિદ્ધાન્તના ગ્રહણથી થનાર લાભ પુનઃ પ્રાપ્ત થતો નથી. જેથી તેટલી હાનિ તો તેમનામાં પ્રાપ્ત જ રહે છે. આ કારણથી તે બુદ્ધિમન્ત પુરુષોએ સર્વ વ્યવહારમાં સાવધાનતાથી યોગ્યા-યોગ્ય નિર્ણય કરીને સદા યોગ્ય પદાર્થનું ગ્રહણ અને અયોગ્ય પદાર્થનો ત્યાગ કરવો જોઈએ. જેથી પાછળથી પશ્ચાત્તાપ અને હાનિ સહન કર-વાનો દુષ્ટ સમય આવે નહિ.

મનોહર કહે છે: આ પ્રમાણે તે દોષજ્ઞ પુરુષે પ્રતિપાદન કરીને અન્તમાં એ કહ્યું કે હે સદ્ધર્મપરાયણ પ્રમુખ પુરુષો! આપણે હજી ઘણો વિષય પ્રતિપાદન કરવાનો છે. મન્દમતિ દુષ્ટ પુરુષોએ ધર્મના સત્સિ-

દ્ધાન્તમાં કેટલો અનર્થ કર્યો છે અને કેવું ખોટું સમજવાથી કેવા પ્રકારનો અનર્થ જીવોને પ્રાપ્ત થયો છે, થાય છે અને થશે, તેમ જ સત્સિદ્ધાન્તનું સ્વરૂપ કેવું છે, તેને કેવે પ્રકારે સમજી ધારણ કરવાથી શું શું ફલોદ્ભવ થાય છે, તથા તે સદ્ધર્મસિદ્ધાન્તની સર્વત્ર, વિઘ્નોની નિવૃત્તિપૂર્વક સ્થાપનામાં શા શા ઉપાયોની આવશ્યકતા છે ઇત્યાદિ અનેક વાર્તાઓને ઉપયોગ-પૂરતી કથન કરવી છે; જેથી આજે તો અત્ર જ અટકાવીએ છીએ. કારણ કે સર્વને પોતપોતાના વ્યવહારમાં પ્રવેશવાનો સંધ્યાસમય હવે સમીપ પ્રાપ્ત થયો છે. આટલું બોલીને તે દૈવજ્ઞ પુરુષ પોતાને આસ-નેથી ઉઠ્યા; અને સર્વ પોતપોતાને સ્થલે વિદાય થયા. આપણે પણ હવે તેણે આગળ કરેલા બોધની આગળ કથા કરીશું. બોલો "જય જય શ્રીસદ્દગુરુદેવ." ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે. )

પદ. જગમાં મોહ ધરો ના ભાઈ, એ લય.

આ જગમાં જન ધર્મ વિચારો, જેથી સુખ સઉને ભાસે રે,
જાણી અધર્મ ત્યજો સઉ વીરો, જેથી દુઃખ લહી સઉ ત્રાસે રે; આ૦
ખલસંગતિ ને ભોળાપણથી, સદ્વસ્તુ કો ના પામે રે,
માટે ગ્રહી સાવધપણું ધીરો, ધર્મ ધરો જેથી યશ જામે રે; આ૦
ધર્મ ધર્મ વદે જન સઉ પણ, ધર્મ શું તે સઉ ના જાણે રે,
માટે સદ્દગુરુ સેવી સમજો, જેથી ન ભટકો વિવિધ ખાણે રે; આ૦
ગુરુ સદ્દગુરુ બહુ થાતા જગતમાં, આપી અનર્થ જ સુખ કાપે રે,
ઓળખી એવાને સુધીમંતો, નિજમતિ જ્યાં ત્યાં નવ સ્થાપે રે; આ૦
કુલવર્ણાશ્રમ જ્ઞાનસમૃદ્ધિ, સદ્દગુણ નીતિ મહા જ્યાં છે રે,
દોષરહિત પદ શ્રીસદ્દગુરુનું, વદતી શ્રુતિસ્મૃતિ પણ ત્યાં છે રે; આ૦
નિજ કુલવર્ણાશ્રમવિધિ પાળી, શુદ્ધ સ્વધર્મે જે ચાલે રે,
આ લોકે પરલોકે યશ ગ્રહી, અનુપમ સુખમાં તે મ્હાલે રે; આ૦
જે વ્યવહાર ત્યજી, પરમાર્થે અનધિકારી સદા વહે છે રે,
તે દુઃખ ગ્રહી-આપી સઉ જનને, આત્મજગતને સદા દહે છે રે; આ૦
માટે શાણા સમજી જગમાં, નિજ અધિકારે જે જાશે રે,
નરહરિ પ્રભુપદ તે શમી રહેશે, સદા સુખી પણ તે થાશે રે; આ૦

વિઠ્ઠલજી : 'જય જય શ્રીસદ્દગુરુદેવ.' ( સર્વ બોલે છે. )

દાસ : જેને સમજન પડી હોય તે સમજજો રે બાવા ! આજે કથામાં આપના બધાઉપર સપાટો આવ્યો છે ! સઉને ગાંઠે બાંધવાની

વાત આવી છે. જે ગફ્લત રાખસે તે ગોથું ખાસે રે ભાઈ! પોતપોતાનો ધર્મ પોતે માથે લેવો. ને પોતાનાં હોય તેને તે ગમે તેમ કરીને આપવો; સમજ્યા કેની ?

**હરજીવન**: સેઠ સાહેબ ! જુઓ તમને કહું, આ અમારા ઉપર તો તમને કહું એકેક સપાટો પડ્યો છે તમને કહું, પન આપને માથે તો તમને કહું બે સપાટા પડ્યા છે એટલે આપને, તમને કહું ઘનું સંભાલવાનું છે.

**દ્વારકા૦**: હા જે છે તે સેઠ ! અમારે તો સાલું એક અમારા ઘરનું જ જે છે તે ધનીપનું છે, પન આપને તો જે છે તે ઘરનું ને વલી નાતના સેઠ રહ્યા એટલે નાતનું પન જે છે તે ધનીપનું રહ્યું, એટલે બધાને એક માર્ગે જે છે તે ચલાવવાનું જે છે તે આપના હાથમાં રહ્યું. જો સઉને બરાબર જે છે તે ના ચલાવો તો સાલો અધરમ આવે છે.

**દાસ**: ભાઈ ! એ તો બધુંએ સમજીએ છીએ, સમજ્યા કેની ? પન સાલું નાતનું કામ તો ડેડકાંની પાંચસેરીજેવું છે. સાલો ધડો કરીને ધારણ તોલવા જઇએ એટલામાં બે ચાર આમ તેમ કુદી જાય ! સું કરીએ, એ જગાએ કાંઈ ઇલાજ ચાલે એવું નથી. તોપણ ભગવાનનો હુકમ છે તો સઉ સારાં વાનાં થસે. મોટી ફકર તો સઉના ધણી પરમેશ્વરને છે સમજ્યા કેની ?

**કૃષ્ણ૦**: સેઠ સાહેબ ! બેઅદબી માફ કરજો. એમ કાંઈ પરમેસ્વરને માથે નાંખ્યે છૂટકો થવાનો નથી. પટલાઈ આપણે કરીએ ને તેમાં પરમેસ્વરને સા માટે ભેલવીએ ?

**દાસ**: જુવો માસ્તર કિસનલાલ ! અમે તો જૂના અભણ માણસ તે જેમાં તેમાં પરમેસ્વરને ભેલવીએ ને કામ કરીએ. પરમેસ્વરવગરની વાત નહિ. ભગવાનની મદતથી આટલા દા'ડા પટલાઈ કરી છે, પણ હવેથી વિચાર થાય છે કે પરમેસ્વરની સાહ્યતાવગર જ બધાં કામ કરનારા તમારા જેવા અંગ્રેજી માસ્તરને પટલાઈ સોંપવી છે, સમજ્યા કેની ? આટલા દા'ડા તો, ગાંડાગોપાલ્લા વિચારથી ભગવાનને બધામાં ભેલવીને કામ ચલાવતા, પણ હવે તો બધે આ ભટજી મહારાજની દયાથી સમજાયું છે કે ભગવાન્ તો બધે ભલેલા જ છે, મતલબ કે વ્યાપક જ છે એટલે અમારાથી તો તેમની મદતવગર કાંઈ થાય નહિ. પન આ તમે

તો જુવાનિયા અંગ્રેજી માસ્તર છો તે બધું પોતાના બલથી જ ચલાવો છો ને ચલાવસો જ. કેમ વિઠ્ઠલજી ખોટું કહું છું ?

વિઠ્ઠલજીઃ જુઓ શેઠ ! એ તો સઉ સઉની સમજણની વાત છે. કહેવત છે કેની કે 'સમજે તેની બલા દૂર' ! તમે તો ઘડાઈને રીઢા થયા છો તે બધું સમજો છો, પણ આ ભાઈ કૃષ્ણલાલ છે તે બુદ્ધિમાન્ છે એટલે તમારાકરતાં થોડી મહેનતે ને થોડે દહાડે ઘડાઈને હોંશીયાર થશે. એમાં કાંઈ કહેવું પડે એમ નથી.

કૃષ્ણ૦ઃ હા હા તે ખરું છે. ઘડાયા વગર તો દુનિયામાં કોઈનો છૂટકો છે જ નહિ.

દાસઃ ભાઇ ! પેલી કહેવત છે કે 'બત્રીસ ઠોકર ખાય ત્યારે બત્રીસ લખનો થાય' ! તે પાકી કંઈ થવાતું નથી.

વિઠ્ઠલજીઃ કેમ શેઠ ! હવે શી ઇચ્છા છે ? આપણે ઉઠવાનો સમય થયો છે.

દાસઃ હા જેમ મરજી. બોલો સઉ કુંજબિહારીલાલકી જે. ( સઉ બોલે છે. ) ચાલો ભાઈ ! સઉ ધીરે ધીરે એકક એકક ઉતરવા માંડો. ( સઉ વારાફરતી ઉઠી ભટજીને નમન કરીને ઉતરી પોતપોતાને ઘેર જાય છે. )



વાત આવી છે. જે ગફ્લત રાખસે તે ગોથું ખાસે રે ભાઈ! પોતપોતાનો ધર્મ પોતે માથે લેવો. ને પોતાનાં હોય તેને તે ગમે તેમ કરીને આપવો; સમજ્યા કેની ?

**હરજીવન :** સેઠ સાહેબ ! જુઓ તમને કહું, આ અમારા ઉપર તો તમને કહું એકેક સપાટો પડ્યો છે તમને કહું, પન આપને માથે તો તમને કહું બે સપાટા પડ્યા છે એટલે આપને, તમને કહું ઘનું સંભાલવાનું છે.

**દ્વારકા૦ :** હા જે છે તે સેઠ ! અમારે તો સાલું એક અમારા ઘરનું જ જે છે તે ધનીપનું છે, પન આપને તો જે છે તે ઘરનું ને વલી નાતના સેઠ રહ્યા એટલે નાતનું પન જે છે તે ધનીપનું રહ્યું, એટલે બધાને એક માર્ગે જે છે તે ચલાવવાનું જે છે તે આપના હાથમાં રહ્યું. જો સઉને બરાબર જે છે તે ના ચલાવો તો સાલો અધરમ આવે છે.

**દાસ :** ભાઈ! એ તો બધુંએ સમજીએ છીએ, સમજ્યા કેની ? પન સાલું નાતનું કામ તો ડેડકાંની પાંચસેરીજેવું છે. સાલો ધડો કરીને ધારણ તોલવા જઇએ એટલામાં બેચાર આમ તેમ કુદી જાય ! સું કરીએ, એ જગાએ કાંઈ ઇલાજ ચાલે એવું નથી. તોપણ ભગવાનનો હુકમ છે તો સઉ સારાં વાનાં થસે. મોટી ફકર તો સઉના ધણી પરમેશ્વરને છે સમજ્યા કેની ?

**કૃષ્ણ૦ :** સેઠ સાહેબ ! બેઅદબી માફ કરજો. એમ કાંઈ પરમેસ્વરને માથે નાંખ્યે છૂટકો થવાનો નથી. પટલાઈ આપણે કરીએ ને તેમાં પરમેસ્વરને સા માટે ભેલવીએ ?

**દાસ :** જુવો માસ્તર કિસનલાલ ! અમે તો જૂના અભણ માણસ તે જેમાં તેમાં પરમેસ્વરને ભેલવીએ ને કામ કરીએ. પરમેસ્વરવગરની વાત નહિ. ભગવાનની મદતથી આટલા દા'ડા પટલાઈ કરી છે, પણ હવેથી વિચાર થાય છે કે પરમેસ્વરની સાહ્યતાવગર જ બધાં કામ કરનારા તમારા જેવા અંગ્રેજી માસ્તરને પટલાઈ સોંપવી છે, સમજ્યા કેની ? આટલા દા'ડા તો, ગાંડાગોપાલા વિચારથી ભગવાનને બધામાં ભેલવીને કામ ચલાવતા, પણ હવે તો બધે આ ભટજી મહારાજની દયાથી સમજાયું છે કે ભગવાન તો બધે ભલેલા જ છે, મતલબ કે વ્યાપક જ છે એટલે અમારાથી તો તેમની મદતવગર કાંઈ થાય નહિ. પન આ તમે

તો જુવાનિયા અંગ્રેજી માસ્તર છો તે બધું પોતાના બલથી જ ચલાવો છો ને ચલાવસો જ. કેમ વિઠ્ઠલજી ખોટું કહું છું ?

વિઠ્ઠલજી : જુઓ શેઠ ! એ તો સઉ સઉની સમજણની વાત છે. કહેવત છે કેની કે 'સમજે તેની બલા દૂર'! તમે તો ઘડાઈને રીઢા થયા છો તે બધું સમજો છો, પણ આ ભાઈ કૃષ્ણલાલ છે તે બુદ્ધિમાન્ છે એટલે તમારાકરતાં થોડી મહેનતે ને થોડે દહાડે ઘડાઇને હોંશીયાર થશે. એમાં કાંઈ કહેવું પડે એમ નથી.

કૃષ્ણ૦ : હા હા તે ખરું છે. ઘડાયા વગર તો દુનિયામાં કોઈનો છૂટકો છે જ નહિ.

દાસ : ભાઇ ! પેલી કહેવત છે કે 'બત્રીસ ઠોકર ખાય ત્યારે બત્રીસ લખનો થાય'! તે પાકી કંઈ થવાતું નથી.

વિઠ્ઠલજી : કેમ શેઠ ! હવે શી ઇચ્છા છે ? આપણો ઉઠવાનો સમય થયો છે.

દાસ : હા જેમ મરજી. બોલો સઉ કુંજબિહારીલાલકી જે. ( સઉ બોલે છે. ) ચાલો ભાઈ ! સઉ ધીરે ધીરે એકક એકક ઉતરવા માંડો. ( સઉ વારાફરતી ઉઠી ભટજીને નમન કરીને ઉતરી પોતપોતાને ઘેર જાય છે. )



श्रीसर्वज्ञपदं सदर्थकमभूद्यत्रैव तेषामहं
मोहध्वान्तविभाकरायितरजः पादाब्जयुग्मं भजे ॥४॥[४]
पंकोत्थं न चिरस्थि षट्पदगणैरामर्दितं चांघ्रिभि-
श्चंचत्कंटकनालमंचति विधौ मौनव्रतीत्यन्वहम् ।
अंभोजं हसती इवेन्दुविजयिप्रोद्यन्नखानां श्रिया
श्रीमद्देशिकवर्यचारुचरणांभोजे भजे नित्यशः ॥५॥[५]
यो धत्ते निज मायथैव भुवनाकारं विकारोज्झितो
यस्याहुः करुणाकटाक्षविभवौ स्वर्गापवर्गाभिधौ ।
प्रत्यग्बोधसुखाद्वयं हृदि सदा पश्यंति यं योगिन-
स्तस्मै शैलसुताचितार्द्धवपुषे शश्वन्नमस्तेजसे ॥६॥[६]

મુકુંદ૦: ( એકદમ જાગી ઉઠીને ) અરે ક્યાં ગઈ રે ! પેલા કેવલને બોલાવ તો. આનો સાલાનો તો આજે ને આજે જ ઘાટ ઉતારવો પડસે. હવે એમાં ઢીલ કરી કામની નથી. એ તો રોજ મારી પાછલ મંડયો છ !

---

૪ ગુરુ એજ પરમ દૈવત છે એ પ્રકારની બુદ્ધિને દૃઢ કરવા સારુ, જેને વિષે જ શ્રીસર્વજ્ઞ સંજ્ઞા સાર્થક થઈ છે એવા નરહરિ દેવ જે ભક્તોના શરીરમાં સમાધિકાલે પ્રકટ થાય છે તેમનાં ચરણારવિંદયુગલ, જેની રજ જીવોના મોહરૂપ અંધકારનો વિનાશ કરવામાં સવિતારૂપ છે, તેને ભજું છું.

૫ ( લોકપ્રસિદ્ધ ) કમલ પંકમાંથી ઉત્પન્ન થાય છે, દીર્ઘકાલ શોભાને ધારણ કરી રાખતું નથી, ભ્રમરસમૂહના પગવડે પીડિત થયેલું હોય છે, તેનો નાલ હાલતા કાંટાયુક્ત હોય છે, ચંદ્રમા પ્રકાશ પામે છે ત્યારે મૌનવ્રતને ધારણ કરે છે—એટલે ચંદ્રથી અભિભૂત થઈ વિકાસને પામતું નથી—આ પ્રકારે જે પ્રતિદિન શશિનો અભિભવ કરતા પોતાના નખની શોભાવડે જાણે ( લોકપ્રસિદ્ધ ) કમલને હસતાં હોય એવાં શ્રીઆચાર્યશિરોમણિના સુંદર પદપદ્મયુગલને સર્વદા ભજું છું.

૬ જે પોતે નિર્વિકાર હોવા છતાં સ્વકીય માયાવડે જ જગદાકાર પરિણામને પામી રહે છે અને સ્વર્ગ તથા મોક્ષ નામના જેની કૃપાકટાક્ષના પ્રભાવ છે એમ વિદ્વજ્જનો કહે છે અને હૃદયવિષે જેને અદ્વિતીય આનંદ તથા પ્રત્યક્ સંવિદ્રૂપ યોગિઓ જુએ છે તથા જેનું અર્ધાંગ પાર્વતીથી વ્યાપ્ત થયું છે તે પરમજ્યોતિસ્વરૂપ સદાશિવને નમસ્કાર.

**જયન્તી :** ( પાસે આવીને ) લગાર વિચાર તો કરો. ( લગાર હસીને ) તમે એને સાળો કહો છો, ત્યારે તમારો સાળો તે મારે કંઈ સગો થાય ખરો કે ?

**મુકુંદ૦ :** વધારે ડહાપણ કરે છ કે ? જાણતી નથી એ તો કે'વાનો સાલો ?

**જયન્તી :** હશે ત્યારે. પણ હવે પથારીમાંથી ઉઠો તો ખરા. દાતણ કરીને પછી કેવળને બોલાવીને એનો ઘાટ કરો. સુતાં સુતાં તો કંઈ એનો ઘાટ નહિ થાય ?

**મુકુંદ૦ :** ( ઉઠીને એકદમ બારીએ આવીને, કેવળને ) અલ્યા કેવલ ! દાતણપાની કરી રહ્યો હોય તો આવને, પેલું કાલવાલું પંચ ભેગું કરવું છ.

**કેવળ :** સેઠ ! અટાડ લગી ડાટનપાની કેવું ? હું તો કાડનો નાહીને સેવા કડી પડવાડીને બહાડ જવાની ટૈયાડી કડટો'ટો. કેમ ટમાડે હજી હમનાં વા'નાં વાય છે કે સું ?

**મુકુંદ૦ :** એ તો આજ લગાર મોડું થયું છ. લે પેલાઓને બોલાવીને વહેલો આવ. પછી બહાર જવું હોય તો જજે. (કે૦ જાય છે.)

**જયન્તી :** કેમ આજે લગાર મોડું થયું કહો છો ? એમ કહોને કે અમારે તો હજી રોજની ઉઠવાની વખત હવે પછી થાય છે ! આ તમે બોલ્યા એ જુઠ્ઠું નહિ ગણાય કે ?

**મુકુંદ૦ :** લે હવે દાતણપાની લાવ. વલી પેલા બધા આવસે એટલે વાતમાં બેસસું તો પછી વલી નવરાસ નહિ મલે.

**જયન્તી :** (દાતણપાણી આપીને) જુઓ આજે તમે રોજકરતાં વહેલા ઉઠ્યા ને ક્રોધ પણ ઓછો થયો. એ બધું પેલા ત્યાગીને લીધે. માટે એને બચ્યારાને કા'ડશો નહિ.

**મુકુંદ૦ :** તને પૂછસું ! બૈરાંની સલાહ તો જે કામમાં લેવાતી હોય તેમાં જ લેવી.

**જયન્તી :** ભલે જેમ નજરમાં આવે તેમ. ધણીનું કોઇ ધણી નથી. ( કેવળ આવે છે, અને પછી વારા ફરતી **રામશંકર** પુરાણી, ગોવિંદરામ દવે અને ગોવર્દ્ધન **ભટ્ટ** આવે છે. )

**મુકુંદ૦ :** ( સઉને માનથી બેસાડીને **રામશંકર** પુરાણીને ) કેમ પુરાણી બાવા ! પછી આપણી કાલની વાતનો સો નિકાલ આણ્યો ?

**રામ૦ :** જુઓ શેઠ ! કામ તો ઘણું કપરું છે, પણ જો તમારી

મરણ જ હોય તો એનો ચોગરદમનો રસ્તો મેં મારી મેળે કાઢી રાખ્યો છે. પણ હાલ તરત એને કાઢવા જઇશું તો કંઈક સો બસેં પણ વધારે થશે.

**ગોવર્દ્ધન** : બળ્યા વધારે થાય તેનાથી તો કંઈ શોક કરતા નથી, પણ એને હાલ તરત કાઢવો કે નહિ એ નક્કી થવું જોઈએ.

**કેવળ** : જો મારૂં કહ્યું માનો ટો આપને ઠાકોરજીઆગલ ચીઠ્ઠીઓ મૂકી જુઓ. નહિ ટો ડીવો કે માલા ડોલાવીને પૂછી જુઓ કે એને કાઢીએ કે નહિ ? કેમ પુડાની ! ઠીક કહું છું કેની ?

**રામ૦** : શું ધૂળ ઠીક કહે છે. ભલા માણસ ! તું તારે બેઠો બેઠો સાંભળ્યા કરની. જો ! કેવળભાઈ ! તું તો ભોળો માણસ છે.

**કેવળ** : લો એ વાટ માઠી ગઈ તો ફૂલ નાંખી, પન બીજું એક કહું છું. ટમાડે વગડ મહેનટે કાસલ જવાની છે. જો ઢયાન પહોંચે ટો ઠોડા ડહાડા આપને બઢાએ છાનામાના બેશી રહો. એની મેલે ઘાટ આવસે.

**રામ૦** : એવું શું શોધી લાવ્યો છે કે એની મેળે ઘાટ આવશે ? કહે તો ખરો ભાઈ ! એટલે અમે પણ સમજીએ તો ખરા.

**કેવળ** : જુઓ આ સાલનો વડટાડો વંચાયો છે ને ટેમાં સંકડાંટિનું ફલ પન વંચાયું છે. ટેમાં ચોખ્ખું કહ્યું છે કે આ સાલ સંકડાંટ રાંઢયું ઢાન ભીખી ખાય છે. ટેઠી બોડા માઠાવાલા ટયાગીઓ બઢા, મહીં ગોડજી, અટીટ, મહુકડીવાલા એવા બઢા ટયાગી મુંડીયાઓનો ખોડો નીકલી જનાડ છે. ટો જુઓ એ ઘાટ કેવો ? ટાઢે પાનીએ ખસ જાય એવો ખડો કેની ? કેમ પુડાની ! બોલ્યા નહિ !

**રામ૦** : શું તારું ને મારું કરમ બોલીએ ! ભાઈ ! તું તારી બુદ્ધિ વેચીને વાત કરે તે અમારી ધ્યાનમાં આવે ખરું ? એ તો બધાં ફાંફાં મારવાની વાત છે. જે કરવું હોય તે કરોની એટલે વાતનો પાર આવે.

**કેવળ** : ટચાડે સું પુડાની ! આ ટીંપનાં બઢાં ખોટાં કે ? ને વડસના ભાવે ખોટા વંચાય છે કે ?

**રામ૦** : કેવળભાઈ ! એ ખોટાખરાની ટેચ બધી પડી મેલની બાપા ! બધુંએ અમે સમજીએ છીએ. અમે ચૌદ જાણનારને તું ચાર જાણનાર શું વધારે જણાવનારો છે ! તું તારે જે વાત થાય તે સાંભળ્યા કરને બેઠો બેઠો !

**ગોવર્દ્ધન** : અલ્યા કેવળ ! તું બેશી રહે છાનોમાનો, મને બો-

લવા દે. કહો પુરાણીબાવા! હવે એનો શો ઘાટ કરવો ધાર્યો છે?

**રામ૦ :** તને કંઈ અજાણ્યું છે ભાઈ! આ એના બે અને આપણા બે મળે ને જે આંકડો મૂકે તે એને આપીને ઘરનું ખત કરાવી લેવું ને આપણે કબજો લેવો, ને એને વિદાય કરવો. એને પણ કાશીએ બધું પરવારીને જવું છે એવું કહે છે. પણ આપણે શું? પછી કાશીએ જાય કે કૂવામાં પડે. આપણે આપણી મતલબ થઈ એટલે થયું. કેમ દવેજી? ખરું કે ખોટું?

**ગોવિંદ૦ :** એમાં ખોટું શું છે? એ તો બધી રીતની જ વાર્તા છે.

**ગોવર્દ્ધન :** કેમ શેઠ! બોલો ત્યારે, હવે શી ઇચ્છા છે? વિનાકારણ સઉ ખોટી થઇએ છીએ.

**મુકુંદ૦ :** ત્યારે કરો એનો ઘડોલાડવો. એ તો એ જ. બોલો પુરાણીબાવા! એને કેટલા રૂપૈયા આપવા ધારો છો? ને આપણી તરફના તમે ને ગોરધન ભટ્ટ; નહિ તો દવેજીને રાખો. એ ઘર તો તમારું જોયેલું છે કેની?

**રામ૦ :** સો વાર જોયેલું સારી પેઠે. જુઓ ભાઈ! કોઈ ગરજવાળો તો એને બે હજાર પણ આપે, તથાપિ આપણે તો એને બહુ બહુ તો હજાર બારસેં આપીએ. પછી તો તમારી સઉની ધ્યાનમાં આવે તે ખરું.

**મુકુંદ૦ :** જાઓ ત્યારે તમને સદર પરવાનગી આપી કે હજાર અગીયારસેંસુધીમાં ઘાટ બેસાડી આવો. ને મહોલ્લાના પંચના વતી મહોલ્લાના પંચમાંના કોઈના નામનું બ્હાનાખત કરાવજો. બ્હાનાના રૂપીયા આપવા પડે તો મારી પાસે લાવજો. જાઓ બને તો આજે ને આજે ઘાટ બેસાડો.

**રામ૦ :** અર્ધો પરધો ઘાટ તો કાલનો જ બેસાડ્યો છે. સહેજસાજ બાકી છે તે મરજી હોય તો આ જમી પરવારીને આજનો દિવસ એના પછાડી ખરાબ થઈએ. એ મુંડીયાને પણ નાણાં લેઈને જવાની ગરજ છે તેમાં ઝટ ઘાટ બેસે એમ છે. નહિ તો આવાં કામ કંઈ સહેલાઈથી પાર પડે નહિ.

**ગોવર્દ્ધન :** ત્યારે પુરાણીબાવા! ઉઠો તમે ને તમારા પડોસી આપણા કેવળભાઈ. બે જણા જાઓ ને ઘાટ બેસાડી આવો. કહેવત છે કે 'વાણીયાવગર રાવણનું રાજ ગયું' માટે એક વાણીયાને તમારી જોડે રાખો.

**રામ૦:** અરે ભાઈ! કેવળને સાથે રાખ્યો કે મને ખાતરી છે કે 'વિવાહનું વરસી' કરીને મેલશે. એ બિચારો ભોળો બ્રમ છે. ને ભાઈ! રાવણનું રાજ્ય તો યોગ્ય વાણીવગર કદાચિત્ ગયું હોય તો ગયું હોય, પણ વાણીયાવગર ગયું એ વાત તો કંઈ મનાય એવી નથી. ને ખરું જોતાં વાણીવગરે ગયું હોય એમ નથી. એ તો કોઈ મારા કેવળભાઈ જેવાએ ગોઠવી દીધેલી કહેવત જણાય છે. માટે જો ખરી જ ખાતરીથી તરત કામ કરવું હોય તો તું મારી સાથે તૈયાર થા.

**મુકુંદ તથા ગોવિંદ૦:** હા હા ભટજી! તમે જ પુરાણીમહારાજની મદદમાં રહો અને એટલું સઉના સુખનું કામ છે તે પાર મૂકો.

**ગોવર્દ્ધન:** સારુ ત્યારે, ચાલો ઉઠો. (સઉ ઉઠી જાય છે.)

**ભૂલી:** (કેવળની સ્ત્રી જયન્તીને ઘેર જઇને જયન્તીને) મારા ઘરમાંથી એ અહિં આવ્યા હતા તે છે કે ગયા?

**જયન્તી:** શું કામ હતું? એ તો ઘણું કરીને હમણા જ સઉસાથે ઉઠીને ગયા છે.

**ભૂલી:** કામ તો એવું કંઈ નહોતું. પણ ક્યારના બહાર જવાનું કહીને ઉતાવળ કરતા'તા, ને કહ્યું વળતાં જઈને કેમ ભરાઈ બેઠા છે તે જોવા આવી'તી.

**ક્ષેમગૌરી:** (દવેની સ્ત્રી આવીને જયન્તીને) કેમ જયન્તી! શું કરો છો? (ભૂલીને) કેમ ભૂલી! તમે અહિં ક્યાંથી? હમણાં જયન્તીબહેનને ઘેર કેમ કંઈ બધા રોજ રોજ ભેગા થાય છે? કંઈ ખુશીની વાતો છે કે અમથી જ?

**લીલાવતી:** (પુરાણીની સ્ત્રી આવીને જયન્તીને) અલી જયન્તી! અહિં પુરાણી આવ્યા'તા તે છે કે ગયા? ઘેર કોઈ એમને પૂછતું આવ્યું છે.

**જયન્તી:** અહિં આવ્યા'તા તો ખરા, પણ સઉભેગા એ પણ હમણાં જ ઉઠીને ગયા છે.

**લીલા૦:** અલી આજ બે ત્રણ દા'ડાથી સવારના પહોરમાં તારા વર કેમ સઉને બોલાવી બોલાવીને ખોટી કરે છે? કંઈ સઉને જમાડવાનું ઠરવ્યું છે કે?

**જયન્તી:** તમારે બ્રાહ્મણને તો સઉથી મોટી વાત જમવાની છે.

જ્યાં જમવાનું હોય ત્યાં જવાનું. પણ રોજ રોજ તે જમવાનું ક્યાંથી જાગે ?

**ભૂલી** : અલી ! તારું નામ **લી**લાવતી છે ને તું કેમ એવી લીલા કરતી નથી કે મહીંમળતું તમારી જોડે અમારે સઉને પણ જમવાનું મળે ?

**કુશલગૌરી** : ( ગોવર્દ્ધન ભટ્ટની સ્ત્રી આવીને ) અલીઓ બધી મળીને શો ખુટો ઉઠાવવો ધાર્યો છે કે આજે પહેલા પહોરમાં એકઠી થઈ છો ?

**લીલા૦** : તમે શો ખુટો ઉઠાવવો ધારીને આવ્યાં છો જે ? અમારે તો ખુટો કંઈ ઉઠાવવાનો નહોતો પણ ખુટાની વાત તો તમે કંઈ લઈ ને આવ્યાં છો.

**ભૂલી** : ભલે બધાં મળ્યાં છો તો હવે કંઈ ખુટો ઉઠાવીને જમવાનું ફેરવો, નહિ તો પછી ચાલો આપણે બધાં ઉજાણી જઈએ. કેમ અલી **લી**લાવતી ! તું આવીશ કે નહિ ?

**લીલા૦** : મારે શું છે ? પેલી કહેવતવાળી વાત કે 'હાથમાં મુસળ તો જ્યાં ગયાં ત્યાં ખેમ ને કુશળ.' તમે ચાલો તો હું તો આજે પણ આવું.

**ભૂલી** : તને એ બચારાં શું નડચાં જે કહે છે કે જ્યાં ગયાં ત્યાં ખેમ ને કુશળ.

**લીલા૦** : અલી તું તો ભૂલી તે ભૂલી જ છે. જો આ ખેમ (ક્ષેમ) ને આ કુશળ બે આપણી જોડે હોય એટલે પછી આપણને અડચણ જ નહિ.

**કુશલ** : અલી **લી**લાવતી ! તુંએ પેલી **લી**લાવતીની પેઠે કોયડા જોડી કાઢે છે. જબરી છે તો !

**જયન્તી** : એમનું નામ **લી**લાવતી છે ને વળી એમના ઘરમાં પુરાણી છે એટલે એમની ખબરદારીમાં કંઈ મણા રહે નહિ. બોલવામાંપણ હુંશીયાર છે. ઉજાણી જાઓ તો તેમાં પણ એવાં એક જણનું કામ ખરું.

**ભૂલી** : અરે તમે એને જાણતાં નથી ! એ તો બધાંને મજા કરાવે એવી છે. વખતે કંઈ કંઈ ગતકડાં કાઢે છે તો સૌને હસાવી હસાવીને રાજી કરી નાંખે છે.

**જયન્તી** : એમના પુરાણી પણ સભા રંજન કરે એવા જ છે.

**ભૂલી** : એ તો લગાર ચીડાયા છે. લગાર લગાર વાતમાં ચીઢાઈ

જાય છે, ને આ તો હસમુખી છે.

**લીલા૦:** મેર રાંડ! એવું બોલે છે? તુંએ ભૂલી તે ભૂલી જ છે કે? તારા ઉપર કોઈ દહાડો ચીડ કરી'તી કે ચીડીયા કહે છે?

**ભૂલી:** જા જા અલી! એ વાત તો તું બોલીશ નહિ. આ અમથું પૂછવા જઈએ કે પુરાણી મ્હારાજ! અગીયારશ કે દાડે છે તોએ ચીડાઈ જાય. હું તો એમનો સ્વભાવ જાણી ગઈ છું કે ભારે ચીડીયા છે. એટલે લગાર ચીડાય કે ફરી બોલાવું જ નહિ.

**લીલા૦:** જો ભૂલી! બધાએ તે તારા દોલામારુજેવા બચારા ગરીબડા ક્યાંથી હોય! તું તારા વરને ધોલ મારે તોએ એ તો બચારો બોલે નહિ. તે તેના જેવા બધા તે ક્યાંથી હોય? લગાર જુસ્સો ના હોય ત્યારે પછી તો મરદે ઘરમાં બૈરાંજેવા જ જાણવા કેની?

**ભૂલી:** તે તો બધુંએ ખરું પણ રડ્યો એવો છેક તામસી સ-ભાવ તે શા કામનો? અસ્યાં કેમ કોઈ બોલતાં નથી?

**ક્ષેમ૦:** જુઓ બાઈ! એ વાતમાં કોણ બોલે? સૌના ધણીના જે સ્વભાવ હોય તે ખરા. આપણાં બઈરાંનો ધર્મ કેવો છે કે પો-તાના ધણીનો સ્વભાવ નઠારો છે એવું પોતાને મોઢેથી કહેવું નહિ જોઈએ. ને મનમાં તેવું માનવું પણ ના જોઈએ. આપણને આપણા ધણીના દોષ જણાય તો તે સુધારવાનો જો કંઈ ઉપાય આપણાથી બને તો તે કરવો ખરો, પણ લોકઆગળ કહીને તેને હલકા પાડીને આપણે પાપ બાંધવું એ સારું નથી. તેમ કોઈ પણ બૈરાંએ પોતાની બહેનપણીને કે કોઈને પણ એમ કહેવું નહિ જોઈએ કે અલી! તારો વર નઠારો છે, કે આવો છે, કે તેવો છે. અને કદાપિ કોઇ અજ્ઞાન હોય ને કહે તો આપણે તરત તેને ના કહેવી, કે તારે મારા ધણીનું ભુંડું બોલવું હોય તો આપણે બનશે નહિ.

**જયન્તી:** જુવો લીલાબહેન! આમણે કેવું સારું કહ્યું? એમનો બોલેબોલ સૌ બઈરાંને ગાંઠે બાંધવાજેવો છે. કેમ ખરું કે નહિ?

**ભૂલી:** બાઈ! તમે વાત કહો છો તે બધી ખરી, પણ એમ રડ્યું કંઈ મહોડું શીવીને તો બેસાય નહિ. ચાર ભેગાં થાય ત્યારે એક બીજાની સારી નરતી વાત હોય તે થાય તો ખરી. ઘણાંએ બઈરાં નવરાં પડે છે એટલે એકબીજાના ઘરની ને ઘરનાં માણસોની વાતો કરે છે ને પછી આડી અવળી જે આવી તે વાતો જુડ જુડ કરે છે. બધાંને તે એવો વિવેક ક્યાંથી આવે?

**લીલા૦**: ખરું પૂછો તો આ મરદો પણ ચાર એકઠા થાય છે કે એવી ને એવી જ કુથલીઓ કરે છે કેની ? બધાં તે ડાહ્યાં ડમક ક્યાંથી હોય ? જેને જે બુદ્ધિ મળી હોય તે ખરી.

**કુશલ૦** : તમારે તો લીલાવતી ! ઘરમાં પુરાણ વાંચવાનું રહ્યું એટલે એ સાચી જુઠી ગોઠવવાની ટેવ ખરી જ. તેમ કર્યા વગર લોકનું મન રીઝે નહિ ને મન રંજન થયા વગર કોઈ કંઈ આપે નહિ (લગાર હસતાં) જોજો, ખોટું ના લગાડશો હોં !

**લીલા૦**: ના એમાં ખોટું શું કરવા માનવું પડે. ઉલટો અમારા કરતાં તો ગોરપદાનો તમારો ધંધો રહ્યો એટલે તે બહુ નીચો ધંધો. તમારે પણ બધાનાં મન રાખવાનાં, સાચાંજુઠાં કરવાનાં, ને ઘેર ઘેર કુથલી કરીને ધન મેળવવાનું, ડગલે ડગલે જુઠું બોલવાનું, જુઠું ચાલવાનું, ને કમાઈ ખાવાનું. હલકા લોકને પણ જજમાન રાજા કહેવાનું, ને વળી તેમના હુંકારાતુંકારા ખાવાનું, તેમનાં હજાર કામમાં ટેલટકોરો કરવાનો તે તો જૂદો. આ અમારે તો પોથી લઈને ગયા કે પાટ ખાસા માંડી મુક્યા હોય તેના ઉપર બેસવાનું, ઘરનાં માણસો પૂજા કરે, પગે લાગે, ફુલહાર ચઢાવે, પાન સોપારી, તમાકુ પાણી, જે જોઈએ તે હાજર. ને વળી તૈયાર રસોઈ તમારા જેવાં ગોરાણી કરે ને અમને મિષ્ટાન્ન ભોજન મળે. ધુંવાડો ખાઓ તમે ગોરાણી, ને જમીને પાંચે પોશાક મેળવીને ગાજતે વાજતે ઘેર જાય પુરાણી. સમજ્યાં કેની ? કહો અમારે ઠીક કે તમારે ?

**ભૂલી**: લે ચાલ ચાલ અલી ! વગર લેવે દેવે પહેલા પંહારમાં લડવાડ કરી બેશીશ.

**કુશલ૦**: એમાં લડવાડ શેની ? એ તો બધી ઠાલી બેડસાઈ મારે છે. અમારા જજમાન હોય તે અમને રૂપીઓ આપે તો એને ચાર પૈસા, ને અમે જજમાનને ઘેર બધું સારું સારું લઈએ ને લોઢાનો ખીલો ને કપાસીયાની ટોપલી કે અડદની ટોપલી, શનિ રાહુનું દાન, એમને આપીએ તે બચારા પગે લાગીને લઈ જાય.

**જયન્તી**: જુઓ બાઈ ! એ તો જેનો જે ધંધો હોય તે ખરો. તમે બ્રાહ્મણ રહ્યાં એટલે તમારે ભિખવગર બીજો વેપાર રહ્યો જ નહિ. કોઈ ભણેલો હોય તો લગાર આબરુથી પૈસા મેળવી લાવે ને. વગર ભણ્યો હોય તો અપમાનથી ભિખ માગી લાગે. બીજું તે બચારો શું કરે ?

**ક્ષેમ૦**: જુઓ બહેન ! મૂળ તો અમારા ઋષિ લોકો અયાચક વ્રત પાળતા અને બીજા લોકની વસ્તીમાં રહેતા પણ નહિ. વગર માગ્યે

જાય છે, ને આ તો હસમુખી છે.

**લીલા૦:** મેર રાંડ ! એવું બોલે છે ? તુંએ ભૂલી તે ભૂલી જ છે કે ? તારા ઉપર કોઈ દહાડો ચીડ કરી'તી કે ચીડીયા કહે છે ?

**ભૂલી:** જા જા અલી ! એ વાત તો તું બોલીશ નહિ. આ અમથું પૂછવા જઈએ કે પુરાણી મ્હારાજ ! અગીયારશ કે દા'ડે છે તોએ ચીડાઈ જાય. હું તો એમનો સ્વભાવ જાણી ગઈ છું કે ભારે ચીડીયા છે. એટલે લગાર ચીડાય કે ફરી બોલાવું જ નહિ.

**લીલા૦:** જો ભૂલી ! બધાએ તે તારા ઢોલામારુજેવા બચારા ગરીબડા ક્યાંથી હોય ! તું તારા વરને ધોલ મારે તોએ એ તો બચારો બોલે નહિ. તે તેના જેવા બધા તે ક્યાંથી હોય ? લગાર જુસ્સો ના હોય ત્યારે પછી તો મરદે ઘરમાં બૈરાંજેવા જ જાણવા કેની ?

**ભૂલી:** તે તો બધુંએ ખરું પણ રડચો એવો છેક તામસી સ-ભાવ તે શા કામનો ? અલ્યાં કેમ કોઈ બોલતાં નથી ?

**ક્ષેમ૦:** જુઓ બાઈ ! એ વાતમાં કોણ બોલે ? સૌના ધણીના જે સ્વભાવ હોય તે ખરા. આપણાં બઈરાંનો ધર્મ કેવો છે કે પોતાના ધણીનો સ્વભાવ નઠારો છે એવું પોતાને મોઢેથી કહેવું નહિ જોઈએ. ને મનમાં તેવું માનવું પણ ના જોઈએ. આપણને આપણા ધણીના દોષ જણાય તો તે સુધારવાનો જે કંઈ ઉપાય આપણાથી બને તો તે કરવો ખરો, પણ લોકઆગળ કહીને તેને હલકો પાડીને આપણે પાપ બાંધવું એ સારું નથી. તેમ કોઈ પણ બૈરાંએ પોતાની બહેનપણીને કે કોઈને પણ એમ કહેવું નહિ જોઈએ કે અલી ! તારો વર નઠારો છે, કે આવો છે, કે તેવો છે. અને કદાપિ કોઇ અજ્ઞાન હોય ને કહે તો આપણે તરત તેને ના કહેવી, કે તારે મારા ધણીનું ભુંડું બોલવું હોય તો આપણે બનશે નહિ.

**જયન્તી:** જુવો લીલાબહેન ! આમણે કેવું સારું કહ્યું ? એમનો બોલેબોલ સૌ બઈરાંને ગાંઠે બાંધવાજેવો છે. કેમ ખરું કે નહિ ?

**ભૂલી:** બાઈ ! તમે વાત કહો છો તે બધી ખરી, પણ એમ રડચું કંઈ મ્હોડું શીવીને તો બેસાય નહિ. ચાર ભેગાં થાય ત્યારે એક બીજાની સારી નરતી વાત હોય તે થાય તો ખરી. ઘણાંએ બઈરાં નવરાં પડે છે એટલે એકબીજાના ઘરની ને ઘરનાં માણસોની વાતો કરે છે ને પછી આડી અવળી જે આવી તે વાતો ઝુડ ઝુડ કરે છે. બધાંને તે એવો વિવેક ક્યાંથી આવે ?

**લીલા૦** : ખરું પૂછો તો આ મરદો પણ ચાર એકઠા થાય છે કે એવી ને એવી જ કુથલીઓ કરે છે કેની ? બધાં તે ડાહ્યાં ડમક ક્યાંથી હોય ? જેને જે બુદ્ધિ મળી હોય તે ખરી.

**કુશલ૦** : તમારે તો લીલાવતી ! ઘરમાં પુરાણ વાંચવાનું રહ્યું એટલે બે સાચી જુઠી ગોઠવવાની ટેવ ખરી જ. તેમ કર્યા વગર લોકનું મન રીઝે નહિ ને મન રંજન થયા વગર કોઈ કંઈ આપે નહિ (લગાર હસતાં) જોજો, ખોટું ના લગાડશો હોં !

**લીલા૦** : ના એમાં ખોટું શું કરવા માનવું પડે. ઉલટો અમારા કરતાં તો ગોરપદાનો તમારો ધંધો રહ્યો એટલે તે બહુ નીચો ધંધો. તમારે પણ બધાનાં મન રાખવાનાં, સાચાંજુઠાં કરવાનાં, ને ઘેર ઘેર કુથલી કરીને ધન મેળવવાનું, ડગલે ડગલે જુઠું બોલવાનું, જુઠું ચાલવાનું, ને કમાઈ ખાવાનું. હલકા લોકને પણ જજમાન રાજા કહેવાનું, ને વળી તેમના હુંકારાહુંકારા ખાવાનું, તેમનાં હજાર કામમાં ટેલટકોરો કરવાનો તે તો જૂદો. આ અમારે તો પોથી લઈને ગયા કે પાટ ખાસા માંડી મુક્યા હોય તેના ઉપર બેસવાનું, ઘરનાં માણસો પૂજા કરે, પગે લાગે, ફુલહાર ચઢાવે, પાન સોપારી, તમાકુ પાણી, જે જોઈએ તે હાજર. ને વળી તૈયાર રસોઈ તમારા જેવાં ગોરાણી કરે ને અમને મિષ્ટાન્ન ભોજન મળે. ધુંવાડો ખાઓ તમે ગોરાણી, ને જમીને પાંચે પોશાક મેળવીને ગાજતે વાજતે ઘેર જાય પુરાણી. સમજ્યાં કેની ? કહો અમારે ઠીક કે તમારે ?

**ભૂલી** : લે ચાલ ચાલ અલી ! વગર લેવે દેવે પહેલા પહોરમાં લડવાડ કરી બેશીશ.

**કુશલ૦** : એમાં લડવાડ શેની ? એ તો બધી ઠાલી બેડસાઈ મારે છે. અમારા જજમાન હોય તે અમને રૂપીઓ આપે તો એને ચાર પૈસા, ને અમે જજમાનને ઘેર બધું સારું સારું લઈએ ને લોઢાનો ખીલો ને કપાસીયાની ટોપલી કે અડદની ટોપલી, શનિ રાહુનું દાન, એમને આપીએ તે બચારા પગે લાગીને લઈ જાય.

**જયન્તી** : જુઓ બાઈ ! એ તો જેનો જે ધંધો હોય તે ખરો. તમે બ્રાહ્મણ રહ્યાં એટલે તમારે ભિખવગર બીજો વેપાર રહ્યો જ નહિ. કોઈ ભણેલો હોય તો લગાર આબરુથી પૈસા મેળવી લાવે ને વગર ભણ્યો હોય તો અપમાનથી ભિખ માગી લાવે. બીજું તે બચારો શું કરે ?

**ક્ષેમ૦** : જુઓ બહેન ! મૂળ તો અમારા ઋષિ લોકો અયાચક વ્રત પાળતા અને બીજા લોકની વસ્તીમાં રહેતા પણ નહિ. વગર માગ્યે

કોઈ આપે તે લેતા અને કોઈ તો વગર માગ્યે પણ આપનાર અપાત્ર હોય તો તેનું કશું લેતા નહિ. રાજાઓની પણ સ્પૃહા રાખતા નહિ અને રાત-દહાડો આ લોકોના કલ્યાણના ઉપાયોને જ રચતા. પોતાની કે પોતાનાં બૈરાં-છોકરાંની જ તેમને કાળજી નહોતી, પણ સઘળી પ્રજાની તેઓ કાળજી રાખતા. સાંભળ્યા મેળે એવી એક વાત છે કે કોઈ દરિદ્રી બ્રાહ્મણ હશે તેને તેની સ્ત્રીએ કહ્યું કે હે પતિ! કંઈ ધન કમાવાનો ઉદ્યોગ કરો. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે મારે તો આ ખાંધે ભરવવાની ઝોળી ને હાથમાં રાખવાનો ત્રાંબાનો વાડકો એ જ મારા ઉદ્યોગનાં સાધન છે અને ગામમાં ભિક્ષાવૃત્તિ કરવી એ જ મારો ઉદ્યોગ છે. એ વિના બીજો ઉદ્યોગ હું જાણતો નથી. ત્યારે તેની ડાહી સ્ત્રીએ કહ્યું કે

દુહો.

કંથા તું કુંજર ચઢે, લઇ હેમકટોરા હથ્થ,
માગ્યાં મુક્તાફળ મળે, પણ ભિખને માથે ભટ્ટ.

હે કંથ! તું કદાચિત્ હાથીઉપર બેશીને અને હાથમાં સોનાનો વાડકો લઈને ભિખ માગે અને તેમાં તને નર્યાં મોતીઓ જ ભિખમાં મળે એમ હોય, તો પણ આ ભિખને માથે તિરસ્કાર અને ધિક્કાર છે. માટે કંઈ સદુદ્યોગ કર કે જેથી બીજે જવું ન પડે તો પણ ઘેર બેઠે તને મળે. આમ વાત છે. સમજણ પડી કેની?

**કુશલ૦**: એ વાત તો સાચી જ છે. પણ જેવો સમો તેવું ચાલવું પડે છે કેની?

**લીલા૦**: અને એમ કહો ત્યારે એવી વાત પણ સંભળાય છે કે આપણા અગસ્ત મુનિ જ્યારે પરણ્યા ત્યારે તેમણે રાજાને જઈને કહ્યું કે હે રાજા! અમે ગૃહસ્થાશ્રમ કરચો છે માટે ધન લાવ. ત્યારે તેમનું રાજાએ પૂજાસન્માન કરીને નમનતાઈથી કહ્યું કે આ અમારું રાજનું આવક-ખરચ જુઓ, અને ભંડારમાં વધારો હોય તે આપ લઇ જાઓ. અગસ્ત મુનિએ તે રાજાના ભંડારમાં વધારો જોયો નહિ ત્યારે તે બીજાને ત્યાં ગયા, અને તે રાજાને પણ એ પ્રમાણે કહ્યું કે મારે ધન જોઈએ છે, લાવ. ત્યારે તેણે પણ પેલાપ્રમાણે કહ્યું. એમ કેટલાક રાજાપાસે ગયા, ને જ્યારે બધાના ભંડારમાં વધારો દીઠો નહિ ત્યારે તે રાજાઓને ઠપકો આપતાં કહ્યું કે તમે પ્રજાપતિ પૃથ્વીપતિ થઈને પણ નિર્ધન છો ત્યારે અમારે જોઈતી વેળાએ ધન ક્યાંથી લાવવું? ત્યારે તે રાજાએ કહ્યું કે ફલાણી જગાએ દુષ્ટ દૈત્ય છે, તે રાજપ્રજાને પીડે છે, અને તેની પાસે

ધનનો મોટો ભંડાર છે. તે આપ સમર્થવગર તેનો કોણ નાશ કરી શકે ? પછી અગસ્ત મુનિએ પોતાના મોટા તપતેજબળથી તેને માર્યો, તેના ભંડારમાંથી પોતે પોતાને જોઈતું ધન લીધું, અને બાકીનું પેલા રંક રાજાઓને વહેંચી આપ્યું. આમ વાત છે, ત્યારે આપણા ઋષિઓ કાંઈ મુદ્દલ માગતા જ નહોતા એમ નહિ, પણ પોતાના અધિકારથી માગતા હતા.

કુશલ૦ : હા, તે મેં પણ એવી ઘણી કથાઓ સાંભળી છે કે તેમાં ઋષિએ માગ્યું છે. કોઈએ ધન, કોઈએ કન્યા, અને કોઈએ તો રાજાઓપાસેથી રાજ્ય પણ માગી લીધાં છે. અને તે રાજાઓએ પણ તે ઋષિમુનિના મોટા મહિમાને જોઈ જાણીને, તેમનું માગેલું આપતાં લગાર પણ વાર કરી નથી. પહેલાં કોઈ સૌભરિ નામના મુનિ હતા. તે ઘણાં વર્ષસુધી જળમાં બેશીને સમાધિ કરતા હતા ને આનન્દમાં રહેતા. કોઈ દહાડો સંસ્કારના જોગથી તેમને માછલાંઓના છોકરાંઓને ને માછલાંઓને રમતાં જોઈને વિચાર આવ્યો કે આવાં હલકાં પ્રાણિઓ પણ આ સંસારમાં પોતાની પ્રજાસાથે રમતાં આનન્દ લે છે અને મેં આવા ઉત્તમ મનુષ્યશરીરમાં પણ એ પ્રજાસાથે રમવાનો આનન્દ લીધો નહિ. માટે ચાલ એકવાર એ સુખનો પણ અનુભવ કરી લઉં. એમ વિચારીને તે કોઈ માંધાતા નામના રાજાને ઘેર ગયા. તેને કાંઈ પચાસ સાઠ છોકરીઓ હશે. પેલા સૌભરિએ તો જઈને રાજાને કહ્યું કે તારે ઘેર ઘણી કન્યાઓ છે. તેમાંથી એક મને પરણાવ. રાજાએ આ મુનિનું ઘડપણ જોઈને તેમ જ ઘડપણથી શરીર નર્યું જાજરૂં થઈ ગયેલું જોઈને વિચાર કર્યો કે આવા વૃદ્ધ અને દુર્બળ નિર્ધન બ્રાહ્મણને કન્યા કેમ અપાય. પણ પેલા મુનિના શાપના ભયથી મોઢે ચોખ્ખી ના કહી શક્યો નહિ. પછી પેલા રાજાએ કહ્યું કે મહારાજ ! મારી છોકરીઓને ઇચ્છાવર વરાવવાનો મારો નિશ્ચય છે. તેથી તેમની ઇચ્છાવિના મારાથી કેમ આપી શકાય ? ત્યારે પેલા સૌભરિએ કહ્યું કે તું મને કન્યાઓપાસે તેડી જઇને તેમને દેખાડ. જો તેમાંથી કોઇ પોતાની ઇચ્છાથી મને વરવા માગે તો તેને પરણાવજે. એ વાત રાજાને ગમી અને પછી તે પેલા મુનિને કન્યાઓના રહેવાના ઘરમાં તેડી ગયો, અને પ્રથમ તે કન્યાઓને કહ્યું કે જો તમારામાંથી કોઈની ઇચ્છા હોય તો આ ઋષિને વરો. પેલા સૌભરી ઋષિએ તો તે ઘરમાં પેસતાંપહેલાં જ પોતાના તપના બળથી પોતાનું રૂપ અને શરીર એવું કરી લીધું કે તેના આગળ કામ-

દેવ કે વિષ્ણુ પણ ઉતરતા જણાય. પેલા રાજાની કન્યાઓએ તો જેવા. આ રૂપવાળા અને યોગ્ય વયવાળા ઋષિને દીઠા કે તે બધી કન્યાઓએ પોતાના બાપને કહ્યું કે અમને એમની જોડે પરણાવો. પછી રાજાએ નિરુપાય થઈને પરણાવી અને પેલા ઋષિએ પણ પોતાના સિદ્ધિબળથી વૈકુંઠસરખાં ધામ રચાવીને તે કન્યાઓને દેવતાઈથી પણ ઉંચું સુખ દેખાડ્યું, આવી વાત છે. તેથી કંઈ આપણા ઋષિઓ માગતા નહિ જ એવું નથી.

**જયન્તી:** બાઈ કહેવત છે કે 'મોટા જે કરે તે છાજે ને ઉપર ઢોલ નગારાં વાજે'! તેમ મોટાને કોઈવાતાનો દોષ ગણાતો નથી, તેમનામાં એટલી શક્તિ હતી કે પોતાના બળથી ચાહે તે કરી શકતા. પછી તેમને માગવાની ચિંતા શેની?

**ભૂલી:** પછી તે બચારા મુનિ સમાધિ કરીને ભગવાન્‌નું ભજન કરવાનું ભૂલી જ ગયા હશે તો. સંસારની જાળમાં પડ્યા એટલે પછી તેને બચારાને ભગવાન્ ક્યાંથી સાંભર્યા હશે?

**કુશલ૦**: ના રે બાઈ! એ તે કાંઇ આપણા જેવા હતા કે સંસારની જાળમાં ગુંથાઈ જાય. તેમણે ઘણાં વર્ષસુધી તો ત્યાં રહીને તે રાજાની દીકરીઓને ભાતભાતનાં સુખ આપીને સંતોષી. અને તેમની પ્રજાઓ થયા પછી ઘણે કાળે તે ઋષિને પોતાના પુણ્યના પ્રતાપથી એવું ભાન થયું કે અરે! આ સંસારનાં ઘડી ઘડીમાં અળપાઈ જતાં સુખને જોઈને હું મિથ્યા મોહ પામ્યો છું. આ સંસારરૂપ માયા એવી છે કે એમાં હજાર, દસ હજાર, લાખ, કરોડ કે તેથી પણ ઘણાં વર્ષ રચી પચીને રહીએ તો પણ એથી આ મન કંઇ ધરાવાનું નથી. છોકરાંનાં સુખ જોઈએ તો વળી તે છોકરાંનાં છોકરાંનાં સુખ જોવાની ઇચ્છા થાય છે, એમ જો આ સંસારનો અન્ત આવે તો પણ આ મનના મનોરથોનો અન્ત આવતો નથી. રોજ નવા નવા મનોરથો થયા જ કરે છે અને જ્યાં સુધી આ સંસારનાં પ્રાણિઓનો ને પદાર્થોનો સંબન્ધ રાખીશું ત્યાંસુધી એ મનની લાલસા કંઇ મટવાની નથી. માટે હવે તો એનાથી છોડવીને આ મનને પરમેશ્વરના સ્વરૂપમાં જ જોડી દેવું એ, સારું છે. એમ વિચારીને પછી તે બધી સંસારની માયા છોડીને પરમેશ્વરનું ધ્યાન ધરીને અન્તે પરમેશ્વરના પદને પામ્યા. એવી વાત છે.

**જયન્તી**: જુઓ ત્યારે આપણી ને તેમની ક્યાં બરાબરી કરવા.

જઈએ? આ આપણે તો દુઃખના ભરેલા ઝુંપડાને પણ છોડી શકતાં નથી તો તેમના જેવું મળ્યું હોય તે તો છૂટે જ શેનું?

**ક્ષેમ૦:** જુઓ બ્હેન ! એ તો તે મોટા પુરુષો મેળવવામાં પણ સમર્થ અને તજવામાં પણ શક્તિવાળા હતા. તોપણ જો આપણે રોજ વિચાર કરીને આપણા મનને સુધારીએ તો એ પણ કાળે કરીને સુધરે ખરું.

**ભૂલી:** લો બ્હેન ! ચાલો હવે. પેલી કહેવતવાળી વાત છે કે ચાર બૈરાં ભેગાં મળે તો ગામ ઉજડ કરીને ઉઠે ને ચાર મરદ એકઠામ મળીને બેસે તો ગામ વસાવીને ઉઠે. તેમ આપણાથી સારું મોટું કામ શું થવાનું છે જે?

**લીલા૦:** કેમ નહિ થાય? આપણે તે માણસ છીએ કે ઢોર? ધારીએ ને મનપર આદરીએ તો આપણે પણ ધારીએ તે કરી શકીએ. પણ ઘરમાં ડરીને બેશી રહીએ ને આ કાથાકબલા કરીએ તો તો કંઈ થાય નહિ.

**ભૂલી:** ત્યારે ઘરમાં બેઠે ના થાય તો ચાલોને મારે કંઈ ના છે. એક દહાડો બધાંએ બહાર ઉજાણી ઠેરવીને જઈએ.

**જયન્તી:** એમ એક દહાડો ઉજાણી ઠેરવીને જઈએ તેમાં શું દહાડો વળે. એ તો ઘરમાં કે બહાર મનને મારવું જોઈએ.

**ભૂલી:** લો ચાલો હવે આજે તો નથી? વળી એક દહાડો એકઠાં થઈને એ મનને મારવાની વાત કરીશું. આજે તો હું તો બધું કામ ઘરનું પડ્યું મુકીને અહિં આવી છું. [ એમ બોલી જાય છે અને બીજાં પણ જાય છે. જયન્તી સૌને આવજો એવું કહીને ઘરમાં પોતાને કામે વળગે છે. ]

**ચંચળા:** (દાસના જમીપરવારીને બહાર ગયા પછી, બીજા કામથી પરવારીને વિજયાને ઘેર જઈને દાદરે ચઢતાં) કેમ વિજયાલક્ષ્મીબ્હેન! શું થાય છે?

**વિજયા:** આવો ચંચળબહેન ! આજ તો કંઈ વેળાસર પરવારીને આવ્યાં ! બેસો.

**ચંચળા:** (ઉપર જઈને બેશીને) આજે લગાર વહેલી પરવારી ત્યારે કહ્યું, ચાલો, વિજયાલક્ષ્મીબહેનને કંઈ કામ હશે તો મદદ કરીશ, ત્યારે તમે તો પરવારીને બેઠાં દેખાઓ છો! ખરે કંઈ કામ હોય તો અને સોંપો, શરમ રાખશો નહિ.

**વિજયા :** ના ના એમાં શરમ શેની ? તમે ક્યાં હવે લોક છો. પણ આજે તો ન્યાતમાં જમવા જવાનું છે એટલે લગાર વહેલાં દાળભાત ને શાક કરી જમી લીધું. આ હમણાં જ એ બહાર ગયા ને હું પરવારીને અહિં બેઠી.

**ચંચળા :** ખરે વિજયાલક્ષ્મીબહેન ! તમારો સ્વભાવ સારો છે કે તમને કામ ન હોય તોએ એકલાં બેસી રહો છો ને તમને ગમે છે. અને મને તો ખરું પૂછો તો કામવગર એકલાં ઘરમાં બેસી રહેવું પડે તો જાણે કીડીઓ કરડે.

**વિજયા :** હા તે કોઈ કોઈનો એવો સ્વભાવ હોય છે. મને તો એવી ટેવ પડી છે એટલે કંઈ કામ ન હોય તો કંઈ વાંચું, નહિ તો બેસીને જપ કરું. ને કંઈ નહિ તો કંઈ, શીવવાનું, ભરવાનું કે બીજું ઘરનું કામ હોય તો કાઢી બેસું. જુઓ ચંચળબહેન ! આ મનનું કામ તો કેવું છે કે જેવું એને કરીએ એવું થાય છે.

**ચંચળા :** રડ્યું મારું મન તો એવું નઠારું છે કે સમજાવ્યું સમજતું જ નથી. હા એટલું તો ખરું કે મારું મન ખોટે માર્ગે તો જતું નથી. પણ જાણે કંઈ સંસારનાં સુખદુ:ખની કે ભગવાન્‌સંબંધીની કોઈ-જોડે વાતો કરીએ તો સારું એમ મનમાં થયા કરે. ને પછી કંઈ ભજન ગાઉં ત્યારે મન આડું અવળું કંઈ વિચારતું નથી.

**ભાગી૦ :** (સામી બારીએથી ચંચળને) અહો ચંચળબહેન ! આજ તો કંઈ તમે સઉથી પહેલો મોરચો માર્યો છે ને શું ?

**ચંચળા :** આવો આવો. તમારા વગર કંઈ સારી વાત ચાલતી નથી. હું તો મારી કરમકથા કરું એવી છું. વહેલી આવીને કંઈ કમાણી કરું એવી નથી.

**ભાગી૦ :** હા હવે હું પરવારી છું. લગાર વારમાં આવું છું.

**વિજળી :** (દાદરે ચઢીને) અરે ચંચળબહેન ! જ્યાં જોઈએ ત્યાં તું આગળની આગળ ! હું જાણું આજે કોઈ આવ્યું નહિ હશે; તો પણ તું તૈયાર જ છે !

**ચંચળા :** લે લે અલી ! આગળ આવીને મે શું તારું બગાડ્યું છે ? તારે એવી મારાથીએ છાની શી વાત કરવાની છે જે ? ને જો કરવી હોય તો લેને હું તો કહે તો ઉઠીને પેલી ગમ જાઉ.

**વિજળી :** (હસીને બેસતાં) લો લો, એટલામાં રીસ શું ચઢાવો છો ? મેં તો હસતાં કહ્યું છે.

**ચંચળા:** ત્યારે હું ક્યારે રડતાં કહું છું? મને કંઈ હવે રીસ ચઢવાની નથી. તું ગમે તે કહે. (ભાગીરથી આવે છે અને વારાફરતી બીજાં પણ બધાં આવે છે).

**ભાગી૦:** ( બેશીને ) ત્યારે હવે આજે સઉ આવી રહ્યાં છે ત્યારે વેળાસર વિજયાલક્ષ્મીબહેન આરંભ કરે તો ઠીક. કેમ ચંચળબહેન !

**ચંચળા:** હા, બોલો સઉ "જય જય શ્રીસદ્‌ગુરુદેવ." (સઉ બોલે છે).

**ભાગી૦:** વિજયાલક્ષ્મીબહેન ! હવે ઇચ્છાપ્રમાણે થવા દો.

**વિજયા:** (ઇષ્ટસ્મરણ કરીને પદ ગાય છે.)

**પદ. ગરબો.**

કરી પ્રેમ પ્રકટ ઉરમાંહ્ય, મન પ્રભુપદ જોડો,
જો સદ્ય સરલ નવ થાય તો, મનની મસ્તી મોડો.　　ટેક.
આ જગ સઘળું ભાસે છે એ, જે–માયાકેરો પ્રભાવ રે,
તે શક્તિનું સ્વરૂપ લહીને, રુડો સાધો દાવ;　　મન પ્રભુ૦
આ પદાર્થરૂપ ન તો પણ માયા, ભજવે નિજ સ્વભાવ રે,
જેથી કાર્યપ્રતીતિ સઘળી થાતાં દુઃખદેખાવ;　　મન પ્રભુ૦
આ માયાના જે ક્રમથી સઘળો, પ્રપંચ આ પ્રકટાય રે,
તે ક્રમ સમજી યત્નવડે, જય–કરતાં સ્વરૂપ લહાય;　　મન પ્રભુ૦
જીવ જીવમતિથી ક્રમ નવ જાણે, જાણે ન જયના ઉપાય રે,
માટે શ્રીસદ્‌ગુરુપદ સેવી, લહો તે જેથી થાય;　　મન પ્રભુ૦
જવ લગી માયાપદ નવ જિતે, તવ લગી જીવ જગ હોય રે,
અન્ય પ્રયત્ને અર્થ સરે ના, કોટિ લવે જન કોય;　　મન પ્રભુ૦
જીવપદની મર્યાદા ત્યજી જીવ, ઈશપદે જ શમાય રે,
ઈશસહાયવડે માયાજય,—થાતાં અભય થવાય;　　મન પ્રભુ૦
મન્દમતિ નિશ્ચય સાધે, નથી, સદ્‌ગુરુ ઈશનું કામ રે,
પણ તે દુઃખદ લહો સઉ સુજનો, સુપંથ પળો ધરિ હામ.　મન પ્રભુ૦
દોષસ્વભાવ શમ્યાવિણ જીવને, વસ્તુ ન સત્ય જણાય રે,
નરહરિ પ્રભુપદ શમતા માયા,—ત્રાસે, દોષ હણાય;　　મન પ્રભુ૦

**ભાગી૦:** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે પછી) કાલે તો શ્રીરંગશેઠે શ્રીસાગરના સમુદ્રમાં પડવાના સમાચાર જાણ્યા અને તેથી તેમના ઘરમાં સર્વને અવર્ણનીય ક્લેશ વર્ત્યો; પછી શ્રીરંગશેઠે

સર્વને ધૈર્ય આપતાં કહ્યું કે જોશીના કહેવા પ્રમાણે વાતો મળી છે, પુત્રને કુશલ છે, હું મનુષ્ય લઇને પુત્રની શોધ કરી સુખરૂપ ઘેર લાવું છું, તમે કોઈ ગભરાશો નહિ, મંગલદાતા પરમેશ્વરનું સઉ સ્મરણ કરો. આટલું બોલ્યા, ત્યાંથી બંધ રહ્યું છે.

**વિજયા**: (ઇષ્ટસ્મરણ કરીને) પછી મહાધૈર્યવાળા તે **શ્રીરંગ**શેઠે પોતાના મનમાં અનેક પ્રકારના વિચાર કરીને પછી પુત્રની શોધમાં નીકળવાનો નિશ્ચય કર્યો. એ **શ્રીરંગ**શેઠના તે વિચારનું સ્વરૂપ સ્વલ્પમાં આ પ્રમાણે હતું:

**શ્રીરંગ**શેઠ વિચાર કરે છે: અરેરે! આ સંસાર યદ્યપિ સુખ પ્રતીત કરાવનાર ભાસે છે તોપણ તે દુઃખપ્રધાન જ છે. જીવમાત્ર જો પોતાના અન્તઃકરણમાં પ્રતીત થતાં વિવિધ સુખદુઃખના સમયનો હિસાબ રાખે તો તેમને સ્પષ્ટ થાય કે સાંસારિક સ્થિતિમાં સુખાનુભવના સમયકરતાં દુઃખાનુભવના સમય અધિક હોય છે. ઘણા જીવો તો સુખદુઃખના ખરા સમયનો વિભાગ કરી જાણે એમ પણ નથી. તેથી તેમની મતિ પ્રસંગે વિપરીત નિશ્ચય પણ કરે છે. યથાર્થ દ્રષ્ટા થયા વિના અન્તઃકરણના યોગ્ય વ્યાપારનું નિરાકરણ થવું ઘણું કઠિન છે. અને તેથી જ આ જીવોની ભૂલ થવાનો સંભવ છે. કદાચિત્ કોઈ પુણ્યવાન્ પુરુષને સાંસારિક સ્થિતિમાં ન્યૂન દુઃખનું ભાન થતું હોય છે તોપણ તેથી કંઈ જગતની દુઃખપ્રધાનતા મટતી નથી. હશે, આ સમયે મારે એ સંબન્ધમાં અધિક વિચાર કે નિશ્ચય કરવા સરખું શેષ રહ્યું નથી. હમણાં તો માત્ર જે કર્તવ્ય છે તે સંબન્ધમાં જ વિચાર કરવાનો છે. મનુષ્યમાત્રે દુઃખના સમયમાં ગભરાવું નહિ, પણ ધૈર્ય રાખીને તે દુઃખને ટાળવાના ઉપાય યોજવા એ જે બુદ્ધિમન્તોનો નિશ્ચય છે તેનું આ સમયે મારે તો વિસ્મરણ કરવું ઘટતું નથી. ઘણી વાર એમ થાય છે કે આપત્તિ એક પછી એક આવવા લાગે છે અને તેથી વિકલ મનુષ્ય પ્રાણ ત્યજી દે છે અથવા તો અધિક દુઃખી થઈ જાય છે; માટે મારે આ સમય આપત્તિને આવવાનો જાણીને, જેમ કોઇ આપણે ઘેર આવનાર સજ્જન પુરુષનું આતિથ્ય કરવાને સાવધાન રહીએ છીએ તેમ સાવધાન રહેવું ઘટે છે. આ સ્ત્રીવર્ગ જેમનામાં ધૈર્યબલ ક્વચિત્ જ વખાણવાયોગ્ય હોય છે તેમને જો આ આપત્તિના સમયમાં હું અધૈર્યને વશ થયલો પ્રતીત થઇશ તો અપાર દુઃખનો અનુભવ થશે એમાં સન્દેહ નથી. મારા અન્તઃકરણમાં પુત્રના મરણનું ભય પ્રતીત થતું નથી તેથી તેની કુશલતા હોવી ઘટે છે. મારા

અન્તરમાં ભયનાં ચિહ્ન પ્રતીત થાય છે, તેથી આગળ પણ ભયનાં કારણ જાણવાનો સમય હોય એમ હજી અનુમાન થાય છે. આ સઘળું છતાં પણ અન્તરમાં શોકને અનુભવવો એ કંઈ આવેલાં કે આવનાર દુઃખની નિવૃત્તિનો ઉપાય નથી. શુદ્ધ વિચારથી જોતાં આ સંસાર દુઃખના અનુભવમાટે જ છે. અનેક પદાર્થોનો વિકારી સંબન્ધ એ દુઃખની પ્રતીતિ કરાવનાર હેતુરૂપ છે. એ સંબન્ધ જ્યાંસુધી આ મન સેવે છે ત્યાંસુધી મનને દુઃખાનુભવ કર્યા વિના છૂટકો નથી. આ જગતમાં રહેલા મનુષ્યો જે ક્ષણપર્યંત આ શરીરમાં સ્ફુરતી અહંભાવનાને તથા પ્રાણિપદાર્થોમાં પ્રસરતી મમભાવનાને રોકવા તથા તેનો જય કરવાને સમર્થ નથી, તે ક્ષણપર્યંત તેમને ન્યૂનાધિક અંશે પણ દુઃખનો અનુભવ આવ્યા વિના રહેતો નથી. આ કારણથી અહંમમનો યથાવત્ ન જય કરનાર મને તેમ જ આ સ્ત્રિયોને પ્રતિકૂલતાનું ભાન તથા તે દ્વારા પ્રતીત થતું દુઃખ અવશ્ય પ્રતીત થશે જ. હવે મારે આ વિચારો કર્યા કરવા અધિક ઉપયોગના નથી, કારણ કે એ સંબન્ધમાં ઘટતા વિચારો મેં પ્રથમાવસ્થાથી જ કરવાનો અભ્યાસ રાખેલો છે તેથી અધિક અંશે આજપર્યંતમાં કરી ચૂકેલો છું.

આ પ્રકારના વિચારમાં પ્રવેશી નીકળીને તે **શ્રીરંગ**શેઠે પોતાના **શ્રીસાગર**પુત્રની શોધમાં પોતે નીકળવાનો નિશ્ચય કર્યો અને તે સંબન્ધમાં ઘટતી વ્યવસ્થા કરવા માંડી. પણ થોડા સમયમાં તેમણે કરેલી વ્યવસ્થા ફેરવવાનો પ્રસંગ આવ્યો.

જે વેળા **શ્રીરંગ**શેઠ પ્રયાણ કરવાને તૈયાર થયા છે તે વેળા એકાએક **શ્રીભદ્ર**ના મુનીમ તથા વૈદ્ય આવે છે એવા સમાચાર મળ્યા જેથી તે ક્ષણે રોકાણ થયું. **શ્રીભદ્ર**ના સુખસમાચાર જાણવાની આતુરતા વધી, કારણ કે સમાચાર લાવનારે તેમના આવવાના કાંઈ સમાચાર જણાવ્યા ન હતા.

**શ્રીભદ્ર**ના મુનીમ તથા વૈદ્ય સમીપ આવતાં જ પ્રથમ પ્રશ્ન **શ્રીભદ્ર**ની કુશલતા પૂછવાનો હતો. આ ક્ષણે ઘરનાં સર્વ **શ્રીભદ્ર**ના સુખસમાચાર જાણવાની આતુરતાથી ત્યાં એકઠાં થયાં હતાં.

સર્વનો ભાવ જાણીને તે મુનીમ તથા વૈદ્ય બોલ્યા કે શ્રીમાન્ શેઠ **શ્રીભદ્ર** આરોગ્યમાં અને સુખમાં છે, અને તેમના અતિ આગ્રહથી જ અમે આગળ નીકળી આવ્યા છીએ. મુનીમે કહ્યું કે મેં એમને પ્રથમ

તેમણે અમને આજ્ઞા કરી કે તમે સર્વ જાઓ, હું પાછળથી આવી પહોંચુ છું, તેથી નિરુપાયે અમે આગળ આવ્યા છીએ, અને પ્રવાસમાં મેળવેલું ધન તથા માલ નિર્વિઘ્ન અમારી સાથે અત્ર આવી ચુક્યું છે. આટલું મુનીમના બોલ્યા પછી જ્યારે **શ્રીરંગશેઠે** **શ્રીભદ્ર**ને ત્યાં રહેવું શા નિમિત્તથી થયું છે એમ પૂછ્યું ત્યારે તેમણે પેલા ખળપુરુષો તથા સત્તાધીશના સંબન્ધમાં જાણેલી વાતો સર્વ કહી સંભળાવી, અને અન્તમાં કહ્યું કે આ માલ સહીસલામત ઘેર આણવા માટે અમને આગ્રહથી આગળ વિદાય કર્યા છે.

આ સર્વ વચનો શ્રવણ કરતા પુત્રની કુશલતા જાણીને માતાપિતાને તથા પતિની કુશલતા જાણીને **શ્રીભદ્ર**ની સ્ત્રીને કંઈ સંતોષ થયો. પરન્તુ તેનું દુષ્ટના તથા રાજ્યના ભયમાં રહેવું થયું છે એ જાણીને સર્વના મનમાં વિવિધ તરંગો થવા લાગ્યા, અને તે દ્વારા ચિન્તા પણ થવા લાગી. આ બે પુત્રના સંબન્ધમાં આવા ભય પ્રતીત કરાવનાર સમાચાર જાણીને જેના સમાચાર નથી આવ્યા એવા **શ્રીકંદ**ને માટે પણ સર્વને ચિન્તા થવા લાગી, અને હવે શું કરવું એ સંબન્ધના વિચાર કરવા લાગ્યા. પછી મુનીમોને આજ્ઞા આપી કે તેમણે સાવધાનતાથી **શ્રીસાગર**નાં તથા **શ્રીભદ્ર**ના આવેલાં વહાણોનો માલ ગૃહમાં જ્યાં ત્યાં વ્યવસ્થાથી અણાવવો, તથા જેમ બને તેમ ત્વરાથી તે સર્વ વહાણો ખાલી કરી આપવાં.

**શ્રીરંગશેઠ**ના બે પુત્રનાં વહાણ તથા સેવકમનુષ્યો આવ્યાં પણ તે પુત્રો આવ્યા નથી તે સંબન્ધમાં નગરમાં વિવિધ મુખે વિવિધ પ્રકારની વાર્તા થવા લાગી. કોઈતો કહે કે ભાઈ! આ **શ્રીરંગશેઠ**ની મતિ હણાઈ, તેનાં આ માઠાં ફલ થયાં. જુઓ, આજે એના ઘરમાં અખુટ દોલત ભરી છે. એની ઇકોતેર પેઢી બેઠી ખાય અને વાવરે તો પણ ખુટે નહિ, એટલું ધન છતાં પુત્રોને કમાવા પ્રદેશમાં મોકલ્યા. ભાઈ! વિચાર તો કરો, એમના લોભનો કે એમની તૃષ્ણાનો કંઈ અન્ત છે? આ આપણા જેવા કે જેને અન્નવસ્ત્ર મળ્યા કરે અને આવ્યો ગયો ખર્ચ નીકળે એટલી કમાણી થાય છે તોએ આપણા છોકરાને પ્રદેશ મોકલતાં જીવ ચાલતો નથી. અરધી મળે તો અરધી પણ ઘરનું બારણું ક્યાંથી? આ શેઠને તો અહિઆં પણ કમાણીનો પાર નથી. તોએ છોકરાને બહાર કાઢ્યા! જેણે બચારાએ તડકોછાંયડો જોએલો નહિ એવા એ છોકરા દેશાવર જઈને શું કરે? જુઓ હવે જન્મસુધી સંભારવાનું

રહ્યું ને છોકરા બચારા પોતાના જીવથી ગયા. પારકી છોકરીઓના જન્મ વ્યર્થ થયા, અને માના પેટમાં ઉંડા ઘા એવો વાગ્યો કે કોઈ દિવસ મરતાંસુધી એ રૂઝાવાનો નથી. ભાઈ! સંતોષમાં સુખ છે એમ જે મોટા પુરુષોએ કહ્યું છે તે કાંઈ અમથું કહ્યું છે?

બીજો આ વાર્તા સાંભળીને કહે છે કે ભાઈ! એ વાતની તમને ખબર નથી. શેઠે તો બચારાએ ઘણીએ ના કહી, પણ છોકરાઓ મત કરીને ગયા છે. તેમાં એ છોકરાનાં વહાણ ને માણસો પાછાં આવ્યાં છે. ત્રીજાની હજી કાંઇ ખરખબર આવી નથી. માબાપ તે શું કરે? મોટા છોકરા થયા અને જીદ્દ કરીને કહ્યું ન માની પોતાનું સુઝ્યું કરે તેમાં મોટાનો શો વાંક? કોણ જાણે, કંઈ બૈરાંઓએ મેણાં માર્યા હોય કે બાપની કમાણી બેઠા ખાઓ છો ત્યારે કમાવા કેમ જતા નથી? તો તેવું કડવું વચન ન સંખાયું હોય ને ગયા હોય અથવા કંઇ વાંકા દહાડાની ચાલથી એવી તે છોકરાઓની મતિ થઈ હોય. પણ જુઓ ભાઇ! એમાં કોઈનો દોષ નથી. એ તો એમના દૈવનો જ વાંક સમજવો.

આ સાંભળીને કોઈ ત્રીજો કહે કે ભાઇ! તમને ખબર છે? જે ચઢે તે પડે પણ ખરા. જે સાલા માંચીમાંના માંકણ ચઢે નહિ તે પડવાના પણ શું હતા! વેપારી વાણીઆના દીકરા થયા એટલે ઘરમાં બેસી રહે દા'ડો વળ્યો? એમ જાણો જે કાલે ઉઠીને આપત્તિ આવી તો પછી કોઈ દા'ડો બહાર ન નીકળ્યા હોય તેની કેવી વલે થાય? એ તે કંઇ બારે ને ચારે સરખા જાય છે? એમાં બાપનો કે દિકરાનો કે વહુઓનો કોઇનો વાંક નથી. અને તમે કહો છો, દા'ડાની ચાલ વાંકી હસે, પણ જોયું છે કે કેવી કમાણી કરી આવ્યા છે? પારવનું કમાઈ આવ્યા છે! એ તો બાપજેવા દિકરા છે, કોઇ કાચા નથી. જુઓ ભાઈ! રાજવંસીને રણમાં જવાનું ને વેપારીને વહાણે ચઢવાનું તો કરમમાં લખાવીને જ લાવ્યા છીએ, એવું જાણવું જોઇએ. જો એ કામમાં પાછા હઠે તો તે ખરા રાજવંશી કે વેપારી ના સમજવા, સમજ્યા કેની?

સઉનું સાંભળીને કોઇ ચોથો કહે કે ભાઈ! ધીરજ રાખો. અન્તે ધર્મે જય છે. શેઠના પુણ્યનો પાર નથી, છોકરાની વહુઓ સતીઓ છે, ને માએ પતિવ્રતા છે. એમના જેવાનું ભુંડું થાય તો પછી કોઇ પરમેશ્વરને પણ માનનાર નથી. પાપપુણ્યનું ફલ જો નહિ મળતું હોય તો કોઈ પુ-

ય કરે નહિ. પરમેશ્વર તો સત્તના મનની કસોટી કરે છે. પણ જો જો મને સંભારજો કે શું કે'તો'તો! ભગવાનનો હુકમ તો એમ જાણ્યું કે છોકરાઓ આવ્યાની વધામણી થોડા દા'ડામાં આપણે સાંભળશું.

વળી કોઈ કહે કે ભાઈ! વેપારીનો જીવ લોભીયો, તે એક છોકરાએ તો કંઈ દગો કર્યો સંભળાય છે. તેથી ત્યાંના રાજાએ એને કેદ કર્યો છે. અસત્ ચાલ્યા વગર એવું કંઈ નઠારું ફળ મળે નહિ. 'જર દેખીને મુનિવર ચળે' એવી કહેવત ચાલે છે તો આ તો બીચારા વેપારી છે. એનું મન ચળે ને દગાફટકા કરે એમાં શું નવાઈ! આ વખત તો બચારા શ્રીરંગશેઠની ઘડપણમાં પરમેશ્વર લાજ રાખે ત્યારે ખરું.

કોઈ કહે છે, ભાઈ! કર્મ કંઈ આ જન્મનું આ જન્મમાં ફલ આપે છે? એ તો કોઈ જન્મમાં કંઈ પાપકર્મ કર્યું હશે તેનું ફલ આ જન્મમાં મળ્યું હશે. કર્મની ગતિ ગહન છે એમ કહેવાય છે, એ વાર્તા કંઈ ખોટી નથી. અને ભાઈ! આજનો વખત એવો છે કે શાહુકારને ચોર બનાવે ને ચોરને શાહુકાર કહેવરાવે. ઘણી જગાએ આપણે જોઇએ છીએ કે ભલા માણસને વગરકારણે દુઃખ આવી પડે છે. પણ એમ થાય ત્યારે સમજવું જોઇએ કે સારા કર્મનું કંઈ નઠારું ફલ હોતું નથી. તેમ નઠારા કર્મનું કંઈ સારું ફલ હોતું નથી. ત્યારે જો સારું કરનારને આ વખતે દુઃખ આવે તો એમ જાણવું કે એ પાછલાં પાપનું ફલ છે અને પાપીને સુખ મળે તો જાણવું કે પાછલાં પુણ્યનું ફલ છે. સમજ્યા ભાઈ! કરેલાં કર્મ ભોગવવાનાં છે, મોડાં કે વહેલાં. કર્મના બંધનથી તો વિશ્વંભરનાથ છોડવે ત્યારે છૂટવાનું છે.

કોઈ કહે છે, ભાઈ! વિશ્વંભરનાથ તે ક્યાંથી છોડવે? આપણે નઠારાં કર્મ કરતાં પાછા હઠતા નથી તો તેમાં ઈશ્વર શું કરે? જો આપણે કર્મબંધનથી છૂટવાના ખરા માર્ગ હોય તે માર્ગે ચાલીએ તો ઈશ્વર આપણને સહાય કરે ને એમ કરતાં અન્તે આપણને છોડાવે. આ શેઠ બચારા ધર્મદાન કરે છે તો જોજો, એનું ફલ ઈશ્વર એને દેખાડશે.

કોઈ કહે છે, ભાઈ! આ સંસારમાં દેહ ધરી છે ત્યાંથી એ દેહને પડવાનું તો નક્કી જ છે. પછી ઘરમાં બેશી રહો કે કોઈ પર્વતની ગુહામાં પેશી રહો કે વનમાં વસો કે રાજમહાલયમાં વસો. કાળને કોઈ સ્થળે આ જગતમાં કોઈ અટકાવે એવું નથી. આમ છતાં પણ સાંભળ્યું છે કે જે પરમેશ્વરના પદને પામેલા મહાયોગિપુરુષો છે તેમને કાળ કંઈ

કરી શકતો નથી. બાકી જન્મપાછળ મરણ તો ચોટેલું જ છે. એ જગાએ રાજાનો, ધનવાન્‌નો અને ગરીબનો એકસરખો ન્યાય છે. જુઓ ભાઈ! વિચારવાન્ મનુષ્ય જે આ સંસારના આવે જાય એવા સ્વભાવને જાણે છે તે તો કંઈ દુઃખથી કે મરણથી ભય પામતા નથી. અને બીજાં જે અજ્ઞાન મનુષ્યો છે તે ડરે છે, તો પણ તેને મરણ કાંઈ છોડતું નથી. આમ છે માટે એ વેપારીના દીકરા છે ને પોતાના ધર્મપ્રમાણે વહાણે ચઢી વિદેશ ગયા છે. જો એમનું સત્યબલ હશે તો ઈશ્વર એમનો બચાવ કરીને કાલે પાછા ઘેર લાવશે.

આ પ્રકારની અનેક મુખની અનેક વાતો નગરમાં ઘેર ઘેર ને સ્થલે સ્થલે થવા લાગી. સજ્જનો એ સમાચારથી ખેદને માનવા લાગ્યા અને દુર્જનો જે બીજાનું દુઃખ જોઈ જાણીને રાજી થનારા હતા તે તો પ્રસન્ન થવા લાગ્યા. રાજાના કાનપર વાર્તા જવાથી તેને પણ **શ્રીરંગ**-શેઠની ઘણી દયા આવી.

**શ્રીરંગ**શેઠ તો સર્વને વારંવાર ધૈર્ય આપતાં પુત્રની શોધમાં નીકળવા તૈયાર થયા. એ સમયે **શ્રીરંગ**શેઠનો નાનો પુત્ર પિતાને આ પ્રમાણે કહેવા લાગ્યો:

હે પિતા! જો આપની આજ્ઞા હોય તો હું પ્રયાણ કરું, અને સત્વર શોધ કરીને આવું. મારા સંબન્ધમાં આપ કોઈ પ્રકારે ચિન્તા રાખશો નહિ. આ વચન સાંભળી પિતાએ કહ્યું કે ભાઇ! આ તારી માતા ત્રણ પુત્રના વિયોગદુઃખને અનુભવે છે તેને તારા જવાથી ધૈર્ય કેમ કરીને રહે? એ વાર્તાનો વિચાર કર અને શાન્ત થા. તને સમુદ્રના પ્રવાસનો અનુભવ નથી. તું અત્ર રહીને આ સર્વનું સમાધાન રાખજે એટલે થોડા દિવસમાં હું પાછો આવું છું. આ વગેરે વચનો કહીને તે પુત્રને ઘેર રાખીને **શ્રીરંગ**શેઠ પોતાના મુનીમને, પેલા બે પુત્રોના આવેલા મુનીમોને તથા પોતાના વૈભવપ્રમાણે સેવકોને સાથે લઇને નીકળ્યા.

પુત્રના સ્નેહમાં ભીનેલી **શ્રીરંગ**શેઠની પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને જતા જાણીને અંતરમાં અધિક દુઃખને અનુભવવા લાગી. તો પણ તે સમયે પુત્રનાં કુશલ વર્તમાન જાણવાની આતુરતામાં હોવાથી કંઈ પણ રોકવાસંબન્ધમાં વચન બોલી શકી નહિ.

**શ્રીરંગ**શેઠ પોતાનાં મનુષ્યોસહિત સમુદ્રના તટઉપર આવીને વિચાર કરવા લાગ્યા કે આ બે દિશાપ્રતિ બે પુત્રનિમિત્ત પ્રયાણ કરવું ઘટે છે. તો હું એકલો બે દિશામાં શી રીતે જઇ શકું? માટે કોઈ પણ

એક દિશામાં મારે જવું અને એક દિશામાં મારા મુનીમને મોકલું, અને અમારા બંનેની સાથે આ એક એક મુનીમને રાખું. એવો વિચાર કરીને પોતે વૃદ્ધ મુનીમસાથે વિચાર કર્યો. ત્યાં એક પુત્ર તો સમુદ્રમાં પડ્યો છે, એની શોધમાં કાંઈ અધિક કરવાનું નથી. માત્ર માર્ગમાં આવતાં વહાણોમાં તથા બેટો કે નગરોમાં તપાસ કરતાં જવું આવવું છે. તો એ માર્ગે આ મુનીમને મોકલવાથી અર્થ સરે એમ છે, અને આ શ્રીભદ્ર તો રાજ્યભયમાં છે માટે એને મુક્ત કરવામાં અનેક પ્રકારની યુક્તિની આવશ્યક્તા છે, માટે ત્યાં તો મારે જ જવું ઘટે છે. આ પ્રકારનો નિશ્ચય કરીને તે પ્રમાણે વહાણોને તૈયાર કરાવી **શ્રીભદ્ર**ના મુનીમસહ **શ્રીરંગ**શેઠે તથા **શ્રીસાગર**ના મુનીમસાથે વૃદ્ધ મુનીમે પરમેશ્વરનું સ્મરણ કરીને પ્રયાણ કર્યું. બંને જનારા પોતપોતાના મનમાં નાના પ્રકારના વિચાર કરતા માર્ગ કાપવા લાગ્યા.

હવે પ્રસંગ આવવાથી **શ્રીરંગ** શેઠના પ્રવાસે નીકળેલા ત્રીજા પુત્ર **શ્રીકંઠ**ના સમાચાર આ સ્થલે જણાવવાની અગત્ય છે. તે બુદ્ધિશાલી **શ્રીકંઠ** જૂદા જૂદા સ્થલોમાં વિચરતો, વિવિધ ઉત્તમ પદાર્થોનો સંગ્રહ કરતો, તથા જ્યાં ત્યાં અધિક લાભ તથા યશને પ્રાપ્ત કરતો આગળ આગળ વધ્યો ગયો. નાના પ્રકારના પ્રસંગ પ્રાપ્ત થવાથી તથા નરાધિપતિઓના અને શ્રીમંતોના સંબન્ધથી સર્વ પ્રકારનો અનુભવ મેળવવા લાગ્યો. સજ્જનદુર્જનોને સહવાસથી તથા તેમનાં લક્ષણોથી રૂડે પ્રકારે ઓળખવા લાગ્યો, તથા તેમની સાથે કેમ વર્તવું એ સારી રીતે સમજ્યો હતો. ભિન્ન ભિન્ન સ્થલોથી ઉત્તમ પ્રકારનો લાભ મેળવ્યા પછી એ **શ્રીકંઠ**ને પોતાનાં વિયોગી માતાપિતાનું તથા સ્ત્રીનું તેમ જ અન્ય સંબંધીઓનું અધિક બલવાન્ વેગથી સ્મરણ થવા લાગ્યું. દેશપતિ અને રાજ્યાધિકારિઓસાથે અધિક સંબન્ધ રાખવાથી સ્થલે સ્થલે એ **શ્રીકંઠ**ને ઘણા સમર્થ સ્નેહીઓ થયા અને તેથી એ પાછો પોતાને દેશ જવા નિશ્ચય જ્યારે જ્યારે કરે ત્યારે ત્યારે તેના નિશ્ચયને તે ઉત્તમ સ્વભાવના સ્નેહીઓ તોડી પાડતા. પણ પછી ઘણો કાલ એપ્રમાણે વ્યતીત થતાં **શ્રીકંઠ**ના મનમાં ઉદ્વેગ થવા લાગ્યો અને તેણે પોતાની ગૃહપ્રતિ જવાની આતુર ઇચ્છા જણાવીને ત્યાંથી નીકળવાનો નિશ્ચય કર્યો. **શ્રીકંઠ**નો અતિ આગ્રહ જોઈ જાણીને સ્નેહીઓએ પણ તે વેળા તેને રોકાણ કર્યું નહિ. તે દેશપતિઓએ માર્ગમાં આવેલા પોતાના સગા જે બીજા રાજ્યના ધણી હતા તેમના ઉપર આ **શ્રીકંઠ**ની રૂડી રીતે આગતાસ્વાગતા કરવાનાં પત્રો લખી આપ્યાં

અને પોતાના કારભારી તથા કેટલાંક લશ્કરી મનુષ્યોને ત્યાંસુધી વિદાય કરવા **શ્રીકંઠની** સાથે મોકલવા વ્યવસ્થા કરી. આ પ્રકારની સર્વ વ્યવસ્થાપૂર્વક સર્વને હળી મળીને **શ્રીકંઠે** પોતાને ઘેર જવાને ત્યાંથી પ્રયાણ કર્યું. પોતાનાં વહાણો, માલનાં વહાણો, તથા પોતાનાં મનુષ્યો અને વિદાય કરવા આવનાર મનુષ્યોનાં વહાણથી એમનો પ્રવાસ કોઈ રાજાના પ્રવાસજેવો અતિ શોભતો હતો. માર્ગમાં આવતાં જે સ્થલે **શ્રીભદ્ર** આપત્તિમાં પડેલો છે તે સ્થલ આવ્યું. પણ એ સંબન્ધથી અજાણ્યો **શ્રીકંઠ** પ્રયોજનવિના એ સ્થલે અટક્યો નહિ અને ઘેર જવાના ઉત્સાહથી આગળ ચાલ્યો. આગળ ચાલતાં જે રાજ્યઉપર પત્રો આપ્યાં હતા તેની મર્યાદા આવી એટલે સાથે આવેલા કારભારીઓએ **શ્રીકંઠને** ત્યાં રોકાવા સંબન્ધમાં જણાવીને રાજધાનીના નગરપ્રતિ વહાંણો હંકારીને ત્યાં જઈ પહોંચ્યા. સુખરૂપ બંદરે ઉતરીને તે કારભારીએ જઈને રાજદ્વારમાં સર્વ હકીકત જણાવી પત્રો આપ્યાં. તેમણે ઉતારાની વ્યવસ્થા કરાવીને ઘણા માનસાથે **શ્રીકંઠને** શહેરમાં પ્રવેશ કરાવીને ઉતારામાં લાવીને ઉતાર્યો. **શ્રીકંઠનાં** માલભરેલાં મૂલ્યવાન્ પદાર્થોવાળ્યાં વહાણોને બંદરમાં જ વ્યવસ્થાથી લંગરાવ્યાં હતાં. આ સ્થલે **શ્રીકંઠની** રુડી રીતે પરોણાગત થવા લાગી. સુન્દર સુન્દર જોવાનાં સ્થલો દેખાડ્યાં. ત્યાંની નવાઈસરખી વસ્તુઓ દેખાડી, જેમાંની કેટલીક મૂલ્ય આપીને **શ્રીકંઠે** ત્યાંથી વેચાતી લીધી અને કેટલીક વસ્તુઓ રાજ્યની હોવાથી ભેટદાખલ પણ મળી. આ પ્રકારે આનન્દમાં દિવસ વ્યતીત કરતાં એક બે દિવસે ત્યાંથી નીકળવાના વિચારમાં હતા એટલામાં **શ્રીભદ્રનાં** પ્રથમ વિદાય કરેલાં વહાણોની શોધમાં નિકળેલા પેલા ખલ મનુષ્યો તથા પેલો દુષ્ટ અધિકારી એ બારામાં આવી પહોંચ્યા, અને **શ્રીભદ્રના** જેવાં **શ્રીકંઠનાં** વહાણો બંદરમાં લાંગરેલાં જોઈને મનમાં રાજી થયા અને તે સર્વ પોતાનાં વહાણ અટકાવીને ત્યાં ઉતર્યો. પેલા દુષ્ટ અધિકારીએ પોતાનાં મનુષ્યોને બાજુએ રાખીને ખલ પુરુષોદ્વારા તજવીજ કરાવી કે એ વહાણો કોનાં છે ? તે ખલ પુરુષોને તજવીજ કરતાં જણાયું કે કોઈ બહારના વેપારીનાં થોડા દિવસ થયાં આવી સ્થંભેલાં વહાણો છે. આથી એ લોકોને નિશ્ચય થયો કે આપણે ત્યાંથી ઉપડેલાં વહાણો અત્ર આવીને અટક્યાં છે. આ અનુમાનથી પેલા પાપી અમલદારે પોતાના સેવકોને પેલાં વહાણોની ચોકી કરવાને મૂક્યા, અને પોતે નગરમાં જઈને ત્યાંના મુખ્ય રાજ્યાધિકારિને મળીને જણાવ્યું કે આપણા બારામાં આવીને અટકેલાં વહાણોમાં અમારો દગાઈથી આણેલો

માલ છે માટે તે વહાણોને તે વહાણના માલિકોસહિત અમને સોંપવા જોઈએ. આ હકીકત સાંભળીને તેણે આ અમલદારને ઘણું સમજાવીને કહ્યું કે એ કામ કઠિન છે, કારણ કે એ વહાણના માલિક આ રાજ્યના પરોણા છે, અને તે મોટા આબરૂવાળા છે. આમ કહ્યા છતાં મૂઢમતિવાળો પાપથી પ્રેરાયલો તે દુષ્ટ અધિકારી સમજ્યો નહિ અને તેણે હઠ કરી કે અમારી હદનો અપરાધી તમારી હદમાં આવ્યો છે માટે અમને સોંપવો જોઈએ. આ પ્રકારની તેની હઠથી કંટાળીને પેલા અધિકારીએ પ્રથમ તજવીજ કરવા માટે શ્રીકંઠની સાથે આવેલા અન્ય રાજ્યના અધિકારીને બોલાવીને સઘળી તજવીજ કરી કે એ શેઠ ક્યાંથી આવે છે. અને એ આ આરોપ મૂકનારની હદમાં રહ્યા હતા કે કેમ? તે આવેલા અધિકારીએ સર્વ ખરી હકીકત જણાવી, અને કહ્યું કે એમના ઉપર આરોપ મૂકનાર કોઈ ખલ હશે માટે તેને એકદમ કેદ કરવા ઘટે છે, અને એમ કરવાથી તેમને તપાસતાં ખરી હકીકત નીકળી આવશે. આ પ્રમાણે આ અધિકારીઓ એ સંબન્ધમાં વિચાર કરે છે, એટલામાં વહાણઉપર રહેલાં શ્રીકંઠના માણસોએ પોતાનાં વહાણોની દેખરેખ રાખનાર નવાં માણસોને જોઈને તજવીજ કરી કે તેઓ કોણ છે; તો તેમનાથી સઘળી હકીકત સમજવામાં આવી કે શ્રીભદ્ર શેઠને અમુક સ્થળે કેદ રાખ્યા છે, અને એમના પોતાના દેશતરફ પાછાં વળેલાં વહાણોને પકડવાને માટે આ માણસો આવ્યાં છે. આ પ્રકારની હકીકત મળવાથી તત્કાલ શ્રીકંઠના સાવધાન મનુષ્યે શહેરમાં આવીને શ્રીકંઠને સર્વ હકીકત જણાવી. શ્રીકંઠે તરત જ પોતાના મુનીમને પોતાની સાથે વિદાય કરવા આવેલા પેલા રાજ્યના અમલદારને બોલાવવા મોકલ્યા. તે મુનીમ શોધ કરતો આ રાજ્યના મુખ્ય અધિકારીને ત્યાં આવ્યો અને તેણે પોતાની સાથે આવેલા અમલદારને સઘળી હકીકત કહીને શેઠ પોતાની પાસે તેને બોલાવે છે એવું જણાવ્યું. આ સાંભળીને તે બંને અધિકારીઓ શ્રીકંઠની પાસે તરત જ મુનીમસાથે આવ્યા અને સઘળી હકીકત જાણી લીધી. શ્રીકંઠને ઘણો ક્રોધ તથા ખેદ થયો અને તેણે આ અમલદારોને જણાવ્યું કે મારો ભાઈ કોઈ પ્રકારે પણ અન્યાયથી વર્તે એમ નથી, તેથી આ આવેલાં માણસોને એકદમ કેદ કરીને તમે ખરી હકીકત કઢાવો, અને પછી મારા ભાઈને કોઈ ઉપાયથી અત્ર તેડાવો. આ પ્રકારનાં શ્રીકંઠનાં વચનો સાંભળીને તથા શ્રીકંઠના થોડા સહવાસથી પણ ઘણા સ્નેહથી બંધાયલા તે અધિકારીને મનમાં ઘણી જ

લાગણી થઈ. તેણે પ્રથમ દેશપતિને કાને નાંખ્યા પૂર્વે જ એકદમ માણસોની વ્યવસ્થા કરીને પોતાના મુકામઉપર આવીને પેલા પાંચે જણને એક બીજાસાથે કશી વાતચીત કરવાની તક ન મળે એવી રીતે જૂદી જૂદી જગ્યાએ મોકલાવી દીધા અને તેમને નજરકેદમાં રખાવ્યા. પછી આ બંને સુજ્ઞ અધિકારિઓએ પ્રથમ પેલા ખલ મનુષ્યોને વારાફરતી તપાસીને તેમની જુબાની લખી લીધી. તેમને પ્રથમથી સારી પેઠે ધમકી આપીને કહ્યું હતું કે સાચું બોલશો તો જ અહિંથી જીવતા જવાનું છે, નહિ તો તમારે આ રાજ્યમાં જ મરવાનું છે. તમારામાંથી જે સાચું બોલ્યા છે એમ ઠરશે તેને અપરાધની ક્ષમા આપીને ઇનામ આપીને છોડીશું, અને જો જૂઠું બોલ્યા છો એમ જણાશે તો તમારા પ્રાણ લઇશું. આ પ્રમાણે એકાએક ભયમાં આવી પડેલા અને પરસ્પરસાથે કશી સલાહ કર્યા વગરના તે સર્વ પોતપોતાના મનમાં ગભરાવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે આપણે શું કહેવું. જો બીજો સાચેસાચું કહી દેશે તો તે બચશે અને હું જૂઠું બોલીશ તો માર્યો જઇશ. એકએકને પૂછી જોતાં એટલી વાર્તા તો મળતી આવી કે શ્રીભદ્રનામના શેઠે રત્નો વગેરે માલ લીધો છે ને નાણાં આપ્યાં નથી, અને માલ રવાના કરી દીધો છે, તેથી તેમને કેદ રાખ્યા છે, અને અમે તે માલની શોધમાટે નીકળ્યા છીએ. આથી એટલું નક્કી થયું કે આ કામમાં આ શ્રીકંઠ શેઠનો કાંઈ સંબન્ધ નથી. આટલું નક્કી કર્યા પછી તે અધિક બુદ્ધિમન્ત અધિકારિઓએ પુનઃ એક એકને જણાવ્યું કે તમારી સાથેના બીજાઓએ ખરી હકીકત જણાવી અને તમે જે તર્કટ ઉભું કર્યું છે, તે સઘળી વાર્તા તેમણે ખરેખરી કબૂલ કરી છે; માટે જેવું હોય તેવું સાચું બોલો. નહિ તો માત્ર તમારી એકલાની જ હવે ખરાબી થવાની છે. આ પ્રમાણે જ્યારે ખરેખરું ભય આપ્યું ત્યારે એકબીજાની હકીકતથી અજાણ્યા પેલા ચારે ખલોએ કબૂલ કરી દીધું કે આ અમારી જોડે આવેલા અધિકારિજોડે અમે પ્રથમ મસલત કરીને એ શેઠનો અમૂલ્ય માલ પડાવી લેવાનો ઘાટ રચ્યો છે. અમે કાંઈ ખરી રીતે જોતાં માલ આપ્યો નથી. આટલું લખાવી તેમણે જણાવ્યું કે આ અમારી ખરી હકીકત છે, હવે મારો કે જીવાડો. આ પ્રમાણે ચારે જણની કબૂલત થયા પછી પેલા દુષ્ટ અધિકારીને સારી પેઠે ધમકાવીને પૂછ્યું. પણ નિરંતર કુડાં કર્મનો કરનાર તે દુષ્ટ અમલદાર એકનો બે થયો નહિ અને ખરું માન્યું નહિ. આટલી તજવીજ કરીને પછી તે સુજ્ઞ અધિકારિઓએ તેમને ખરા જાપતામાં રાખી ખાનપાન વગેરેની વ્યવસ્થા કરી.

અને આ સર્વ ખરી હકીકત દેશપતિને જણાવી તથા શ્રીકંઠશેઠને પણ જણાવી. દેશપતિએ આજ્ઞા આપી કે આ સર્વ હકીકત જણાવવાને તથા શ્રીકંઠ શેઠના ભાઈ શ્રીભદ્ર શેઠને પ્રતિષ્ઠાસાથે અત્ર તેડી લાવવાને આપણાં સાવધાન મનુષ્યોને રાજ્યરીતે તથા ખાનગી રીતે પત્રો આપીને મોકલો અને તેમના પાછા આવતા સુધી આ આવેલા સર્વ માણસોને કેદમાં રાખો. આ પ્રમાણે તે દેશપતિની આજ્ઞા સાંભળીને તે કુશળ અધિકારીએ એકદમ પેલા અધિકારીજોડે આવેલાં માણસોને વહાણઉપર ચોકી કરતાં પકડીને જૂદી જૂદી જગાએ નજરકેદ કરાવ્યાં, તથા પોતાનાં હોંશીઆર માણસોને ખાનગી તથા રાજ્યરીતપ્રમાણેનાં પત્રો લખી આપીને સર્વ વાર્તાની સમજણ પાડીને વિદાય કર્યાં.

સાવધાન મનુષ્યોને શ્રીભદ્રને તેડી લાવવા વિદાય કર્યાં પછી શ્રીકંઠે પોતાનાં માલનાં ભરેલાં વહાણોને સારા રક્ષકોસહિત પોતાને ઘેર પહોંચાડવા ચાલતાં કરવાનો નિશ્ચય કર્યો. અને પેલા મુખ્ય અધિકારિઓને પોતાનો વિચાર જણાવીને મનુષ્ય આપવાનું કહ્યું. શ્રીકંઠનો વિચાર જાણીને પેલા મુખ્ય અધિકારિએ કહ્યું કે કોઈ પ્રકારની ચિંતા રાખવા સરખું નથી. તો પણ શ્રીકંઠનો આગ્રહ જોઈને તેમણે પોતાના તરફથી રક્ષક મનુષ્યો આપીને શ્રીકંઠનાં સર્વ માલભરેલાં વહાણો ચાલતાં કર્યાં, અને પોતાને જવા અર્થે સુન્દર પોતાને બેસવાનું વહાણ તથા પોતાનાં ખાસ માણસોને કાર્યજેટલાં સાથે રાખ્યાં. બાકીનાં સર્વને વહાણોસાથે વિદાય કર્યાં; અને પછી નિર્ભયપણે શ્રીકંઠ ત્યાં શ્રીભદ્રના આવવાની વાટ જોતો રહ્યો.

નજરકેદ થયેલો પેલો દુષ્ટ અધિકારી તથા પેલા ખલ મનુષ્યો પોતપોતાના મનમાં કરેલા કર્મનો પશ્ચાત્તાપ કરતાં વિચાર કરવા લાગ્યા. ત્યાં ખલ પુરુષો વિચાર કરે છે કે અરેરે! આપણી દુષ્ટ કામના સફલ થઈ નહિ. આપણે નિરપરાધી ભલા પુરુષને વિનાકારણ કેદમાં રખાવ્યો તેનું આ ફલ થયું, જે આપણેજ કેદમાં રહેવું પડ્યું. નઠારું કર્મ છે તે જ્યારે ત્યારે પણ ફલ આપ્યા વિના રહેતું નથી. ભૂંડું કર્મ કરનારને કદાચિત્ તત્કાલ લાભ ભાસે છે પણ જ્યારે ત્યારે તેનું ભૂંડું ફલ ભોગવ્યા વિના છૂટકો થતો નથી. આ વાર્તા અનુભવથી જ સત્ય ઠરી છે. મોટા પુરુષોનો બાંધેલો સિદ્ધાન્ત છે કે આપણા આત્માની પેઠે જગતમાં સર્વને જાણવા, એ વાર્તા સાચી છે. જે જે બીજાનાં કૃત્ય આપણને આપણા સંબન્ધમાં કરેલાં રૂચતાં નથી તેવાં કૃત્ય આપણે પણ બીજાના સંબન્ધમાં

નહિ જ કરવાં જોઈએ. નઠારાં કર્મ કરનાર મનુષ્યો જો કે ઘણી ગુપ્ત રીતે ખોટાં કર્મો કરે છે તો પણ તે કર્મનું ફલ આપનાર કોઈ સત્તા છે તેનાથી ગુપ્ત રાખી શકાતું નથી. આથી એમ જણાય છે કે કર્મફલ આપનારી સત્તા સર્વ સ્થલમાં જ વ્યાપી રહેલી છે. જે જે કર્મ જે જે સમયે કરે છે તે તે સમયે તે તે કર્મની નોંધ એ કર્મફલ આપનારી સત્તામાં નોંધાઈ જાય છે એમાં કાંઈ વાંધો નથી. કુડાં કૃત્ય કરવાથી પ્રથમ તે વખતે અને કર્યા પછી પણ તે કર્મના કર્તાને ભય રહે છે. એથી અંતરમાં સંતાપ તથા ભયરૂપ ફલ તો તેને તરત જ મળે છે. અને પાછળથી તેનું ખરું ફલ તો જ્યારે તેને ફલ આપવાનો સમય આવે છે ત્યારે જ મળે છે. જેથી આપણે નઠારું કર્મ કર્યું અને તત્ક્ષણ જો તે કર્મનું ફલ આપણને ન મળ્યું તો તેથી કાંઈ રાજી થવાસરખું નથી. પાપીને તેનાં કરેલાં પાપકર્મનો પાછળથી પસ્તાવો થાય છે, એવો જો આગળથી થતો હોય તો તેવું કર્મ થાય નહિ. પાપ થયા પછી કરેલો પશ્ચાત્તાપ પેલાં કરેલાં પાપનો નાશ નહિ કરે તો પણ આગળ થનાર પાપને અટકાવે છે એમ ઘણા માને છે. પણ આ અમારા જેવા દુષ્ટને તો તેમ પણ થતું નથી. એકવાર પાપનો પસ્તાવો કર્યા છતાં પણ ફરીફરીને પાપ કરવા દોરાઈએ છીએ, જેથી અમારામાં પાપ કરાવનાર કારણ વિશેષ રહ્યાં છે એમાં કાંઈ સન્દેહ નથી. જે પાપી પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કર્યા પછી ફરી પાપ નહિ કરવાનો દૃઢ નિશ્ચય કરતા હશે અને તે નિશ્ચયને નિભાવનાર કારણોને સદા સેવતા સાવધાન રહેતા હશે તેમનો જ માત્ર ફરી થતાં પાપથી બચાવ થતો હશે. માટે હવે આપણે પણ એ જ પ્રમાણે ફરી પાપ નહિ કરવાનો દૃઢ નિશ્ચય કરવો જોઈએ અને પાપીઓનો સંગ છોડીને સદા સજ્જનોના સંગમાં રહીને સદ્વિચારવડે એ આપણા નિશ્ચયને સદા પોષવો જોઈએ. જેથી હવે પછી આપણી આ દશા ફરી થાય નહિ. આ વગેરે અનેક પ્રકારના વિચારો કરતાં તે ખલ પુરુષો ભયસંતાપને અનુભવતાં કેદમાં પોતાનો સમય ગાળતા હતા.

પેલો દુષ્ટ અધિકારી વિચાર કરે છે કે અરેરે ! મારા અપ્રમાણિકપણાનું ફલ મળવાનો હવે આ સમય આવ્યો છે. મેં ચાંડાલ પણ ન કરે એવું કામ કર્યું છે. એક પક્ષથી તો રાજાનો એટલે ખરું જોતાં પ્રજાનો પગાર ખાઈને ન્યાયથી રૈયતના અને રાજ્યના હક જાળવવાનું મેં જોખમ માથે લીધેલું, અને તે પ્રમાણે નહિ વર્તતાં રાજ્યના અને રૈયતના હકને નુકસાન પહોંચે એવી રીતે અન્યાયથી વર્તીને મેં વિશ્વાસ-

ઘાતનું મોટું પાપ કર્યું છે. મારી પાપી ધારણા સિદ્ધ કરવાને મેં ઘણાં કામોમાં ખરા પક્ષકારને ખોટો અને ખોટાને ખરો ઠેરવીને વિરુદ્ધ ન્યાય આપ્યો છે, અને ખરો આપ્યાનું ડૉળ બતાવ્યું છે એમાં મેં મહા નીચ ચોરી અને ઠગાઈનું પાપ પણ કર્યું છે. અરેરે ! આ પાપી પેટને વાસ્તે મેં ઘણા ભલા માણસોને સંતાપ અને ભય આપ્યો છે, તેનું આ ફલ મને મળવાનો સમય આવ્યો ભાસે છે. અહો ! હું કેવો કર્મચાંડાલ છું કે મેં જેના પક્ષમાં ન્યાય આપવાનું કબૂલ કરીને ધન લીધું છે તેના લાભમાં ન્યાય ન આપતાં બીજા પક્ષનાં તેથી વધારે નાણાં લઈને તેમના લાભમાં ન્યાય આપ્યો છે. આ પ્રમાણે શું ખરું અને શું ખોટું છે તથા મારી ફરજ શું છે એ બાબતનો મેં લગાર પણ વિચાર કર્યો નથી. મને ધિક્કાર છે ! મારા અપરાધ છુપાવવાને મેં દેશપતિને અને પ્રજાને કેવળ ખોટી રીતે સમજાવ્યાં છે. અરે ! મેં પાપથી ધન મેળવ્યું છે એટલો જ અપરાધ મારો નથી પણ તે પાપથી મેળવેલા ધનવડે પણ મેં પાછું પાપ જ વહોર્યું છે. પાપાચરણમાં જ મેં ઘણા ધનનો ઉપયોગ કર્યો છે. હવે મારી ખાતરી થાય છે કે મને મારાં પાપોની ક્ષમા મળવાની નથી પણ તે સઘળાં કર્મોનાં જ્યારે ત્યારે ફલ જ મળવાનાં છે, અહો ! હું કેવો મૂર્ખ છું. મેં જગતના ધણીનો પણ ભય રાખ્યો નથી. એશઆરામમાં વખત ગુજાર્યો છે—સત્તાના તોરમાં મેં ભલા માણસોની ભલાઈતરફ જોયું નથી. હું આટલા દિવસ સમજતો હતો કે મારો ન્યાય કોણ કરનાર છે અને મને કોણ પૂછનાર છે. પણ હવે મને સમજાય છે કે આ દુનિયામાં કોઈ યથાર્થ ન્યાય કરનાર સઉને નહિ દેખાય એવો મોટો સત્તાધીશ છે અને તે પાપીને અને પુણ્યવાન્‌ને સમય આવે છે ત્યારે ન્યાયથી દુઃખ અને સુખરૂપ ફલ આપે છે. હવે આ કેદમાંથી છૂટવાનો વારો જલદી આવે એવું જણાતું નથી. આ વગેરે અનેક પ્રકારના વિચાર વારંવાર કરીને તે પોતાને તિરસ્કાર કરતો રાત્રદિવસ ગાળવા લાગ્યો.

પેલા નગરમાં હેપરામાં પડેલો પેલો બિચારો **શ્રીભદ્ર** પોતાના મનમાં ઘણા ઘણા વિચાર કરતો હતો, પણ ત્યાંથી છૂટવાનું પોતાના હાથમાં નહિ હોવાથી નિરુપાયે દિવસ ગાળતો હતો. એકવાર તે પોતાના મનમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યો : અરેરે ! મારી આ સ્થિતિને જો મારાં માતાપિતા અને સ્ત્રી જાણશે તો અવશ્ય તેમને ભારે ખેદ થશે. મારાં વહાણો ત્યાં પહોંચશે તો તેમને મારા માટે ઘણું સહન કરવું પડશે.

કદાચિત્ આ દુષ્ટ અધિકારીના હાથમાં મારાં વહાણો આવી પડશે તો માલનો માલ જશે અને મારે પણ ઘણું વેઠવું પડશે. પણ આશા છે કે વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર એવા પ્રકારના મહા સંકટનો અધિકારી મને ગણશે નહિ. આ જન્મમાં મેં અનિષ્ટનું કારણ ઉપજાવ્યું હોય એવું મને સ્મરણ નથી. તેમ છતાં પણ આ જન્મનાં અથવા અન્ય કોઈ જન્મનાં કર્મનું ફલ મને મળવાનું હોય તો પ્રાણસંકટને પણ સહન કરવા મારે તૈયાર રહેવું જોઈએ. મરણ તો જ્યારે ત્યારે એકવાર છે જ. જો આ જન્મમાં ભોગ આપનાર કર્મ પત્યાં હશે તો આ ક્ષણે મરણ ભલે આવે; અને જો ભોગ આપનાર કર્મો બાકી રહેલાં હોય તો ભલે બીજાં ઘણાં વર્ષ જીવાય. એ સંબન્ધમાં હવે મારે ભયસંતાપનું કંઈ પણ કારણ નથી. પરમેશ્વરનું સ્મરણ કે ઈશની સ્તુતિ કરવી એ તો સત્કર્મ છે અને તે દેહમાં પ્રાણ જાગ્રત્ છે ત્યાં પર્યંત કરવી ઉચિત છે, માટે હવે તો મારે આ આપત્તિના સમયમાં એ જ કર્તવ્ય છે. આ વગેરે વિચારને કરતો તે **શ્રીભદ્ર** ઇષ્ટસ્મરણવડે સમય વ્યતીત કરતો હતો.

એ **શ્રીભદ્ર**ની જેના મનમાં નિરંતર ચિંતા રહેતી હતી એવો પેલો પરોપકારી પુરુષ પેલા દુષ્ટ અધિકારીના વહાણોની શોધમાં વિદાય થયા પછી મુખ્ય અધિકારીપાસે ગયો તથા તેણે સર્વ હકીકત તે મુખ્ય અધિકારીને જણાવી, અને કહ્યું કે આ **શ્રીભદ્ર**સરખા મોટા માનનીય શેઠને વિનાકારણ આપણી સત્તામર્યાદામાં આવો જુલમ કરી ત્રાસ આપવામાં આવે છે, એ ઘણું અઘટિત થાય છે. વળી આ પ્રકારનો અહિં વ્યર્થ પરદેશી વ્યાપારીઉપર જુલમ ગુજરે છે, એવી વાર્તા જો બીજા વ્યાપારીઓના જાણવામાં આવશે તો આપણી પ્રજાને મોટું નુકસાન થશે; કારણ કે ભયને લીધે બીજા પરદેશી વ્યાપારીઓ અત્ર આવતા અટકશે. આપણા દેશના વ્યાપારીઓ પણ જ્યારે એવા બીજા દેશોમાં જશે ત્યારે તે અત્ર પીડા પામેલા વ્યાપારીઓમાંના કોઈ દ્વેષવાળાઓ તેમને પણ પોતાની મર્યાદામાં પીડા આપશે. આ વગેરે અનેક કારણથી આપણી પ્રજાને તથા રાજ્યને હાનિ પહોંચાડનાર આ કારણ છે. માટે એ સંબન્ધમાં આપે વિચાર કરવાનો છે; તેમ જ એવા દુષ્ટ અધિકારીઓને તથા ઠગ લોકોને યોગ્ય શિક્ષા આપીને દેશમાંથી અને સત્તામાંથી દૂર કરવા જોઈએ. આપ સર્વ જાણનારને હું અધિક કહેવા યોગ્ય નથી.

આ વગેરે અનેક વચનો સમય જોઈને તે મુખ્ય અધિકારીને પેલા પરોપકારી પુરુષે કહ્યાં; અને તેથી તે અધિકારીએ તે પુરુષદ્વારા **શ્રીભદ્ર**-

ને અભયવચન કહાવ્યું કે તમે કશી ચિંતા કરશો નહિ. આ પ્રકારનું અભયવચન સાંભળ્યા પછી **શ્રીભદ્ર**ની ચિંતા ઓછી થઈ હતી. તો પણ મનમાં પ્રસંગે વિચાર આવતા હતા. જો આ **શ્રીભદ્ર**ને સદ્વિચાર, વિવેક તથા ધૈર્ય પ્રાપ્ત ન હોત તો આવા સમયમાં બહુ ગભરાત, પરન્તુ પિતાદ્વારા તથા અન્ય સજ્જનોદ્વારા તથા પોતાની સ્વભાવકર્મરૂપ સંપત્તિદ્વારા એને સર્વ સદ્ગુણો પ્રાપ્ત હતા, તેથી તે આવા દુઃખમાં પણ મનને સમાધાન આપતો કંઈક પ્રસન્ન રહ્યો હતો.

આ પ્રમાણે દિવસો વ્યતીત થતાં પેલા **શ્રીકુ**હતરફથી **શ્રીભદ્ર**ને તેડી લાવવાને વિદાય થયેલાં માણસો ત્યાં આવી પહોંચ્યાં; અને તેમણે પોતાને મળેલાં પત્રો તે સ્થાનના મુખ્ય રાજ્યાધિકારીને આપ્યાં. તે પુરુષ આ પત્ર વાંચીને સર્વ હકીકત જાણીને ઘણો પ્રસન્ન થયો. કારણ કે પેલા દુષ્ટ અધિકારીને તે સારી રીતે જાણતો હતો. તેણે તત્કાલ **શ્રીભદ્ર**ને સમાચાર જણાવવાને પ્રથમ પેલા પરોપકારી પુરુષને પોતાની પાસે બોલાવ્યો; અને સર્વ હકીકત જણાવી. પછી તેણે તે સર્વ હકીકત જઈને **શ્રીભદ્ર**ને જણાવી. એ સમયે **શ્રીભદ્ર**ના અન્તઃકરણમાં અમર્યાદસરખો આનન્દ પ્રસર્યો અને હર્ષાશ્રુ નેત્રથી ખરવા લાગ્યાં.

**વિજયા** : જય જય **શ્રીસદ્**ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ.**

આ સંસાર અસાર, સખિ! છે, આ સંસાર અસાર. ટેક.
સારરહિત છે તો પણ જીવને, થાતો મોહ અપાર, સખિ છે૦
જે જે ઉપજ્યું ભાસતું તે તે, ગયું કે છે જાનાર, સખિ છે૦
પૂર્વે ગયાં છે આપણે જાવું, જાશે જે થાનાર, સખિ છે૦
સ્ત્રી સુત ગૃહ ધન ક્ષેત્રાદિ સઉ, પામ્યે નથી ઉદ્ધાર, સખિ છે૦
હું મારું કરીએ જ્યાં ત્યાં પણ, તેથી પડતો માર, સખિ છે૦
ખાઈ પી ભોગવી બહુ ભોગો, મસ્તક વહેવો ભાર, સખિ છે૦
નથી મરવું નથી ફરી થાવું એ, મિથ્યા મનના તાર, સખિ છે૦
પાપતણો ફલદાતા નથી કો, ધારવું એ અવિચાર, સખિ છે૦
જીવ ન જાણે શાથી જન્મી, જીવી થઈએ છાર, સખિ છે૦
એ જ ખરું છે ગુરુઉપદેશે, વહીને ત્યજવા વિકાર, સખિ છે૦
કદી સંસર્ગ ન કરવો તેનો, જે (છે) દુર્ગુણભંડાર, સખિ છે૦

સ્નેહ સદા કરવો તેશું જે, (છે) સદ્‌ગુણયુક્ત ઉદાર, સખિ છે૦
જો મન જિત્યું તો જગ જિત્યું, નહિ તો થાશે હાર, સખિ છે૦
સન્માર્ગે વર્તી રહી ધર્મે, સુગમ જવું ભવપાર, સખિ છે૦
મનહર પ્રભુપદ પામી શમવું, એ જ જગતમાં સાર, સખિ છે૦

**ભાગી૦ :** જય જય **શ્રીસદ્‌ગુરુદેવ.** (સર્વ બોલે છે.)

**ચંચળા :** બિચારા તે બે ભાઈઓને એકઠા કર્યા હોત તો કેવું સુખ બંનેને થાત ને આપણા મનને પણ કેટલું થાત?

**ભાગી૦ :** જુઓ ચંચળબહેન! એ તો બે ભાઈ એકઠા થાત તો પછી આપણું મન તો વળી પેલા **શ્રીસાગર**નું શું થયું તે જાણવાની આતુરતા જણાવત. અને પછી વળી એ બધાંને એકઠાં થવાની આતુરતા જણાવત. કેમકે જ્યાં સુધી એ સઉ એકઠાં મળી બેઠાં નથી ત્યાંસુધી આપણને તો મનમાં ઇચ્છા જ રહેવાની કેની?

**વિજળી :** હાસ્તો. આપણે શું જાણીએ કે એના બાપનું શું થયું ને બિચારા **શ્રીસાગર**નું શું થયું. તેથી આપણને તો મરજી સાંભળવાની, ઠેઠસુધી રહેવાની, પણ આ સાંજ પાડવા આવી એટલે વિજયાલક્ષ્મીબહેન પણ શું કરે! કથા લાંબી હશે. જો ટુંકી હોય તો વળી અધઘડી બેસીએ.

**પારવતી:** ના રે બાપા! એ તે કંઈ એક દિવસનું કામ છે? આપણે તો રોજનું રહ્યું. સઉને સઉના ઘરનું કામ કરવાનું રહ્યું. ભગવાનની મરજી હશે તો વળી કાલે એ બે ભાઈઓ તો એકઠા થશે. લો ચાલો, સઉ ઉઠો. [ એમ બોલી ઉઠે છે ને વારાફરતી સઉ ઉઠીને પોતપોતાને ઘેર વાતો કરતાં જાય છે.]

**ભાગીરથી :** (પોતાના પતિ વિઠ્ઠલજીને) આપ તે દિવસે કહેતા હતા કે તારે વળી કંઈ પૂછવું હોય તો નિવૃત્તિએ પૂછજે, તે કેમ વારુ, હમણાં કંઈ નિવૃત્તિજેવું છે ખરું?

**વિઠ્ઠલજી :** હા, આ ક્ષણે નિવૃત્તિજેવું જ છે. કંઈ પૂછવું હોય તો ભલે પૂછ.

**ભાગીરથી :** પૂછવાનું તો એ જ છે કે હું રાત્રિદિવસમાં જ્યારે નવરી બેસું છું ત્યારે મને એનો એ વિચાર આવે છે કે આ સંસારમાં જીવોને શું સુખ હશે. પણ મને અન્તે વિચાર કરતાં કંઈ સમજાતું નથી કે આ સુખ છે. કોઈ કોઈ વાર એમ વિચાર આવે છે કે આ જીવોને જે વખતે

ચિત્તમાં પ્રસન્નતા ભાસતી નથી અને અપ્રસન્નતા ભાસે છે ત્યારે તો દુઃખ છે, એમ ગણાય છે; અને જ્યારે વિશેષે કરીને પ્રસન્નતા કે અપ્રસન્નતા બેમાંનું એકે ભાસતું નથી અને સાધારણ સ્થિતિમાં હોય છે ત્યારે તે દુઃખવિનાની અવસ્થા ગણાય છે. અને જ્યારે પ્રસન્નતા ચિત્તમાં પ્રસરી હોય છે ત્યારે સુખ ગણાય છે. આ ત્રણ પ્રકારમાંથી ઘણું કરીને આ જીવો દુઃખની અવસ્થા ઘણો કાળ ભોગવે છે; તેથી ઓછો કાળ સુખદુઃખવિનાની મધ્યમ અવસ્થાને અને તેથી ઓછો સુખનો કાળ હોવાથી સઉથી ઓછી સુખની અવસ્થાને ભોગવે છે. આ પ્રકારનો મારો નિશ્ચય બંધાયો છે તો તે ખોટો હશે કે ખરો એ વાર્તાનો આપને મુખે નિર્ણય કરી લેવો છે.

**વિઠ્ઠલજી :** તેં આ વિષયમાં જે નિશ્ચય કર્યો છે તે ઠીક છે. કંઈ એવો ગણવાજેવો અયોગ્ય નથી. માત્ર એ ઉપર જે વધારે વિચાર કરીને ચોક્સ નિશ્ચય કરવો તે તું કેવે પ્રકારે કરે છે, એ મારે ચાળવી જોવું છે. તેથી હવે આપણે એ સંબન્ધમાં લગાર ચર્ચા ચલાવીએ. હું તને પૂછું છું કે ઘણા લોકો તો પોતાના સ્નેહી સંબંધીમાંના કોઈ કોઈની સાથે મળીને કોઈની નિન્દા કરીને પ્રસન્ન થાય છે. કોઈ તો કોઈ મનુષ્યના દોષોને કાઢી કાઢીને તેની વાર્તા કરીને હસે છે અને પ્રસન્ન થાય છે. કોઈ તો તત્કાળ ઉપયોગી સારવિનાનાં આડાંઅવળાં ગપ્પાં મારીને હસે છે અને ચિત્ત પ્રસન્ન દેખાડે છે. અને કોઈ તો પોતાના મંડળમાંના કોઈની અથવા અન્ય કોઈની ઠઠ્ઠામશ્કરી કરીને કે કંઈ ટીખળ કરીને મોટેથી હસે છે અને પ્રસન્ન થાય છે. તો એ પ્રકારની પ્રસન્નતાને તું સુખમાં ગણે છે કે શેમાં ગણે છે તે કહે.

**ભાગીરથી :** મારા સમજવા પ્રમાણે તો એમ છે કે જ્યારે માણસને કોઈ પ્રકારનાં પણ દુઃખને અનુભવવાનો સમય નહિ હોય ત્યારે જ તેમને આપ કહો છો તેમ કોઈની નિંદા કરીને કે કોઈના યોગ્ય દોષોનું કથન કરીને કે અનુચિત ગપ્પાં મારીને કે કોઈની હાંસી કે ટીખળ કરીને હસવાનું કે પ્રસન્ન થવાનું મન થાય છે. એટલે એ સમય દુઃખમાં તો ગણાય નહિ. તેમ જ ચિત્તમાં હસવા વગેરેથી એક પ્રકારની પ્રસન્નતાવડે વિલક્ષણતા થાય છે એટલે તેને સામાન્ય અવસ્થા પણ કહેવાય નહિ, ત્યારે અંતે તે અવસ્થાને સુખમાં જ ગણવી જોઈએ. પછી તો જે આપ કહો તે ખરું.

**વિઠ્ઠલજી :** ભલે, એ તો તારું કહેવું ઠીક છે. પણ જ્યારે મનુષ્યને

પોતાની આતુર ઇચ્છાના વિષયરૂપ સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ક્ષેત્ર, વસ્ત્રાલંકાર કે ઉત્તમ ભોજનાદિ પદાર્થોની પ્રાપ્તિ થાય છે, તે સમયે જે પ્રસન્નતા થાય છે તેને તું કેવા સુખમાં ગણે છે? અર્થાત્ આ પ્રથમ કહ્યું તેના કરતાં આ સુખ ઉંચું કે નીચું? તેમ જ પરમેશ્વરનું ધ્યાનસ્મરણ કરવાથી કે ઉત્તમ રસિક કથાના શ્રવણથી કે અન્તમાં સમાધિથી જે સુખ થયાનું કહેવાય છે તેને તું આ બેથી નીચું ગણે છે કે ઉંચું તે કહે.

**ભાગીરથી :** મને એટલી બધી સમજ તો નથી પણ એવું સમજાય છે કે સઉથી ઉંચું સુખ તો સમાધિનું સુખ હશે, અને તેથી ઉતરતું ધ્યાનનું. તે પછી શાંત સુખનું ભાન કરાવનાર કથાશ્રવણથી કે ભક્તિથી થતું સુખ, અને તે પછી આ વિષયોથી થતું સુખ, અને તે પછી સર્વથી નીચું, અજ્ઞાન મનુષ્યોને અવિવેકનાં કૃત્યો વગેરેથી થતું સુખ ગણાવું જોઈએ. કેમ આપનો અભિપ્રાય પણ એવો જ છે કે કંઈ ફેર છે?

**વિઠ્ઠલજી :** ના ના બરાબર છે. હું જાણતો'તો કે તું ઠીક ઠીક નહિ સમજતી હોય, પણ તું તો મારાકરતાંએ ઠીક સમજે છે.

**ભાગીરથી :** એમ હસીને મને ખરું સમજાવવું નહિ હોય તો આપ જાણો. આ તો આપે સામાને વખાણીને પોતાનું નહિ જણાવવાની યુક્તિ કરી.

**વિઠ્ઠલજી :** બધાસાથે યુક્તિ હોય પણ તારી સાથે યુક્તિ હોય? જેવું ખરું હતું તેવું જ કહ્યું છે. એથી કંઇ વધારે કહેવાનું હશે તો વળી તજવીજ કરીને કહીશ. હમણાં તો હવે ચાલો કથાનો સમય થયો છે.

**ભાગીરથી :** જેવી આપની ઇચ્છા. મને તો એમ ભાસે છે કે જ્યાંસુધી આ જીવોને પદાર્થમાં મોહ અને વિષયતૃષ્ણા છે ત્યાં સુધી એ જીવોને જ્યાં ત્યાં ભય અને દુ:ખ છે; અને એ બે છૂટે તો સુખ અને નિર્ભયતા આવે. કેમ ખરું કે નહિ!

**વિઠ્ઠલજી :** એ તો સત્ય જ છે, પણ સઉને એ છૂટવું કંઈસહેલ નથી.

**દાસ :** (મનોહર ભટની બારીએથી) કેમ વિઠ્ઠલજી! આજે કંઇ ઘર છોડવું ગમતું નથી? સમો થયો પણ આપનાં પગલાં થયાં નથી?

**વિઠ્ઠલજી :** એ જ વિચારમાં છીએ શેઠ! (એમ બોલી, ઉઠીને ભટજીને ઘેર જાય છે.)

**દાસ :** (વિઠ્ઠલજીને ઉઠીને આવકાર દેતાં તેમનું બેસવાનું સ્થાન હાથવતી દેખાડીને) પધારો પધારો, આપના આસનઉપર.

**વિઠ્ઠલજી** : (ભટ્ટજીને નમસ્કાર કરી પોતાને સ્થાને બેસીને)બેસો. શેઠ! શો હુકમ છે હવે? આજે મારે લીધે સર્વને રોકાણ થયું કે શું?

**દાસ** : ના, ના, તેનું તો કંઈ નહિ. હજી સમો થાય છે. પણ મૂલ મતલબની વાત એ છે કે આપણે બે દા'ડાથી પેલા ભાઈ દોસજ્ઞની કથા પુરુસના મંદલમાં થઈ તે ચાલે છે. તારે આપણે અહિં પણ બે મંદલ છે. તેમાં એક આપણું પુરુસનું ને પેલું ઘરમાં બેસે છે તે બૈરાંનું મંદલ છે. તો તે લોકોનું એમ કહેવું છે કે તમારે લીધે બે દા'ડા તો પુરુસના મંદલની કથા કહેવાઈ હવે અમારાં જેવાં બૈરાંના મંદલમાં જે કંઈ પેલી દૈવજ્ઞાએ જે કથા કરી હોય તે બે દા'ડા ચાલવી જોઈએ. એક તરફથી જોતાં એમની દલીલ ખરી લાગે છે, તો હવે એમાં તમારી સી મરજી છે? જે હોય તે ભટજીમહારાજને નિવેદન કરો.

**વિઠ્ઠલજી** : એમાં શું? એ તો વાજબી હકનું માંગણું છે. એ વાતની કંઇ ચિંતા નથી. ભટ્ટજીને તો બધોએ શ્રમ બરાબર છે, કેમ ભટ્ટજી મહારાજ! શી આજ્ઞા છે?

**મનોહર** : હા આજે તો જે કથા દૈવજ્ઞાએ સ્ત્રિયોપ્રતિ કરી છે તે જ આવવાની છે.

**દાસ** : બોલો બાઇઓભાઇઓ સઉ! સી દ્વારકાંધીસકી જે! (સર્વ બોલે છે).

**મનોહર** : (ઇષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે પુનઃ તે યજ્ઞપુરુષ અને સરસ્વતી સર્વ વ્યવહારકાર્યથી નિવૃત્ત થઈને બેઠાં. ત્યારે નિત્યના નિયમપ્રમાણે કથાનો આરંભ કરતાં યજ્ઞપુરુષ સરસ્વતીને આ પ્રમાણે કહેવા લાગ્યો.

યજ્ઞપુરુષ કહે છે: હે શાંત ચિત્તવાળી! ગઈ કાલે તો મેં તારા પ્રતિ પુરુષની સભામાં દોષજ્ઞપુરુષે આપેલો બોધ કહ્યો હતો. હવે સર્વ વ્યવહારને જાણનારી દૈવજ્ઞા સ્ત્રીયે સ્ત્રિયોના સમુદાયપ્રતિ જે બોધવચનો કહ્યાં છે તે તારા પ્રતિ કહું છું. તું સ્વસ્થ અને પ્રસન્ન ચિત્તથી શ્રવણ કર.

જે નગરમાં દોષજ્ઞ તથા દૈવજ્ઞા આવ્યાં હતાં તે નગરની સ્ત્રિયોમાંની ઉત્તમ, મધ્યમ, તથા મન્દમતિવાળી ઘણી સ્ત્રિયો, આજે પરદેશથી આવેલી બ્રાહ્મણી સ્ત્રી દૈવજ્ઞા, સર્વ સ્ત્રિયોને બોધ આપનારી છે એવી વાર્તા પરસ્પર કરતી હતી, અને એકબીજાને પૂછતી હતી કે તમો આવશો કે નહિ? આખા નગરમાં વિશેષે કરીને આ વાર્તા પ્ર-

સિદ્ધ થયેલી હોવાથી અને સર્વને ત્યાં આવવાની છૂટ હોવાથી સ્ત્રિયોનો મોટો સમૂહ ત્યાં એકઠો થયો હતો. કુલવન્તી યુવતિઓ પણ કુલાચાર-પ્રમાણે મર્યાદાપુરઃસર ત્યાં બેસવાની અનુકૂલતા હોવાથી આવી હતી. રાજપત્ની તથા અન્ય સર્વ શ્રીમન્ત સત્તાવન્તની સુશીલવન્તી સ્ત્રિયો તથા અન્ય મધ્યમ સ્થિતિની પણ કુલવન્તી, સદાચારમાં પ્રીતિવાળી સ્ત્રિયો ત્યાં સભાસ્થાનમાં આવી હતી, તેમ જ કેટલીક સ્ત્રિયો તો ચર્ચા તથા સમારંભને જોવાની વૃત્તિથી પણ આવી હતી. નિયમિત સમયે સર્વ સ્ત્રિયો બેસવાના સ્થલમાં યોગ્યતાપ્રમાણે આવીને બેઠી હતી. પશ્ચાત્ પ્રતિષ્ઠાપૂર્વક વ્યવસ્થાપ્રમાણે વાહનમાં સુગુણવતી, સુભાગ્યવતી, દૈવજ્ઞા પણ સમય થતાં આવી. સર્વ સ્ત્રિયોએ સંમાન આપીને તે દૈવજ્ઞાને બેસવા અર્થે પ્રથમથી રચાવી રાખેલા ઉચ્ચાસનઉપર બેસાડી. બેઠા પછી તેણે સ્વસ્થ થઈને સર્વપ્રતિ દૃષ્ટિ નાંખીને આસપાસ નિર્મલ દૃષ્ટિવડે પ્રસન્ન મુખથી જોયું. પછી ક્ષણવાર મૌન બેશી રહી. એ સન્ધિમાં રાજ્ઞીએ (રાણી) આ પ્રકારનાં વચનો બોલીને સર્વ સ્ત્રિયોને તેણે દૈવજ્ઞાપ્રતિ અભિમુખ કરી.

રાજ્ઞી કહે છે : સુલક્ષણી સ્ત્રિયો ! આજે આપણા સુભાગ્યના ઉદયનો દિવસ છે, એમ માનવું જોઈએ. કારણ કે આપણને સદ્બોધ શ્રવણ કરવાનો આજે અનાયાસ સુયોગ આવી મળ્યો છે. ઘણાં મનુષ્યો ઘણે કષ્ટે માર્ગ કાપીને પોતાના પાપની કે પાપજન્ય દોષોની નિવૃત્તિ કરવા અર્થે તીર્થોમાં ભ્રમણ કરે છે, અને આપણને તો વિનાકષ્ટે આપણા પોતાના દ્વારમાં જ તીર્થરૂપ આ શ્રીદૈવજ્ઞાદેવીનું પધારવું થયું છે; તેથી નિઃસંશય આપણા સુભાગ્યનો ઉદય ભાસે છે.

આપણે સર્વ આ સ્થલે આજે જે અર્થે એકઠાં થયાં છીએ તે અર્થને અનુકૂલ વર્તીને આપણે સાધ્ય કરવો ઉચિત છે. માટે સર્વના પ્રતિ મારે કહેવાનું માત્ર એ જ છે કે એમનાં કલ્યાણકારી વચનોને શ્રવણ કરી હૃદયમાં ધારણ કરવા સાવધાન થજો.

આ પ્રકારે બોલીને રાણી મૌન રહ્યા પછી દૈવજ્ઞાએ આ પ્રકારનો પ્રિય તથા હિતકર બોધ આપ્યો.

દૈવજ્ઞા કહે છે : હે સુગુણવન્તી સખિઓ ! આ સંસારમાં પ્રકટીને આપણે સ્ત્રીજાતિએ ઘણું જાણવાનું, સમજવાનું અને કરવાનું છે; તેમ જ મનુષ્યમાત્રને જે આ જગત્માં મેળવવાનું છે, તે આપણે પણ મેળવવાનું છે. તેથી સર્વદા પ્રમાદ તજીને આપણા શુદ્ધ કર્તવ્યને જાણીને તેની

સિદ્ધિપર્યંત આપણે નિરંતર સાવધાનતાથી યત્ન કરવો જોઈએ.

આ સંસારમાં આપણો મુખ્ય ધર્મ શો છે, એ આપણે અવશ્ય જાણવું જોઈએ છે. કારણ કે ધર્મથી ભ્રષ્ટ પ્રાણી મોટા અનર્થને પામે છે. આ સમગ્ર વિશ્વમાં ધર્મ એ જ સર્વ પ્રકારનાં બલમાં મુખ્ય બલ ગણાય છે. રાજા તથા પ્રજા પોતપોતાના ધર્મથી વર્તે તો જ સુખાનુભવ કરે છે, તેમ સ્ત્રીપુરુષાદિ સર્વ પોતપોતાના મુખ્ય ધર્મને તથા પરસ્પરમાં વર્તવાની નીતિને તથા પાલન કરવાયોગ્ય અવાંતર ધર્મને સેવવાથી કે પાલવાથી જ સુખાનુભવ કરે છે. જે જે પ્રાણી સ્વધર્મનો ત્યાગ કરે છે તે તે સર્વે દુ:ખી જ હોય છે, એ યથાર્થ દૃષ્ટિવાળાને તો પ્રત્યક્ષવત્ છે. આપણે સ્ત્રી-જાતિ જ્યાંસુધી આપણા ધર્મને જાણીને યથાવત્ પાલન નહિ કરીએ ત્યાંસુધી આપણે આપણાં જન્મદાતા માતાપિતાના કુલને તથા પતિના કુલને ભયંકર નરકમાં લઈ જનાર થઈ રહીએ છીએ; અને આ એક જન્મમાં અધર્મરૂપ પાપાદિને સેવનાર આપણે ઉત્તરોત્તર અનેક જન્મોમાં પાપને અને દુ:ખને જ પ્રાપ્ત કરી રહીએ છીએ; જેથી આપણે પ્રત્યેક ક્રિયામાં ધર્માધર્મનો વિચાર કરીને જ પ્રવેશ કરવો ઘટે છે.

હે સ્વધર્મમાં પ્રીતિવાળી યુવતિઓ ! આ અમર્યાદ સંસારપ્રવાહની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના હેતુરૂપ મહામાયાશકિત મનાય છે, તેમ આપણે સ્ત્રીજાતિ પણ સમર્યાદ સજાતીય સંસારની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ મનાઈએ છીએ; અને તેથી આપણી આ સંસૃતિમાં ઓછી મહત્તા મનાય એમ નથી. આ સઘળું છતાં પણ આપણે મિ-થ્યાભિમાનથી ગર્વને ધારણ કરીને ઉન્મત્તાવસ્થાને પ્રાપ્ત થવું ઘટતું નથી. જેમ જગજ્જનની મહામાયાશક્તિ પરમાત્માપુરુષરૂપ પોતાના પતિને સદા અધીન અને અનુકૂલ વર્તે છે તેમ આપણે પણ પોતપોતાના સશાસ્ત્ર વ્યવહારધર્મથી પ્રાપ્ત પતિને અધીન અને અનુકૂલ વર્તવું જોઈએ છે.

આ જગતમાં પતિની વિરોધી સ્ત્રિયો પાપિણી ગણાય છે, અને તેઓ આ લોકમાં સત્કીર્તિને પ્રાપ્ત કરી શકતી નથી. માટે આ લોકમાં યશ, કીર્તિ અને સુખની અભિલાષાવાળી સ્ત્રિયોએ સદા પોતાના પતિની અનુકૂલતા જાળવતાં સ્વધર્માચરણને સેવવું જોઈએ.

તમે સર્વ પોતપોતાના ધર્મને જાણીને પાલન કરનારાં છો તેમને ધર્મનો બોધ આપવાની મારી આ પ્રવૃત્તિ એક પક્ષથી અધિક યોગ્ય ગણાય નહિ; તો પણ સ્વધર્મનું કથન અને શ્રવણ નિરન્તર કરવા કહ્યું

છે; કારણ કે ધર્મને સદા શુદ્ધ મતિથી કહેનાર તથા સાંભળનાર જ પોતાનામાં પ્રાપ્ત ધર્મસંસ્કારને ચિરકાલ બલવત્તરપણે સ્થિર રાખવા સમર્થ થાય છે.

આપણાં અન્તઃકરણમાં પડેલા કોઈ પણ પ્રકારના સંસ્કારો તેના વિરોધી સંસ્કારોની વૃદ્ધિવડે, અથવા અધિક કાલપર્યન્ત તે સંસ્કારોના ઉદ્‌બોધક હેતુઓના અભાવવડે, અથવા રોગાદિ નિમિત્તોથી પ્રાપ્ત થતી શરીર તથા અન્તઃકરણની ક્ષીણતાવડે નિરન્તર દુર્બલ થતા જાય છે, અને તેવે જ ક્રમે ક્ષીણતાને પ્રાપ્ત થતા તે સંસ્કારો કાલાન્તરે નાશ પણ થઈ જાય છે, અર્થાત્ આપણને ઉચિત કાલે ફલ આપવાને અસમર્થ થાય છે. આ કારણથી ઈશ્વરના તથા માતાપિતા, પતિ, સદ્‌ગુરુ કે સત્શાસ્ત્રના અનુગ્રહથી પ્રાપ્તસત્ત્વબલવાળાં સ્ત્રીપુરુષે નિરન્તર અવકાશના સમયે સ્વધર્મનું કથન કે શ્રવણ કરવું એ પૂર્વપૂર્વ કાલથી સ્થપાયલો અને આપણા પૂર્વજોની પરંપરાથી આપણને વારસામાં મળેલો મુખ્ય સિદ્ધાન્ત છે.

આ જનસમુદાયમાં સર્વને પોતપોતાની મતિ અને નિશ્ચયને અનુકૂલ બોધ હોય છે તો રુચે છે, અને પોતાની મતિથી કે નિશ્ચયથી પ્રતિકૂલ બોધ હોય છે તો તે રુચતો નથી. માતાપિતાની સેવામાં પ્રીતિવાળા સુપુત્રનો માતાપિતાની ભક્તિ કરવા સંબન્ધનો બોધ કે નિશ્ચય માતાપિતાને પીડનાર કુપુત્રને પ્રિય હોતો નથી. પતિમાં દૃઢ નિષ્ઠાવાળી પતિવ્રતા સ્ત્રીનો પતિભક્તિસંબન્ધીનો બોધ, પતિમાં પ્રીતિવિનાની પાપાચરણી દુષ્ટમતિવાળી સ્ત્રિયોને પ્રિય હોતો નથી. પોતપોતાના ધર્મથી રાજભક્તિને સેવનાર સુપ્રજાએ આપેલો રાજભક્તિસંબન્ધીનો બોધ ઉન્મત્ત અને કૃતઘ્ન દુષ્ટ સ્વભાવવાળી રાજ્યની વિરોધી પ્રજાને કદાપિ રુચતો નથી. આ આદિ અનેક પ્રકારનાં વિરોધવાળાં મનુષ્યોને પોતાના નિશ્ચયથી પ્રતિકૂલ બોધ યોગ્ય તથા ઉત્તમ હોય છે તોપણ અયોગ્ય અને નિકૃષ્ટ ભાસે છે; માટે બોધ આપનારે બોધ આપવા પૂર્વે શ્રવણ કરનારના અધિકારની પરીક્ષા કરીને બોધ આપવો એ નીતિ છે.

જ્યાં જ્યાં સામાન્ય બોધ હોય છે – જેવો કે મનુષ્યપ્રતિ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા સંબન્ધી, પુરુષોને પુરુષત્વ પ્રાપ્ત કરવા સંબન્ધી, સ્ત્રિયોને સ્ત્રીત્વ પ્રાપ્ત કરવા સંબન્ધી, શિષ્યને શિષ્યત્વ, પુત્રને પુત્રત્વ અને દાસને દાસત્વ પ્રાપ્ત કરવા સંબન્ધી ઇત્યાદિ ત્યાં ત્યાં તો તે તે જાતિ જ માત્ર જોવી. ત્યાં પૃથક્ પૃથક્ અધિકાર જોવાની આવશ્યકતા નથી. કારણ કે

તે સ્થલે તો સર્વ વિરોધોમાં દોષો દેખાડીને માત્ર અવિરોધી નિર્દોષ ધર્મ નિર્ણય કરી આપવાનો છે. પણ જ્યાં જ્યાં વિશેષ બોધ હોય છે—જેવો કે વર્ણવર્ણનો, આશ્રમઆશ્રમનો, કુલકુલનો, તેમ જ પામર, વિષયી, મુમુક્ષુ, મુક્ત એ ભેદની પ્રજામાં તે તે ભેદવાળાને જે અનુકૂલ પડતો હોય તેવો, તથા એકએક વ્યક્તિપરત્વ આપવા યોગ્ય સમય સમયનો અને વિવિધ વિષયપરત્વનો ઇત્યાદિ – ત્યાં ત્યાં તો જાતિ કે અધિકારની પરીક્ષા કરીને જ આપવો યોગ્ય ગણાયો છે.

આ સ્થળે તો આપણે સામાન્ય પ્રકારે સ્ત્રીજાતિમાં સ્ત્રીત્વની સિદ્ધિ-નિમિત્તે સ્ત્રીત્વના આણનાર ધર્મલક્ષણવર્તનાદિનું વર્ણન કરવાનું છે. તેથી વસ્તુતઃ પૃથક્ પૃથક્ અધિકાર જોવાનું મુખ્ય પ્રયોજન નથી. તેમ છતાં પણ જોવા યોગ્ય છે તે જોવાયું છે. જે પ્રજાઉપર રાજ્ય કરનારનું કુલ અધર્મથી યુકત હોય છે તે પ્રજા તત્કાલ અથવા કાલાન્તરે પણ અધર્મ-યુકત હોય છે, અને જે રાજાનું કુલ ધર્મયુક્ત હોય છે, તે રાજાની પ્રજા તત્કાલ અથવા કાલાન્તરે પણ ધર્મયુકત જ હોય છે. આ નિયમથી જોતાં આ દેશની પ્રજાના અધિપતિ ધર્મયુકત છે તેથી તેમનું કુલ પણ ધર્મ-યુકત હોવું ઘટે છે; અને તેથી તેમની પ્રજા પણ ધર્મયુકત જ હોવી ઘટે છે; અને એમ છે તો તે ધર્મયુકત પ્રજા સદા ધર્મબોધના શ્રવ-ણની અધિકારી જ હોવી ઘટે છે. જેથી આ સ્થલે અધિકારની પરીક્ષા કરવાનું કષ્ટ વિશેષતઃ બોધ આપનારને પડે એમ નથી. સ્ત્રીજાતિમાં ગણાતાં આ લોકમાંનાં સર્વ મનુષ્યશરીરોમાં સ્ત્રીત્વ હોય છે એવો નિયમ અવલોકનથી જણાતો નથી. જેમ મનુષ્યસમ શરીર છતાં સર્વમાં મ-નુષ્યત્વ હોતું નથી તેમ જ સ્ત્રીસમ શરીર છતાં સર્વમાં સ્ત્રીતા હોતી નથી. આ કારણથી જ આ સ્થલે સ્ત્રીજાતિમાં જે પ્રકારે યોગ્ય સ્ત્રીત્વ આવે છે, તે પ્રકારનો બોધ આપવાનો છે. વળી સ્ત્રીજાતિની યોગ્યતા તથા સ્ત્રીજાતિનાં કર્તવ્યપ્રાપ્તવ્યઆદિ સર્વ શ્રવણ કરાવવા નિમિત્ત આ સ્થલે મારો પ્રવેશ છે.

હે સુગુણવન્તી સખિઓ ! જાણેલી વાર્તા સંભળાવવી એ કંઈ બોધ આપ્યો ગણાતો નથી, તો પણ જાણેલી વાર્તાનું પુનઃ પુનઃ વિવિધ ભેદ-પ્રભેદથી શ્રવણ કરાવવું એ પણ એક પક્ષથી બોધ જ ગણાય છે.

આપણી સ્ત્રીજાતિમાં કેટલીક સ્ત્રિયો તો પુરુષોની પંક્તિમાં પણ પુરુષોકરતાં પોતે અધિક માન મેળવવાની આશાવાળી હોય છે, અને પોતાને પુરુષકરતાં પણ અધિક માનપાત્ર સમજે છે. પુરુષકરતાં પોતાનો

અધિકાર ઉંચો માનનારી તે સ્ત્રિયોવિનાની કેટલીક બીજી સ્ત્રિયો તો પોતાનો સર્વ પ્રકારે પુરુષના સમાન અધિકાર સમજે છે; અને પુરુષની પેઠે સર્વ પ્રકારના વ્યવહારમાં પુરુષના સમાન કાર્યભારની યોગ્યતા પોતામાં છે એમ સમજીને સર્વત્ર ભાગ લેવા ઇચ્છે છે. તે વિનાની કેટલીક સ્ત્રિયો તો સર્વ વ્યવહારકાર્યમાં પુરુષોથી પોતાની ગૌણતા માને છે. અને કોઈકોઈ સ્ત્રી તો વિવિધ વ્યવહારકાર્યના વિવેકથી કોઈ પ્રસંગમાં પોતાની અધિકતા, કોઇ વ્યવહારકાર્યપ્રસંગમાં પોતાની સમતા અને કોઈ પ્રસંગમાં પોતાની ગૌણતા માને છે.

આ ચાર પ્રકારમાંની છેલ્લા પ્રકારની સ્ત્રી કે જે વિવેકવડે પ્રસંગવશાત્ પોતાની અધિકતા, સમતા કે ગૌણતાનો નિશ્ચય કરી લેનારી છે તે મતિના ઉત્તમોત્તમ સામર્થ્યવાળી છે. ત્રીજાં વર્ગમાં ગણાવેલી અર્થાત્ જે પુરુષથી પોતાનો સદા ગૌણ અધિકાર માનનારી છે તે મતિના ઉત્તમ સામર્થ્યવાળી છે. બીજા વર્ગમાં ગણાવેલી અર્થાત્ જે સર્વ પ્રકારે પોતાના પતિના સમાન અધિકાર નિશ્ચય કરી વર્તનારી છે તે તો મતિના મધ્યમ સામર્થ્યવાળી છે. અને પ્રથમ વર્ગમાં ગણાવેલી અર્થાત્ જે સ્ત્રીજાતિના શરીરમાં રહીને તે શરીરના અધિકારથી પોતાનો પુરુષકરતાં સર્વ વ્યવહારકાર્યમાં ઉંચો અધિકાર માનનારી તથા તે નિશ્ચયાનુસાર વર્તનારી છે તે તો મતિના મન્દ સામર્થ્યવાળી છે. આ ક્રમ કયા હેતુથી યોગ્ય છે તે આગળ પ્રસંગ આવેથી હું યથામતિ સ્પષ્ટ સમજાય એવે પ્રકારે પ્રતિપાદન કરીશ.

ઘણું કરીને આપણા લોકોમાં પુરુષોને પાલક પદ મનાય છે. ત્યાં આપણા પૂર્વજોએ પુરુષના આયુષ્યમાં સેવવા યોગ્ય ચાર આશ્રમો નિશ્ચય કરી સ્થાપ્યા છેઃ પ્રથમ બ્રહ્મચર્ય, બીજો ગૃહસ્થ, ત્રીજો વાનપ્રસ્થ અને ચોથો સંન્યસ્ત. આ ચારમાંથી સઉથી પ્રથમ આશ્રમ તો પ્રથમાવસ્થામાં જ હોય છે. એ આશ્રમમાં વિદ્યા સંપાદન કરવી, શરીરનાં નિર્વાહક ધાતુઆદિની દૃઢતાવડે આયુષ્યની સ્થિરતામાટે તથા શરીરની દૃઢતામાટે એ પ્રથમાશ્રમમાં શરીરને કસોટીઉપર ચઢાવવું તથા ઉત્તરોત્તર આશ્રમનાં ધર્મકર્મનું જ્ઞાન મેળવવું અને યોગ્ય નિયમોવડે બ્રહ્મચર્યનું પાલન કરવું, એ ધર્મરૂપ છે. જેથી એ આશ્રમમાં સ્થિતિ હોય ત્યાં સુધી ખરું જોતાં તેવા પુરુષમાં પાલકપદ ઘટતું નથી. કારણ કે એ અવસ્થામાં તો તે પોતાનું પાલન જ માતાપિતા કે ગુરુના આશ્રયતળે રહી ભિક્ષાન્ન માગી

લાવી કરે છે. આમ છતાં પણ તે બ્રહ્મચારીએ માગી લાવેલું અન્ન, ગુરુ કે વડિલના સમીપ મૂકવું અને તેમાંથી જે તે આપે એ વડે પોતાનું રક્ષણ કરવું, એવો નિયમ છે, તેથી લાવેલા અન્નનો વિભાગ અન્યના ઉપયોગમાં આવે તે નિમિત્તથી એ આશ્રમમાં પણ પુરુષને પ્રાપ્ત પાલકધર્મનો અંશ હોય છે.

બીજો જે ગૃહસ્થાશ્રમ છે, તેમાં વિશેષે કરીને પુરુષને વિષે પાલકધર્મ રહે છે. કારણ કે સ્ત્રીના પાણિગ્રહણ (લગ્ન)થી પુરુષને પતિપણું પ્રાપ્ત થાય છે; અને ( ત્યાં ) સ્ત્રીના પાણિગ્રહણસમયની પ્રતિજ્ઞાથી પતિપણાસાથે એ પુરુષમાં પાલકધર્મ પણ પ્રાપ્ત થાય છે. કેવલ ગૃહમાં રહેનારને ગૃહસ્થાશ્રમી કહેતા નથી, પણ કન્યાના પાણિગ્રહણથી જ ગૃહસ્થાશ્રમી કહેવાય છે; અને તેથી જ વિદ્વાનોએ ગૃહિણીને એટલે સ્ત્રીને જ ગૃહરૂપ ગણી છે.

ત્રીજા વાનપ્રસ્થાશ્રમમાં સ્ત્રીસહ વસતો હોય ત્યાં સુધી પુરુષ અંશતઃ પણ પાલકના ધર્મયુક્ત હોય છે અને એકાકી રહેનાર વનિ પુરુષ વિશેષે કરીને પાલકધર્મરૂપ ભારથી મુક્ત થાય છે.

ચોથા સંન્યસ્થાશ્રમમાં પુરુષ પાલકધર્મના ભારથી કેવલ મુક્ત ગણાય છે. કારણ કે એ આશ્રમમાં પુરુષને કેવલ પોતાના પ્રાણને જ પોષવાનો ધર્મરૂપ ભાર રહે છે.

હવે પ્રધાનપણે જે આશ્રમમાં સ્ત્રીપુરુષ સહવાસ કરી રહે છે, તે ગૃહસ્થાશ્રમના સંબન્ધથી અત્ર કહેવાયોગ્ય કહું છું.

ગૃહવાસી સ્ત્રીપુરુષને પોતાનું તથા દૈવયોગથી પ્રાપ્ત પ્રજાનું રક્ષણ કરવાનું હોય છે, અને તેથી સ્ત્રીપુરુષે વહેવાયોગ્ય કાર્યભારના વિભાગ કરેલા છે. એક તો બહારથી શ્રમે કરીને પોતાનાં તથા પ્રજાનાં પોષણરક્ષણમાટે ઉપયોગી પદાર્થો પ્રાપ્ત કરી લાવવા અને બીજું તે સર્વ પદાર્થોને વ્યવસ્થાપૂર્વક સુધારી રક્ષવા તથા સમયાનુસાર વિધિવડે તેનો ઉપયોગ કરવો : આ બે કાર્ય ગૃહી સ્ત્રીપુરુષને શિર છે. તેમાં આપણા દેશકુલાદિમાં પ્રચલિત નિયમોથી એવી વહેંચણી થઈ છે કે વિશેષે કરીને બહિર્થી પદાર્થોને શ્રમે કરી પ્રાપ્ત કરી લાવવા તથા ગૃહકાર્યવ્યવહારસંબન્ધમાં બહાર અન્ય પુરુષોથી જે જે કાર્યવ્યવહાર સાધવા હોય તે સર્વ પુરુષે કરવું. અને તે સર્વ પદાર્થોનું વિધિવત્ રક્ષણાદિ જે કાંઇ ગૃહમાં રહીને કરવાયોગ્ય કાર્યવ્યવહાર હોય તથા બહાર કેવલ સ્ત્રિયોના સહવા-

સથી સાધવાયોગ્ય કાર્યવ્યવહાર હોય તે તે સર્વ સ્ત્રિયોએ કરવું. આ પ્રકારની વહેંચણી મૂલ પુરુષોએ સ્ત્રીપુરુષના અધિકારની તથા યોગ્યતાની પરીક્ષા કરીને કરી હોય એમ સર્વ વિચારવન્તને ભાસે છે.

આ લોકમાં સ્ત્રીધનાદિ ઉત્તમ વિષયપદાર્થ નિરન્તર ભયમાં હોય છે. તેથી તેમની નિર્વિઘ્ન સ્થિતિમાટે રક્ષકની આવશ્યકતા છે, તેમ જ રક્ષક તેમનું વિધિવડે રક્ષણ કરવાનું અભિમાન નિરન્તર સેવવું ઉચિત ગણ્યું છે.

જગતમાં પ્રધાનપણે પ્રત્યક્ષ રક્ષક બે મનાય છે : એક રાજા અને બીજો પ્રાણિપદાર્થોનો પતિ. અનીતીમાન્ બલવાન્ દુષ્ટ પુરુષો દુર્બલ પુરુષોના ધનાદિ પદાર્થોનું બલાત્કારથી હરણ કરે છે. તેમનાથી રક્ષવામાટે રાજ્યસત્તા સ્થપાઈ છે. જો રાજ્યસત્તા દુર્બલ હોય છે તો દુર્બલોના પદાર્થના દુષ્ટ બલવાનો ભોક્તા થાય છે.

આ કારણથી જ દુર્બલ, દુષ્ટ અને અસાવધ રાજ્યકર્તાની મર્યાદામાં વસનાર પ્રજાએ વિશેષે કરીને સ્ત્રીધનાદિ ઉત્તમ પ્રાણિપદાર્થોને ગૃહમાં ગુપ્તપણે રાખવાની નીતિ સ્થાપી છે.

ઉત્તમ કુલમાં જન્મેલી સ્ત્રિયોને માટે જ અન્તઃપુરની વ્યવસ્થા હોય છે અને તે વિધિવડે રક્ષાયલી કુલીન સ્ત્રી જ તેના કુલને તારનારી પ્રજાને જન્મ આપતી નિર્ભય રહી શકે છે અને તેનો પતિ પણ નિર્વૈર અને ભયરહિત રહી શકે છે. આ કારણથી સુગુણવન્તી કુલવન્તી યુવતીઓએ પોતાના ઉચ્ચ કુલની મર્યાદાનું નિરન્તર પાલન કરવું ઉચિત ગણ્યું છે.

ઘણા કષ્ટવડે રક્ષાતી અને પોષાતી સ્ત્રીજાતિએ પોતાના કુલધર્મનું રક્ષણ કરતાં પોતાના ગૃહમાં સુખથી વા દુઃખથી પણ આયુષ્ પૂર્ણ કરવું. કદાચિત્ પણ કુલને કલંક આપનારું પાપાચરણ કે વિરુદ્ધાચરણ કરવું નહિ.

કાઈકાઈ મધ્યમ કે મન્દમતિના સામર્થ્યવાળી પ્રજામાં એટલો કઠિન કુલાચાર સ્થપાયલો જોવામાં આવતો નથી. તેમ તેમનામાં ક્લેશનાં કારણરૂપ ક્લિષ્ટ વ્યવહાર પણ અધિક જોવામાં આવે છે.

ઘણી જાતિમાં સ્ત્રીપુરુષ બંને દ્રવ્યાદિ ગૃહવ્યવહારના પદાર્થોની પ્રાપ્તિમાટે ઉદ્યોગ કરે છે અને તે સ્ત્રી અન્ય પુરુષોની સંનિધિમાં ઉદ્યોગાર્થે રહે છે, તે અન્ય પુરુષોની અધીનતા વેઠે છે, તથા તે અન્ય સેવ્યરૂપ પુરુષોની આજ્ઞાઓનું પાલન કરતી વર્તે છે. એમાંથી ઘણે પ્રસંગે અનર્થ

પ્રાપ્ત થાય છે. એ નીતિ ઉચ્ચ કુલની સ્ત્રિયોને તથા સર્વ પતિવ્રતાને અનુચિત છે. કુલવતી યુવતીએ તો ગૃહમાં રહીને પોતાના પતિદ્વારા અથવા અન્ય કુલવતી સ્ત્રિયોદ્વારા આવી પ્રાપ્ત થતા ઉદ્યોગને કરવા ઘટે છે.

આપણા વૃદ્ધોએ સ્ત્રીજાતિને સ્વતંત્ર રહેવાની આજ્ઞા ન આપતાં માતાપિતા, પતિ તથા પુત્રને વશ વર્તવાનો અવસ્થાપરત્વ નિયમ બાંધ્યો છે તે સર્વથા યોગ્ય છે. તો પણ પ્રસંગે અયોગ્ય સ્વભાવલક્ષણાદિવાળાં માતાપિતા, પતિ કે પુત્રને વશ વર્તવાનો પ્રસંગ આવવાથી સ્ત્રિયોને અતિ દુઃખ સહન કરવાના પ્રસંગ આવે છે. તો તેવા સમયમાં સ્ત્રિયોએ જે પ્રકારે કુલની મર્યાદાનું રક્ષણ થાય એ પ્રકારે યુક્તિપુરઃસર કોઈ પણ યોગ્ય પૂજ્ય વડિલાદિના આશ્રયતળે રહીને અથવા તે અયોગ્ય પિતા, માતા, પતિ, પુત્રાદિને યુક્તિવડે યોગ્ય માર્ગાનુસારી કરતાં તેમના જ આશ્રયને સેવવો.

આ પિતા માતા પતિ વા પુત્રને અધીન રહેવા આદિ સ્ત્રિયોના સંબન્ધમાં નિયમોને જોઈને ઘણા યોગ્ય વિચારદ્વારા ઘટિત નિર્ણય કરવામાં અસમર્થ પુરુષો તથા સ્ત્રિયો 'પૂર્વના પુરુષોએ સ્ત્રીને પરતંત્રતા આપી છે, દાસત્વ આપ્યું છે, માટે મૂલ શાસ્ત્ર લખનાર પુરુષો દુષ્ટ અને સ્ત્રીના શત્રુ કે દ્વેષી હતા,' એવો તે મૂલ પુરુષોમાં દોષારોપ કરે છે, પણ ખરું જોતાં તેમ નથી. મૂલ પુરુષોએ સ્ત્રિયોને માટે જે જે નિયમો સ્થાપ્યા છે તે સ્ત્રિયોના હિતને અર્થે જ યોગ્ય વિચારથી સ્થાપ્યા છે. આપણા પૂર્વપુરુષો સ્ત્રિયોનું ઘણું માન જાળવતા, પ્રિય વચનોથી સ્ત્રિયોને સંતોષતા અને સર્વ પ્રકારે સ્ત્રિયોની પ્રસન્નતા યોગ્ય યુક્તિથી રાખતા. પૂર્વે દક્ષ પ્રજાપતિની પુત્રી દિતિને તેમના પતિ મરીચિઋષિના પુત્ર કશ્યપઋષિએ પ્રસંગવશાત્ કહેલાં આ વચનોથી સ્પષ્ટ ભાસે છે કે તે મહાપુરુષો સદા સ્ત્રિયોનું ઘણું માન સમજતા હતા.

**શ્લોક**

**एष तेऽहं विधास्यामि प्रियं भीरु यदिच्छसि ।**
**तस्याः कामं न कः कुर्यात्सिद्धिस्त्रैवर्गिकी यतः ॥**
**सर्वाश्रमानुपादाय स्वाश्रमेण कलत्रवान् ।**
**व्यसनार्णवमत्येति जलयानैर्यथार्णवम् ॥**
**यामाहुरात्मनो ह्यर्धं श्रेयस्कामस्य मानिनि ।**
**यस्यां स्वधुरमध्यस्य पुमांश्चरति विज्वरः ॥**

यामाश्रित्येन्द्रियारातीन्दुर्जयानितराश्रमैः ।
वयं जयेम हेलाभिर्दस्यून्दुर्गपतिर्यथा ॥
न वयं प्रभवस्तां त्वामनुकर्तुं गृहेश्वरि ।
अप्यायुषा वा कार्त्स्न्येन ये चान्ये गुणगृध्नवः ॥

હે ભીરુ ! તારી ઇચ્છા હોય તેવું તારું પ્રિય કરવા હું તત્પર છું. જેના વડે ધર્મ અર્થ અને કામરૂપ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ થઈ શકે છે, તેની ઇચ્છા કોણ પૂર્ણ ન પાડે ? સ્ત્રીયુક્ત પુરુષ સંન્યાસીઆદિ સકલ આશ્રમીઓને અન્નાદિના દાનવડે તારી, જેવી રીતે નૌકાવડે સમુદ્રને તરી જવાય છે તેવી રીતે પોતે પણ દુઃખસાગરને પોતાના આશ્રમવડે તરે છે. હે માનિનિ ! કલ્યાણની ઇચ્છા રાખનાર પુરુષો જેને પોતાનું અર્ધું અંગ કહે છે, જેના ઉપર પોતાનો વ્યવહારભાર મૂકી પુરુષ તાપરહિત થઈ વિચરે છે, જેનો આશ્રય ગ્રહણ કરી અન્ય આશ્રમીઓથી દુઃખે કરી જિતાય એવા ઇન્દ્રિયરૂપ શત્રુઓને, જેમ કિલ્લાનો ધણી પોતાના દુશ્મનોને જિતે, તેમ વિનાકષ્ટે અમે જિતીએ છીએ. હે ગૃહની ઇશ્વરિ ! એવી જે તું તેનો સર્વ આયુષ્યવડે પણ અમે તથા અન્ય સદ્ગુણ પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છાવાળા પુરુષો ઉપકાર વાળવા સમર્થ નથી.

શાસ્ત્રમર્યાદા બાંધનાર મૂલ પુરુષોએ આપણું સ્ત્રીજાતિનું માહાત્મ્ય જાણ્યું નથી એમ નથી. આ જગતમાં જીવોને દેવઋણ, પિતૃઋણ, અને માનુષ ઋણ એમ ત્રિવિધ ઋણ હોય છે. એ ઋણથી છૂટયાવિના આ જીવો મુક્તત્વને પામતા નથી. અર્થાત્ આ જન્મમૃત્યુજરાવ્યાધિઆદિ દુઃખથી યુકત સંસારચક્રથી છૂટી પરમાનન્દને પ્રાપ્ત રહેતા નથી. એ ત્રિવિધ ઋણથી આ ધર્મપત્નીના સહવાસવાળો ગૃહસ્થાશ્રમ મુકત કરવાને સમથ ગણ્યો છે, જેથી ગૃહસ્થાશ્રમના મૂલ હેતુરૂપ સ્ત્રીજાતિ તો મુક્તત્વના સાધનરૂપ છે. તેથી સ્ત્રીજાતિ આ જગતમાં અધિક સંમાનને યોગ્ય છે. આમ છતાં પણ આપણે સ્ત્રીજાતિએ મિથ્યાભિમાન ધારણ કરીને ગર્વયુક્ત થવું ઘટતું નથી. કારણ કે પુરુષવિના સ્ત્રિયોને પણ ગૃહિણીપદ પ્રાપ્ત થતું નથી. ધર્મમર્યાદાથી બંધાયલો સંબન્ધ જ સ્ત્રીને પત્ની કે કાંતા અને પુરુષને પતિ કે કાંતના પદમાં સ્થાપે છે. નીતિધર્મવિરુદ્ધ દુષ્ટ અન્તઃકરણજન્ય દૂષિત પ્રેમથી વેશધારિવત્ સ્નેહસંબન્ધ થયાથી શુદ્ધ કાંતકાંતાપણું કે પતિપત્નીપણું પ્રાપ્ત થતું નથી.

અને તે દુષ્ટાચારને સેવનાર પ્રાણિઓ ઋણની નિવૃત્તિપૂર્વક આ સંસાર-બંધનથી છૂટતાં નથી. પણ ઉલટાં પાપકર્મના પાશથી બંધાયલાં તે પ્રાણિઓ અધોગતિ એટલે નરકરૂપ નીચી ગતિને જ પામે છે.

આ પ્રકારે મનુષ્યલોકમાં પુરુષોને તથા સ્ત્રિયોને પરવશપણું છે એટલું જ નહિ, પણ અન્ય સર્વ પ્રાણિઓને અને ઉત્તમોત્તમ દેવલોક-નિવાસી દેવોને પણ પોતપોતાના પ્રમાણમાં વિવિધ પ્રકારથી પરવશતા વેઠવી પડે છે.

યથાર્થ દૃષ્ટિએ જોતાં આપણને સ્ત્રીજાતિને પરવશતા એ કલંક-રૂપ નથી, પણ ભૂષણરૂપ છે. સ્ત્રીજાતિને તો સ્વચ્છંદાચરણ કરાવનાર સ્વાતંત્ર્ય જ કલંકરૂપ છે. આમ છતાં પણ પૂર્વપુરુષોએ તો ઉત્તમ પ્રકારે વિચાર કરીને સ્ત્રિયોને તથા પુરુષોને ઘટે તે પ્રકારે સ્વતંત્ર તથા પરતંત્ર રહેવાની આજ્ઞા આપી છે; અઘટિત પ્રકારે કોઈને પણ કાંઈ અધિકાર આપ્યો નથી. જેથી સ્ત્રીપુરુષોના ધર્મને પ્રતિપાદન કરનાર મુખ્ય ગ્રંથોના રચનાર મહાપુરુષો સર્વ પ્રકારે દોષરહિત આજ્ઞાઓ આપી ગયા છે એવી જાતનો આપણે નિશ્ચય કરવો જોઈએ. કદાચિત્ અન્ય ગ્રંથોમાં પ્રસંગ-વશાત્ કોઈ કોઈ સ્થલે આપણા સ્ત્રિયોને માટે કે પુરુષોને માટે અયોગ્યસરખા પ્રતીત થતા કઠિન નિયમો સ્થાપ્યા હશે તો તેની પ્રસંગપરત્વ યોગ્યતા જાણીને આપણે વિચારથી સમાધાન લેવું ઉચિત છે, પણ પૂર્વમહાપુરુષો-ને દોષ આપવો એ ઉચિત નથી.

હે સખિઓ ! આ જગતમાં મનુષ્યમાત્રના જે સામાન્ય ધર્મ છે તે તો સ્ત્રીપુરુષ સર્વને અર્થે એક જ છે, અને જે વર્ણાશ્રમપરત્વ ધર્મ કહ્યા છે, તે તો તે તે વર્ણાશ્રમવાળાને માટે સામાન્ય છે, અને પ્રધાનપણે સ્ત્રિયોને તથા પુરુષોને જે પૃથક્ પૃથક્ કહ્યા છે તે તો તે તે સ્ત્રીના તથા તે તે પુરુષના વિશેષ ધર્મ છે, એમ જાણવું. તે વિશેષ ધર્મો તો અન્યની અપેક્ષાવિના પોતાના પોતે જ પાળવા ઘટે છે

સાચું બોલવું, સઉનું ભલું ઇચ્છવું, છલકપટરહિતપણે આજીવિ-કાના સર્વ વ્યવહાર કરવા, તેમ જ શોક, મોહ કામ ક્રોધ, લોભ, ભય વગેરે-દોષોને વશ ન થવું, શાસ્ત્રે વિધાન કરેલા વર્ણાશ્રમના ધર્મને તે તે વર્ણા-શ્રમવાળાએ પાળવા, તથા પરસ્પરસાથે સંબન્ધથી પ્રાપ્ત થતા ધર્મોને પાળવા, અને સર્વ શુભ ગુણોને સંપાદન કરવા, એ તો સર્વના સામાન્ય ધર્મ છે.

આપણા મૂળ પુરુષોએ જેમ પુરુષોને વિવિધ આશ્રમનો અધિકાર આપ્યો છે તેમ જ સ્ત્રિયોને પણ આપ્યો છે, જેથી આપણે સ્ત્રીજાતિએ તે પૂર્વપુરુષોએ પક્ષપાત કરચો છે એવો દોષ તે નિર્દોષ મહાપુરુષોઉપર મૂકવો ઘટતો નથી.

જેમ જન્મથી તથા વિશેષે કરીને ઉપનયનસંસ્કારથી આરંભીને પુરુષજાતિને બ્રહ્મચર્યાશ્રમનો અધિકાર છે, તેમ જ સ્ત્રિયોને પણ પ્રથમ બ્રહ્મચર્ય–અવસ્થાનો અધિકાર છે. પુરુષને જેમ ઉપનયનસંસ્કારથી આરંભીને વેદાધ્યયનનો અધિકાર છે તેમ સ્ત્રીજાતિને ઉપનયનસંસ્કારથી રહિત હોવાથી વેદમંત્રવિનાનાં અન્ય સકલ શાસ્ત્ર તથા વિવિધ વ્યવહારોપયોગી કલાઓ શીખવાનો અધિકાર છે. પુરુષે બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરતાં કરતાં સ્ત્રીજાતિનાં દર્શનસ્મરણાદિથી રહિત રહીને અધ્યયન કરવું કહ્યું છે, તેમ જ સ્ત્રીજાતિએ પુરુષનાં દર્શનસ્મરણાદિથી રહિત રહીને બ્રહ્મચર્યના નિયમોનું વિધિવડે પાલન કરતાં કરવાયોગ્ય અધ્યયન કરવું છે. જન્મજન્માંતરના ઉત્તમોત્તમ પુણ્યસંસ્કારના ઉદયથી તથા પ્રાપ્ત અભ્યાસબલથી જેમ પુરુષોને વિષયમાત્રમાં તીવ્ર વિરાગની પ્રાપ્તિએ બ્રહ્મચર્યઆશ્રમમાં જ અથવા સંન્યાસનું ગ્રહણ કરી તે આશ્રમમાં જ આયુષ્ વ્યતીત કરતાં કૈવલ્યદશાને પ્રાપ્ત થવાનો અધિકાર છે તેમ જ સ્ત્રિયોને પણ તેવા ઉગ્ર પુણ્યસંસ્કારના તથા અભ્યાસના બળથી જો તીવ્ર વિરાગ પ્રાપ્ત થાય તો પુરુષની પેઠે સર્વ સંગ પરિત્યાગ કરીને તેવી જ વિરાગવતી સ્ત્રીદ્વારા શ્રવણ કરીને અથવા એકાંતસેવન કરીને ધારણાધ્યાનાદિ પ્રયોગદ્વારા ચિત્તનિરોધ કરીને ત્યાગાશ્રમવડે જ કૈવલ્યદશાને પ્રાપ્ત થવાનો અધિકાર છે. *સાચા તીવ્ર વિરાગવિનાના પુરુષને જેમ યોગ્ય સમયે કન્યાનો પાણિ-

---

*अस्मिंश्च त्यागे स्त्रियाऽप्यधिक्रियन्ते ॥ भिक्षुकीत्यनेन स्त्रीणामपि प्राग्विवाहाद्वा वैधव्यादूर्ध्वं संन्यासेऽधिकारोऽस्तीति दर्शितम् ॥ तेन भिक्षाचर्यं मोक्षशास्त्रश्रवणं एकान्त आत्मध्यानं च ताभिः कर्तव्यं त्रिदण्डादिकं च धार्यम् ॥ इति मोक्षधर्मे चतुर्द्धरिटीकायां सुलभाजनकसंवादः ॥ शारीरकभाष्ये वाचक्नवीत्यादि श्रूयते ॥ देवताधिकरणन्यायेन विधुरस्याधिकारप्रसंगत्वेन तृतीयाध्याये चतुर्थ पादे ॥ अत एव मैत्रेयीवाक्यमाम्नायते । येनाहं नामृतास्यां किमहं तेन कुर्यां यदेव भगवन् वेत्थ तदेव मे ब्रूहीति ॥ जीवन्मुक्तिविवेकः ॥

ગ્રહણ કરી ગૃહસ્થાશ્રમ સેવવાનો અધિકાર છે, તેમ યોગ્ય વયે માતા-પિતાવડે દેવદ્વિજઅગ્નિના સમક્ષ રૂપ, વય તથા વિવિધ ગુણવિદ્યાવડે યુક્ત એવા કુલીન પુરુષને દાનમાં અપાયલી કન્યાને પણ ગૃહસ્થાશ્રમનો અધિકાર છે, અને પતિસહ વસીને સર્વ ધર્મકર્મદ્વારા શ્રેયસ્ સાધવાનો અધિકાર છે.

વળી પુરુષને જેમ સ્ત્રીનો કાળ થયેથી અથવા યોગ્ય વય કે વિરાગ પ્રાપ્ત થવાથી સ્ત્રીવિના અથવા સ્ત્રીની અનુમતિથી વનિના ધર્મને સેવવાનો અધિકાર છે, તેમ જ સ્ત્રિયોને પણ પતિનો કાળ થયા પછી અથવા યોગ્ય વય કે વિરાગની પ્રાપ્તિથી પતિવિના અથવા પતિ હોય તો તેમની અનુમતિથી તેમની આજ્ઞા પ્રાપ્ત કરીને તેમ જ તેમની સાથે રહીને વનીના ધર્મને સેવવાનો અધિકાર છે. અને જેમ તીવ્ર વિરાગ પ્રાપ્ત થયેથી સ્ત્રીના અભાવવાળા ગૃહસ્થાશ્રમથી મુક્ત થઈ વનીના ધર્મને સેવનારા અથવા સ્ત્રીસહિત વનીના ધર્મને સેવનારા પુરુષને ચતુર્થ એવા સંન્યાસઆશ્રમનો અધિકાર છે, તેમ સ્ત્રીજાતિને પણ વૈધવ્ય પ્રાપ્ત થયા પછી અથવા તો પતિસહ વનીના ધર્મને સેવતાં તીવ્ર વિરાગ પ્રાપ્ત થયેથી ચતુર્થાશ્રમરૂપ સંન્યાસનો અધિકાર છે. અર્થાત્ પુરુષોએ ક્રમવડે વા વિનાક્રમે આશ્રમસેવન કરીને જે મુખ્ય ફલ આ જગત્માં મેળવવું છે તે જ મુખ્ય ફલ સ્ત્રિયોએ પણ મેળવવું છે. માત્ર ઉપનયનાદિ સંસ્કાર

---

**ભાવાર્થ:**—આ ત્યાગમાં સ્ત્રિયોનો પણ અધિકાર છે. 'ભિક્ષુકી' એ શબ્દવડે સ્ત્રિયોનો પણ વિવાહની પૂર્વે અથવા વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર છે, એમ સૂચિત થાય છે; અને તેથી ભિક્ષાચરણ, મોક્ષશાસ્ત્રનું શ્રવણ, એકાંતમાં સ્વસ્વરૂપનું ધ્યાન સંન્યાસિનીઓએ કરવું, તથા ત્રિદંડાદિનું ધારણ કરવું—આ પ્રકારનો મોક્ષધર્મમાં ચતુર્દ્ધરિ ટીકામાં સુલભા અને જનકનો સંવાદ છે. દેવતાઓનો બ્રહ્મવિદ્યામાં અધિકાર છે કે નહિ, એ વિષયને પ્રતિપાદન કરતા અધિકરણના સમાન ન્યાયવડે અનાશ્રમી વિધુરના (જેની સ્ત્રી મરણ પામી છે તેવા તથા તત્સમાન મનુષ્યોના) અધિકારનિર્ણયના પ્રસંગઉપર શારીરક ભાષ્યમાં વાચક્નવી ઇત્યાદિ શબ્દો જણાય છે, તેથી જ મૈત્રેયીનું વાક્ય (બૃહદારણ્યકાદિ ઉપનિષદ્માં) પ્રતીત થાય છે : હે ભગવન્ ! જેના વડે હું અમૃતત્વને પ્રાપ્ત ન કરું તેનું મારે શું પ્રયોજન છે ? જે આપ જાણો છો તેનો જ મને બોધ કરો.

પુરુષની પેઠે ન થયાથી કે વેદાધ્યયન ન કરવાથી કે વેદમંત્રવડે જ ઇષ્ટની સ્તુતિઉપાસના ન કરવાથી કે પુરુષોની પેઠે જ આશ્રમગ્રહણ ન થવાથી કંઈ સ્ત્રિયોને અનર્થની પ્રાપ્તિ થનાર નથી. માટે આપણે સ્ત્રિયોએ આપણને પ્રાપ્ત શરીર તથા તેવડે સાધી શકાતાં વિહિત ધર્મકર્મથી તથા આપણને પ્રાપ્ત અધિકારપ્રમાણે સેવાતા આશ્રમથી આ જગતમાં જે મુખ્ય ફલ પ્રાપ્ત કરવા યોગ્ય છે તે કરવું અને નિત્યતૃપ્તિ તથા પરમશાંતિને અનુભવતાં કૃતકૃત્ય થઈ રહેવું. યથાર્થ દૃષ્ટિથી જોતાં તો આ જગતમાં કોઈ પ્રકારે પણ આપણો સ્ત્રિયોનો જન્મ નીચો અને દુઃખદ નથી. પણ પુરુષના સમાન ફલ મેળવવાને જ અધિકારી છે. આ પ્રકારે પુરુષના સમાન અંતિમ ફલ મેળવવાને અને પુરુષોને ચાલવાના માર્ગમાં ચાલવાને અધિકારી છીએ, પુરુષની પેઠે જ સદ્ગુણને ધારણ કરવા યોગ્ય છીએ; અને પુરુષની પેઠે જ સદાચારને પણ સેવવા યોગ્ય છીએ, તોપણ પુરુષનું પતિપણું આપણને પ્રાપ્ત નથી. પુરુષનું સ્ત્રીપ્રતિ પતિપણું તે તો અવશ્ય હોવું જ ઘટે છે. આપણે સ્ત્રિયોએ પતિની સેવા કરવી, પતિની આજ્ઞા પાળવી, તેને અનુકૂલ સર્વ પ્રકારે વર્તવું, તેના દ્વારા આપણું કલ્યાણ સાધવું, અને પતિ જ આપણું સર્વસ્વ છે એવું દૃઢ માનવું એ જ આપણો પરમ ધર્મ છે. આપણ સ્ત્રીજાતિને ધર્મવડે પ્રાપ્ત થયેલ પતિરૂપ રક્ષકવિના આ સંસારમાં નિરંતર ભય જ છે. માટે સદા પતિને અધીન વર્તીને જ આપણે આપણો સર્વાર્થ સિદ્ધ કરવો છે. દુર્દૈવથી પતિના અભાવે પુત્રથી કે પિતા આદિ વડિલથી રક્ષાતાં નિષ્કલંક રહીને કલ્યાણને પ્રાપ્ત થવું છે, એમાં સન્દેહ નથી.

હે કુલવન્તી સખિઓ! આ જગતમાં જે પ્રાપ્ત થયા પછી કદાચિત્ પણ ટળતું નથી એવું નિરુપાધિ નિર્વિષયી નિત્ય સુખ મેળવવું છે. તે નિત્ય સુખ મેળવવામાં આપણો અધિકાર છે, જેથી વસ્તુતઃ આપણો અધિકાર ન્યૂન નથી. પણ જેમ પુરુષને વ્યવહારસુખઅર્થે અનેક જીવને અધીન વર્તવું પડે છે તેમ આપણે સ્ત્રિયોને વર્તવું પડતું નથી. આપણે તો માત્ર વિશેષતઃ આપણા પતિને અધીન વર્તવું છે. અને પછી સામાન્યતઃ પતિના તથા પિતાના કુલને અધીન વર્તવું છે, પણ તેથી કાંઈ કેવલ પરવશતા આપણને પ્રાપ્ત છે એમ નથી.

પતિરૂપ પુરુષને પત્નીની સંમતિવિના ત્યાગનો અધિકાર નથી, તેમ જ સ્ત્રિયોને પણ પતિની આજ્ઞાવિના ત્યાગનો અધિકાર નથી. આ સ્વાર્થપ્રધાન સંસારી પ્રાણિઓમાં ધર્મથી પ્રાપ્ત કુલીન પતિ અને કુલવતી પત્નીનો સંબન્ધ અપ્રતિમ સ્નેહબલવાળો છે. માતા, પિતા. પુત્ર, ભાઇઓ

અને ઇતર સંબન્ધીઓ આપણને સ્ત્રીજાતિને સંબન્ધના બલથી જે કાંઈ આપે છે તે મર્યાદાપુરઃસર અર્થાત્ ગણીને આપે છે, અને પતિ તો પોતાની પત્નીને પોતાનું સર્વસ્વ અર્પે છે; જેથી આપણે સ્ત્રિયોએ પણ પોતાનું સર્વસ્વ આપનાર તે પતિને આપણું સર્વસ્વ આપીને શરણ રહેવું જજોઇએ. જો એ પ્રમાણે પતિને શરણ એકનિષ્ઠાથી ન રહીએ તો આપણને કૃતઘ્નતા-રૂપ મોટો દોષ પ્રાપ્ત થાય છે, અને ધર્મથી ભ્રષ્ટ થઇ પાપનાં અને દુઃખનાં ભાગી થઈએ છીએ.

**મનોહર** : જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી નિયમ-પ્રમાણે પદ બોલે છે.)

### પદ. રાગ મ્હાડ.

વિનવું છું જગરાય, મનમલ દહો રે દહો. ટેક.
આ મનને મહા યત્નવડે વિભુ, આપપદે ધરું નિત્ય,
પણ એ વિષયપદે વહી જાતું, જે છે દુઃખદ અનિત્ય; મન૦
આ ન કરીશ તું, આ ન કરીશ તું, એમ કહું નિત્ય નાથ!
પણ એ તે તે સર્વ કરે છે, ક્ષણ નથી રહેતું હાથ; મન૦
પરસંપત્તિ દેખી પ્રજળે, પરનિંદાપ્રતિ પ્રેમ,
અનૃત વદી બહુ સ્વાર્થ ચહે કહો,—વશ પ્રભુ રાખું કેમ? મન૦
વહી જાતા આ વિષયોસંગે, નિશદિન વહેતું ઇશ!
જ્યાં જ્યાં દુઃખ ત્યાં ત્યાં જ પ્રવેશે, રોકી શકું ન જગદીશ! મન૦
મળવું નથી તે મેળવવાને, કરતું વ્યર્થ પ્રયત્ન,
પ્રભુપદ પામ્યા વિણ ખોશે આ,—નરતનુરૂપી રત્ન; મન૦
આપ કૃપાવિણ વશ નથી થાતું, માનું હું દીનદયાલ!
મનહર પ્રભુ કીજે કરુણા જે,—સદ્ય છુટે જંજાલ; મન૦

**વિઠ્ઠલજી** : જય જય શ્રીસદ્‌ગુરુદેવ (સર્વ બોલે છે.)

**દાસ** : (વિઠ્ઠલજીને) કેમ વિઠ્ઠલજી! સાંભલી કથા? બૈરાંને પણ કલ્યાનનો મારગ તો ઉઘાડો જ છે. ત્યાગ કરવાની પણ છુટ આપી છે, પણ આજકાલ આપણે જોઇએ છીએ તો કંઈ બહુ બૈરાં ત્યાગી દેખાતાં નથી.

**વિઠ્ઠલજી** : જુઓ શેઠ! તે સમય જૂદો હતો, આ સમય જૂદો છે. તે સમય રાજ્યની વ્યવસ્થા સારી હતી. વર્ણાશ્રમધર્મ સારી રીતે પળાતા હતા, રાજા અને પ્રજાના પ્રમુખ પુરુષો નીતિધર્મને, અનુસર-

નારા હતા, એટલે જ્યાં ત્યાં ત્યાગઅવસ્થામાં વિચરનાર સ્ત્રિયોનું રુડે પ્રકારે રક્ષણ થતું, તેમ જ આજની પેઠે મિથ્યા મતલબના વેશધારી ત્યાગીઓ થવાનો વહીવટ ન હતો. જ્યારે ખરો વિરાગ થતો ત્યારે અથવા યોગ્ય વય થતું ત્યારે જ ત્યાગાશ્રમ લેવાતો; એટલે તે સમયે ધર્મભ્રષ્ટતાનો સંભવ ન હતો. અને આજે તો માથું મુંડાવ્યું કે કેશ રાખ્યા ને ભગવું વસ્ત્ર પહેર્યું એટલે ત્યાગી. પછી બધા પાછા ઘરજેવા મઠ બાંધે ને બધા વૈભવો ભોગવે, ને તે કોઈથી પૂછાય નહિ. રાજકર્તાને કે પ્રજાપ્રમુખ પુરુષોને ધર્મસંબન્ધી અભિમાન નહિ અને સ્વધર્મમાં નિષ્ઠા નહિ. એટલે આ સમયમાં પુરુષને કે સ્ત્રિયોને ખરા ત્યાગનો સમય ગણ્યો નથી. માટે આ કાળે તો પોતાના ઘરમાં જ રહીને તેમણે માનસ ત્યાગ એટલે મનથી ત્યાગ સેવવો, અને ત્યાગીના સરખા ઉત્તમ કલ્યાણકારી નિયમોનું પાલન કરવું એ જ ઉત્તમ ધર્મનીતિ છે.

**દાસ** : પણ આજે જો ઘરમાંથી બહાર રહીને વિધવા બાઇઓને પોતાનું કલ્યાન કરવાની ઇચ્છા હોય તો સી રીતે કરવું ?

**વિઠ્ઠલજી** : જુઓ શેઠ ! વૈરાગ્યવિના ત્યાગ થતો નથી. આ પ્રાણીપદાર્થમાત્રમાંથી જ્યારે પ્રીતિ ઉઠી જાય અને પોતાના શરીરનો પણ મોહ છૂટી જાય ત્યારે વિરાગ થયો જાણવો. એવા ખરા વિરાગવિના સાચો ત્યાગ થઈ શકતો નથી, અને કદાચિત્ કરે તો તે લોકને દેખાડવાનો માત્ર થાય છે. આમ છતાં જો ખરો વિરાગ થયો હોય અથવા વિરાગ સેવવો હોય તો કુલીન પુરુષોએ વિધવાઓના નિવાસઅર્થે સંન્યાસીઓના મઠની પેઠે સ્થાન બાંધવાં, અને તેમાં કેવળ સ્ત્રિયોને જ પોતાના ધર્મકર્મ પાળતાં રાખવાનો નિયમ બાંધવો. પુરુષનું કોઇનું દર્શન પણ ન થાય એવી ત્યાં વ્યવસ્થા રાખવી; કુલવન્તી વૃદ્ધ અને વિરાગવન્તી સ્ત્રિયોને તેમાં ધર્મપ્રવર્તકપણું આપવું; અને જ્યાંસુધી વૃદ્ધાવસ્થા, યથાર્થ જ્ઞાનની સ્થિતિ, કે આરૂઢ વિરાગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેમને એકલાં ગમે ત્યાં વિચરવાનો અધિકાર આપવો નહિ. એવી રીતે થાય તો ચિંતા નથી. એની સાથે બીજું એ થવું જોઈએ કે આશાવાળા છતાં ત્યાગીના વેષમાં ફરનાર સ્ત્રીપુરુષની પરીક્ષા કરીને તેમનો તિરસ્કાર કરવો. તેવાં વેષધારીને કોઈએ પણ પ્રજામાં સંમાન આપવું નહિ. તેમ જ તેવાં આશા તૃષ્ણાવાળાં વેષધારીને કોઈ સ્થળે પણ પ્રતિષ્ઠા, વિભવી પદાર્થ કે પ્રસાદ, યોગ્ય શ્રમવિના ન મળે એવી વ્યવસ્થા રાખવી. જો આ પ્રમાણે આપણા લોકો સર્વ રીતે વર્તે તો જેટલો ઢોંગ અને તેથી થતો અનર્થ છે તે

અટકે અને શુદ્ધ નીતિધર્મની પ્રવૃત્તિ થાય.

**દ્વારકા૦** : હા જે છે તે એ પરમાને જે છે તે થાય તો જે છે તે બધો કાટ જે છે તે નીકલી જાય, ને જે છે તે બધું ચોખ્ખું જે છે તે ચાંદીજેવું થાય જે છે તે. આ તો સાલું દુકાને બેથા બેથા જે છે તે જોઇએ છીએ તો જે છે તે લોટીયા હોસજેવા માંથાના ને જે છે તે હાથમાં તુમડાં કે જે છે તે ઝેરી નાલીયેરનું જે છે તે ખોખું ને ભગવાં જે છે તે લુગડાં પહેરીને જે છે તે જતા આવતા બહુ જ જનાય છે. ને જે છે તે તેમના મનમાં વૈરાગનો તો જે છે તે એક છાંતો પણ નહિ જે છે તે. રસ્તામાં જે તે જોતા હોય, જે છે તે કંઈ લેતા હોય, એ તે ત્યાગી સેના જે છે તે ? એવાનો તો જે છે તે ઘાત ઘડાવો જોઈએ. કેમ અલ્યા હરજીવન ! ખોતું કહું છું ?

**હરજી૦** : ના તમને કહું દ્વારકા ! તમે ખરું કહો છો. કેટલા તો તમને કહું તુંમડી ને પોટલાં ખાંધે ભેરવીને તમને કહું જાય છે તેમાં મરદ, બૈરાં ને તમને કહું મહીં છોકરાંઓ પણ ખરાં. માગી ખાય ને તમને કહું આ ગામ, પેલું ગામ એમ તમને કહું ધંધાવગર ફરતાં ફરે, સેઠને કહું. સાલું સાંજસુધી દુકાને બેસીએ છીએ તો તમને કહું માગનારાનો તગાદો તમને કહું ખમાય નહિં એટલો થાય છે. જો એનો તમને કહું બંદોબસ થાય તો તમને કહું બહુ સુખ થઈ જાય.

કૃષ્ણ૦ : જુઓ ભાઈ! આ બાબત કંઈ સહેલી નથી, સમજ્યા કેની ? એ તો બહુ વિચારવા જેવી વાત છે સમજ્યા કેની ? ઘણા ઘણા ડાહ્યા માણસો પણ આ બાબતમાં રસ્તો કાઢવાના વિચાર કરતાં મુંઝાય છે, સમજણ પડી કેની ? એ કંઈ લાડુ જમવાની વાતો નથી ! દુઃખ ના લગાડસો હોં ભાઇ !

વિઠ્ઠલજી : ચાલો શેઠ હવે સમય થયો છે. વળી રહી સહી વાતો હોય તે કાલે કાઢજો. [ એમ બોલી જયજય વદી **ભટ્ટજી**ને નમસ્કાર વદી ઉઠે છે. વારા ફરતી સર્વ **ભટ્ટજી**ને નમીને પોતપોતાને ઘેર જાય છે. ]





# दिवस : ३२

**મનોહર :** ( પ્રાતઃકાલમાં મુખમાર્જન કરીને બારીઆગળ બેશીને પ્રભાત ગાય છે. )

## પ્રભાત.

ઇશિને ચરણ ધરી શીર્ષ વચનો વદું,
જેવડે હૃદય આ વિમલ થાતું;
વદનમાં નામ પ્રભુનું વસે જે સમય,
તે સમય પાપ અતિ દૂર જાતું.
કાયમનવચનથી શરણ જગદીશનું,
જે જનો જગતમાં ધારી ચાલે;
તેતણા દોષના કોશ પ્રજળે અને—
સુખદ દેવેશપદ સદ્ય મ્હાલે.
વિષયનો પ્રેમ પલટી પ્રભુપદ પળે,
ક્લેશઆવેશ શમી જાય સઘળા;
દુષ્ટ સંસ્કારદલ સકલ બળપાય ને—
યત્નવિણ વૃત્તિમતિ થાય વિમલા.
ઇશિના સ્મરણનો વેગ વર્સો ઉરવિષે,
દોષ દશદિશતણા પ્રસરી ટાળે;
માર્ગ સઉ વિકટ તે સુગમ થાતા કળે,
પ્રાણ નિજપદ વસે કો ન ખાળે.
સાધનો શ્રેયનાં વિવિધ વર્ણ્યા ખરાં,
પણ નથી ઇશિના સ્મરણતોલે;
સરળતાથી ચહે મુક્તિસુખ પામવા,
તો સ્મરે ઇશ સઉ, **ભદ્ર** બોલે.

ચંચળા : ( પ્રભાત ગાય છે. )

પદ. પ્રભાત.

જીવતણા ત્રાતા રે, દાતા દીન દાસના રે,
ટાળો ત્રય તાપ દીયો સુખદાન;
આ વિષયની જ્વાળા રે, દહે દેહચિત્તને રે,
ઠારો પ્રભુ સદ્ય હણી અભિમાન; જીવતણા૦
અંતર્ તાપ આપે રે, આશાતૃષ્ણા પાપિણી રે,
બહિર્ આ વિષયો દીયે છે તાપ;
સ્મરણ ન થાતું રે, એથી પ્રભુ આપનું રે,
દુઃખ કહો ક્યાં જઈ કહીએ બાપ ! જીવતણા૦
આ મૃત્યુનું ભય મોટું રે, નિત્ય કંપાવતું રે,
ઝાઝો દીયે વ્યાધિઓ સંતાપ;
આ પીડાને હરવા રે, અન્ય કો સમર્થ નથી રે.
માટે પ્રભુપ્રતિ નિત્ય કરું છું વિલાપ. જીવતણા૦
વદી વદી માગું રે, પ્રભુપાસે એટલું રે,
આપો સદા અભયસહિત મુક્તત્વ;
ચંચલતા મનની રે, ત્યારે જાશે સામટી રે,
ગાઇશ ગુણ પ્રભુ પામી સત્ત્વ; જીવતણા૦
માગ્યું એ ન આપો રે, તો આપો સદ્ય સન્મતિ રે,
જેથી કરી નિશ્ચય જપીએ નામ;
ચંચળ પ્રભુની રે, કૃપાપાત્ર થઇ રહું રે,
અનુભવું સુખ, થાતાં આપ્તકામ; જીવતણા૦

**કેવળ :** (પ્રાતઃકાળમાં વહેલા પોતાના પાડોશી પુરાણીને) કેમ પુડાનીબાવા! કાલે ટમે માડી વાટને ઉડાવી ડીઢી? ટે વખ્ટ ટો હું કઈ બોલ્યો નહિ, પન હવે ટમને પૂછું છું કે કહો, સું ઠાકોડજી કે ડેવ ખોટા છે? ને ખોટા હોય ટો આ બઢા લોકો અને ટમે પણ રોજ શાસાકુ પૂજો છો? બોલો ખડેખડું જેવું હોય ટેવું કહો.

**રામશંકર :** અરે ભલા માણસ! તારા ઠાકોરજીને કે દેવને કોણે ખોટા કહ્યા છે જે નકામી ટેચ કરે છે?

**કેવળ :** ખોટા નઠી કહો છો, ત્યાડે કાલે મેં ડેવના આગલ ચીઠ્ઠીયો મુકવાનું કહ્યું ત્યાડે ટમે તે વાટ કેમ ઉડાવી ડીઢી?

**રામ૦ :** જો ભાઈ! દેવના આગળ ચીઠ્ઠી હા નાની લખીને મૂકવી

ને તે છોકરાંપાસે ઉપડાવવી ને તેમાં હા કે ના આવે તે પ્રમાણે જ ચાલવું એ તારા જેવા જે ભાવિક અને નિષ્કપટ ભોળા ભક્ત છે તેમને તો માફક આવે છે, પણ માંહિ મારા જેવા નટ ખટ હોય તેને શી રીતે ફાવે ? એટલા વાસ્તે મેં તારી વાતને ઉડાવી દીધી'તી. તેમાં ખોટું શું લગાડે છે ?

**કેવળ :** કેમ ના ફાવે ? નટ હોય કે ખટ હોય. ખડી વાટમાં સું ન ફાવે જે ?

**રામ૦ :** શું ધૂળ ફાવે મારા ભાઇ ! તુંએ બધી વગર વિચારની વાત કરીને નકામું માથું ફોડાવે છે તો ! જો કેવળભાઈ ! હું તને સમજણ પાડું તે સમજ. આ મારા જેવો નટખટ તો એમ કહેશે કે ભાઈ ! જો દેવઆગળ ચીઠી મૂકવાથી દેવ રજા આપતા હોય તો પછી કોરો કાગળ ને ખડીઓકલમ મૂકો ને જે જવાબ આપે તેમ કરીએ. કહે એવું તને પાલવશે ?

**કેવળ :** એવડી બઢી લખવાની મહેનટ ટે ઠાકોડજીને અપાય ?

**રામ૦ :** લે મારા ભાઈ ! ચૌદ લોકના ધણી ઠાકોરજીને એમાં તે મહેનત શેની ? ને લખવાની મહેનત હોય તો પછી ઠાકોરજીને પૂછવું, એટલે મોંઢેથી હા કે ના કહેવાની તો મહેનત નથી ?

**કેવળ :** આપની જોડે ઠાકોડજી બોલે એવડી આપની ભકિટ જોઈએ કેની ? સઉનાં એવાં ભાયગ ક્યાંઠી હોય જે ઠાકોડજી ટેમની જોડે વાટો કઢે ! તમેએ પુડાનીબાવા ગાંડા ઠયા કે સું ?

**રામ૦ :** હા ભાઈ ! તારા જેવી ગાંડી વાત મારાથી ના થઇ એટલા અમે ગાંડા તો ખરા ! તું અમને ગાંડા કહે તે મારાથી પાડોસી થઈ ને કંઈ ના કહેવાય ?

**કેવળ :** કેમ માડી વાટ ગાંડી ઠઠી કે ? એમાં મેં સું ખોટું કહ્યું ?

**રામ૦ :** ગાંડી તે એક વાર કે સો વાર ? આથી ખોટું તે બીજું કયું ? તું કહે છે કે ભક્તિવગર ઠાકોરજી આપણી જોડે બોલે નહિ. ત્યારે ભક્તિવગર આપણી ચીઠ્ઠીનો જવાબ કેમ આપે ? એટલો તો વિચાર કર. આ તું કહે છે એવી ચીઠ્ઠી મૂકવામાં ખરી ભક્તિની વાત ક્યાં રહી ? એવી ચીઠ્ઠી તો તું મૂકે, હું મૂકું, ને જેને કામ પડે તે સઉએ મૂકે. આપણે જે લખીને મૂક્યું હોય તેમાંનું એક આવે ! જો એક દાખલો આપું તે સમજ. આ આપણા પાડોસીને ઘેર ચોરી થાય ને તે ભાઈ

એક તારા નામની ને એક મારા નામની બે ચીઠ્ઠીયો લખીને મૂકે. ને પછી કહે કે જેણે ચોર્યું હોય તેના નામની ચીઠ્ઠી આપજો. આમ બોલીને ચીઠ્ઠી ઉપડાવે તેમાં તારું કે મારું એકનું નામ આવે. આપણા બે વગરનો ત્રીજો ચોર હોય તેનું નામ તો મહિં આવે નહિ. એવી ચીઠી મૂકવામાં શો માલ? વળી કોઇ ઓલીયા રાજા એવી ચીઠ્ઠી એકમાં સો વરસ ને બીજીમાં દોઢસો વરસ લખીને મૂકે ને પછી પૂછે કે મારું સો વરસનું આવરદા છે કે દોઢસોનું? તો તેમાં પણ બેમાંથી એક ચીઠ્ઠી ઉપાડવા દે. કાંઈ ઠાકોરજી ના તો કહેતા નથી? આ ભાઈનું આવરદા તો ગમે એટલું હોય પણ ચીઠ્ઠી તો મૂકી હોય તેમાંથી એક, સોની કે દોઢસોની આવે. એમાં શો માલ! આપણી ભૂલ ને પછી નામોશી ઠાકોરજીને આવે. એવું ગાંડું કામ તમારા જેવા ભોળાવગર બીજું કોણ કરે?

**કેવળ:** એવી ચીઠ્ઠી ટે વલી મૂકાટી હસે કે? એ ટો જેમાં હા કે ના લેવાની હોય ટેવી જ ચીઠ્ઠીયો મૂકાય. ટમે વળી આડા ડાખલા ડઈને ખોટું ખોટું સું ઝુડો છો!

**રામ૦:** જો ભાઇ! તારે ઘેર ફાવે તો તારા કામમાં એક વાર શીટીને હજાર વાર ચીઠ્ઠીયો મૂક; તે વાતની તને કંઈ અમે ના કહીએ છીએ? પણ અમારાથી એવું ગાંડું કામ ન થાય. જો ભાઈ! હવે છેવટની વાત કહું છું, તે સમજાય તો સમજી લેજે ને ન સમજાય તો તને ફાવતું કરજે. ફરીથી નકામી ટેચ કરી માથું પકાવીશ નહિ. એક તો જેને એવો ભરોંસો છે કે સઘળે વ્યાપેલા અને સઘળું જાણનારા પરમેશ્વર ચીઠ્ઠી ઉપાડનારના હૃદયમાં રહીને તેની પાસે જે થવાની વાત હોય તેની ચીઠ્ઠી ઉપડાવે છે; તે જો તે પ્રમાણે જ ભરોંસો રાખી વર્તે તો તેના મનને સમાધાનની વાત ખરી. બીજા દ્રઢતાવિનાનાને એ વાતનો ઉપયોગ નથી. અને આમ છે તો જે થવાનું છે તે જ ઇશ્વર આપણી પાસે કરાવે છે એવો ભરોંસો રાખીને પછી ભલું ભુંડું જે થાય તે ઠાકોરજીની ઇચ્છાથી થયું, એમ માની હરખશોકરહિત રહે તો તેને ચીઠી મૂકવાથી શું વધારે? જો કેવળભાઇ મારું કહેવું એમ નથી કે તારે ચીઠ્ઠી ના મૂકવી, પણ સઉએ મૂકવી જ એવું મારાથી કહેવાય નહિ. કારણ કે હું સમજું છું કે આ માયાનો ખેલ વિચિત્ર છે. કોઠે કોઠે જૂદી જૂદી ભાવના ને જૂદી જૂદી મતિ છે. એકને જે વાત ફાવે તે બીજાને ના ફાવે. માટે આપણે આપણા ભાવથી જે કરતા હોઈએ તે કરવું. પણ બીજાને એવી સલાહ તેના મનની પરીક્ષા કર્યા વગર આપવી નહિ. સમ-

જણ પડી કે નહિ ? લે ચાલ ભાઈ! જોઈ આવ તો, પેલા તારા શેઠ ઉઠ્યા હોય તો કાલનું પેલાનું નક્કી કર્યું છે તે તેમને કહી આવીએ ને બાકી છે તે પૂરું કરી આપીએ. (કેવળ જાય છે.)

અતીત૦—(પોતાના મઠમાંથી મોટેથી શ્લોકો બોલે છે.)

स्वानंदे सहजे सदा विहरतां स्वच्छंदलीलाजुषां
निःसंगा च निरर्गला च जगतां कल्याणसंदोहनी ।
मत्स्यानां सलिलेऽबरे च वयसां वायोरिवाशामुखे
दुर्लक्ष्ये पथियोगिनां वहुविधा गूढा विचित्रा गतिः ॥१॥[1]
योगिध्येयपदांबुजस्त्रिजगतां नाथो हरिर्यं स्वयम्
शान्तं नित्यमनुव्रजामि रजसा पूये यमित्यब्रवीत् ।
तस्माद्विश्वगुरोः सुरासुरनरैरानम्यपादांबुजा-
दात्मानंदनिमग्ननिश्चलमतेरन्योत्र धन्योस्ति कः ॥२॥[2]
सोऽयं पूर्णमनोरथोऽपि सहजात्कौतूहलात्पर्यटन्
उर्वीं सर्वहिते रतः प्रतिपदं स्वानंदमास्वादयन् ।

---

૧ જેમ જલમાં મત્સ્યોની, આકાશમાં પક્ષીઓની અને દિશાઓના પ્રદેશમાં વાયુની ગતિ બહુ પ્રકારની, વિચિત્ર અને ગૂઢ હોય છે તેમ નિપુણ લોકોથી પણ લક્ષમાં આવી ન શકે એવા શ્રેયોમાર્ગમાં પ્રવૃત્તિ કરનાર યોગિજનો, જેઓ સર્વદા સ્વાભાવિક સ્વરૂપાનન્દમાં વિહાર કરે છે, તથા જેઓ સ્વેચ્છાનુસાર જગતના અનુગ્રહને અનુકૂલ શરીર, વાણી અને મનની ચેષ્ટાઓ સેવે છે તેમની ગતિ રાગાદિસંબંધશૂન્ય, પ્રતિબંધરહિત, અને જગતના કલ્યાણને પ્રસરાવનારી હોય છે.

૨ જેનાં પાદારવિંદ કર્મયોગી તથા અષ્ટાંગ યોગિઓએ અભ્યુદય અને નિઃશ્રેયસાર્થે ધ્યાન કરવા યોગ્ય છે એવા ત્રિલોકીના પતિ સાક્ષાત્ શ્રીવિષ્ણુ ભગવાન્ પણ જે નિર્વૈર બ્રહ્મવિદ્‌ના સંબન્ધમાં એમ બોલ્યા કે 'હું એમનાં ચરણરજથી નિત્ય પવિત્ર થવા સારુ એમની સર્વ પ્રકારની શુશ્રૂષા કરું' તે જગદ્ગુરુ જેમનાં પદપદ્મ દેવ, અસુર અને મનુષ્યોએ નમન કરવા યોગ્ય છે તથા જેમની બુદ્ધિ સ્વરૂપાનંદમાં પ્રવેશ કરેલી હોવાથી અચલ થઈ છે તેમના કરતાં આ જગતમાં વધારે કોણ ધન્ય છે?

साश्चर्यं सकुतूहलं सकरुणं सानंदमुत्कण्ठया
धीरः पारमवाप्य मोहजलधेरेवं मुहुर्गायति ॥३॥[३]

चिरान्मग्नेनांतः प्रकृतिविषमे जन्मजलधौ
मया पुण्यैर्लब्धो गुरुरमृतचिंतामणिरहो ।
यदीयाभिर्गोभिर्विशदमधुराभिर्वितिमिरे
स्वसंपूर्णे यस्मान्निरवधिसुखे धामनि रमे ॥४॥[४]

न भृत्या नामात्या न खलु विषया नैव च हया
न चाशून्याः कोशा न च पुरनिवेशा न सुहृदः ।

---

૩ તેમના સર્વ મનોરથ પૂર્ણ થયા છતાં તે ધીર જીવન્મુક્ત દુસ્તર માયાસમુદ્રના પરંતુ તીરરૂપ આત્મતત્ત્વની જ્ઞાનદ્વારા પ્રાપ્તિ કરી સ્વાભાવિક કૌતૂહલથી અર્થાત્ વિચિત્ર દેશ, તીર્થ તથા સજ્જનોનાં દર્શનની ઉત્સુકતાથી સર્વ પ્રાણિનું કલ્યાણ કરવામાં તત્પર થઈ પૃથ્વી-ઉપર ફરતાં ફરતાં, તથા પગલે પગલે સ્વરૂપાનંદનો સ્વાદ લેતાં લેતાં 'બ્રહ્મા-દિથી પણ ન પ્રાપ્ત કરાય એવું આત્મતત્ત્વ મેં કેવે પ્રકારે પ્રાપ્ત કર્યું,' એ પ્રકારના આશ્ચર્યયુક્ત, 'વાણીનો જ્યાં પ્રવેશ ન થાય એવા નિરતિ-શય આત્મસુખનો હું અનુભવ કરું છું,' એ પ્રકારના કૌતૂહલયુક્ત, 'દુસ્તર માયાસાગરમાં ડુબેલા પ્રાણિઓ મારી પેઠે કેમ પાર પામશે,' એ પ્રકારની કરુણાયુક્ત, 'મોક્ષરૂપ પરમપુરુષાર્થ મેં પ્રાપ્ત કર્યો છે, અને હું કૃતકૃત્ય થયો છું,' એ પ્રકારના આનંદયુક્ત, અનુભવાતા સ્વરૂપાનંદ-જન્ય પરવશતાથી જાણે તે આનંદને ઢાંકવાની અશકિત ન હોય એમ અધિકારીજનને તે આનંદનો લાભ આપવાની ઉત્કટ ઇચ્છાયુકત વારંવાર આ પ્રકારે ગાન કરે છે—

૪ જરામરણનરકાદિ અનંત દુઃખરૂપ મકરોથી વ્યાપ્ત હોવાથી જે સ્વભાવતઃ વિષમ છે એવા જન્મપરંપરાથી ઉપલક્ષિત સંસારસમુદ્રમાં દીર્ઘ કાલથી ડુબેલા મેં મરણાદિ સંતાપનો નાશ કરનાર અહો! શ્રીસદ્-ગુરુરૂપ ચિંતામણિ પ્રાપ્ત કર્યો, જે લાભ થવાથી તે શ્રી ગુરુરૂપ ચિંતા-મણિના સ્વચ્છ અને આનન્દપ્રદ કટાક્ષરૂપ કિરણોવડે જ્યાંથી અજ્ઞાનરૂપ અંધકાર નાશ પામ્યો છે તથા જે આત્મરૂપ ધનથી સર્વતઃ વ્યાપ્ત છે, એવા નિરતિશય આનંદસ્થાનમાં હું વિહાર કરું છું.

तथाप्यात्मैकाकी निजबलवराकीमरिचमूं
विजित्यैतद्विश्वं भुवनमवतीत्यद्भुतमिदम् ॥ ५ ॥[५]
जाग्रत्सुप्तिस्वपनविपिने गाहमानोऽप्यसंगः
सत्त्वोत्कर्षात्करणहरिणैर्नेक्षणीयः पराग्भिः ।
लीलावृत्तिप्रशमितमहामोहमत्तेभजालः
कालातीते विलसति पदे स्वात्मकंठीरवो नः ॥ ६ ॥

---

૫ લોકપ્રસિદ્ધ રાજાને યોદ્ધાઓ હોય છે, પણ આત્મારૂપ રાજાને તો દેહ, પુત્ર, સ્ત્રિયાદિ સેવકો નથી; પ્રથમને તો બાહ્ય વ્યવહાર કરનાર પ્રધાનો હોય છે, પણ દ્વિતીયને તો મનોબુદ્ધયાદિ મંત્રિઓ નથી. પ્રથમને તો પાલન કરવાના પ્રદેશો હોય છે, પણ દ્વિતીયને તો ખરેખર, શબ્દસ્પર્શાદિ વિષયો નથી. પ્રથમને તો અશ્વો હોય છે, પણ દ્વિતીયને તો ઇંદ્રિયરૂપ અશ્વો પણ નથી. પ્રથમને તો દ્રવ્યાદિથી પૂર્ણ ભંડાર હોય છે, પણ દ્વિતીયને તો અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય પાંચ કોશો પણ નથી. પ્રથમને તો નગર તથા નિવાસસ્થાન હોય છે, પણ દ્વિતીયને તો જ્ઞાનેંદ્રિય, કર્મેન્દ્રિય, પંચ પ્રાણ પંચ મહાભૂત, અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ: એ લિંગદેહરૂપ પુર્યષ્ટક પણ નથી, તથા અધ્યાસઅભિમાનરૂપ વસવાનાં સ્થલ પણ નથી. પ્રથમને તો મિત્રો હોય છે, પણ દ્વિતીયને તો જેમાં રુડે પ્રકારે પ્રવૃત્તિ કરાવનાર મન રહ્યું છે એવા લૌકિકવૈદિક વ્યાપારરૂપ મિત્રો પણ નથી, તોપણ તે આત્મારૂપ રાજા એકલો રહી પોતાના સચ્ચિદાનંદરૂપ પ્રભાવથી તુચ્છ કરી નાંખેલી કામાદિ પટ્શત્રુઓની સેનાનો પરાજય કરી આ સર્વ જગતનું પાલન કરે છે, એ આશ્ચર્યકર છે.

૬ અમારો આત્મારૂપ સિંહ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ અરણ્યમાં પ્રવેશ કર્યા છતાં તેમના ધર્મોથી નિર્લેપ રહે છે. પારમાર્થિક સત્તારૂપ બલના પ્રાધાન્યથી બહિર્મુખ ઇંદ્રિયોરૂપ મૃગો એને જોવાને સમર્થ થતા નથી. શ્રવણમનનાદિ લીલાથી પ્રાદુર્ભાવને પામેલી સ્વરૂપસાક્ષાત્કારના કારણરૂપ વૃત્તિથી દેશ કાલ અને કાર્યથી અત્યંત વિસ્તારને પામેલા મૂલ અજ્ઞાનરૂપ પ્રમત્ત હાથીના સમૂહનો એણે નાશ કર્યો છે, (લોકપ્રસિદ્ધ સિંહ સહેલાઇથી પોતાના ઉદરના ભરણઅર્થ પ્રમત્ત હાથીના

धन्यः स एव कृतकृत्यतमः समस्त-
मान्यः स एव कुलमस्य च धन्यधन्यम् ।
संन्यस्य कर्मनिगडं श्रुतिसारसौख्ये
विन्यस्य चित्तमभयात्मनि निर्वृतो यः ॥ ७ ॥[७]

अहं न मायी न च भोगिशायी
न चक्रधारी न दशावतारी ।
न मे प्रपंचः परिपालनीय-
स्तथापि विष्णुः प्रभविष्णुरस्मि ॥ ८ ॥[८]

---

વર્ગને મારે છે) અને કાલનો જ્યાં પ્રવેશ થતો નથી તેવે સ્થલે તે અત્યંત ઉત્કર્ષતાથી પ્રકાશે છે. (લોકપ્રસિદ્ધ સિંહ પણ જ્યાં કોઈ એને મારી શકે નહિ એવી ગુહામાં વિલાસ કરે છે.)

૭ સાંકળની પેઠે જે બંધનનો હેતુ છે એવા કર્મનો તીવ્રતર વિરાગના બલથી વિધિપૂર્વક ત્યાગ કરી શ્રીગુરુસપર્યા (સેવા) પૂર્વક શ્રવણમનનાદિ સાધનોથી સર્વ શ્રુતિઓના પરમતાત્પર્યભૂત આનંદાત્મક પરમાત્મતત્ત્વમાં ચિત્તનું સ્થાપન કરી જે પુરુષ સુખરૂપ સ્થિતિમાં રહે છે તે જ ધન્ય છે, તે જ કૃતાર્થ છે, તે જ સર્વથી માન પામવા યોગ્ય છે. તેનું જ કુલ અશ્વમેધાદિ યજ્ઞ કરનારા ધન્ય પુરુષોથી પણ વધારે ધન્યવાદને ઘટે છે.

૮ પ્રસિદ્ધ વિષ્ણુ માયાયુક્ત છે, હું તો માયારહિત છું. તે શેષઉપર શયન કરનાર છે, હું તો રાગદ્વેષાદિ ક્લેશરૂપ વિષજ્વાલાથી વ્યાપ્ત સંસારરૂપ સર્પઉપર શયન કરતો નથી. તે સુદર્શન ચક્રને ધારણ કરે છે, હું તો કાલરૂપ ચક્રના મુખમાં આવતો નથી– અર્થાત્ કાલના કાલ મહાકાલરૂપ છું. તે મત્સ્યાદિ દશ અવતારને ધારણ કરનાર છે, હું તો બાલ્યાદિથી મરણપર્યંતની દશ દશામાં, અથવા જાગ્રદાદિ દશ દશામાં અવતરતો નથી, અર્થાત્ દશાજન્ય વિકારોથી નિર્લેપ રહું છું. તે વિષ્ણુને તો જગત્નું પાલન કરવાનું છે, હું તો દ્વૈતપ્રપંચનું પાલન કરવાને બદલે તેનો બાધ કરું છું. આ પ્રમાણે વૈધર્મ્ય છતાં પણ હું સર્વવ્યાપક જગદીશ્વર નારાયણથી, અનન્ય છું અર્થાત્ વિષ્ણુ જ છું.

न मूर्तयोऽष्टौ विषमा न दृष्टि-
र्न भूतिलेपो न गतिर्वृषेण ।
न भोगिसंगो न च कामभंग-
स्तथापि साक्षात्परमः शिवोऽहम् ॥९॥[१]

મુકુંદ૦: (પથારીમાં એકાએક બેઠો થઈને આસપાસ જોઈને ) અરે કાં ગઈ છે રે ? અરે તું કંઇ કામ કરે છે કે ?

જયન્તી: (બાજુના ભાગમાં કામ કરતી હતી તે તત્કાલ આવીને) કેમ વારુ, શું જોઈએ છે ? કંઇ કામ હતું કે અમથા જ બોલાવો છો ?

મુકુંદ૦ : અરે આ સાલો કર્મચંડાલ જોને મારી પાછલ મંડ્યો છે ! તું પણ કેવી છે કે આ બારી ઉઘાડી મૂકીને ગઈ!

જયન્તી : મેં જાણ્યું જે નીચેનો ધૂમાડો ઉપર આવે, તે જો બારી બંધ હોય તો આ ઓરડામાં જ ભરાઈ રહેશે, અને તેથી તમે ઉલટા અક-ળાઈને વહેલા જાગશો. ખરૂં પૂછો તો મેં તો તેથી બારી ઉઘાડી મૂકી હતી.

મુકુંદ૦: આ સાલો રોજ તો કંઈ થોડું બોલતો, તે આજે તો લાંબું લાંબું બોલ્યો, ને રોજકરતાં ઘાંટો પણ કાંઈ મોટો કાઢ્યો !

જયન્તી : એં તો જાણો જ છો કેની, આ દીવો જ્યારે ઘેર જવાનો (ઓલવાવાનો) થાય છે ત્યારે વધારે વધારે ઉચો થઈ થઈને અધિક અ-જવાળું કરે છે, તેમ એ તમારો વિરોધી પણ હવે જવાનો થયો હશે

---

૧ પ્રસિદ્ધ શ્રી શંકરને પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને યજમાનરૂપ આઠ મૂર્તિઓ છે; મારે તો પુર્યષ્ટક નથી, અથવા અં-ડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ, જરાયુજ, તૈજસ, જલીય, વાયવીય અને માનસ નામનાં આઠ શરીર નથી. તેમને તો ત્રણ નેત્રો છે, મારે તો ભેદ ગ્રહણ કરે એવી દૃષ્ટિ નથી. તે તો ભસ્મનો લેપ કરે છે અને સમૃદ્ધિયુક્ત છે, હું તો જન્મના સંસર્ગથી તથા સંપત્તિના મદથી રહિત છું. તે તો ધર્મસૂચક નંદિઉપર ગતિ કરે છે, હું તો યજ્ઞઉપાસનાદિજન્ય ધર્મવડે ધૂમ-માર્ગ અને અર્ચિમાર્ગમાં ગતિ કરતો નથી. તેમને તો સર્પનો સંબંધ છે, મારે તો વિષયલંપટસાથે સમાગમ નથી. તેમણે તો કામદેવનો નાશ કર્યો છે, પણ મારા મનોરથનો ભંગ થતો નથી, કેમકે હું આપ્ત-કામ છું—આ પ્રમાણે ઔપાધિક વૈધર્મ્ય છતાં હું સાક્ષાત્ સર્વોત્કૃષ્ટ સદા-શિવરૂપ છું.

તેથી લગાર વધારે મોટેથી બોલ્યો હશે. કેમ એનો ઘાટ ઘડવાના હતા તે ઘડાયો કેની !

મુકુંદ: લાવ દાતણપાણી. હું પરવારીને પેલાઓને બોલાવું, ઘણું કરીને કાલે નક્કી તો કરી આવ્યા હસે. પછી તો કોણ જાણે, પૂછેથી જણાય.

જયન્તી : (બાજુએ તૈયાર કરી રાખેલું દાતણપાણી આગળ લાવીને) મને આશા છે કે જો એ બચારો જશે તો પછી તમે પહોર દહાડે પણ ઉઠવાના નથી. આ તો વગરપગારનો જગાડનારો સિપાઈ છે ! ને તે પણ સારી કલ્યાણની વાત સંભળાવીને જગાડે છે.

મુકુંદ૦ : એનું કામ પછી તને મલસે. એ જાય એટલે પછી તું લગાર તીણા કોમલ સ્વરથી પ્રભાત ગાજે એટલે ધીરે ધીરે જાગીસું. આ તો સાલો મોટા બરાડો ઢંગધડાવગરનો પાડે છ તે ચમકી જવાય છે !

જયન્તી : પેલી કહેવત છે કે ‘ કર્મ કહે કે કોઠીમાં પેશ ને મત કહે કે માળવે જા’ તે વાળી વાત મારે છે ! સવારમાં ઉઠું છું ત્યારથી કામ મને નથી મૂકતું અને હું કામને નથી મૂકતી ! ખરું પૂછો તો એટલું બધું આ ઘરનું કામ છે તેમાંથી મને લગાર પણ નવરાસ મળતી નથી. અને તમારે તો તીણા ને કોમળ સ્વરથી મારી પાસે પ્રભાત ગવડાવી જાગવું છે !

મુકુંદ૦ : અરે કામ કામ સું કરે છ ! કામ કરનાર છે તેને તો ગમે એટલું કામ હોય પણ એક સપાટામાં ! આ અમારે ઘણુંએ કામ છે પણ તારી પેઠે અમે તો કંઈ અકળાતા નથી.

જયન્તી : થાય એટલું કરવું બાકીનું કાલઉપર પડ્યું મેલવું એવું હોય તો તો હું પણ સપાટામાં કરી બેસું ! પણ મારે તેમ નથી તો ! જો ગાયન સાંભળીને જાગવાની હોંસ હોય તો તો એક ગવૈયો જેમ મંદિરોમાં દેવને જગાડવા ગાવા રાખે છે તેમ રાખો, ને જો મારું ગાણું સાંભળીને જાગવું હોય તો એક કામકાજ કરનાર ચાકરડી કે ચાકર રાખો, ને નહિં તો મનના મનસુબા મનમાં રાખજો !

મુકુંદ૦ : અરે એમાં સું ! તારાથી કંઈ પૈસા વધારે છ ! એક ચાકર રાખસું. સાલા ગવૈયા ગમે એટલા રાખીએ પણ તારાજેવો સુકંઠ ક્યાંથી લાવે ? ગવૈયા તો ઘણાએ સાંભલીએ છીએ, તે મહીં મહીં તો વલી આ સુડીઆકરતાંએ મોટા બરાડા પાડે છ ! ને જાડા કંઠથી તાનો મારે છ એવી કે જો નાનું છોકરું પાસે બેઠું હોય તો છલી ઉઠે ! કંઠની કોમલતા

ને સારું પદ નહિ હોય તો ગાણું તો કંઈજ સારું લાગતું નથી. માટે એ કામ તો તારે જ કરવું પડસે.

**જયન્તી :** વારુ ઠીક છે, હમણાં તો નથી? કાલની વાત કાલે છે. હાલ તો મારે કામ ઘણું કરવાનું છે, તે હું નીચે જાઉં છું. તમે પણ તમારું કામ હોય તે કરી લો. (જાય છે)

**મુકુંદ૦ :** (જયન્તીના ગયાપછી દાતણ કરી રહીને કેવળને ખૂમ પાડે છે.) અલ્યા કેવલ! કેમ હજી ઉંઘે છ કે સું? ત્યારનો કંઈ જણાતો નથી?

**કેવળ :** (બારીએ આવીને) કેમ સેઠ! આપને ઉંઘીએ એટલે આખો મુલક ઉંઘે છે કે સું? મેં ટો નાહી સેવા કડીને એ ચાડ વાડ જોયું પન ટમે ટો સુટાટા! કહ્યું સુટેલાને કોન જગાડે નકામું પાપ લાગવા!

**મુકુંદ૦ :** અલ્યા કેમ ભૂલે છ? પાપ લાગે તે તો સારુ, પુન લાગે તે ખોટું! સું કહું છ, જો મારું માને તો આજ પછી પુન લાગે એવું કામ કરીસ નહિ.

**કેવળ :** સેઠ! ટમે માડી કહેવાની મટલબ બડાબડ નહિ સમજીને બોલો છો. મોટા માનસની એટલે પૈસાવાલાની બુદ્ધિ ઉંઢી ચાલે છે એમ કોઈ કોઈ કહે છે ટેવું ટમે ટો કડ્યું! મેં ટો પુન લાગે એટલે પુન ઠાય અને પાપ લાગે એટલે પાપ ઠાય એવી મટલબમાં કહ્યું છે. કંઈ લાગે એટલે બલે એ મટલબમાં કહ્યું નઠી, સમજ્યા કેની?

**મુકુંદ૦ :** સાબાસ છે મારા કેવલભાઈ! તારી અક્કલને પણ ધન છે! આ વાતનું તો હવે બધુંએ ઠીક છે, પણ હવે પેલા પુરાણીબાવાને ને સઉને બોલાવીને ઝટ આવો એટલે કાલે સું થયું તે નક્કી કરીએ.

(કેવળ જાય છે અને બધાને તેડીને મુકુંદ દાસને ઘેર આવે છે.)

**મુકુંદ૦ :** (પુરાણીને) કેમ પુરાણીબાવા! કાલે સું કર્યું તે કહો.

**રામ૦ :** કરવું'તું શું વળી? કર્યું નક્કી. રુપૈયા ૧૦૫૧ રોકડા આપવા ને ઘરનો કબજો લેવો. (કડકે બાંધેલો કાગળ છોડીને આપતાં) લો આ બાનાખત. ત્રીજા ધણીને બાનાના રુપૈયા ૫૧ કબુલાવી દીધા છે ને આજે રુપૈઆ આપો તો આજે ઘર આપણને સોંપે. એ ભાઈ તો હાલે જવાની તૈયારીમાં જ છે. હવે આપણી વારે વાર છે.

**મુકુંદ૦ :** સાબાસ છે પુરાણીબાવા! તમે પણ ખુબ સપાટો માર્યો છ!

**રામ૦ :** સાબાસ સાબાસ શું કહો છો ! ઘર પાણીને મૂલે મળ્યું છે ! એ બધો જશ આપણા ગોરધન ભટ્ટને છે. તમે વાણીયાભાઈ રીઝીને શું ઈનામ આપનારા હતા ! કહેવત છે કે 'વાણીયો રીઝે તો તાળી આપે.' કેમ દવેજી ! ખોટું કહું છું ?

**ગોવિંદ૦ :** લાખ રુપીઆની વાત કહી એમાં ખોટું શું છે ?

**કેવળ :** આ ડવેજી કહે છે કે લાખ રૂપીઆની વાટ કહી. પન હું કહું છું કે અમે ઢાડીએ ટો એ વાટ કોડીની કડી મૂકીયે. કેમ સેઠ ! કડો હુકમ પુડાનીને ને ગોડદ્દન ભટને ડસ ડસ રૂપીયાની પાઘડી ને પાંચ પાંચનો પટકો.

**મુકુંદ૦ :** જા કેવલભાઈ ! તારો હુકમ બ્હાલ. પણ પુરાણીપાસે 'વાણીયો રીઝ્યો તો તાળી આપે' એ કહેવત ખોટી કરાવ.

**કેવળ :** એ ટો આપને એને પાઘડી પટકાની પહેરામની આપી. ટાડકી જ કહેવટઉપર ટો હડટાલ વાગી સુકી, સમજ્યા કેની સેઠ !

**મુકુંદ૦ :** ના ના એમ નહિ. આપણા પુરાણી એમને મોઢે ખોટી કહે ત્યારે વાત ખરી.

**કેવળ :** બોલો પુડાની ખોંખાડીને, પાઘડી ને પટકાનું ઠડ્યું હવે.

**રામ૦ :** કેવળભાઇ ! એમાં તે શું ખોંખારવું'તું! એ તો ઠીક છે. અમે કહીએ છીએ કે બધા વાણીયા કંઈ સરખા છે ? કોઈ કોઈ તો કરણજેવા દાતાર હોય છે, ને કોઇ તો મખ્ખીચુસ હોય છે. કંઈ પાંચે આંગળી બરાબર છે? પણ જો ભાઈ ! અમારો ખરો ખોંખારો સાંભળવો હોય તો રુપીયા હજાર કાઢો ને સપ્તાહ બેસાડો. પછી જુઓ અમે કેવો ખોંખારો કરીએ છીએ ! આ તો હજારનો ફાયદો કરાવ્યો ત્યારે તીસનો સરપાવ થયો, તેમાં તે શું !

**ગોવિંદ૦ :** આ આપણા બ્રાહ્મણોનું આમ ને આમ સઘળું ખરાબ થયું. અલ્યા પુરાણી ! આજના વખતમાં જે આપે તે ભલું. પંદર પંદર પણ ક્યાં છે ?

**રામ૦ :** દવેજી ! આ બ્રાહ્મણોમાં તમારું વેદીયાનું તો ખરાબ થયું હશે. અમારું તો કંઈ ખરાબ નથી થયું. અમારે તો ઈશ્વરકૃપાથી સઘળી લીલાલહેર છે. અમારે તો પંદર રુપીઆ ધારીએ તો ચાર ઘડીના ને તમારે તો ખરું ! સાઠ દિવસે સાઠ રુદ્રાભિષેક કરો તો પંદર પામો.

**ગોવિંદ૦ :** અમારે ક્યારે તમારી પેઠે હરામનું લેવું છે ? અમારે તો ખરા શ્રમનું લેવું છે. સમજ્યા પુરાણીમહારાજ !

**રામ૦** : અરે સમજ્યા સમજ્યા શું કહો છો ! અમે તો કંઇ દહાડાના સમજ્યા છીએ, અને તમારા જેવા સેંકડોને રોજ સમજાવીએ છીએ.

**મુકુંદ૦** : લો ભૂદેવો ! હવે વઢો નહિ. અલ્યા કેવલ ! મ્હીંમળતા પાંચ રુપીયા દવેજીને પણ પુરાણીને હાથે અપાવજે. એમની પણ મહેનત છે કેની ?

**ગોવર્દ્ધન૦** : ના ના સાબાશ છે શેઠને. આ વખત ખરી નજર પહોંચાડી છે. દવેજીનો પણ સત્કાર થવો જોઈતો હતો.

**રામ૦** : અલ્યા ભટ ! તું પણ ભલો માણસ છે. શેઠની અક્કલ બહેર મારત, પણ આપણી બુદ્ધિ કંઈ વેચાઇ’તી ? એમણે ના કહ્યું હોત તો આપણે તો ત્રીસના ત્રણ ભાગ જ કરવા પડત. તેમાં કાંઈ ચાલતે કે ? આ તો હસવાનું બોલીએ. પણ આ કામમાં દવેજીજેવો સંતોષી પવિત્ર બ્રાહ્મણ મળે ક્યાંથી ? એ તો એમ જાણો કે કંઇ સારા ચોઘડીયામાં શેઠનો મનસુબો ઉઠેલો તે આ સહજમાં ધાર્યાપ્રમાણે બધું કામ થઈ ગયું.

**કેવળ** : પુડાનીબાવા ! જે કયું ટે ટો હવે ઠીક જ છે, પન ખડું પૂછો ટો આપના મ્હોલ્લામાંઠી આ એક ખડેખડી વસ્ટી ગઈ છે. બચાડો અડઢી રાટસુદી જાગટો ને અસ્લોકો બોલટો, ને પાછો પાછ્લી રાતના ઉઠીને અસ્નાન કડીને અસ્લોક બોલટો.

**રામ૦** : અલ્યા કેવળ ! તને બોલતાં ના આવડે ને તોએ પંડિતમાં ખપવા કેમ જાય છે ? નહાતો ને ગાતો એટલું જ કહેને ? વળી અસનાન ને અસલોક ને એવું ખોટું ખોટું શું કામ બોલે છે ?

**ગોવિંદ૦** : પણ એ વાત તો ખરી કહે છે. એની વસ્તી તો ભારી હતી.

**રામ૦** : એમાં એ શું કહેતો’તો ! આપણે નથી જાણતા ? આ કેવળ તો બચારો એટલું જ જાણે કે અશલોક બોલતો’તો, પણ અમે તો એ શું બોલતો’તો તે તથા તેના અર્થ પણ જાણીએ છીએ. એ વાતની કંઈ ના કહેવાય ? વિદ્વાન્ હતો, ઘણા સારા શ્લોકો બોલતો. આજે પ્રાતઃકાળમાં શ્લોકો બોલ્યો’તો તે ઘણા જ સુન્દર હતા. અર્થમાં પણ અતિ ઉત્તમ હતા. કોઈ મહાપુરુષના રચેલા હોય એવા ભાસતા’તા. પણ હવે જે થયું તે ખરું. એનો પણ જીવ અહિંથી ઉઠ્યો’તો. આપણે તો ગ્રાહક થયા તે એણે તો જાણ્યું કે એને પરમેશ્વર જ મળ્યા. આજે

શ્લોકો પણ ઘર વેચાયાના આનંદની લહેરોમાં ખુબ તહુકીને બોલતો'તો! જુઓ હવેજી! અન્નોદકની વાર્તા મોટી છે. એનું અન્નોદક અહિંથી ઉઠયું એટલે પત્યું. ખરું જોતાં કોઈ કોઈને કાઢતું નથી અને કોઈનું કાઢયું કોઈ કયાંહી પણ જતું નથી. એ તો આપણે એને કાઢયો એવું મિથ્યા દુષ્ટ અભિમાન રાખીએ તો તે આપણો દોષ છે.

**સુકુંદ૦:** પુરાણીબાવા! તમે સત્ય વાત કહી. છે તો એમ જ, પણ આ કાચા દુધના પીનાર જીવનો ધર્મ છે તે ખોટું અભિમાન બાંધી લે છ.

**રામ૦:** જીવતા રહો શેઠ! તમે સમજીને બોલ્યા તે ખરું.

**કેવળ૦:** હેં પુડાનીબાવા! આપને આ બાનાખટ કરયું, પન હવે એને આપને પાછા અહિં જ રહેવાનું કહીએ ને એ ખુસીકી રહે ટો કેવું?

**રામ૦:** સોનાથી પીળું ભાઇ! એથી રુડું બીજું શું? તારે રોજ સવારના પહોરમાં સારા શુકન જોઈએ, તે અમે વળી એના જેવો બીજો તારે સારુ કયાં શોધવા જવાના છીએ? તું તારે એને પગે લાગીને કહી આવ કે રહે અને તને માગ્યા શુકન આપે!

**સુકુંદ૦:** બેસ બેસ કેવલ! હવે તો જે ભગવાનની મરજી હતી તે થઈ ગયું, એ તો હાથીના દંતુસલ એક વાર બહાર નિકલ્યા તે કંઈ ફરીથી પાછા અંદર પેસે નહિ, સમજ્યો કેની? કરતા હતા હોકારજી છે.

**કેવળ૦:** ના ના બીજું ટો કાંઈ નહિ પન આપના મ્હોલ્લામાં એને કોઈનું આજ લગી બગાડયું નો'તું. સીઢે રસ્ટે બચાડો જટો'ટો ને આવટો'ટો.

**રામ૦:** કેવળભાઈ! તું મને પૂછને. એણે કોઈનું બગાડયું નથી, પણ આ તારા ઉંઘણસી શેઠની ઉંઘ રોજ બગાડી તેનું આ ફલ એને મળ્યું છે!

**સુકુંદ૦:** પુરાણીબાવા! તમે શાથી જાણ્યું! ખરેખરું કહેજો તમને કોણે કહ્યું?

**રામ૦:** અરે ભાઈ! અમે તો રજે રજ સઉની વાત જાણીએ છીએ. અમને કોણ કહેતું'તું! ખોટી વાત હોય તો ના કહો.

**સુકુંદ૦:** હસે, ખરી ખોટીનું સું કામ છે? પણ એ કહોની કે એ એની ખુસીથી ઘર છોડીને જાય છ કે આપણી જબરદસ્તીથી?

**રામ૦:** હવે તેં કંઈ ઢોલ વગડાવીને મારી પાસે કહેવડાવવું છે?

સો વાર તો કહ્યું કે એને તો જવું'તું, ઘરાક શોધતો'તો; આપણે ન લેત તો રસ્તાના જનારને માથે મારી રૂપીયા લઇને ચાલતો થાત ! એનો હવે અહિં. રહેવું જ નો'તું.

**મુકુંદ૦ :** થયું ત્યારે લો હવે આ રૂપીયા. ( પેટી ઉઘાડી રૂપીયા ગણી આપે છે ) એની પાસે પાકું ખત કરાવી કબજે લેઈ રૂપીયા ચુકવી આપી આવો.

**ગોવર્દ્ધન :** ચાલો મુરાણી ! અલ્યા કેવળ ! તું પણ ચાલ. આ અત્યારથી મચીશું તો સાંજસોરો છૂટકો થશે. એણે વખારનો સામાન તો વેચી માર્યો છે. એને જોઇતો સામાન રાખ્યો છે. આ રૂપીઆની તો હુંડી કરાવવાનો છે. એટલે માત્ર લેખ કરાવી રૂપીયા ભરી ઘરને આપણું તાળું મારીએ. ( સઉ ઉઠી જાય છે અને તે પ્રમાણે સર્વ બંદોબસ્ત કરે છે. )

**ચંચળા :** ( પોતાના પતિ બાળમુકુંદદાસને ) વારુ તમે આખો દિવસ દુકાને બેઠા બેઠા શા શા વિચારો કર્યા કરો છો ? કંઈ જપ કરો છો કે નહિ ?

**દાસ :** તમે પન ના ઠીક વાત પૂછી છે ! કહું છું સાંભલો. આ તમારે જપ તો માલાવગર પણ જુબાનમાં ચાલ્યા જ કરવાનો, અને આ નજરે તો તમારે જાને ચોગરદમ ભગવાન્‌ની જ લીલા જોતા હોઈએ. તેમ જોયા કરીએ છીએ. આ મનમાં ઘનું ખરું કથાની વાતનું મનન થયા કરે છે. આખો દાડો ક્યાં જાય છે તે કંઈ જનાતું નથી. હવે સાચેસાચું કહેજો, તમારે આખો દિવસ સી રીતે જાય છે ?

**ચંચળા :** આ મારે તો તમે દુકાને જશો એટલે પરવારીને અમારી કથામાં જવાનું. ને ગાળામાં જપ કરું, કંઈ ભજન ગાઉં. વખતે આ સંસારનો વિચાર કરું. સુખદુઃખનાં કારણોનો વિચાર કરું. દોષ જેટલા જાણ્યા છે તેથી બચવાનો વિચાર કર્યા કરું છું. ને કથામાં તો ચિત્ત કથામાં જ રહે છે, પણ ઘેર આવું એટલે તમારી વાટ જોતી સાંભળેલી કથાનો સાર કાઢું છું. ને પછીનું તો તમે જાણો જ છો કે વાળુ કરીને આપણે ભટ્ટજીની કથામાં જઈએ છીએ.

**દાસ :** બહુ સારું, હું તો કહું છું કે ભટ્ટજી મહારાજનું કોટિ કોટિ કલ્યાન થજો કે એમની દયાથી આપણા જેવાં હજારોનો ઉદ્ધાર થયો છે ને થાય છે. લો ત્યારે હવે હું દુકાને જાઉં છું.

**ચંચળા** : ભલે વહેલા આવજો. હું પણ હવે પરવારીને કથામાં જઈશ. ( દાસ જાય છે, અને ચંચળા કામથી પરવારે છે. )

**વિજળી** : ( વિજયાલક્ષ્મીને ઘેર જઈ માળઉપર ચઢીને ) કેમ વિજયાલક્ષ્મીબહેન ! મને આવવાની રજા છે કે ?

**વિજયા** : (પાછળના ભાગમાંથી) આવો વિજળીબહેન ! તમારે આજ્ઞા માગવાની આવશ્યકતા નથી. તમે તો હવે ઘરનાં માણસજેવાં છો.

**વિજળી** : તે ખરું, પણ પૂછીને જવાની રીત સારી છે, એવું જાણ્યા પછી હવે ભૂલ કરવી એ સારું ગણાય નહિ. મારાસરખું કાંઈ કામ મને સોંપો.

**વિજયા** : ના હવે આ વાસણ માંજી રહેવા આવી છું, તમે બેસો. (વિજળી આગ્રહ કરીને વાસણ માંજવા લાગી. પછી કામથી પરવારી બંને જણાં બહાર આવીને વાર્તા કરતાં બેઠાં.)

**ભાગી૦** : ( દાદરે ચઢીને હસતાં ) આજ તો વિજળીનો ઝબકારો કંઈ સઉથી પહેલો થયો છે ને !

**ચંચળા** : (તરત જ આવીને) અલી વિજળી ! તું તો બહુ પાકી થઈ તો હવે ! અલી વહેલી આવી પણ તેં મને બૂમે ના પાડી !

**વિજળી** : તમે રોજ વહેલાં આવો છો ને આજ એક દહાડામાં મારી અદેખાઈ આવી કે શું ?

**ચંચળા** : ના રે બહેન ! મેં તો હવે અદેખાઈ ને ઈરસ્યા બધુંએ મૂકી દીધું છે. (વારાફરતી કથામાં આવનાર સર્વ આવે છે.)

**ભાગી૦** : વિજયાલક્ષ્મીબહેન ! હવે તો આરંભ કરો. બોલો સઉ 'જય જય શ્રીસદ્‌ગુરુદેવ.' ( સર્વ બોલે છે. )

**વિજયા** : ( ઇષ્ટ સ્મરીને નિયમપ્રમાણે પદ બોલે છે. )

### પદ. ગરબી.

શરણ પ્રભુ આપતણું સાચું, અવર સઉ આ જગમાં કાચું શરણ૦
ઘણા જીવ દીન થઈ ફરતા, હૃદયમાં દુઃખ અતિ ધરતા,
બહુ સહી ક્લેશ સદા મરતા; શરણ૦
જગે દુઃખ દુઃખ છે સઉ કહેતા, તદપિ દુઃખદ માર્ગે વહેતા,
પ્રભુપદ સુખદ નથી લહેતા; શરણ૦
ક્ષણિક આ વિષયસુખે વળતા, અખંડ લહી રાત્રિદિવસ રળતા,
અંતે અંતરમાં કળકળતા; શરણ૦

મિથ્યા કરી વાત દુઃખવે ડાચું, હું તો પ્રભુપદ સ્મરીને રાચું,
દિયો સુખ વિજય સદા યાચું; શરણ૦

**ભાગી૦ :** (જય જય બોલીને) કાલે તો પેલો **શ્રીકંઠ** જ્યાં છે ત્યાંથી રાજસેવકો પત્ર લેઈને **શ્રીભદ્ર**ને તેડવા આવ્યા છે એ સંબન્ધની સર્વ વાર્તા ત્યાંના અધિકારીએ પેલા પરોપકારી પુરુષદ્વારા **શ્રીભદ્ર**ને જણાવી તેથી **શ્રીભદ્ર**ને અમર્યાદ આનન્દ થયો, અને નેત્રમાં હર્ષઅશ્રુ આવ્યાં, ત્યાંથી રહ્યું છે.

**વિજયા :** (ઇષ્ટસ્મરણ કરીને) પછી તે મુખ્ય અધિકારીએ પત્ર લેઈને આવેલાં મનુષ્યોને ઉતારવાનો બંદોબસ્ત પોતાનાં માણસોદ્વારા કરાવ્યો. પછી પોતે ત્યાંના પ્રજાપાલકપાસે ગયો અને ત્યાં જઈ પેલાં પત્રોસાથે બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. પેલા દુષ્ટ અધિકારીએ આ કામમાં મોટી ભૂલ કરી છે એવું જણાવતાં તેની ચાલ એકંદરે ઘણી ખરાબ સંભળાય છે એવું સમજાવ્યું. સઘળી બનેલી વાર્તા જાણીને તથા અન્ય હકીકત સાંભળીને તે દુષ્ટ અધિકારીઉપર તે પ્રજાપાલકે પોતાની ઘણી અપ્રસન્નતા દર્શાવી; અને આટલા દિવસ મુખ્ય અધિકારીએ તેના સંબન્ધમાં કાનપર કંઇ પણ વાત ન આણેલી તથા તેને યોગ્ય શિક્ષા કરવાને કંઈપણ ઘટતાં પગલાં નહિ ભરેલાં તે બદલ તેમને ઘટિત ઠપકો આપ્યો. પછી આજ્ઞા કરી કે તે **શ્રીભદ્ર** શેઠને તેમની આબરુપ્રમાણે તમે હાલ જાતે જઈને સંમાનપૂર્વક મારી પાસે તેડી લાવો. આ આજ્ઞા સાંભળીને તે અધિકારી ઉત્તમ વાહન તથા માણસોસહિત જઇને **શ્રીભદ્ર**શેઠને મળ્યો અને બનેલી વાર્તા જણાવી માનપૂર્વક તે પ્રજાપાલકપાસે તેડી લાવ્યો. **શ્રીભદ્રે** પોતાની પાસે રાખેલો અંગઉપરનો એક મૂલ્યવાન્ અલંકાર તે પ્રજાપાલકઆગળ ભેટ મૂક્યો. તે ન્યાયદૃષ્ટિવાળા અને પ્રજાનાં દુઃખે દાઝતા પ્રજાપાલકે **શ્રીભદ્ર**ને ઘણા માનથી બેસાડીને પેલો અર્પેલો અલંકાર પાછો આપવાને આગ્રહ કર્યો. **શ્રીભદ્રે** કહ્યું આપની પાસે ખાલી હાથે આવવું યોગ્ય નથી. તેથી હું મારા સ્વધર્મપ્રમાણે વર્ત્યો છું. માટે આપે એ સ્વીકારવો જોઇએ. આ વગેરે વચનો **શ્રીભદ્રે** કહ્યાં, પણ તે પ્રજાપાલકે બલાત્કારથી તે અલંકાર **શ્રીભદ્ર**ના હાથમાં મૂકીને કહ્યું કે બીજી વખતે તમારી ઇચ્છાપ્રમાણે કરજો, પણ આ વખતે તો મેં મારી પોતાની ખુશીથી તમને બોલાવ્યા છે, માટે મારે તમારું કાંઈ પણ ગ્રહણ કરવું આ પ્રસંગે ઘટતું નથી. તેથી હવે એ સંબન્ધમાં તમારે એક શબ્દ પણ બોલવો નહિ.

પછી **શ્રીભદ્રે** તે પ્રજાપાલકનો ઘણો આગ્રહ જોઈ જાણીને તે અલંકાર તે ક્ષણે પોતાની પાસે રાખી લીધો. પછી પરસ્પર વાતચીત થતાં તે પ્રજાપાલકે **શ્રીભદ્ર**નો સર્વ વૃત્તાંત સાંભળી લીધો અને આ પરદેશી વ્યાપારીને મારી સત્તામાં ઘણું દુ:ખ વિનાકારણ સહન કરવું પડ્યું છે એ જાણીને મનમાં ઘણો દુ:ખી થયો. પછી પોતાની દીલગીરી દેખાડતાં આ પ્રમાણનાં વચનો કહ્યાં.

પ્રજાપાલક કહે છે: શેઠ! તમારા જેવા આબરુદાર, શ્રીમાન્ અને પ્રમાણિક પુરુષને અહિં અમારી સત્તામાં આવીને કારણવિના દુ:ખ વેઠવું પડ્યું તેથી હું ઘણો અપ્રસન્ન છું. મારાં માણસોએ આજસુધી આ વાર્તા મારા કાનપર આણી નહિ એ તેમની મારાથી ન ક્ષમા કરી શકાય એવી મોટી ભૂલ છે. મેં પણ મારી સત્તામાં કેમ ચાલે છે એની ઘટતી તપાસ ન રાખવાથી તમારા સંબન્ધમાં હું અજાણ્યો રહ્યો એ મારા પ્રમાદનો હવે હું સંતાપ કરું છું, પણ તે હાનિ થયા પછી નિરર્થક છે. દેશ દેશના ફરનાર તમે અમારા સંબન્ધમાં બનેલા આ વૃત્તાંતને દૂર દેશસુધી લઈ જઈને લોકના આગળ કહેશો તેથી અમારી મૂર્ખતા સઉના જાણવામાં આવશે, એથી મને જેટલો ખેદ થાય છે તે કરતાં પણ તમને નિષ્પ્રયોજન હાનિ સહન કરવી પડેલી જોઈને મને આ ક્ષણે અધિક ખેદ થાય છે. મેં મારો સ્વધર્મ ન સાચવ્યો અને તેથી તમારે આ સ્થળે જે દુ:ખ વેઠવું પડ્યું છે તે બદલ હું તમારી પાસે ક્ષમા માગું છું: આ વગેરે ઘણાં વચનો બોલીને પછી **શ્રીભદ્ર**ને ઉત્તમ વસ્ત્રાલંકાર વગેરે સંમાનપૂર્વક આપીને પછી મુખ્ય અધિકારીને આજ્ઞા આપી કે એમને આવેલાં માણસોસાથે આપણાં ખાસ મનુષ્યો આપીને માનસહિત આપણી વસ્તીમાંથી તમે વિદાય કરી આવો અને પછી પેલા દુષ્ટ નિર્લજ્જ અને અપ્રમાણિક અધિકારીને ઘટિત શિક્ષા આપીને જાપતાસાથે તેની સાથેનાં માણસોસહિત તેને અહિં લાવવા પત્ર લખી આપો, અને જનાર માણસોને પણ તેવી આજ્ઞા આપો. આ પ્રકારની આજ્ઞા થઈ કે તત્કાલ **શ્રીભદ્ર** વિનયથી નમન કરીને ત્યાંથી ઉઠ્યો અને પેલા મુખ્ય અધિકારી પણ **શ્રીભદ્ર**સાથે ઉઠ્યા. તેમણે મોટી શોભાપૂર્વક **શ્રીભદ્ર**ને વિદાય કરવા વ્યવસ્થા કરી. **શ્રીભદ્ર**ને ઉત્તમ શોભાથી વિદાય કરાતો જોઈને સજ્જનોને તથા ત્યાંની ઇતર સદ્દગુણી પ્રજાને અધિક આનન્દ થયો. ઉત્તમ પ્રકારની શોભાથી **શ્રીભદ્ર** પોતાનાં વહાણોસમીપ આવ્યો, અને સર્વને હળી મળીને પોતાના બેસવાનાં વહાણમાં બેઠો. એની સાથે જનારા તથા તેડવા

આવેલાં મનુષ્યો પણ બીજા વહાણમાં બેઠાં. જતી વખતે **શ્રીભદ્રે** મુખ્ય અધિકારીનો ઘણો ઉપકાર માન્યો, અને અંતમાં કહ્યું કે મારી શોધ કરવાને મારા પૂજ્ય પિતા અથવા અન્ય કોઈ વિશ્વાસુ મનુષ્ય આવશે તો તેમને મારા સર્વ સમાચાર જણાવી પાછા વાળજો. પેલા પરોપકારી પુરુષને પ્રેમથી મળીને **શ્રીભદ્રે** કહ્યું કે તમારો ઉપકાર હું ભૂલીશ નહિ, પણ એ ઉપકારનો બદલો કોઈ સુમાર્ગે વાળવાનો સમય મને મળે એ જ હું ઈશ્વરપાસે માગું છું. તમે સ્નેહનો સાચો હક જાળવ્યો છે. એ વિના અન્ય જેમની સાથે પરિચય થયો હતો તે સર્વને મળીને પછી જય જયના ઉચ્ચારણપૂર્વક વહાણ ચાલતાં કર્યાં. જ્યારે વહાણો ચાલતાં થયાં ત્યારે **શ્રીભદ્ર** ઇશ્વરની લીલા વિચારતો અને પોતાના અદૃષ્ટનું ચિંતન કરતો આશ્ચર્યને પામવા લાગ્યો. જગદીશ્વરના ગુણ આનન્દથી ગાવા લાગ્યો. ચિત્તની પ્રસન્નતા વધવા લાગી અને દુઃખનું વિસ્મરણ થતું ગયું, વૃત્તિઓ પોતાના ગૃહપ્રતિ વળી, અને ઘરનાં સર્વ સ્વજનોનું સ્મરણ થવા માંડ્યું. ક્રમે કરીને માર્ગ કાપતાં જ્યાં **શ્રીકંઠનો** નિવાસ છે ત્યાં આવી પહોંચ્યા. વહાણો બંદરમાં આવવાના સમાચાર **શ્રીકંઠને** ત્યાં તેણે પ્રથમથી તૈયાર રાખેલા સાવધાન મનુષ્યોએ તત્કાલ પહોંચાડ્યા, તેથી **શ્રીકંઠ** ત્યાંના અધિકારી તથા સ્નેહિઓસહિત પોતાના ભાઈ **શ્રીભદ્રને** લેવા આવ્યો. વહાણમાંથી માનસાથે **શ્રીભદ્રને** ઉતારીને વૈભવસહિત નગરમાં લઈ ગયા. પ્રથમ ત્યાંના રાજાની ભેટ કરાવી, અને પછી પોતાના ઉતારે આવી **શ્રીકંઠને** મળી ભેટીને પ્રસન્નતાથી સુખદુઃખની વાર્તા કરતા બેઠા. એ સમયનો **શ્રીકંઠનો** તથા **શ્રીભદ્રનો** આનન્દ અવર્ણનીય હતો. પરસ્પરના પ્રવાસનું વર્ણન પરસ્પરે કહ્યું, સાંભળ્યું, અને પછી દુઃખમુક્ત થઈને ખાનપાનઆદિથી સુખાનુભવ કરતા ત્રણ દિવસ ત્યાં રહ્યા. પછી ત્યાંથી નિકળવાનો નિશ્ચય કર્યો. ત્યાંના રાજા, અધિકારી તથા અન્ય સ્નેહિઓનો રાખવાસંબંધી અતિ આગ્રહ છતાં પણ સ્નેહનો નિર્વાહ થાય એ પ્રકારનાં પ્રિય વચનોથી જવાની આવશ્યકતા જણાવીને તેમની આજ્ઞા મેળવી અને ત્યાંથી નિકળવાનો નિશ્ચય કર્યો. પેલા **શ્રીભદ્ર**ઉપર મિથ્યા આરોપ મૂકનાર ખળ પુરુષોને અને તેમની સાથે આવેલા પેલા દુષ્ટ અધિકારીને યોગ્ય શિક્ષા મળે એવી વ્યવસ્થા કરીને ત્યાંથી વિદાય કર્યા. **શ્રીભદ્રે** તો તેમનો બચાવ કરવાને કહ્યું પણ કોઇએ તે માન્યું નહિ, કારણ કે આવા દુષ્ટને શિક્ષા થવી જ જોઈએ એવો સર્વનો, ત્યાંના અધિકારીનો તથા રાજ્યકર્તાનો નિશ્ચય હતો. **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** પોતાને ત્યાંથી નિકળ-

વાના નિશ્ચય કરેલા સમયે પ્રયાણઅર્થે નિકળ્યા. તેમને માનપૂર્વક સર્વ સજ્જનોએ વિદાય કર્યા. યોગ્યતાપ્રમાણે ભેટપોષાક આપી લઇને પોતાના વહાણમાં આવીને બેઠા અને સર્વવડે આનન્દથી કરાતા જયઘોષસાથે વહાણોને ચાલતાં કર્યાં. **શ્રીકંઠ** અને **શ્રીભદ્ર** પરસ્પર આનન્દવાર્તા કરતા, ઘણા દિવસના વિયોગી સ્વજનોને મળવાના ઉલ્લાસથી ગૃહપ્રતિ જવાના માર્ગને કાપવા લાગ્યા. પોતાના પ્રવાસની રહી ગયેલી સૂક્ષ્મ વાર્તાઓ પ્રસંગવડે સ્મરણ આવવાથી એકબીજાને કહેતા, પોતે જોયેલા તથા મેળવેલા પદાર્થોનાં તથા તે તે પદાર્થોને જે જે વિધિથી સંપાદન કરેલા તે તે વિધિનાં સ્વરૂપને વર્ણવતા તથા મધ્યે મધ્યે ઇશ્વરના ગુણાનુવાદ ગાતા સર્વ ક્રમથી આગળ વધ્યા જતા હતા.

સંસારમાં મનુષ્યો ભૂતભાવિને ન જાણનાર હોવાથી આશાના પ્રવાહમાં પડ્યા પડ્યા અનેક પ્રકારના ભવિષ્યકાલે કરવા યોગ્ય ક્રિયાસંબન્ધી નિશ્ચયોને ઉત્સાહથી કર્યા કરે છે, અને નવા નવા મનોરથોને ઉપજતા જાણીને તે સંબન્ધમાં વિવિધ સંકલ્પો કરીને તેમાં બંધાઇ રહે છે. આ નિયમને અનુસરનારા તે **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** પણ ભાવિનિમિત્તે અનેક નિશ્ચયોને તથા સંકલ્પોને અંતરમાં સાધતા હતા.

આ જીવો કર્મની વિચિત્ર ગતિને ન જાણનાર હોવાથી પોતે આરંભેલા સર્વ પ્રયત્નનો અંત અનુકૂલ ફલ ઉપજાવવામાં જ આવશે એવાં અનુમાનોને ઉપજાવી લે છે, પણ પ્રતિકૂલ ફલ જ મને મળશે એવાં વિરોધી અનુમાનને ઉપજાવી લેતા નથી. આ સ્વાભાવિક નિયમને વશ વર્તતા તે **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** પણ પોતે દીર્ઘ પ્રયત્ને વિદેશથી સંપાદન કરી આણેલા પદાર્થોનો હવે સત્વર ઉપભોગ લઇશું અને નિવૃત્તિથી સ્વજનોસહ આનન્દને અનુભવતા અતઃપર નિર્વિઘ્ને કેટલોક કાલ ગૃહવિષે જ રહીશું એવું ધારતા હતા. પણ પ્રસંગે જીવ એક પ્રકારનું ચિંતન કરતો હોય છે અને તેનું અદૃષ્ટ દૈવ તેના સંબન્ધમાં અન્ય પ્રકારનું જ ચિન્તન કરતું હોય છે, એ વાર્તા આ બંનેના લક્ષમાં એ ક્ષણે આવતી ન હતી.

વિશેષે કરીને સંપત્તિ અને આપત્તિ જ્યારે મનુષ્યને પ્રાપ્ત થનાર હોય છે ત્યારે એકાએક જ આવી પ્રાપ્ત થાય છે. કોઈ કોઈ સમયે તો સંપત્તિ કે આપત્તિનાં આગળથી જ વાજાં વાગતાં સમજાય છે, અર્થાત્ કોઈકોઈ નિમિત્તથી આ જીવોને તે સ્પષ્ટ થતું જાય છે. જ્યારે આપત્તિ આવવા પૂર્વે તેનું પ્રતિબંધક કર્મ કરી શકાય એટલા અવકાશપૂર્વક આપત્તિના

આવવા સંબંધીનું જ્ઞાન થાય છે, અને જો તેનું પ્રતિબંધક કર્મ જાણવામાં હોય છે અને કરાય છે તો તો આપત્તિને આવતી જ ટાળી શકાય છે. પણ ઘણી વાર તેમ હોતું નથી. આ બેમાં શ્રીકંઠે તો જન્મ ધરીને કદી આપત્તિનું મુખ જોયું નથી. શ્રીભદ્ર પણ માત્ર પેલા દુષ્ટોના છલથી આવેલી આપત્તિને જ જોઈ છે. આથી આપત્તિ આવશે કે શું એવો ભય આપનાર વિચાર પણ એમને તે ક્ષણે સ્ફુરતો સરખો ન હતો. આ જગતમાં મોટામાં મોટી આપત્તિતો તો શરીરનું સદા કાલમાટે વ્યાપાર-રહિત થવારૂપ મરણ છે. કોઈ મનુષ્યના માત્ર છીંક આવતાં, કોઈના માત્ર બગાસું આવતાં, કોઇના ઠોકર વાગવાથી પડતાં, કોઈના જલમાં ડૂબતાં અને કોઈના મૂર્ચ્છા આવતાં કે નિદ્રા લેતાં જ પ્રાણને મૃત્યુ પ્રકટીને હરી લે છે. અન્ય ઘણાના પ્રાણને તો વિવિધ વ્યાધિઓથી પીલી પીલીને મૃત્યુ લે છે. કોઈના પ્રાણને ભયંકર વ્યાધિદ્વારા અલ્પ સમયમાં પણ મૃત્યુ હરી લે છે. આ મૃત્યુવડે પ્રાણ હરાવારૂપ જે આપત્તિ છે તે જીવોમાં સહુથી મોટી મનાય છે. કારણ કે તે આપત્તિ ભોગવીને આના આ શરીરે પાછું આ સંબન્ધીઓને પ્રાપ્ત થવાતું નથી. જે આપત્તિ દેહાન્તર પ્રાપ્તિને કરતી નથી, તે સર્વ આપત્તિઓ મરણથી ઓછા ભયવાળી છે. તે અન્ય સર્વ આપત્તિઓમાં પણ ન્યૂનાધિક અનિષ્ટ ફલ આપનારી હોવાથી નાની મોટી ગણાય છે. આપત્તિમાત્ર મનુષ્યાદિ પ્રાણિને રુચિકર નથી, તોપણ કર્મસ્વભાવબલથી ધારી વા અણધારી આપત્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે. આ કારણથી પ્રત્યેક બુદ્ધિમાન્ મનુષ્યે આપત્તિનું ભય રાખીને સદાચારથી વર્તવું જોઇએ. સદાચરણી મનુષ્યોને પણ કોઈ પૂર્વરચિત પાપને ફલ આપવાના સમયે આપત્તિ આવે છે, પરંતુ તે કંઈ સદાચારરૂપ પુણ્યકર્મનું ફલ નથી. સદાચરણી પુરુષોવડે કરાતાં પુણ્યકર્મથી કોઈકોઈ પ્રસંગે આપત્તિ અટકે છે, કારણ કે અજાણતાં કરેલાં પુણ્યકર્મોમાં પણ કોઈ કોઈ પુણ્યકર્મ કોઈ કોઈ પાપકર્મના ફલનો પ્રતિબન્ધ કરવામાં સમર્થ હોય છે. આ કારણથી સદા સુખની ઇચ્છાવાળાઓએ કયા પાપનું કયું પુણ્યકર્મ પ્રતિબંધક છે એ જાણ્યા વિના પણ વિવિધ પુણ્યકર્મને રચતા રહેવું એ નીતિ છે.

આ શ્રીકંઠ તથા શ્રીભદ્ર તેમ જ એમના પિતા શ્રીરંગશેઠ પોતાની વૃદ્ધપરંપરાથી ચાલતા આવેલા સદાચારથી વર્તનારા અને પુણ્યકર્મને આચરનારા હતા, તો પણ એમને દુઃખસંતાપનો અનુભવ કરાવનારી દુષ્ટ આપત્તિ પૂર્વરચિત કોઈ કર્મદોષથી ન જ આવે એમ નથી. શ્રીરંગ-

શેઠને પુત્રવિયોગ આપત્તિરૂપ થયો છે, તેમ જ એથી મોટી કોઈ આપત્તિ આવે તો તેથી તે, અથવા આ પુત્રોમાંના કોઈને આપત્તિ આવે તો પણ તેઓમાંનું કોઇ સદાચારથી કે પુણ્યકર્મથી ભ્રષ્ટ થાય એમ ન હતું.

આ પ્રકારના સન્મતિવાળા તે **શ્રીકંઠ** તથા **શ્રીભદ્ર** ગૃહપ્રતિ જવાની આશામાં માર્ગનું અતિક્રમણ કરતા હતા. એવામાં એક દિવસ સાયંકાલે સૂર્યઅસ્ત થયા પછી સમુદ્રઉપર એકાએક ભયંકર વાયુ વાવા લાગ્યો, અને તેથી નાવિકો ગભરાટમાં પડ્યા. નાવિકોને વિકલ થયેલા જોઈને **શ્રીકંઠ** તથા **શ્રીભદ્ર** પણ ચિંતાતુર થયા અને સાવધાન થઈને દિશાઓપ્રતિ જોવા લાગ્યા. વિઘ્નથી રક્ષણ કરનાર ઈશનું સ્મરણ કરતાં પોતાના તે સમયના કર્તવ્યને વિચારવા લાગ્યા. જલમાં પણ મોટો ક્ષોભ થયો ભાસ્યો, અને તેથી એક બીજાનો ગભરાટ વધવા લાગ્યો. નાવિકો પોતાની નિપુણતાપ્રમાણે વહાણોનું રક્ષણ કરવા પ્રયત્ન કરતા જણાતા હતા, તોપણ તેમના ચિત્તને લગાર પણ સ્વસ્થતા થતી ન હતી. ક્રમે કરીને અંધકાર પ્રસર્યો અને ભયનાં ચિહ્નો વધવા લાગ્યાં. વહાણોને નિર્વિઘ્ન રોકી રખાય એવું કોઈ સ્થલ પણ સમીપમાં ન હતું. તોફાન વધતાં વહાણોની એવી વ્યવસ્થા થઈ કે એક વહાણનાં મનુષ્યો બીજા વહાણનું શું થયું તે જાણી શકે નહિ. સર્વનાં અન્તઃકરણ ભયથી ધ્રુજતાં હતાં તો પણ સમયસૂચક એવા **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** જેમણે પોતપોતાનાં જલથી રક્ષણ કરવાનાં સાધનો સમીપ રાખ્યાં હતાં તેમણે તે તે સાવધાનતાથી શરીરઉપર ધારણ કરી લીધાં. જલની છોળો વહાણમાં આવવા લાગી, અને આકાશપાતાળ એક કરશે કે શું એવો ભયંકર વાયુ પ્રબલ વેગથી વાવા લાગ્યો. બધા નાવિકો ધૈર્યરહિત થઈ ગયા, અને **શ્રીભદ્ર**ને તથા **શ્રીકંઠ**ને પોતાની દુર્બલતા સૂચવીને કહેવા લાગ્યા કે મહારાજ ! હવે ધણી રાખશે તો રહીશું. **શ્રીકંઠ** તથા **શ્રીભદ્રે** તેમને સર્વને ધીરજ આપી કહ્યું કે તમે ગભરાશો નહિ. તમે તમારું રક્ષણ થાય એ પ્રમાણે વર્તતા સાવધાન રહેજો. અમારી ચિન્તા કરશો નહિ. જે વિઘ્નેશ્વર જગદીશની સત્તાથી થનાર હશે તે થશે નાવિકોપ્રતિ આ પ્રકારનાં વચનો બોલીને ઇષ્ટસ્મરણ કરતાં ઇષ્ટપ્રતિ નિર્ભયતાસૂચક વચનો વદવા લાગ્યા.

**શ્રીભદ્ર** કહે છે : હે જગદાધાર ! આ સંસારમાં જેને જન્મ છે તેને મરણ અવશ્ય છે. આ ક્ષણે કે કાલાંતરે પણ મરણ એક દિવસ છે, જેથી આ પ્રતીત થતા ભયમાં મરણનું ભય નથી, માત્ર આપનું શરણ પ્રાપ્ત થશે કે નહિ એ જ સંશયાત્મક છે. માટે સવિનય કહું છું કે

હે વિશ્વાત્મન્! આપથી અભેદપણે જ્યાં ત્યાં સદા સ્થાપજો; અને જો ઉગારવા યોગ્ય જણાય તો ઉગારજો.

**શ્રીકંઠ** કહે છે : હે ભવતારક ! આ જીવો આપના આશ્રયવિના આ સંસારસાગરમાં સદા ડુબેલા જ છે. માત્ર અજ્ઞાનવડે મિથ્યા પોતાને નહિ ડુબેલા સમજે છે. આ હું કે જે ભવસાગરમાં વિષયવાસનાના બલથી ડુબેલો છું તેને આ સાગરમાં ડુબવાનું ભય નથી, પણ હે ત્રાતા ! આ ભવસાગરથી સદા તારજો, અને સ્વરૂપમાં નિર્વિઘ્ન સ્થિતિ આપજો.

આ પ્રકારનાં વચનો બોલી હાથ જોડી અંતરમાં ઇષ્ટાનુસંધાન કરે છે એટલામાં વિલક્ષણ પ્રારબ્ધથી પ્રેરાયલા વાયુના વેગે તે વહાણને ઉછાળીને ઉંધું કરી નાંખ્યું. **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** જલમાં પડ્યા અને અદૃષ્ટ ગતિથી અન્ય ક્ષણે આવેલા વિલક્ષણ વેગથી તે વહાણ પાછું સીધું થઈને આગળ વહી ગયું. જેનું રક્ષણ થનાર છે તેને કોઈપણ હાનિ કરી શકતું નથી. નાવિકો વહાણના કોઈ ભાગને બલથી વળગી રહેલા તે જલમાં બોળાઈને પણ વહાણ સીધું થયું તેની સાથે બચી ગયા. **શ્રીભદ્ર**નો તથા **શ્રીકંઠ**નો જે કંઈ શેષ રહેલો સામાન હતો તે પણ વ્યવસ્થાથી બાંધેલો તથા મૂકેલો વહાણમાં જેમનો તેમ સુરક્ષિત રહ્યો. માત્ર બે ભાઈઓ જલમાં પડી વહેતા થયા, અને સીધું થયેલું વહાણ પણ આગળ સમુદ્રની છોળોસાથે વહી ગયું. આ બે જણે વહાણનું શું થયું તે જાણ્યું નહિ. નાવિકોએ જાણ્યું કે શેઠના બંને પુત્રો જલમાં પડ્યા. તેમણે પોતાના સામર્થ્યપ્રમાણે પ્રયત્નને આદર્યો, પણ દૈવગતિથી આ બંને જણા તેમની દૃષ્ટિએ આવ્યા નહિ, અને ત્રણેનો વિયોગ સહજમાં થઈ ગયો. વિવિધ વહાણોમાં બેઠેલાં મનુષ્યોને એકબીજાનું શું થયું તે જણાતું ન હતું, પણ સર્વ પોતપોતાના અદૃષ્ટબલે આ ભયંકર પ્રસંગમાં આગળપાછળ માર્ગ કાપતા મરણના મુખમાં પ્રાપ્ત છીએ એવું ધારતા હતા.

બિચારા **શ્રીરંગ** શેઠ જેમના તત્કાલ તો ત્રણે પુત્રને સમુદ્રે લઈ લીધા છે તે તો **શ્રીભદ્ર**ની શોધે નિકળ્યા છે, તે માર્ગનું અતિક્રમણ કરતાં જ્યાં **શ્રીભદ્ર** સંકટમાં પડેલો હતો ત્યાં જઈ પહોંચ્યા. નાવિકો ભોમીયા હતા, અને **શ્રીભદ્ર**નો મુનીમ પણ સાથે હતો તેથી વહાણો અટકાવીને ઉતરવાના સ્થલે ઉતર્યા. આ સમર્થ શ્રીમાન્ શેઠને માણસોસહિત ઉતરેલા જોઈને આસપાસનાં સર્વ મનુષ્યો તેમની પાસે આવ્યાં. મુનીમને ઓળખનારાં સારાં મનુષ્ય પણ તેમાં હતાં. તેમણે તત્કાલ **શ્રીભદ્ર**ના સંબન્ધમાં થયેલો સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. તે જાણીને **શ્રીરંગ** શેઠ

બહુ પ્રસન્ન થયા. ત્યાંથી જ પાછા વળી જ્યાં **શ્રીકંઠ** તથા **શ્રીભદ્ર** છે ત્યાં જવા વિચારવા લાગ્યા. એટલામાં મુખ્ય અધિકારીને કોઈએ જઈને સમાચાર કહ્યા. તે અધિકારીએ પ્રજાપાલકને સમાચાર જણાવ્યા. તેમણે વાહન વગેરે મોકલી પ્રતિષ્ટાથી તેડી લાવી ઉતારો આપવાની વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી. પેલા પરોપકારી પુરુષને પણ સમાચાર મળ્યા; તે પણ તત્કાલ **શ્રીરંગ** શેઠપાસે આવ્યો, અને તેણે **શ્રીભદ્ર**નાં સર્વ કુશલ વર્તમાન જણાવ્યાં. **શ્રીરંગ** શેઠને ત્યાં એક દિવસ પણ રહેવાની વૃત્તિ ન હતી, તોપણ મુખ્ય અધિકારી વાહનસાથે તેડવા આવ્યા, અને તેમને તે આગ્રહથી ઉતારે તેડી ગયા. **શ્રીરંગ** શેઠે તેમનો બહુ ઉપકાર માન્યો, અને સ્તુતિ કરી તથા પ્રજાપાલકને મળવાની ઇચ્છા જણાવી અને કહ્યું કે મારે પુત્રસમીપ સત્વર જવું છે માટે મને એક દિવસ પણ અત્ર રોકશો નહિ. મુખ્ય અધિકારીએ **શ્રીરંગ**શેઠની પાછા વળવાની ઉત્કટ ઇચ્છા જાણીને તત્કાલ પ્રજાપાલકને સમાચાર મોકલી **શ્રીરંગ**શેઠને તેડી જઈ મેળવ્યા. **શ્રીરંગ**શેઠે પ્રજાપાલકને કિમતી ભેટ મૂકી, અને પ્રીતિથી પરસ્પર વાતચીત કરી. પોતાના પુત્રને નિર્વિઘ્ન માનપૂર્વક વિદાય કર્યો તે સંબન્ધમાં **શ્રીરંગ**શેઠે પ્રજાપાલકનો આભાર માન્યો, અને પ્રજાપાલકે **શ્રીભદ્ર**ને અકારણ વેઠવા પડેલા સંકટમાટે પોતાનો અસંતોષ જણાવ્યો. અતિ આગ્રહે **શ્રીરંગ**શેઠે પુત્રને સત્વર જોવાની ઇચ્છા જણાવવાથી. પ્રજાપાલકે તે સ્વીકારી અને મૂલ્યવાન્ વસ્ત્રાલંકાર રાજ્યપક્ષથી આપી માનથી ઉતારે વિદાય કર્યા. તે પછી **શ્રીરંગ**શેઠે મુખ્ય અધિકારીને તથા પેલા પરોપકારી પુરુષને ઉત્તમ ભેટ આપી અને તેમણે કરેલા ઉપકારનિમિત્ત ઘણો સંતોષ જણાવ્યો. **શ્રીરંગ**શેઠે ત્યાં પ્રસન્ન ચિત્તથી સમય થયાથી ભોજન કર્યું. અને તત્કાલ સર્વસાથે માનપૂર્વક વહાણસમીપ આવ્યા. પોતાનાં સર્વ મનુષ્યોસહિત વહાણમાં બેસીને વહાણોને વહેતાં કરાવ્યાં. **શ્રીરંગ**શેઠનો આ સમયનો આનન્દ અવર્ણનીય હતો. ઈશ્વરનું સ્તવન કરતા પુત્રને કુશલ જાણી પુત્રસમીપ જવાના ઉત્સાહથી માર્ગ કાપતા ચાલ્યા.

મનુષ્યોને સુખની પ્રતીતિનો સમય જાણે ઉતાવળી ગતિથી જતો હોય એમ ભાસે છે. અને દુઃખની પ્રતીતિનો સમય જાણે મંદમંદ ગતિથી વ્યતીત થતો હોય એમ ભાસે છે. વસ્તુતઃ સમય કાંઇ ત્વરિત કે મંદગતિથી વ્યતીત થતો નથી; માત્ર અન્તઃકરણની સ્થિતિથી એવો ભાસ થાય છે. **શ્રીરંગ**શેઠ સુખનું ભાન કરતા કરતા અલ્પ સમયમાં જ્યાં **શ્રીકંઠ** અને **શ્રીભદ્ર**ની સ્થિતિ જાણી હતી ત્યાં આવી પહોંચ્યા. વહાણમાંથી

ઉતરી તીરઉપર આવી તીરસ્થ મનુષ્યોને પૂછ્યું તેથી જણાયું કે આ સ્થલથી તે બંને ભાઈઓ પોતાનાં મનુષ્યોસહિત સુખરૂપ સંમાનપૂર્વક ગૃહપ્રતિ વિદાય થયા છે. આ સમાચાર સાંભળી શ્રીરંગશેઠ પાછા વહાણમાં બેઠા, અને મુનીમને યથાર્થ સમાચાર લઈ આવવા તથા દેશાધિપતિને ભેટરૂપે મૂલ્યવાન્ પદાર્થો અર્પવા નગરમાં મોકલ્યો. તેણે ઘટિત સમાચાર જાણ્યા, અને દેશાધિપતિને ભેટ આપી. તેમણે એક બે દિવસ રાખવાનો આગ્રહ કર્યો, પણ મુનીમે વિનયથી શેઠની ઇચ્છા જણાવીને વિદાય માગી. તે દેશપતિએ રાજ્યની રીતપ્રમાણે ત્યાંના મુખ્ય અધિકારીને સારાં વસ્ત્ર શેઠને અર્પવા, તથા રાજ્યરીતપ્રમાણે માનઆગ્રહ આપવા કરવા શેઠસમીપ મોકલ્યા. તેમણે જઈને શ્રીરંગશેઠને સન્માનપૂર્વક વસ્ત્ર અર્પ્યાં અને નગરમાં આવવા આગ્રહ કર્યો, પણ શ્રીરંગશેઠે જવાની આવશ્યકતા જણાવીને વિદાય માગી, અને તે મુખ્ય અધિકારીને મૂલ્યવાન્ ભેટ આપી. પછી તે અધિકારીએ ઘટિત માન આપ્યું તેમ જ ન ઉતર્યાથી અસંતોષ જણાવ્યો, અને નિરુપાયે વિદાય આપી પોતે પણ પાછો વળ્યો. શ્રીરંગશેઠે બે પુત્રના સુખ સમાચાર જાણી અધિક સંતોષ માન્યો, અને સુખાનુભવ કરતાં ત્યાંથી પુનઃ પ્રયાણ કર્યું.

આ જીવોને પોતાનું અનિષ્ટ થયું હોય છે, પણ જ્યાંસુધી જાણવામાં આવતું નથી ત્યાં સુધી દુઃખાનુભવ થતો નથી. તેથી એમ નિશ્ચય થાય છે કે પોતાનાં માનેલાં પ્રાણિપદાર્થનો નાશ, વિયોગ કે તે પ્રાણિપદાર્થની દુર્દશા એ જ માત્ર દુઃખની પ્રતીતિનો સાક્ષાત્ હેતુ નથી, પણ અન્તઃકરણમાં ઉપજેલું તે સંબન્ધીનું જ્ઞાન જ માત્ર દુઃખની પ્રતીતિમાં સાક્ષાત્ હેતુ છે. આ કારણથી આ શ્રીરંગશેઠના આ બે પુત્રો પણ સમુદ્રમાં પડ્યા છે, તથાપિ એ જાણતા નથી તેથી એમને કે એમનાં ગૃહનિવાસી સ્વજનોને એ સંબન્ધનું દુઃખ ભાસતું નથી.

આમ છતાં પણ જ્યારે જ્યારે આ જીવોનું વ્યવહારદૃષ્ટિથી મનાતું અનિષ્ટ થાય છે કે થવાનો સમય આવે છે ત્યારે ઘણે પ્રસંગે આ જીવોને અનિષ્ટનાં સૂચક કોઈ કોઈ ચિહ્ન પ્રતીત થાય છે. તે ચિહ્નોનાં સ્વરૂપને જાણનાર વિચક્ષણ મનુષ્યો તે ચિહ્નોના ભાનથી અનિષ્ટનું અનુમાન કરી લે છે. આ શ્રીરંગશેઠ ત્યાંથી આગળ ચાલતા થયા ત્યાર પછી એમને કારણ પ્રતીત ન થતાં છતાં પણ અન્તઃકરણમાં ઉદ્વેગ થવા લાગ્યો, વામાંગ સ્ફુરવા લાગ્યું, અને આનંદથી ભ્રષ્ટ કરનાર વિવિધ વિચારો સ્ફુરવા લાગ્યા.

આ પ્રકારે થવાથી શ્રીરંગશેઠ મનમાં વિચાર કરવા લાગ્યા કે અહો ! દૈવની ગતિ વિચિત્ર છે! આ મનુષ્યાદિ પ્રાણિઓને એક ક્ષણે સુખ અને અન્ય ક્ષણે દુઃખનું ભાન અંતરમાં રહીને કરાવનાર એ દૈવ જ છે. ભૂતભવિષ્યને નહિ જાણનાર આ અલ્પજ્ઞ જીવો જાણતા નથી કે આપણે કોના આધારથી જન્મી જીવીએ છીએ, અને કયા આધારનો ભંગ થવાથી મરણને પામીએ છીએ, તથા આ અંતરમાંથી અણચિંતા પ્રકટી આવતા હર્ષશોકને કોણ શા નિમિત્તે ઉપજાવે છે અને લય પમાડે છે. આ સંબન્ધી યથાવત્ નહિ જાણનાર જીવો ઇષ્ટઅનિષ્ટમાં કારણરૂપે અનેક નિમિત્તોને સ્થાપે છે, છતાં તે સદા સત્ય હોતાં નથી. આ હું કે જે આ ક્ષણની પૂર્વ ક્ષણપર્યન્ત જાણે સુખના સમુદ્રમાં નિમગ્ન થયો હોઉં એમ માનતો હતો તે હવે પાછો જાણે દુઃખના સમુદ્રમાં તણાયો જતો હોઉં એમ મને અનુભવું છું. આ સર્વ કૃત્ય આ જીવોની દૃષ્ટિ અને બુદ્ધિથી અજ્ઞાત એવું જે અદૃષ્ટ કે દૈવઆદિ શબ્દોથી ઓળખાતું અંતરમાં રહેલું બલ છે તેનું જ છે. મારા એક પુત્રનું સમુદ્રમાં પડવું થયું છે તે તો હું પ્રથમથી જ જાણું છું, તેથી આ એકાએક પ્રતીત થતો સુખનો અભાવ કંઇ તેના નિમિત્તનો હોય એ તો સંભવતું નથી. આ અનિષ્ટસૂચક ચિહ્નો અને ચિત્તની શાંતિનો અભાવ એ અવશ્ય કોઈ પ્રકારના પણ અન્ય અનિષ્ટનાં જણાવનારાં હોવાં ઘટે છે. આ પુત્રો આ સ્થલપર્યંત કુશલ હતા એ તો નિઃસન્દેહ વાર્તા જાણી લીધી છે. કદાચિત્ આ સ્થલથી નિકળ્યા પછી એમને અથવા ગૃહમાં કોઇને કાંઈ અનિષ્ટ પ્રાપ્ત થયું હોય તો તે નિમિત્તે આ ચિહ્નો થયાં મનાય ખરાં. હશે, જે અવશ્ય થનાર હશે તે થયું હશે. એમાં આ ક્ષણે આપણો કરેલો કોઈ વિચાર કે પ્રયત્ન નિરુપયોગી છે. આ સંસારમાં દુઃખનાં કારણોનું કે દુઃખનું આવવું એ કંઈ આશ્ચર્ય ઉપજાવનાર ખરું જોતાં નથી, કારણ કે આ સમગ્ર જગત્ દુઃખરૂપ જ મનાયું છે. આ દુઃખરૂપ મનાયલા જગત્માં જ્યારે મનુષ્યને સુખનું કે સુખનાં કારણોનું ભાન થાય ત્યારે એક પક્ષથી આશ્ચર્ય માનવાસરખું છે. વાસ્તવ દૃષ્ટિથી તો તેમ થયે પણ મને આશ્ચર્ય પ્રતીત થાય એમ નથી. કારણ કે સુખસ્વરૂપ પરમાત્મા સર્વત્ર વિદ્યમાન છે, આ મને જ્ઞાત જ છે. જ્યારે જ્યારે જીવત્વસાથે દુઃખની પ્રતીતિ કરાવનાર સાક્ષાત્ અવિદ્યાનો પ્રધાન અંશ શમે છે ત્યારે ત્યારે આ જીવોને ક્ષણિક સુખની અભિવ્યક્તિ હોય છે; અને જ્યારે તે અવિદ્યાનો કાર્યસહિત લય હોય છે ત્યારે ત્યારે સ્વરૂપસુખની વિશેષ અભિવ્યક્તિ હોય છે. જીવત્વની નિર્વાહક અવિદ્યા જ્યારે પોતાના મલિન રજતમ-

અંશથી પ્રધાનપણે સ્ફુટ હોય છે ત્યારે ત્યારે જીવને અવશ્ય દુઃખ ક્લેશનો અનુભવ કરાવે છે. આ ક્ષણે મારા અન્તઃકરણમાં અવિદ્યા દુઃખની પ્રતીતિ કરાવનારરૂપે સ્થિત છે તેથી દુષ્ટ સંસ્કારને ફલ આપવાનો સમય અનુમાન કરાય છે; અને એમ હોવાથી આ ક્ષણે મારે ક્લેશવશ થવું કે સંતાપ કરવો વ્યર્થ છે. આવા સમયમાં તો સત્સંસ્કારનું અભિવ્યંજક ઇષ્ટસ્મરણ જ માત્ર મારે કર્તવ્ય છે.

આ આદિ અનેક પ્રકારના વિચારથી વૃત્તિને સમાધાનમાં સ્થાપીને **શ્રીરંગશેઠ** સર્વાધિપતિ **પરમાત્માનું** સ્મરણચિંતન કરતા માર્ગને કાપવા લાગ્યા.

**શ્રીભદ્ર** અને **શ્રીકંઠના** સમુદ્રમાં પડ્યા પછી અલ્પ સમયમાં એ અકસ્માત્ ઉપજી આવેલું ભય ધીરે ધીરે શમતું ગયું; અને તેથી છૂટાં પડીને ગમે તેમ વહી ગયેલાં વહાણો આગળ જતાં એકબીજાને મળી ગયાં. પરસ્પરના સમાચાર જાણ્યા, પણ **શ્રીભદ્ર** અને **શ્રીકંઠનું** વહાણ તેમને તત્કાલ ન આવી મળ્યું તેથી સર્વને મોટું ભય પ્રતીત થવા લાગ્યું. દૈવગતિથી સહજ આગળ ચાલતાં તે વહાણ સર્વની દૃષ્ટિએ પડ્યું, અને હર્ષથી સર્વ તેને આવી મળવાની વાટ જોતા હતા એટલામાં તેમની છેક સમીપ આવતાં નાવિકોએ કરેલો શોકસંતાપયુક્ત કોલાહલ સંભળાયો, તેથી સર્વને આશ્ચર્યસહિત ખેદ થવા લાગ્યો. પરસ્પર વાત કરી શકાય એવી સમીપતા થયેથી સર્વ તેમને પૂછવા લાગ્યા. નાવિકોએ રુદન કરતાં કરતા વ્યતીત વાર્તા કહી. સઉને એકાએક ક્લેશ પીડવા લાગ્યો અને તેમની શોધમાં સઉએ પાછા વળવાનો નિશ્ચય કર્યો. અનુકૂલતા સાધીને સર્વ વહાણો પાછાં ચલાવ્યાં. સર્વનો આનન્દ અભ્રવડે આચ્છાદિત સૂર્યની પેઠે થઈ ગયો, અને તેથી દુઃખમાં આવેલા તે સર્વ પોતપોતાના પ્રતિકૂલ દૈવનો નિશ્ચય કરતા ક્લેશને અનુભવવા લાગ્યા.

ઇશ્વરેચ્છાથી એમ થયું કે **શ્રીરંગશેઠ** ઇષ્ટસ્મરણ કરતા વહાણ આવતા હતા અને આ વહાણો પાછા જતાં હતાં તે બંને લગભગ જે સ્થલે **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** જલમાં પડ્યા હતા તે સ્થલે આવતાં એકઠાં થયાં. પરસ્પર નાવિકોએ શેઠના વહાણોને ઓળખ્યાં. **શ્રીરંગશેઠને** તેમના નાવિકોએ સમાચાર જણાવ્યા કે આપણાં વહાણ આ સામાં આવે છે, એ સાંભળીને **શ્રીરંગશેઠને** વિવિધ વિચાર આવ્યા. એક તો એવો વિચાર આવ્યો કે આ વહાણો **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠને** સુખરૂપ ઘેર પહોંચાડીને તેમની સાથે વિદાય કરવા આવેલા મનુષ્યોને જ્યાંનાં ત્યાં

આ પ્રકારે થવાથી શ્રીરંગશેઠ મનમાં વિચાર કરવા લાગ્યા કે અહો ! દૈવની ગતિ વિચિત્ર છે! આ મનુષ્યાદિ પ્રાણિઓને એક ક્ષણે સુખ અને અન્ય ક્ષણે દુ:ખનું ભાન અંતરમાં રહીને કરાવનાર એ દૈવ જ છે. ભૂતભવિષ્યને નહિ જાણનાર આ અલ્પજ્ઞ જીવો જાણતા નથી કે આપણે કોના આધારથી જન્મી જીવીએ છીએ, અને કયા આધારનો ભંગ થવાથી મરણને પામીએ છીએ, તથા આ અંતરમાંથી અણછતા પ્રકટી આવતા હર્ષશોકને કોણ શા નિમિત્તે ઉપજાવે છે અને લય પમાડે છે. આ સંબન્ધી યથાવત્ નહિ જાણનાર જીવો ઇષ્ટઅનિષ્ટમાં કારણરૂપે અનેક નિમિત્તોને સ્થાપે છે, છતાં તે સદા સત્ય હોતાં નથી. આ હું કે જે આ ક્ષણની પૂર્વ ક્ષણપર્યન્ત જાણે સુખના સમુદ્રમાં નિમગ્ન થયો હોઉં એમ માનતો હતો તે હવે પાછો જાણે દુ:ખના સમુદ્રમાં તણાયો જતો હોઉં એમ મને અનુભવું છું. આ સર્વ કૃત્ય આ જીવોની દૃષ્ટિ અને બુદ્ધિથી અજ્ઞાત એવું જે અદૃષ્ટ કે દૈવઆદિ શબ્દોથી ઓળખાતું અંતરમાં રહેલું બલ છે તેનું જ છે. મારા એક પુત્રનું સમુદ્રમાં પડવું થયું છે તે તો હું પ્રથમથી જ જાણું છું, તેથી આ એકાએક પ્રતીત થતો સુખનો અભાવ કંઇ તેના નિમિત્તનો હોય એ તો સંભવતું નથી. આ અનિષ્ટસૂચક ચિહ્નો અને ચિત્તની શાંતિનો અભાવ એ અવશ્ય કોઈ પ્રકારના પણ અન્ય અનિષ્ટનાં જણાવનારાં હોવાં ઘટે છે. આ પુત્રો આ સ્થલપર્યંત કુશલ હતા એ તો નિ:સન્દેહ વાર્તા જાણી લીધી છે. કદાચિત્ આ સ્થલથી નિકળ્યા પછી એમને અથવા ગૃહમાં કોઇને કાંઈ અનિષ્ટ પ્રાપ્ત થયું હોય તો તે નિમિત્તે આ ચિહ્નો થયાં મનાય ખરાં. હશે, જે અવશ્ય થનાર હશે તે થયું હશે. એમાં આ ક્ષણે આપણો કરેલો કોઈ વિચાર કે પ્રયત્ન નિરુપયોગી છે. આ સંસારમાં દુ:ખનાં કારણોનું કે દુ:ખનું આવવું એ કંઈ આશ્ચર્ય ઉપજાવનાર ખરું જોતાં નથી, કારણ કે આ સમગ્ર જગત્ દુ:ખરૂપ જ મનાયું છે. આ દુ:ખરૂપ મનાયલા જગત્માં જ્યારે મનુષ્યને સુખનું કે સુખનાં કારણોનું ભાન થાય ત્યારે એક પક્ષથી આશ્ચર્ય માનવાસરખું છે. વાસ્તવ દૃષ્ટિથી તો તેમ થયે પણ મને આશ્ચર્ય પ્રતીત થાય એમ નથી. કારણ કે સુખસ્વરૂપ પરમાત્મા સર્વત્ર વિદ્યમાન છે, આ મને જ્ઞાત જ છે. જ્યારે જ્યારે જીવત્વસાથે દુ:ખની પ્રતીતિ કરાવનાર સાક્ષાત્ અવિદ્યાનો પ્રધાન અંશ શમે છે ત્યારે ત્યારે આ જીવોને ક્ષણિક સુખની અભિવ્યક્તિ હોય છે; અને જ્યારે તે અવિદ્યાનો કાર્યસહિત લય હોય છે ત્યારે ત્યારે સ્વરૂપસુખની વિશેષ અભિવ્યક્તિ હોય છે. જીવત્વની નિર્વાહક અવિદ્યા જ્યારે પોતાના મલિન રજતમ-

અંશથી પ્રધાનપણે સ્ફુટ હોય છે ત્યારે ત્યારે જીવને અવશ્ય દુઃખ ક્લેશનો અનુભવ કરાવે છે. આ ક્ષણે મારા અન્તઃકરણમાં અવિદ્યા દુઃખની પ્રતીતિ કરાવનારરૂપે સ્થિત છે તેથી દુષ્ટ સંસ્કારને ફલ આપવાનો સમય અનુમાન કરાય છે; અને એમ હોવાથી આ ક્ષણે મારે ક્લેશવશ થવું કે સંતાપ કરવો વ્યર્થ છે. આવા સમયમાં તો સત્સંસ્કારનું અભિવ્યંજક ઇષ્ટસ્મરણ જ માત્ર મારે કર્તવ્ય છે.

આ આદિ અનેક પ્રકારના વિચારથી વૃત્તિને સમાધાનમાં સ્થાપીને **શ્રીરંગ**શેઠ સર્વાધિપતિ **પરમાત્મા**નું સ્મરણચિંતન કરતા માર્ગને કાપવા લાગ્યા.

**શ્રીભદ્ર** અને **શ્રીકંઠ**ના સમુદ્રમાં પડ્યા પછી અલ્પ સમયમાં એ અકસ્માત્ ઉપજી આવેલું ભય ધીરે ધીરે શમતું ગયું; અને તેથી છૂટાં પડીને ગમે તેમ વહી ગયેલાં વહાણો આગળ જતાં એકબીજાને મળી ગયાં. પરસ્પરના સમાચાર જાણ્યા, પણ **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ**નું વહાણ તેમને તત્કાલ ન આવી મળ્યું તેથી સર્વને મોટું ભય પ્રતીત થવા લાગ્યું. દૈવગતિથી સહજ આગળ ચાલતાં તે વહાણ સર્વની દૃષ્ટિએ પડયું, અને હર્ષથી સર્વ તેને આવી મળવાની વાટ જોતા હતા એટલામાં તેમની છેક સમીપ આવતાં નાવિકોએ કરેલો શોકસંતાપયુક્ત કોલાહલ સંભળાયો, તેથી સર્વને આશ્ચર્યસહિત ખેદ થવા લાગ્યો. પરસ્પર વાત કરી શકાય એવી સમીપતા થયેથી સર્વ તેમને પૂછવા લાગ્યા. નાવિકોએ રુદન કરતા કરતા વ્યતીત વાર્તા કહી. સઉને એકાએક ક્લેશ પીડવા લાગ્યો અને તેમની શોધમાં સઉએ પાછા વળવાનો નિશ્ચય કર્યો. અનુકૂલતા સાધીને સર્વ વહાણો પાછા ચલાવ્યાં. સર્વનો આનન્દ અભ્રવડે આચ્છાદિત સૂર્યની પેઠે થઈ ગયો, અને તેથી દુઃખમાં આવેલા તે સર્વ પોતપોતાના પ્રતિકૂલ દૈવનો નિશ્ચય કરતા ક્લેશને અનુભવવા લાગ્યા.

ઇશ્વરેચ્છાથી એમ થયું કે **શ્રીરંગ**શેઠ ઇષ્ટસ્મરણ કરતા વહ્યા આવતા હતા અને આ વહાણો પાછા જતાં હતાં તે બંને લગભગ જે સ્થલે **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** જલમાં પડ્યા હતા તે સ્થલે આવતાં એકઠાં થયાં. પરસ્પર નાવિકોએ શેઠના વહાણોને ઓળખ્યાં. **શ્રીરંગ**શેઠને તેમના નાવિકોએ સમાચાર જણાવ્યા કે આપણાં વહાણ આ સામાં આવે છે, એ સાંભળીને **શ્રીરંગ**શેઠને વિવિધ વિચાર આવ્યા. એક તો એવો વિચાર આવ્યો કે આ વહાણો **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ**ને સુખરૂપ ઘેર પહોંચાડીને તેમની સાથે વિદાય કરવા આવેલા મનુષ્યોને જ્યાંનાં ત્યાં

પાછાં પહોંચાડવાને કદાચિત્ આવતાં હશે. તેમને બીજો વિચાર એ આવ્યો કે કાં તો એ બે પુત્રોએ ઘેર પહોંચીને મારા સમાચાર જાણીને મને સામા તેડવાને અને કુશલસમાચાર જણાવવાને પાછાં મોકલ્યાં હશે. વળી ત્રીજો વિચાર આવ્યો કે કાં તો શ્રીસાગરને તેડવા ગયેલો મુનીમ તેની શોધ લઈને આવ્યો હોય, અને તેને કુશલ ઘેર તેડી લાવ્યો હોય, અને પછી તે શુભ વર્તમાન મને જણાવવાને પાછો મારા સામો આવતો હોય. કાં તો કોઇ અનિષ્ટ થયું હોય તે નિમિત્તે આપણા સામા તેડવા આવતા હોય. આ આદિ વિચારોને કરે છે એટલામાં સઉ છેક લગભગ આવી પહોંચ્યા. પરસ્પર વાતચીત થાય એટલા સમીપ આવ્યા ત્યારે નાવિકોને ઓળખ્યા અને તેમને રડતા જોયા. શેઠે શ્રીકંઠ તથા શ્રીભદ્ર-સાથે મોકલેલા નાવિકોને જોઈને તથા તેમને ખેદ કરતા જાણીને ખેદ-સહિત આશ્ચર્યથી પૂછ્યું કે તમે ક્યાંથી અને શા માટે આવો છો તથા ભાઇઓ ક્યાં છે ? તેમણે ગભરાટથી ઉત્તર વાળ્યું કે જતાં અમને આ જગાએ તોફાન લાગ્યું, અને તેમાં આ વહાણો જોખમાતાં બધાં વહાણો આગળપાછળ થઇને બચી ગયાં. પણ આ શેઠનું વહાણ ઉથલી જવાથી બન્ને ભાઇઓ દરિયામાં આટલામાં જ પડ્યા. અમે તે તોફાનમાં ને તોફાનમાં આગળ ઘસડાઇ ગયા, અને પછી જ્યારે તોફાન શમ્યું અને બધા એકઠા થયા ત્યારે દુઃખથી રડીને પાછા ભાઈઓની શોધમાં નિકળી અહિં આવ્યા છીએ. અમે ખાલી શું મોઢું લઈને ઘેર જઇએ, એમ બોલી અધિક રુદન કરવા લાગ્યા.

વજ્રના ઘાવસરખાં વચનો શ્રવણ કરીને શ્રીરંગશેઠનું હૃદય અધિક છેદાયું; પરંતુ મહાધૈર્યવાન્ પુરુષ જેણે સંસારને તુચ્છ જાણેલો છે, પ્રાણિ-પદાર્થનો સંબંધ અને તેમનો વિયોગ વા નાશ શાથી થાય છે એ આદિ વિચારો ઉત્તમ પ્રકારે કરેલા છે તેથી એકાએક નહિ ગભરાતાં ધૈર્યથી કહ્યું: અરે નાવિકો ! તમે અકળાશો નહિ. એમાં તમારો કાંઈ દોષ નથી. ભાઇઓનું રક્ષણ વરુણદેવ કરનાર સમર્થ છે. પરમેશ્વર આપણા ભાઈ-ઓને કુશલ રાખશે. તે સંબન્ધમાં ચિંતા કરશો નહિ. હવે તમે અમારી સાથે જ રહો અને જે સ્થલ સમીપ હોય તે સ્થલે તીરઉપર ઉતરાય એવી રીતે વહાણોને લઈ જઈને લંગર કરો. પોતાના નાવિકોને પણ તે પ્રમાણે આજ્ઞા આપી કે જો સમીપમાં કોઈ મોટું શહેર અથવા ક્યાંહિ મોટી વસતિ હોય ત્યાં આપણાં વહાણોને લઈ જઈને ઠેપો.

શ્રીરંગશેઠની આજ્ઞાપ્રમાણે કુશલ નાવિકોએ સર્વ વહાણોને તીર-

પ્રતિ લીધાં, અને થોડે અંતરે મોટી વસ્તિવાળું સ્થાન હતું ત્યાં લઈ જઇને વહાણોને સ્થાપ્યાં. સર્વ તીરઉપર ઉતર્યા પછી શ્રીરંગશેઠે સઘળી વાર્તા પૂછી લીધી. યોગ્ય વિચાર કરીને વિદાય કરવા આવેલાં મનુષ્યોને યથાઘટિત બક્ષિસ આપીને તેમને પોતાને સ્થળે જવા આજ્ઞા કરી. તેમણે ઘણો ખેદ જણાવી બક્ષિસ લેવા ના પાડી, પણ અતિ આગ્રહથી શ્રીરંગશેઠે તે આપી અને કહ્યું કે તમે નિશ્ચિંત થઈને પાછા વળો. ભાઈઓના સમાચાર જણાયેથી તમને કુશલવર્તમાન મોકલશું. શેઠનો અતિ આગ્રહ જોઇને નિરુપાયથી ખિન્ન હૃદયથી વિદાય કરવા આવેલા સર્વ, વહાણમાં બેશીને વિદાય થયા. પછી શ્રીરંગશેઠ પોતાના મનમાં આ પ્રકારે વિચાર કરવા લાગ્યાઃ

અરેરે ! આ ભયંકર મહાસમુદ્રમાં પડેલા મારા પુત્રો કુશલ કેમ રહે ? અગાધ ઉંડા જલમાં મોટા મચ્છઆદિ પ્રાણઘાતક પ્રાણિઓ રહે છે, તેમના ભક્ષ્યરૂપ મનુષ્યશરીર જલમાં ગયા પછી નિર્વિઘ્ન પાછું ક્યાંથી આવી મળે ? મને ઉત્તર વયમાં પુત્રવિયોગે સંતાપ કે દુઃખનો અનુભવ કરાવનાર પ્રારબ્ધસંસ્કારનું આપેલું આ ફલ છે. અરેરે! વિવિધ આશાના ભરેલા આ પુત્રો પ્રથમાવસ્થામાંજ આપત્તિને વશ થયા! મને સર્વઐશ્વર્યસંપન્નસરખા પિતાને પ્રાપ્ત થઈને પણ એ પુત્રોએ ભોગવવાયોગ્ય કંઈ પણ સુખ ભોગવ્યું નહિ. મેં પણ એમને સમુદ્રમાં પ્રવાસ કરવાની આજ્ઞા આપી એ ઘણું ખોટું કર્યું, પરંતુ વસ્તુતઃ એમનું પ્રતિકૂલ પ્રારબ્ધ ફલ આપવાને સંમુખ થયેલું, તેણે એમને અને મને તેમ જ સર્વ સ્વજનોને મોહમાં નાંખીને એમનો પ્રવાસ સિદ્ધ કરાવ્યો, અને અન્તમાં આ ફલ આપ્યું. હવે દૈવને કે અન્ય કોઈને પણ દોષ દેવો એ નિષ્ફલ છે. તેજસ્વી, પુણ્યવાન્ અને મોટા પ્રતાપવાળા પુત્રોવિનાનો હું આ જગતની દૃષ્ટિથી પાંખવિનાના પક્ષીજેવો થયો ! હવે કયે માર્ગે જાઉં અને શું કરું ? એ પુત્રોની માતા અને એમની વધૂઓ જો આ વાર્તા જાણશે તો પ્રાણત્યાગ કર્યા વિના રહેશે નહિ. આ નાવિકોને ઈશ્વરે જ સુમતિ આપી કે જેથી એ પાછા ફર્યા અને મને મળ્યા. જો એ આગળ આગળ ચાલીને ગૃહપ્રતિ ગયા હોત અને આ સમાચાર જણાવ્યા હોત તો મારા ગયા પૂર્વે જ મોટો અનર્થ થયો હોત. કારણ કે તેમને ધૈર્ય આપનાર કોઈ પણ તેવું ન હતું. પેલા શ્રીસાગરને શોધવા ગયેલો મુનીમ પણ શુભ સમાચાર લઈને ભાગ્યે જ આવ્યો હશે. આવા દુઃખના સમયમાં એ પક્ષના પણ સુખદ સમાચાર મળવાની શી આશા ? આ સંસારમાં મનુષ્યને આપત્તિનો સમય આવે છે ત્યારે દશે દિશામાંથી

આપત્તિ આવી મળે છે. વિરોધી કર્મસંસ્કારોનું ફલ ગૃહમાં, વનમાં, પર્વતની ગુહામાં, સમુદ્રના જલમાં, આકાશમાં કે પાતાલમાં પણ પ્રવેશેલા મનુષ્યોને મળ્યાવિના રહેતું નથી. કર્મના કોશને દગ્ધ કરનાર કે પ્રારબ્ધનો જય કરનાર યોગતત્ત્વવિત્ મહાત્માવિનાના સર્વ મનુષ્યો પ્રારબ્ધના પશુરૂપ છે. તેમને જ્યારે જ્યારે પ્રારબ્ધ બાંધે છે ત્યારે ત્યારે તે બંધાય છે અને જ્યારે જ્યારે પ્રારબ્ધ છોડે છે ત્યારે જ છૂટે છે. પ્રારબ્ધ જ તેમની પાસે યોગ્યઅયોગ્ય વ્યાપાર કરાવે છે, અને પ્રારબ્ધ જ તેમને સર્વ વ્યાપારથી રહિત કરનાર મરણાવસ્થાને પ્રાપ્ત કરે છે. અહોહો ! આ વિશ્વમાં પ્રારબ્ધની ગતિ ઘણી ગહન છે. હવે મારે શું કરવું એ સૂજતું નથી. જો ગૃહપ્રતિ જાઉં તો સર્વને મારા ગયાથી સુખ ન થતાં કેવલ દુઃખ જ થશે, અને મારે તે સર્વનું દુઃખ જોવાનો પ્રસંગ આવશે. જો ન જાઉં તોપણ તેઓ આ પુત્રોના સમાચાર કોઈદ્વારા જાણશે તો મરણને સ્વાધીન થશે. જો હું પુત્રની શોધમાં નિકળું તોપણ આ સમુદ્રમાં તો કોઈ ઉપાય ચાલે એમ નથી; અને પૃથ્વીમાં શોધ કરું તો કયી દિશામાં અને ક્યાં ક્યાં શોધું? અને ખરું જોતાં તો મારા કુશલ પુત્રો સમુદ્રમાંથી ઉગરીને બહાર નિકળે તો જે તે પ્રકારે ગૃહપ્રતિ આવવાનો જ યત્ન કરશે. જેથી હું આસપાસ ભ્રમણ કરતો રહું અને પુત્રો ગૃહપ્રતિ જશે. તે પુત્રો અને ગૃહનાં મનુષ્યો જો દૈવયોગથી એકઠાં થશે તો મારી ચિંતાથી તેમને સુખ થશે નહિ, અને વિવિધ સ્થલમાં પુત્રની શોધમાટે ભટકતા મને તેઓ ક્યાંથી શોધી કાઢશે? આ સર્વ પ્રકારથી વિચારતાં મારે શું કરવું એ સ્પષ્ટ થતું નથી. ત્રણે પુત્રનું જલમાં પડવું જાણ્યા છતાં હજી મારા અન્તઃકરણમાં અમર્યાદ ક્લેશ પ્રકટતો નથી એનું ખરું કારણ શું છે તે કળ્યું જતું નથી. કાં તો પુત્રો કુશલ છે તેથી કે કાં તો મારું ધૈર્યબલ અધિક હોય તેથી કે કાં તો મારું હૃદય કઠોર હોય તેથી, પણ મને થવો જોઈએ તેવો ક્લેશ થતો નથી. મેં આ જન્મમાં કોઈ મોટો અપરાધ કર્યો નથી તે છતાં જો મને દુઃખાનુભવ થશે તો તે પૂર્વરચિત કોઈ દુષ્ટ કર્મનું ફલ જ હોવું ઘટે. મેં જન્મ ધરીને આજપર્યન્ત ભયંકર રોગથી કે કોઈ મોટા અનિષ્ટથી દુઃખનો અનુભવ કર્યો નથી, પણ જગત્‌માં એમ મનાય છે કે આખી આયુષ્યની મર્યાદામાં મનુષ્યમાત્રને એક વાર પણ કોઈ આપત્તિ આવી દુઃખાનુભવ કરાવે છે. આ નિયમ જો ખરો હોય તો મને આ ઉત્તરાવસ્થામાં દુઃખ થવું સંભવે છે. વળી જનકહેવત છે કે 'જન્મદુઃખી તો જરા દુઃખી, અને જન્મસુખી તો જરાસુખી.' આ કહેવત જો સાચી હોય તો એ ન્યાયથી મને અંતપર્યન્ત પણ આપત્તિદુઃખ જણાવું જોઈએ નહિ.

ખરું જોતાં જેને વસ્તુવિવેક પ્રાપ્ત થયો છે તેને આ સંસારમાં કોઈ પ્રકારના પણ દુઃખાનુભવથી અન્તઃકરણની વિષમતા થવી સંભવતી નથી. હું કેવલ અજ્ઞાન નથી. આ મારા પુત્રો છે એમ માનું છું, પણ વસ્તુતઃ એ મારા પુત્રો કોઇ પ્રકારે પણ સિદ્ધ થાય એમ નથી. આ દશ્ય જગત્ પ્રકૃતિના કાર્યરૂપ કે પરિણામરૂપ માને તો પણ આ સર્વ શરીરાદિ પદાર્થો કેવલ પ્રકૃતિ જ છે; અને એ દૃષ્ટિથી જોતાં આ મારું શરીર તથા મારાં સ્ત્રિયાદિ સંબન્ધીઓનાં શરીર માત્ર પ્રકૃતિ જ છે. આમ છે તો એક પ્રકૃતિ જ પ્રકૃતિનો પુત્ર કે પિતા મનાય નહિ. તેમ જ પ્રકૃતિ પ્રકૃતિની સ્ત્રી છે, એ પણ ન માનવા જેવું છે. આમ છતાં પણ એક પ્રકૃતિપદાર્થને ન જાણનાર આ પ્રાણિઓ કાર્યપ્રપંચને ભેદભાવથી જુએ છે, અને વ્યવહાર કરે છે. આ ભેદપ્રતીતિ અને ભેદવ્યવહાર જે બલથી થાય છે તે બલ જ માત્ર આશ્ચર્યરૂપ છે. જેમ આ પ્રકૃતિપદાર્થને યોગ્ય પ્રકારે જાણનારને આ હું અને આ મારું એવો ભેદભાવ સિદ્ધ થતો નથી, તેમ પ્રેરક કે અધિષ્ઠાનરૂપ ચેતનવસ્તુને યથાવત્ અનુભવનારને પણ આ ભેદ વ્યવહારસિદ્ધ રહેવો સંભવતો નથી. પ્રત્યેક શરીરમાં શરીરરૂપ ચેતનસત્તા ભિન્ન નથી, તેમ છતાં જે બલથી આ ભેદ પ્રતીત થાય છે, અને ભેદભાવનાથી આ વ્યવહાર થાય છે તે બલ જ આશ્ચર્યરૂપ વસ્તુ છે. આ ઉભય પક્ષથી પણ પ્રતીત થતા પ્રાણિપદાર્થોમાં આ હું, આ મારાં સ્ત્રી, પુત્ર, સ્વજનો, અને આ મારા ધનાદિ પદાર્થો છે એવી ભેદબુદ્ધિ હોવી સંભવતી નથી, મૂલ વસ્તુના અજ્ઞાનથી જ આ સર્વ ભેદવ્યવહાર સિદ્ધ છે એમાં સંદેહ નથી. એ અજ્ઞાનનું નિર્વાહક જે બલ છે તે પણ આશ્ચર્યરૂપ વસ્તુ જ ગણાય એમ છે, કારણ કે અન્ય કોઈ પ્રકારે આ અજ્ઞાનનું નિરૂપણ થઈ શકે એવું નથી. ગુરુશાસ્ત્રની દૃષ્ટિથી અને આત્મવિચારથી હું સમજું છું કે સર્વ અનર્થનું મૂલ અજ્ઞાન છે, પણ અનાદિ કાલથી ચાલતું રહેલું અજ્ઞાન શું અને શાથી છે તે કોઈ પ્રકારથી સ્પષ્ટ થતું નથી. પરન્તુ હવે વિચારથી મને ભાસે છે કે એ અજ્ઞાન મૂલ પ્રકૃતિનો ધર્મ જ છે. અને એ પણ વસ્તુના આશ્રયથી વિદ્યમાન છે, અને વસ્તુને આશ્રયે રહેલા એના વિરોધી જ્ઞાનથી એનો સમયપરત્વ અભાવ અનુભવાય છે. ખરે, આ આદિ અનેક પ્રકારથી મેં કરેલા તત્ત્વવિચારવડે જ આ મારું હૃદય શોકાદિ વિકારોથી સહસા ન પ્રવેશ કરી શકાય એવું વજ્રવત્ થયું છે. કેવલ તત્ત્વવિચારમાં જ નિમગ્ન થઈને તત્ત્વાકારપરિણામને પામી રહેવું એ જ ખરું જોતાં તો સર્વ દુઃખથી રહિત

સ્થિતિ છે, અને તે સર્વ વિવેકી સ્ત્રીપુરુષે પ્રાપ્ત કરવાયોગ્ય છે. પરંતુ આ ક્ષણે જ મારે એ કર્તવ્ય છે એમ મારા તત્કાલ પ્રાપ્તધર્મથી મને ભાસતું નથી. હવે તો એક વાર મારે સત્વર ગૃહપ્રતિ વળવું ઘટે છે. કોઈપણ ગુપ્તપણે થયેલી વાર્તા પ્રકટ થયા વિના રહેતી નથી. 'વાયે ઉડી જાય વાત' એવી કહેવત ચાલે છે તે વાર્તા સાચી છે. આ વિવિધ ભેદવાળું વાયુ-તત્ત્વ એવું છે કે તેમાં સર્વ વર્તમાનનો સંસ્કારરૂપે વાસ થાય છે અને સર્વ સંસ્કારને ધારણ કરવાના તથા નિરંતર વહેવાના સ્વભાવવાળું આ વાયુનામા મહાભૂત જ્યાં ત્યાં વિચરીને સંસ્કારરૂપે સર્વ વાર્તાને પ્રસરાવે છે, અને તે પ્રસરેલા સંસ્કાર જીવોનાં અન્તઃકરણમાં પ્રાપ્ત થઈ આંતર્ સામર્થ્યવડે વિશેષ રૂપે સ્ફુટ થાય છે. જેથી તે વિવિધ પ્રાણિનાં અંતર્માં સ્ફુટ થયેલી વાર્તા કોટિ ઉપાયે પણ ગુપ્ત રહેતી નથી. આ નિયમથી આ પુત્રના સમુદ્રમાં થયેલા પતનની વાર્તા પણ ગુપ્ત રહેવી સંભવતી નથી. અને જો ઉડતી વાર્તા સાંભળવામાં આવે તો પણ કુટુંબમાં મોટો કલેશ પ્રવર્ત્યા વિના રહેશે નહિ. અને તે કલેશ શું શું અનર્થ નહિ કરે એ કહી શકાય એમ નથી. આ કારણથી હવે મારે સત્વર ઘેર જવું ઘટે છે. પુત્રોને રક્ષનાર અને કુટુંબમાં લાવી મેળવનાર ઈશસત્તા પ્રબલ છે. જાણ્યા વિના હું પુત્રોની શોધ ક્યાં કરું? વળી કલેશથી વિરોધ પામીને ગૃહથી નિકળી ગયેલા મનુષ્યની શોધ કરવી ઉચિત છે, કારણ કે તે પોતાની મેળે ઘેર પાછું આવવા પ્રયત્ન આદરે નહિ, પણ આ પુત્રો દૈવગતિથી સંકટમાં પડ્યા છે. તે જ્યારે જલમાં કે જલથી બહાર પણ ઇચ્છાનુકૂલ ગતિ કરવા સમર્થ થશે ત્યારે અવશ્ય ગૃહનો જ માર્ગ લેશે. તેથી એમની શોધમાટે મારે ભટકવું વ્યર્થ છે. વળી દુઃખનો કે ભાવિ અનિષ્ટનો રોધ કરવાને સત્કર્મ જ સમર્થ છે તો હવે મારે ગૃહપ્રતિ જઇને સત્વર કોઈ પ્રબલ સત્કર્મરૂપ પ્રયોગનો પ્રારંભ કરવો જોઈએ. મારા વિના એ કોઈ કરે એમ નથી. આ આદિ અનેક પ્રકારના વિચારને કરીને સર્વ કુટુંબનાં મનુષ્યોને ધૈર્ય આપવા તથા અનિષ્ટનિવારક સત્કર્મને આરંભવા તે **શ્રીરંગશેઠે** ગૃહપ્રતિ જવાનો નિશ્ચય કર્યો; અને તત્કાલ સેવકોને અને નાવિકોને વહાણે ચઢી વહાણોને ગૃહપ્રતિ હંકારવા આજ્ઞા કરી, અને પોતે વહાણમાં બેઠા. શેઠની આજ્ઞાપ્રમાણે સર્વ વહાણે ચઢ્યા, અને નાવિકોએ વહાણોને ચાલતાં કર્યાં.

**વિજયા :** જય જય **શ્રીસદ્ગુરુદેવ.** (સર્વ બોલે છે. પછી નિયમ-પ્રમાણે પદ બોલે છે.)

## ૫૬. ગરબી.

જીવ તું ગર્વ ધરી-શું મહાલે, સદા અભિમાન ન કોઈનું ચાલે, ઓ જીવ૦ ટેક
મિથ્યા મદથી શું તું નિશદિન ફુલે, મહા ધન પ્રાપ્ત છતાં શીદ ડુલે,
જાયું તે તો જાવાનું આજ કે કાલે; ઓ જીવ તું, ગર્વ૦
વિદ્યા ધન કુલ આદિ જે ઉપાધિ, એને જ તું જાણજે દુર્જય વ્યાધિ,
સાધી એને કોક જ દોષ પ્રજાલે; ઓ જીવ તું ગર્વ૦
મોટમ મમત્વ અને મલ ત્યાગી, સજી સત્કર્મ તું થા સદ્‌ભાગી,
જેથી અંતે યમદૂત તુજને ન ઝાલે; ઓ જીવ તું ગર્વ૦
આ જગ તો જાણ તું મિથ્યા બાજી, પ્રભુગુણ ગા નિત્ય ગાજી ગાજી,
જેથી ફરી ફરી ના'વે આ જગજાલે; ઓ જીવ તું ગર્વ૦
ત્યજી ગર્વ નિર્મલ તું સદા થાજે, અભય ગ્રહી પૂજ્ય પ્રભુપદે જાજે,
વિજયા પ્રભુવિણ કો ન તુજને પાલે; ઓ જીવ તું, ગર્વ૦

**ભાગી૦**: જય જય શ્રીસદ્‌ગુરુદેવ (સર્વ બોલે છે.)

**ચંચળા**: અરે ભગવાન્ ! આ બચારા શેઠને પણ તેં ઘડપણમાં આવું દુઃખ કેમ આપ્યું હશે ? રડ્યું પહેલી ઉમરમાં દુઃખ હોય તો તેનો પારે આવે.

**પારવતી**: જુઓ ચંચળવહુ ! પહેલું કે પાછળ દુઃખ આણવું એ કંઈ કોઇના હાથમાં નથી. એ તો ભગવાનની કળા ના સમજાય એવી છે. પણ ઘડપણમાં મોટા ખાંધસમાણા, માથાનો ભાર ઉપાડી લે એવા ત્રણ દીકરા સાથે ગયા છે એ તે કંઈ નાનુંસુનું દુઃખ છે ? બાપ, હું તો કહું છું કે ભગવાન્ એવું દુઃખ કોઇને આપશો નહિ.

**વિજળી**: પણ હેં ચંચળબહેન ! પેલી બચારી ત્રણ વહુઓ જ્યારે આ ત્રણે નહિ જડ્યાના સમાચાર જાણશે ત્યારે તેમની શી વલે થશે ?

**ચંચળા**: બહેન ! બીજું શું થાય ? ફડકથી કાળજાં ફાટી જાય.

**શિવકોર**: અરે બહેન ! કાળજાં તો કંઈ ફાટતાં નથી. એવું દુઃખ આવે ત્યારે મોત આવે તે તો સારું જ તો, પણ આવે ક્યાંથી ?

**પારવતી**: એ તો મરદનાં મન કહેણ તે આ બચારો ડોસો દુઃખ વેઠી રહ્યો, ને બીજાં નબળા મનનાં મારા જેવાંના તો પ્રાણ છૂટીએ જાય.

**ભાગી૦**: એ તો વિચારવાન્ હતા એટલે મનને સમાધાન આપ્યું. શું કરે ? પ્રાણ કાઢતાંએ કંઈ ગઈ વસ્તુ મળે છે ? ને જીવતા છે

તો વળી ઈશ્વર સુખનો દિવસ દેખાડશે. માટે માણસોએ દુઃખના વખતમાં અકળાવું નહિ, પણ ધૈર્યથી મનને સમાધાનીમાં રાખી દિવસો કાઢવા. લો ચાલો હવે, આપણે રોજનો સમય થઈ ગયો છે. (એમ બોલી ઉઠે છે એટલે સઉ વારા ફરતી ઉઠી જાય છે.)

( ગોવર્દ્ધનભટ્ટ, રામશંકર પુરાણી તથા કેવળ, મુકુંદદાસને ઘેર સાંજ પડતાં આવીને )

**રામ૦ :** ( **મુકુંદ૦ને** ) લો આ ઘરની કુંચી અને આ સાક્ષિમતાંવાળું ખત, હવે તમારું મન રાજી થયું ? બચારાને કાઢ્યો ત્યારે જંપ્યા !

**મુકુંદ૦ :** કેમ પુરાણી ! આમ બોલો છો ? કાઢી આવ્યા તમે, ને મારે તો રુપીયા આપવા પડ્યા ! અને આખા મ્હોલ્લાને એક પ્રકારથી સુખ થયું છે.

**કેવળ :** પન શેઠ ! એની વસ્ટી જબડી હટી. અડઢી રાટ, પાછલી રાટ જ્યાડે જોઈએ ટ્યાડે જાગટો ને જાગટો.

**ગોવર્દ્ધન :** હવે બધાએ છાનામાના બેસોને મારા ભાઈ ! થવાનું તે થઈ ગયું. જેનો દાણોપાણી ઉઠે છે તે જાય છે. આપણા બાપદાદા ગયા તેને શું આપણે કાઢી મુક્યા'તા ? હજારો મરે છે ને જન્મે છે. આ તો બચારો પોતાની ખુશીથી રુપીઆ બાંધીને જીવતો કાશીયાત્રા ગયો છે, એમાં ભાંજગડ શાની કરો છો ?

**મુકુંદ૦ :** જુઓ પુરાણી ! હવે કાલે સવારમાં આ મ્હોલ્લાના લોકને ભેગા કરીને તમારે રોજ એ ઘરમાં સવારે સવારે કથા કરવી. તેમાં કાલે તો એવી કથા કરવી કે એ ઘરમાં લક્ષ્મીનો વાસો થાય. પછી પરમદહાડેથી તમારે ગમે તેની કથા કરજો. અલ્યા કેવલ ! રાતનું ઘેર ઘેર કહી આવજે, ને જેના ઘરનું એક પણ માણસ ખરા કારણવગર કથામાં નહિ આવે તેનો એક પૈસો દંડ પડસે એવું ચોખ્ખું કહેજે, ને દહાડો ઉગતાં આવે એવું કહેવું હોં ભાઈ ! કેમ ભટ ! હમણાં તો આ ઘર ઠીક છે કેની ? એમાંથી સઉનું ભલું થસે. ( આ પ્રમાણે બોલી પુરાણીને, ભટ્ટને અને દવેને બક્ષિસ આપવા કહેલા રુપીયા તેમણે ના કહ્યા છતાં આગ્રહથી આપીને પછી પોતે કામે જાય છે. અને બીજા બધા પણ પોતપોતાને કામે જાય છે.)

**દાસ :** ( દુકાનેથી આવીને વાળુ કરીને ચંચળાને ) લો ત્યારે

હું તો હવે ભટ્ટજીને ઘેર જાઉં છું. તમે ત્યારસોરાં પરવારીને આવી પહોંચજો.

**ચંચળા**: હા સુખેથી જાઓ. હું તો આ તમારા પાછળ આવી. મારે હવે કામ બાકી નથી.

**દાસ**: ( ભટ્ટજીને ત્યાં જઈને નમન કરીને 'જે સી દ્વારકાધીસ' બોલીને પોતાને સ્થાને બેસતાં વિઠ્ઠલજીને ઘાંટો કાઢીને ) કેમ વિઠ્ઠલજી! પધારો છો કે વાર છે? તમારા પાકી અહિં આંધલું ભીંતજેવું છે.

**વિઠ્ઠલજી**: ( દાદરે ઉતરી બારણું ઉઘાડી ઓટલેથી ) અરે શેઠ! એમ શું બોલો છો? જ્યાં તમે બેઠા છો ત્યાં અજવાળું ફટકજેવું છે. હું તો આ આવ્યો. તમારી ઇચ્છાથી અમે દૂર નથી. (એમ બોલતા આવીને ભટ્ટજીને નમીને બેસે છે. પછી વારાફરતી સર્વ આવે છે. )

**દાસ**: લો વિઠ્ઠલજી! આવનાર મંડલ તો આવ્યું છે. કાલે જે વાત અન્તમાં આવી હોય તે બોલો એટલે પછી કથાનો આરંભ થાય.

**વિઠ્ઠલજી**: કાલે તો અન્તમાં એ આવ્યું હતું કે જેમ પત્નીએ આજ્ઞાવિના પતિરૂપ પુરુષને ત્યાગાશ્રમ ગ્રહણ કરવાનો અધિકાર નથી, તેમ જ પતિની આજ્ઞાવિના તથા માતા, પિતા, સાસુ, સસરાઆદિ વડિલોની આજ્ઞાવિના સ્ત્રીને પણ વિરક્ત રહેવાનો અધિકાર નથી. આ સંસારમાં પતિપત્નીનો સંબન્ધ અધિક સ્નેહબલવાળો હોય છે, કારણ કે ઇતર સંબન્ધિઓ પુત્રીભગિનીઆદિ સંબન્ધિનીને જે કાંઈ અર્પે છે તે પ્રમાણથી અર્પે છે, અને પતિ તો પોતાની પત્નીને સર્વસ્વ અર્પે છે; જેથી આપણે સ્ત્રીજાતિએ પણ સર્વ વડિલ સંબન્ધીની યથાઘટિત આજ્ઞાઓનું પાલન કરતાં છતાં પતિને સર્વસ્વ અર્પણ કરીને શરણ રહેવું જોઈએ. સ્ત્રીજાતિ પોતાના પતિનો ઉપકાર કદાચિત્ પણ વાળી શકતી નથી, તેથી એવા પતિની આજ્ઞામાં રહી પતિના હિતને જો સ્ત્રી ન સાધે તો તે કૃતઘ્નતાદોષને પામે છે. માટે સ્ત્રિયોએ દોષરહિત રહેવાને સદા પતિશરણ રહી પતિની આજ્ઞામાં રહી પતિની સેવા કરવી, નહિ તો સ્ત્રિયો પાપથી દુઃખને પામે છે.

**મનોહર**: ( ઇષ્ટસ્મરણ કરીને ) પછી બીજે દિવસે નિયમિત સમયે **સરસ્વતીને** તેના પતિએ આ પ્રમાણે કથાનો આરંભ કરી શ્રવણ કરાવ્યું.

યજ્ઞપુરુષ કહે છે: હે ધર્માચરણમાં પ્રીતિવાળી ! કાલે સ્હેું છે, ત્યાંથી આગળ તે દૈવજ્ઞા સ્ત્રીએ સ્ત્રિયોની સભામાં જે વ્યાખ્યાન કર્યું છે તે કહું છું; તું પ્રીતિવડે શ્રવણ કર.

દૈવજ્ઞા કહે છે: હે સખિઓ ! આપણને સ્ત્રીજાતિને ત્યાગનો અધિકાર છે એમ મારા કહેવામાં આવ્યું છે, તે સંબન્ધી હજી કંઈક અધિક કહેવાનું છે. સ્મૃતિઆદિ ધર્મપ્રતિપાદક ગ્રંથોમાં વર્ણાયલા કેટલાક પ્રસંગોથી એમ અનુમાન થાય છે કે સ્ત્રિયોને ત્યાગનો અધિકાર છે. પરન્તુ સ્ત્રિયોના ત્યાગના સંબન્ધમાં કોઈ ગ્રંથમાં સ્પષ્ટ વિધિ વર્ણ્યો હોય એમ સર્વ ધર્મપ્રતિપાદક ગ્રંથોમાં એક સરખી રીતે પ્રતીત થતું નથી. તેથી શાસ્ત્રોએ સ્ત્રિયોને ત્યાગાશ્રમ ગ્રહણ કરવાનો અધિકાર આપેલો છે તો કેવે પ્રકારે વા નથી આપેલો તો તે કયા પ્રબલ હેતુથી, એ નિશ્ચય કરીને કહી શકાય નહિ; તો પણ ત્યાગી સ્ત્રીયોનાં દૃષ્ટાંતો છે તથા તેમાં તેમને માટે ભિક્ષુકી આદિ સંન્યાસસૂચક શબ્દોથી પ્રયોગ કરયા છે, જેથી પૂર્વે સ્ત્રિયો અધિકાર પ્રાપ્ત થયેથી ત્યાગાશ્રમને સેવતી હતી એવું તો સ્પષ્ટ થાય છે. આથી એવું પણ એક અનુમાન સ્વીકારાય છે કે સ્ત્રિયોને માટે જેટલા વિશેષ ધર્મો ગણાયા છે, તે તો સ્પષ્ટ કરયા છે; અને જે જે ધર્મો સ્ત્રીપુરુષને અર્થે સામાન્ય ગણ્યા છે તે તે ધર્મને પૃથક્પણે સ્ત્રિયોને સારુ વર્ણ્યા હોતા નથી. કારણ કે સ્ત્રિયોને પતિસહ કર્મનો અધિકાર છે, એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. જેથી આ સંન્યાસસંબંધમાં સ્ત્રિયોને અર્થે જો જૂદો વિધિ ન જ હોય તો પુરુષનો વિધિ એ જ સ્ત્રિયોનો વિધિ છે એમ ગણવામાં બાધ નથી. હવે એ સંબન્ધમાં જે અધિક વિચાર કરવાનો છે તે આ છે:

પૂર્વમહાપુરુષોવડે જેમાં વર્ણાશ્રમાદિ ધર્મવિધિ વર્ણ્યો છે એવા ગ્રંથો અવલોકતાં જણાય છે કે તેમાં ગૃહસ્થ પુરુષને જ્યારે તે વની થાય અર્થાત્ વાનપ્રસ્થાશ્રમ ધારણ કરીને ગૃહ ત્યજી નિકળે ત્યારે તેણે પોતાની સ્ત્રીને પુત્રના રક્ષણમાં મૂકવી, અથવા સાથે લઇને વની થવું એવી આજ્ઞા છે. તે આજ્ઞારૂપ વચનો આ પ્રકારનાં વિવિધ સ્થલે છે:

**सुतविन्यस्तपत्नीकस्तया वानुगतो वनम् ॥ याज्ञवल्क्य ॥**

**અર્થ**—પુત્રને પોતાની સ્ત્રી સોંપીને અથવા તેને સાથે લઈને વનમાં જવું.

**गृहस्थस्तु यदा पश्येद्व वलीपलितमात्मनः ।**

अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥
संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ॥
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ मनुसंहिता ॥

**ભાવાર્થ**—જ્યારે ગૃહસ્થાશ્રમી પુરુષો પોતાના શરીરઉપર ત્વચામાં કરચલીયો પડેલી જુએ તથા કેશમાં પળિયાં જુએ, અર્થાત્ કેશ ધોળા થયેલા જુએ તથા પ્રજાની પ્રજાને જુએ ત્યારે તેણે ગૃહનો ત્યાગ કરીને અરણ્યમાં વાસ કરવો.

ગ્રામમાં ગૃહી અવસ્થામાં રહીને સેવેલા પકવાન્નમિષ્ટાન્નાદિ આહારના પદાર્થોને અર્થાત્ અન્નને ત્યજીને–તાત્પર્ય એ કે કંદમૂલફલપત્રાદિનું ભક્ષણ કરવાનો નિશ્ચય કરીને, અને ઉત્તમ પ્રકારનાં નગરોમાં વા ગ્રામોમાં ગૃહીઓએ ધારણ કરવાયોગ્ય વસ્ત્રોનો ત્યાગ કરીને અર્થાત્ વલ્કલાદિ ધારણ કરીને તથા પોતાની ધર્મપત્નીને તેની ઇચ્છાનુકૂલ સાથે લઈ ને, અથવા પુત્ર હોય તો પત્નીની ઇચ્છાથી તેને પુત્રસમીપ રાખીને વનમાં જવું.

पुत्रेषु दारान्निक्षिप्य तया वानुगतो वने ।
अग्निनुपचरेन्नित्यं वन्यमाहारमाहरेत् ॥ शंखसंहिता ॥

**ભાવાર્થ**—પોતાની ધર્મપત્નીને પુત્રવડે રક્ષણ કરાય એવી વ્યવસ્થાથી પુત્રસમીપ રાખીને અથવા પત્નીની ઇચ્છા હોય તો તેને સાથે લઈ ને પુરુષે (વલીપલિનાં દર્શને અથવા યોગ્ય સમયે વાસનામુક્ત થવાને) અરણ્યમાં જવું, અને ત્યાં અગ્નિની સદા પરિચર્યા કરવી, તથા વનમાં પ્રાપ્ત થવાયોગ્ય પુષ્પપત્રફલમૂલાદિનો આહાર કરવો.

હે સખિઓ ! આ પ્રકારનાં અર્થનાં જ વચનો વાનપ્રસ્થાશ્રમના વિધાનમાં સર્વ ધર્મપ્રતિપાદક ગ્રંથના લેખકો લખી ગયા છે. એ વચનોથી એટલો નિશ્ચય તો સંશયરહિતપણે સહજ જ થાય છે કે પતિસાથે વનમાં જવાનો અને ગૃહપુત્રધનાદિની વાસનાથી કે આસક્તિથી મુક્ત થવાના પ્રયત્નને કરવાનો સ્ત્રિયોનો અધિકાર છે.

આ પ્રકારે જેમ વની થવાના સમયમાં સ્ત્રીને પુત્રસમીપ રાખવી અથવા તેની ઇચ્છા હોય તો સાથે લઇ વનમાં જવું એવી આજ્ઞા સ્પષ્ટ જણાય છે તેમ તેવા ધર્મલેખકોએ તે પછી સંન્યાસઆશ્રમરૂપ ચતુર્થાશ્રમને પુરુષે સેવવાના વિધિને સ્પષ્ટ કરી લખ્યો છે, પરન્તુ તે સંન્યાસાશ્રમ ધારણ કરવાસમયે પોતાની સાથે વનમાં આણેલી સ્ત્રીનું શું કરવું એ સર્વ લેખકોએ સ્પષ્ટ લખ્યું હોય એવું જણાતું નથી.

હવે આપણે એ સંબન્ધમાં વિચાર કરીએ. સ્ત્રીને ઇચ્છાનુકૂલ, પુત્રસમીપ ગૃહવિષે રહેવું હોય તો રહેવાનો અધિકાર છે. તેણે પતિ-સાથે વનમાં જવું જ જોઈએ એવી આવશ્યકતા જણાવી નથી, તેમ છતાં જે સ્ત્રી પતિસહ વનવાસ સ્વીકારે છે તે સ્ત્રીના અંતરમાં વિષય-વ્યવહારસંબન્ધી વિરાગ છે એમ અનુમાન કરવું એ કાંઈ અયોગ્ય નથી. આ પ્રકારના વિરાગવાળી સ્ત્રી વનીના કઠિન ધર્મોને પતિસહ સેવીને ગૃહ-ધનપુત્રાદિની આસક્તિથી મુક્ત થઈને પશ્ચાત્ પતિના સંન્યાસસમયે પાછી ગૃહપ્રતિ જાય અને પ્રીતિથી ગૃહવ્યવહાર કરે એ તો સંભવતું નથી. તેમ જ પતિ અન્યાશ્રમમાં વિદ્યમાન હોવાથી પૂર્વે ચાલતા વ્યવહા-રપ્રમાણે પતિસહ પોતાના શરીરને બાંળવાનું પણ કોઈ રીતે સંભવતું નથી. અને પતિએ ચતુર્થાશ્રમ લેવાના સમયે પતિસહ વનીના ધર્મને પાલન કરતી રહેલી સ્ત્રીયે ક્યાં જવું કે શું કરવું એવું સર્વ સ્થલે ધર્મલેખકોએ વર્ણ્યું નથી. તો પરિશેષથી એમ જ નિશ્ચય થાય છે કે પતિના સંન્યાસના સમયે સ્ત્રીયે પણ ત્યાગાશ્રમ લેવો અને સંન્યાસિની થવું. આ પ્રકારે પરિશેષાનુમાનથી પણ મેં પ્રથમ કહ્યું છે તેમ સ્ત્રિયોને ત્યાગાશ્રમનો અધિકાર છે એમ સિદ્ધ થાય છે. વાનપ્રસ્થાશ્રમમાં રહેનાર સ્ત્રીપુરુષને દેહાદિની આસક્તિ છૂટે એ પ્રકારનાં સાધનોનું તે આશ્રમીઓમાટે શાસ્ત્રમાં વિધાન કર્યું છે. એ આશ્રમના ધર્મ કેટલા કઠિન છે તે લક્ષમાં આવે એ અર્થે અત્ર સૂક્ષ્મમાં મૂલ પુરુષોનાં વચનોનો અર્થ કહી જાઉ છું.

વિષ્ણુસ્મૃતિમાં વનીના ધર્મ વર્ણવતાં કહ્યું છે કે શરીરઉપર કર-ચલીઓ અને મસ્તકે ધોળા વાળ જોવામાં આવે ત્યારે અથવા પ્રજાની પ્રજા જોવામાં આવે ત્યારે પુરુષે આ સંસારના મોહથી છૂટીને પોતાનું ખરું કર્તવ્ય જે ઇશ્વિરાનુસન્ધાન કરવાનું છે, તેની સિદ્ધિઅર્થે તેમજ તે કર્તવ્યની સિદ્ધિના અધિકારની સિદ્ધિને અર્થે, પોતાની ધર્મપત્નીને જો તેની ઇચ્છા હોય તો સાથે લઇને, નહિ તો તેને પોતાના પુત્રને રક્ષણાર્થે સોંપીને વનમાં જવું. ત્યાં પણ સ્વાધ્યાયને તજવો નહિ. બ્રહ્મ-ચર્ય પાલવું. ચર્મવસ્ત્રને ધારણ કરવું. કેશ તથા નખને ધારણ કરી રાખવા. પ્રાતઃ મધ્યાહ્ન તથા સાયંકાલ એમ ત્રણ વાર સ્નાન કરવું. જેમ કપોત પક્ષી અન્નાદિનો સંગ્રહ કરતું નથી, પણ જે સમયે દેહમાં ક્ષુધા પીડે છે તે સમયે જ આહાર પ્રાપ્ત કરી નિર્વાહ કરી લે છે તેમ વનીએ પણ તે કપોતવૃત્તિ સેવવી. અથવા એક માસના કે એક સંવત્સરના આહારનો સંગ્રહ કરવો. તે સંગ્રહેલા પદાર્થના શેષને આશ્વિન માસની

પૂર્ણિમાએ ત્યજવો. અનુકૂલ પડે તો ગ્રામમાંથી અન્ન માગી લાવીને વનમાં રહી દડીયામાં અથવા ખાખર (પલાસ) ના પત્રમાં, હાથમાં કે વૃક્ષની છાલમાં અન્ન મૂકીને આઠ ગ્રાસ ખાવા. વનીએ શરીરને તપવડે શોષવું, ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિસેવન કરવું, વર્ષા ઋતુમાં આકાશે એટલે વૃષ્ટિમાં સુવું. છાપરાવગર રહેવું. હેમંત ઋતુમાં ભીનાંવસ્ત્ર પહેરવાં. રાત્રિએ ભોજન કરવું. એક દિવસને કે બે કે ત્રણ દિવસને અંતરે જમવું, અથવા પક્ષાન્તે જવનું અન્ન એક વાર ખાવું. પુષ્પ, પત્ર, ફલ મૂલ, કે શાકાદિ ભક્ષણ કરવું, અથવા ચાંદ્રાયણવ્રત કરવું. પથ્થરવડે વાટીને કે દાંતરૂપ સાંબેલાવડે ખાંડીનેખાવું. આ દૈવી તથા માનુષ જગત્ તપઉપર આધાર રાખે છે. જગતની સ્થિતિ અને લયનું તપ જ કારણ છે. આ જગત્ તપથી જ વીંટળાયલું છે. જે દુશ્ચર છે, જે દુઃખવડે પ્રાપ્ત થાય એવું છે, જે દૂરસ્થ છે, જે કરવું અશક્ય છે, તે સર્વ તપવડે સિદ્ધ થાય છે. તપકરતાં ઉત્કૃષ્ટ કાંઇ નથી. આથી વનીએ નિરંતર તપ કરવું.'

હે સ્વધર્માચરણી ભગિનીઓ! આ પ્રકારના કષ્ટને પતિસહ કલ્યાણમાટે સહન કરીને દેહાદિમાંથી અહંમમત્વના ભાનને ભૂલવાનો પ્રબલ ઉદ્યોગ કરીને પછી કયી સ્ત્રી આસક્તિવડે પુનઃ ગૃહધનપુત્રાદિના સહવાસની ઇચ્છાથી ગૃહપ્રતિ આવે? કોઇ જ નહિ.

વિપરીત કાલબલથી, સ્ત્રીપુરુષરૂપ પ્રજાની મતિમાં કાલાનુસાર ભાવનાઓ બંધાવાથી, વર્ણવ્યવસ્થાપ્રમાણે સર્વ પ્રજામાં પોતપોતાના વાસ્તવ વર્ણધર્મનું તેટલું દૃઢ અભિમાન ન હોવાથી, તથા તેવાં જ નાના પ્રકારનાં વિરોધી કારણોથી પૂર્વવત્ વાનપ્રસ્થાશ્રમનું આ કાલે બહુધા ગ્રહણ થતું પ્રતીત થતું નથી. તો પણ તેવા સામાન્ય નિયમોથી તેવા સમયમાં તે તે પ્રકારનાં આચરણોથી દેહાદિની આસક્તિથી મુક્ત થવાના ઉપાયોને તો આ કાલે પણ ઘણાં સ્ત્રીપુરુષો પ્રીતિવડે સેવે છે. તેથી તે આશ્રમધર્મનો કેવલ લોપ થયો છે એમ નથી.

પ્રાચીન અનેક ગ્રંથોમાં વાનપ્રસ્થ તથા સંન્યાસાશ્રમના ધર્મો કથન કર્યાં છે; તેમ જ તેવા પુરુષોની અને ક્વચિત્ તેવી સ્ત્રિયોની કથાઓ પણ જોવામાં આવે છે. ઉપનિષદ્ગ્રંથો જે વેદરૂપ છે, અને જેમાં મોક્ષાર્થે ઉપયોગી એવી બ્રહ્મવિદ્યાનું જ કથન કર્યું છે, તેમાં પણ ગાર્ગી મૈત્રેયીઆદિ સ્ત્રિયોનાં નામ પ્રસિદ્ધ છે. બૃહદારણ્યક ઉપનિષદ્માં શ્રીયાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્ત્રી મૈત્રેયીને તેનો અધિકાર જોઈને બ્રહ્મવિદ્યા આપી.

છે, એ સંબન્ધી કથા છે. આથી સ્ત્રિયોને બ્રહ્મવિદ્યા શ્રવણ કરવાનો અધિકાર છે, એ તો નિર્વિવાદ જ છે.

આ સ્થલે પ્રસંગ પ્રાપ્ત થવાથી પ્રથમ તે **યાજ્ઞ**વલ્ક્ય તથા **મૈત્રે**યીની કથા સૂક્ષ્મમાં કહું છું. પૂર્વે કોઈ **યજ્ઞ**વલ્કય નામના ઋષિના પુત્ર **યાજ્ઞ**વલ્કય હતા. તે પોતાના ઐશ્વર્યબલથી આ પ્રજામંડલમાં યોગીશ્વર તથા મહામુનિરૂપે પ્રસિદ્ધ થયા છે. તે **યાજ્ઞ**વલ્કય નાની વયમાં પોતાના પિતાવડે ઉપનયનસંસ્કારયુક્ત ગાયત્રી મંત્રનો ઉપદેશ મેળવીને પછી **શ્રીવ્યાસ**ભગવાનના શિષ્ય **વૈશં**પાયન નામવાળા ઋષિના આશ્રમમાં બ્રહ્મચર્યના પાલનપૂર્વક સર્વ અંગોસહિત વેદ ભણવાને ગયા. ત્યાં વિધિવડે વેદનું યથાર્થ અધ્યયન કર્યું. તે **યાજ્ઞ**વલ્કય બાલકઅવસ્થાથી જ મહા તેજસ્વી શરીરવાળા, તીવ્ર બુદ્ધિવાળા, ધર્માત્મા, અપ્રમાદયુકત ધૈર્યવાળા, પવિત્ર અને વિષયસુખની સ્પૃહાથી રહિત હતા. સર્વ પ્રકારથી પવિત્રતાવાળા તે **યાજ્ઞ**વલ્કય **વૈશં**પાયન નામના ઋષિપાસે વેદવિદ્યા ભણ્યા. કોઈ સમયે ઋષિયોએ કોઈ કાર્યનિશ્ચયાર્થે **મ**હામેરુઉપર સમાજ ભરવાનો નિશ્ચય કર્યો હશે અને તેમાં એવો સંકલ્પ કરેલો કે (**ऋषिर्योऽद्यमहामेरौ समाजे न गमिष्यति । तस्य वै सप्तरात्रं तु ब्रह्महत्या भविष्यति ॥ वि० पुराण ॥**) જે ઋષિ આજે **મ**હામેરુને વિષે ભરાતા સમાજમાં ન આવે તે ઋષિને સાત રાત્રિમાં બ્રહ્મહત્યા થશે. તે ઋષિયોના આ સંકેતનું **વૈ**શમ્પાયન ઋષિએ ઉલ્લંઘન કર્યું, અને તેથી તેમને ઋષિયોના સંકલ્પાનુસાર સહજ નિમિત્તથી બ્રહ્મહત્યાની પ્રાપ્તિ થઈ. તે બ્રહ્મહત્યા પ્રાપ્ત થવાથી ગ્લાનિને પામેલા મન તથા મુખવડે **વૈ**શમ્પાયન ગુરુએ પોતાના સર્વ શિષ્યોને તે બ્રહ્મહત્યાની નિવૃત્તિઅર્થે પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરી. તે આજ્ઞા શ્રવણ કરીને, સર્વ વિદ્યાર્થિઓઉપર દયાદષ્ટિથી **યાજ્ઞ**વલ્કયે સવિનય ભક્તિપૂર્વક પોતાના ગુરુને કહ્યું કે હે ગુરો! આપનું આ શરીર વૃદ્ધાવસ્થાથી યુક્ત છે, તેથી પ્રાયશ્ચિત્ત કરવાને અસમર્થ છે; અને આ સર્વ શિષ્યો બાલક અવસ્થાવાળા છે તેથી તેઓ પણ કઠિન પ્રાયશ્ચિત્ત કરવાને સમર્થ નથી. માટે દઢ શરીરવાળો તથા યુવાવસ્થાવાળો હું **યાજ્ઞ**વલ્ક્ય આપનો શિષ્ય છું, તે મને આપ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા આપો. આ પ્રકારનાં તે **યાજ્ઞ**વલ્કય શિષ્યનાં વચન સાંભળીને, બ્રહ્મહત્યાના પ્રભાવથી જેની મતિ વિપરીતભાવને પ્રાપ્ત થઈ ગઈ હતી, એવા તે **વૈ**શમ્પાયન ગુરુ તે **યાજ્ઞ**વલ્કયઉપર ક્રોધ કરી ઉઠ્યા અને બોલ્યા કે ( **मुंच मुंचेति विद्यां त्वं मद्दत्तां विप्रनिंदक ।** ) હે બ્રાહ્મણોની

નિંદા કરનાર **યાજ્ઞવલ્કય**! તારા પ્રતિ જે વિદ્યા મેં આપી છે તેને તું સદ્ય પરિત્યાગ કર. ગુરુનાં આવાં વચન શ્રવણ કરીને **યાજ્ઞવલ્કય** વસ્તુતઃ પોતાનો અપરાધ ન હતો તો પણ પોતે અપરાધ કર્યો હોય એમ સ્વીકારીને પોતાના ગુરુપાસે અનેક પ્રકારનો વિનય કરી ક્ષમા માગવા લાગ્યો. પણ બ્રહ્મહત્યાથી દૂષિત ચિત્તવાળા તે ગુરુએ તેને ક્ષમા ન આપતાં ઉલટું અધિક ક્રોધથી એવું કહ્યું કે હે બ્રાહ્મણોતી નિંદા કરનાર **યાજ્ઞવલ્કય**! જો તું મને પ્રસન્ન કરવાનો અધિક ઉદ્યોગ કરીશ તો હું તને તારા પ્રાણાદિનો હરનાર શાપ આપીશ, જે શાપના તાપથી તું આ લોકપરલોકમાં દુઃખ ભોગવીશ. માટે જો ઉભય લોકમાં સુખની ઇચ્છા રાખતો હોય તો મારી આપેલી સઘળી વિદ્યાનો એકક્ષણમાં ત્યાગ કર; નહિ તો આજેજ શાપથી તારો નાશ કરીશ. આ પ્રકારના તે ગુરુનાં ભય આપનારાં વચનોથી ભય પામીને તે **યાજ્ઞવલ્કયે** જેમ કોઈ ખાધેલું અન્ન વમન કરી કાઢી નાંખે તેમ તે પ્રજ્વલિત અગ્નિસરખી પ્રકાશિત વિદ્યાને ત્યાગ કરી; અને પછી ત્યાંથી નિકળીને, મનુષ્યથી વિદ્યા લેવાવડે ક્લેશને પામેલા તેણે પોતાના દુઃખનું સ્મરણ કરી કરીને પુનઃ મનુષ્યપાસે વિદ્યા લેવા ન જવાનો નિશ્ચય કરીને પોતાના પિતાએ આપેલા ગાયત્રીમંત્રવડે સાક્ષાત્ દેવ **શ્રીસૂર્યનારાયણને** પ્રસન્ન કરવાઅર્થે દૃઢ ઉપાસના કરવાને વનમાં જઈને તપને આરંભ્યું. સૂર્યના તાપથી તપેલી શિલાઉપર બેશીને આસપાસ અગ્નિ પ્રકટાવીને તે તાપને સહન કરતાં ઉષ્ણકાલને વ્યતીત કરવા લાગ્યો; તથા જલાશયમાં રહીને તથા ભીનાં વસ્ત્રો ધારણ કરીને શીતને સહન કરતો શીતકાલને તથા વૃષ્ટિની ધારાઓને સહન કરતો વર્ષાકાલને વ્યતીત કરવા લાગ્યો. પત્રાદિકના આધારથી શરીરનો નિર્વાહ કરતો તે,પિતાએ આપેલા ગાયત્રીમંત્રનો જપ કરતો **સૂર્યભગવાન્**નું ધ્યાન કરતો હતો. અનેક કષ્ટયુક્ત તે **યાજ્ઞવલ્કયનું** ભયંકર તપ જોઈને તેની દૃઢતાનિર્ણયાર્થે ઇન્દ્રે વિઘ્નો મોકલ્યાં, પણ તેથી તે **યાજ્ઞવલ્કય** ચલાયમાન થયો નહિ ત્યારે તેની ઉપાસનાના અન્તમાં **શ્રીસૂર્યભગવાન્** પ્રસન્ન થયા, અને મનુષ્યના આકારમાં દિવ્ય રૂપમાં દર્શન આપ્યું. **યાજ્ઞવલ્કયના** દૃઢ પ્રયત્નથી પ્રસન્ન થયેલા **સૂર્યભગવાને** પ્રેમવડે, આર્દ્ર નેત્ર તથા હૃદયથી તે **યાજ્ઞવલ્કયના** મસ્તકઉપર હાથ મૂકી કહ્યું: હે પુત્ર! તારા અતિ ક્લેશયુક્ત તપથી હું પ્રસન્ન છું. તું ઇચ્છાવર માગ. આ પ્રકારનાં **સૂર્યભગવાનના** દર્શનથી તથા પ્રિય-વચનથી સંતોષને પામીને આનંદથી **યાજ્ઞવલ્કયે** તે સર્વજ્ઞ **સૂર્યભગવાન્**પ્રતિ પોતાના વૃત્તાન્તને જણાવીને સંપૂર્ણ વેદવિદ્યા પ્રાપ્ત કરવાની પોતાની

ઇચ્છા જણાવી. **શ્રીસૂર્યભગવાને** તેની ઇચ્છા જાણીને તેના ઉપર અનુગ્રહ કરીને તેને પોતાના રથઉપર બેસાડીને શિક્ષાવ્યાકરણાદિ છ અંગોસહિત તથા સર્વ રહસ્યાદિસહિત ચાર વેદનું અધ્યયન કરાવ્યું. આ પ્રમાણે સર્વ વિદ્યા પ્રાપ્ત કરીને તે **યાજ્ઞવલ્ક્યમુનિ** બ્રહ્મચર્યાશ્રમમાંથી જ સ્ત્રીગૃહાદિની આશા ત્યજીને ચતુર્થાશ્રમની ઇચ્છા કરવા લાગ્યા. ત્યારે ત્યાગની ઇચ્છાવાળા **યાજ્ઞવલ્ક્યને** જાણીને **શ્રીસૂર્યભગવાને** કહ્યું કે વિદ્યાના અધ્યયનપછી ગુરુને અવશ્ય ગુરુદક્ષિણા આપવી એવી શાસ્ત્રની આજ્ઞા છે, માટે મેં જે તને વિદ્યા આપી છે તેની ગુરુદક્ષિણા તું મને આપ. આ સાંભળી **યાજ્ઞવલ્ક્યે** કહ્યું, આપ જે આજ્ઞા કરો તે ગુરુદક્ષિણા હું આપને આપું. **સૂર્યભગવાને** કહ્યું : હે **યાજ્ઞવલ્ક્ય** ! તું ગૃહસ્થાશ્રમી થઈને વિધિવડે ત્રણ ઋણથી મુક્ત થઈને તથા આ વેદવિદ્યાને ત્રૈવર્ણિક અધિકારિઓને આપીને તેમના શિષ્યપ્રશિષ્યદ્વારા આ મારી વિદ્યાના સંપ્રદાયને વિસ્તારીને પછી સંન્યાસઆશ્રમને ગ્રહણ કરજે. અને મેં આપેલી બ્રહ્મવિદ્યાને તારે વિષયવાસનાથી રહિત થયેલ અધિકારીને સંન્યાસાશ્રમથી પૂર્વે તેમ જ પછી પણ આપવી. આ મારી આજ્ઞાનું પાલન એ જ ગુરુદક્ષિણા તું મને આપ. આ પ્રકારની **શ્રીસૂર્યભગવાન્**ની આજ્ઞાને સ્વીકારીને વિનયવડે દંડવત્ પ્રણામ કરીને તે **યાજ્ઞવલ્ક્ય** શ્રીગુરુનીઆજ્ઞા લેઈ ભૂલોકમાં આવ્યા. પછી પોતાના પિતાની આજ્ઞા પ્રાપ્ત કરીને **જનકરાજા**પાસે ધન પ્રાપ્ત કરીને તથા **કાત્યાયન** ઋષિની પુત્રી **કાત્યાયની** તથા **મિત્રયુ**ઋષિની પુત્રી **મૈત્રેયી**સાથે લગ્ન કરીને વિધિવત્ ગૃહસ્થાશ્રમનાં ધર્મકર્મને સેવતાં ત્રિવિધ ઋણની નિવૃત્તિ કરવા લાગ્યા. નિમિત્તવશાત્ તે **યાજ્ઞવલ્ક્યને** બે પત્ની પ્રાપ્ત થઈ હતી, તેમાંની એક જે **કાત્યાયની** નામની સ્ત્રી હતી તે તો ધર્મમાં, નીતિમાં અને સર્વ પ્રકારના કુલવતી પત્નીવડે કરાતા ગૃહવ્યવહારમાં અત્યન્ત નિપુણ હતી. ગૃહમાં જ્યેષ્ઠકનિષ્ઠસાથે તથા ઇતર જનોસાથે વર્તવાના નિયમોને, ગૃહના પદાર્થોના રક્ષણાદિના નિયમોને અને પાકના વિધિને તે રુડે પ્રકારે જાણતી હતી. આ પ્રકારની તેની સર્વ વ્યવહારમાં ઉત્તમ પ્રકારની કુશલતા જણાયાથી તે **કાત્યાયની** સ્ત્રીના સંબન્ધમાં સ્વલ્પમાં એ જ કહેવાયું છે કે **इत्येवमाद्या नारीणां प्रज्ञया सदृशी तया। ललना ना परा काचिदासीदस्ति भविष्यति॥** આ પ્રકારે ગૃહના સર્વ શુભ વ્યવહારમાં અત્યંત કુશલ બુદ્ધિશાળી સ્ત્રિયોમાં પ્રધાનપણું ધરાવનારી આ **કાત્યાયની**સમાન કોઈ પણ સ્ત્રી પૂર્વે થઈ નથી, આ કાલે છે નહિ, અને આગળ થશે નહિ. તે **યાજ્ઞવલ્ક્ય** મુનિની બીજી

સ્ત્રી મૈત્રેયી કે જેના સંબન્ધમાં આપણે આ પ્રસંગ લીધો છે. તે મૈત્રેયી તો આ જન્મમરણાદિ દુઃખયુક્ત સંસારના સ્વરૂપનો વિચાર કરતી સદા શોકાતુરસરખી પ્રતીત થતી રહેતી હતી. તે પોતાના મનમાં સદા આ પ્રકારના વિચાર કરતી હતી : આ સર્વ લોકો મને મૈત્રેયી મૈત્રેયી કહે છે, તો હું મૈત્રેયી કોણ છું. અર્થાત્ શી વસ્તુ છું ? આ દેહાદિ સંઘાતરૂપ હું છું વા તેથી ભિન્ન છું? જડ છું વા ચેતન છું ? શા નિમિત્તે આ લોકમાં હું પ્રકટી છું ? હું જન્મપૂર્વે ક્યાં હતી અને મરણપછી ક્યાં હઈશ ? તથા વર્તમાનકાલે મારી સ્થિતિનો મુખ્ય આધાર શું છે ? આ મારા પતિ કહેવાય છે તેમનું સ્વરૂપ શું છે ? આ પુત્રપુત્રીરૂપ પ્રજાનું સ્વરૂપ શું છે ? અર્થાત્ પતિપુત્રપુત્રીઆદિ શબ્દ જડના કે ચેતનના ઓળખાવનારા છે ? મને જે દુઃખની તથા સુખની પ્રતીતિ થાય છે તે સુખદુઃખનું સ્વરૂપ શું છે ? આ ચક્ષુઆદિ ઇન્દ્રિયોનું સ્વરૂપ શું છે, તથા આ નેત્રોવડે પ્રતીત થતા સ્થાવરજંગમ પ્રાણિપદાર્થોનું સ્વરૂપ શું છે ? આ આદિ વિચારમાં પડેલી તે, જેનું વાછરડું મરી ગયેલું હોય છે એવી ગાયની પેઠે શોકાતુર રહેતી પ્રતીત થતી હતી. આ સ્ત્રીના અંતરના ભાવને તે યાજ્ઞવલ્ક્ય જાણતા હતા, પરન્તુ ગૃહસ્થાશ્રમની સિદ્ધિનિમિત્તે એ સંબન્ધમાં તે મૈત્રેયીપ્રતિ કાંઈ પણ પ્રસંગ કાઢી ચર્ચા કરતા ન હતા. આ પ્રમાણે ઘણો કાલ ગૃહસ્થાશ્રમને સેવતા તે યાજ્ઞવલ્ક્ય પણ કાલાંતરે એકાંતમાં બેસીને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. ( આ વિચારોનો જીવોના અંતરમાં પ્રકટતા મોહના સામર્થ્યનું ભાન કરાવવા અર્થે યાજ્ઞવલ્ક્યમાં આરોપ કરાયો પ્રતીત થાય છે) અહો ! મોટું આશ્ચર્ય છે કે આ લોકમાં સર્વ જીવને પ્રિય જે પ્રાણનું ધારણ છે તે પ્રાણનું ધારણ જ ખરું જોતાં મહાદુઃખરૂપ છે. પ્રાણોના ધારણઅર્થે જ જીવો આ કારાગ્રહરૂપ શરીર જે સપ્ત ધાતુ અને ત્રણ દોષયુક્ત છે તથા મલાદિવડે યુક્ત હોવાથી દુર્ગંધવાળું તથા વિનાશી હોવાથી ભયને આપનારું છે તેનો સ્વીકાર કરે છે. આ શરીર નાના પ્રકારના રોગના આવિર્ભાવથી, દૈવી અને ભૌતિક તાપોથી, અંતર્ આધિરૂપ માનસ તાપથી, અવસ્થાંતરરૂપ હેતુથી તથા કષ્ટવડે પ્રાપ્ત થતા જન્મમરણાદિથી અત્યંત દુઃખરૂપ છે. અરે ! એકાંતસેવન કરનારા વિરક્ત પુરુષોને પણ આ અનેક ઉપાધિયુક્ત શરીર અતિ દુઃખ આપનારું હોય છે તો આ સંસારમાં આસક્ત ચિત્તવાળા સંસારી મનુષ્યોને એ શરીર મહાદુઃખનો અનુભવ કરનાર હોય એમાં શું આશ્ચર્ય છે ? અરે ! આ દેહનો સંગ જ જીવોને મહાદુઃખ આપનાર છે તો પછી

અન્ય સ્ત્રીપુત્રાદિનો મમત્વભાવથી સેવેલો સંગ તો કેટલો દુઃખદ થાય એ કળી શકાય એમ નથી. ખરે, આ દેહધારી જીવોને મુખ્ય વિનાશનો હેતુ સંગ જ છે. જેથી દુઃખની નિવૃત્તિની ઇચ્છાવાળાએ જેમ બને તેમ નિઃસંગ રહેવાનો ઉદ્યોગ કરવો જોઈએ. આ જલ જે સ્વભાવથી જ શીતલ છે તે અગ્નિના સંગથી ઉષ્ણ થાય છે. કુઠારનો સંગ થવાથી વૃક્ષ છેદાય છે. શસ્ત્રના સંગથી શરીર છેદાય છે. આ વિષયોના સંસર્ગથી જ મન બહિર્મુખ થાય છે અને પ્રવૃત્તિમાં પડે છે. દુષ્ટ મતિના પ્રાણિઓના સંગથી પાપમતિ પ્રકટે છે, અને સુખી માણસ દુઃખીના સંગથી દુઃખી થાય છે. આ પ્રકારે સંગથી દુઃખ થાય છે એ સિદ્ધ છે. અકામસરખા પુરુષો પણ કામનાવાળા પ્રાણિઓના સંગથી કામનાવાળા થાય છે. અકામપણે પણ થતો સંગ દુઃખ ઉપજાવે છે તો આસક્તિવડે કરાતો સંગ દુઃખ ઉપજાવે એમાં શું આશ્ચર્ય છે? સન્નિધિમાત્રથી પણ વિકારની પ્રાપ્તિ થાય છે. અમ્લરસવાળા પદાર્થને ખાતું આપણે કોઈને જોઈએ છીએ તો આપણા મુખમાં પાણી છૂટે છે. જડમાં પણ સન્નિધિથી વિક્રિયાનો આવિર્ભાવ થતો જણાય છે. ચુંબકના પહાણની અને લોહની યોગ્ય સમીપતા થાય છે તો તે સન્નિધિમાત્રથી ક્રિયારહિત લોહ પણ ગમન આગમનાદિ ક્રિયાવાળું થાય છે. જ્યારે જડ પણ આ પ્રમાણે સન્નિધિમાત્રથી વિકારને પામે છે તો ચેતનતાવાળાં પ્રાણીઓ આ જડ વિષયની વા સ્ત્રી પુત્ર મિત્રાદિ ચેતનતાવાળા વિષય પદાર્થની સન્નિધિથી વિકારી થાય એમાં શું આશ્ચર્ય છે? આ આદિ પ્રકારથી વિચાર કરતાં એ સહજ સ્પષ્ટ થાય છે કે અહંમમરૂપ અભિમાનના અને આ શરીરના સંગથી જીવમાત્રને મહા દુઃખ પ્રાપ્ત થાય છે. ખરું જોતાં હું યાજ્ઞવલ્ક્ય જ્યારે પૂર્વ બ્રહ્મચર્યાવસ્થામાં હતો ત્યારે સર્વ સંગથી રહિત રહેતો હતો, અને તેથી તે, અવસ્થામાં આ મારું ચિત્ત સદા વિક્ષેપરહિત રહેતું હતું, અને આજે આ સ્ત્રીપુત્રાદિના સહવાસથી નાના પ્રકારના વિક્ષેપોને હું આ ચિત્તમાં પ્રકટતા અનુભવું છું. જેથી સંગ જ પરમ દુઃખનું કારણ સિદ્ધ કરાય છે. પૂર્વે દેવતાઓવડે મારા તપમાં વિઘ્ન કરનાર અતિ મોહક પદાર્થોને મારા સમીપ પ્રાપ્ત કરાયા હતા, પરન્તુ તે સમયે હું મારા ધૈર્યબલથી ભ્રષ્ટ થયો ન હતો, અને આજે આ મનુષ્યલોકના ઉત્તમ સૌન્દર્યાદિથી રહિત પ્રાણિ-પદાર્થોના સહવાસથી તે મારા પ્રબલ ધૈર્યથી ભ્રષ્ટ થયો પ્રતીત થાઉં છું. કારણ કે આત્મરૂપ નિત્ય સુખ જે મને સ્વરૂપથી પ્રાપ્ત છે તેની ઉપેક્ષા કરીને આ તુચ્છ વિષયસુખમાં વૃત્તિ સ્થાપીને આ ગૃહસ્થાશ્રમને સેવતો

રહ્યો છું. અન્ય પામર પુરુષો તો ગુરુશાસ્ત્રાદિવડે પ્રાપ્ત થતા સંસ્કારોથી રહિત હોવાને લીધે મૂર્ખતાથી આ વિષયોમાં સુખબુદ્ધિ કરીને સંસારમાં રચ્યા પચ્યા રહે છે, તેથી તેમને અધિક દોષ આપી શકાતો નથી. તથાપિ હું યાજ્ઞવલ્ક્ય તો ગુરુશાસ્ત્રદ્વારા યોગ્ય સંસ્કારને પ્રાપ્ત છું, તથાપિ આ મિથ્યા ભ્રાંતિવડે પ્રતીત થતા વિષયસુખની લાલસાથી આ ગૃહમાં પડી રહ્યો છું. તેથી તે પામરોકરતાં પણ પામરમાં ગણાવા યોગ્ય છું. પૂર્વે શ્રી-સૂર્યભગવાને મને ત્રણ ઋણથી મુક્ત થવાને તથા સંપ્રદાયની વૃદ્ધિ કરવાને ગૃહસ્થ થવાની આજ્ઞા આપી હતી, અને તે પછી સંન્યાસ ધારણ કરવાની આજ્ઞા કરી હતી. તેમાં મેં અનેક બ્રાહ્મણોને ચારે વેદનું ઉત્તમ પ્રકારે અધ્યયન કરાવ્યું છે. તે શિષ્યોએ પણ પોતાના અનેક શિષ્યોને તે વેદવિદ્યા આપી છે, અને તે મારા પ્રશિષ્યોએ પણ પોતપોતાના અનેક શિષ્યોને આ વેદવિદ્યા આપી છે. આ પ્રકારે આ સંપ્રદાયની વૃદ્ધિ તો યોગ્ય પ્રકારે થઈ છે, તેથી તેમ જ ઋષિતર્પણાદિથી ઋષિઋણની નિવૃત્તિ કરી છે. પુત્રપૌત્રાદિ પ્રજાના સદ્‌ભાવથી તથા પિતૃતર્પણાદિથી પિતૃઋણથી નિવૃત્ત થઈ ગૃહસ્થાશ્રમની પણ સાર્થકતા કરી છે; અને નાના પ્રકારના યજ્ઞાદિ કર્મવડે દેવઋણથી પણ મુક્ત થયો છું. આ પ્રમાણે ત્રિવિધ ઋણથી મુક્ત થઈ સંપ્રદાયની વૃદ્ધિ કરયા છતાં પણ આ ક્ષણપર્યંત હું આ આશ્રમને સેવતો રહ્યો છું, તે ગુરુની આજ્ઞામાત્રથી નહિ પણ તેમાં કેવલ મારી આસક્તિમાત્રથી જ ટકી રહ્યો છું. મેં પ્રથમ એવો વિચાર કરેલો કે આ ગૃહસ્થાશ્રમદ્વારા સ્ત્રિયોને સંતોષ પ્રાપ્ત કરીને તથા આ વેદવિદ્યાના સંપ્રદાયનો વિસ્તાર કરીને પશ્ચાત્ હું સંન્યાસાશ્રમ ધારણ કરીશ. તે પછી કાલાંતરે પુત્ર પ્રાપ્ત થયા પછી એવો નિશ્ચય કર્યો કે આ પુત્રના જાતકર્માદિ સંસ્કાર કરીને તથા તે પછી તેના વિવાહ કરીને આ ગૃહનો ત્યાગ કરીશ. તેમ થયા છતાં પછી પણ વાસનાને વશ રહીને મેં આ ગૃહનો ત્યાગ કર્યો નહિ. પણ હવે આ પુત્રની પ્રજાને જોઈને તથા તેમ થયાથી વળી તેના વિવાહપર્યંતના સર્વ વ્યવહાર કરીને, એમ ઉત્તરોત્તર વ્યવહારની આશાને વશ થતો હું આજપર્યંત આ ગૃહસ્થાશ્રમને ત્યજી શક્યો નથી તેથી મને ધિક્કાર છે. આ આદિ અનેક પ્રકારના વિચાર કરીને તથા સંગી અવસ્થામાં અને સ્ત્રીપુત્રગૃહધનાદિમાં અનેક યુક્તિથી દોષદર્શન કરીને પછી સંન્યાસાશ્રમ લેવાનો તે યાજ્ઞવલ્ક્ય મહામુનિએ નિશ્ચય કરયા પછી તેમણે એવો વિચાર કર્યો કે આ ઉભય ભાર્યામાંથી જે કાત્યાયની સ્ત્રી છે તે તો વ્યવહારમાં જ કુશલ હોવાથી આ પ્રજાધનાદિનું રક્ષણ

કરતી આશ્રમને વિષે સંતોષપૂર્વક રહેશે. પરન્તુ આ મૈત્રેયી જે તીવ્રત વિરાગવાળી છે એને માત્ર પોતાના પતિવ્રતના ધર્મના પાલનઅર્થે જ મારી સેવામાં તત્પર રહી આ ગૃહમાં નિવાસ કરે છે; એવી દઢ વિરાગવાળી મૈત્રેયીને આ ગૃહધનપુત્રાદિ કોઈપણ સંતોષના કારણરૂપ પ્રતીત થશે નહિ. તેથી એની ઇચ્છાનુકૂલ એના અધિકારને જોઈને મારે એને બ્રહ્મવિદ્યા આપીને તૃપ્ત કરવી જોઈએ. આ લોકમાં સાત પગલાં પણ સાથે ચાલનારને મિત્ર ગણીને તેનું હિત કરવા શાસ્ત્રની આજ્ઞા છે. તો આ સ્ત્રિયો કે જેમની સાથે મેં ચિરકાલ વાસ કર્યો છે તેમનું હિત તો મિત્રભાવથી પણ મારે અવશ્ય કરવું જોઈએ. આ આશ્રમ ત્યજવા પૂર્વે મારે તેમને સંતોષ પ્રાપ્ત કરીને તેમની આજ્ઞા મેળવવી ઘટે છે; માટે હવે કાત્યાયનીને અને મૈત્રેયીને બ્રહ્મવિદ્યાથી સંતોષને પ્રાપ્ત કરું.

આ પ્રકારનો વિચાર કરીને પ્રથમ તે યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને એકાંતે બોલાવીને કહ્યું: હે સ્ત્રિ ! હવે મારે આ આશ્રમ ત્યજીને સંન્યાસાશ્રમ લેવો છે, માટે આ મારાં ધનાદિના બે વિભાગ કરી આપું તે લઈને તમે પ્રસન્નતાથી કલ્યાણકારી ધર્મોનાં પાલન કરતાં ગૃહપ્રતિ રહો, અને મને ત્યાગાશ્રમ લેવાની અનુમતિ આપો. આ પ્રકારનાં પોતાના પતિનાં વચનને શ્રવણ કરીને તે વિવેકવિરાગવતી મૈત્રેયીએ કહ્યું: હે ભગવન્ ! હું મરણને આપનાર ધનાદિની ઇચ્છા રાખતી નથી. તેથી મને આપ એવું ધન આપો કે જે વડે હું અમૃતત્વને પામું. આ પછી નાના પ્રકારથી તે યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીનો સંવાદ થયો છે અને અંતમાં તે યાજ્ઞવલ્ક્ય મુનિએ મૈત્રેયીને બ્રહ્મવિદ્યા આપી છે, અને પછી સંતોષપૂર્વક પોતે ચતુર્થાશ્રમને ધારણ કરી વિચરતા થયા છે, તેમ જ અંતે તે મૈત્રેયી પણ ત્યાગાશ્રમને ધારણ કરી અભયને તથા અમૃતત્વને પ્રાપ્ત થઈ વિચરતી થઈ છે.

હે બ્હેનો ! આ પ્રમાણે તે યાજ્ઞવલ્ક્ય મુનિની સ્ત્રી મૈત્રેયીએ પુરુષની પઠે, પણ દંડાદિ ચિહ્નરહિત સંન્યાસ લીધો હતો, એવી કથા જે ઉપનિષદ્રત્નરૂપ આત્મપુરાણમાં પ્રસિદ્ધ છે, તે પુરાણવચનોને આ સ્થલે વદીને તમને સર્વને તેનો સ્પષ્ટાર્થ કહું છું, જેથી લક્ષમાં આવશે કે સ્ત્રિયોને ત્યાગનો અધિકાર છે. એ પ્રસંગમાં કોણે કોને ગુરુ કરવા, અને કોણે કોને ગુરુ ન કરવા ઇત્યાદિ વાર્તા પણ પ્રતિપાદન કરી છે, તે સર્વ કહું છું; શ્રવણ કરો.

देहेन्द्रियैर्मनोयुक्तैर्भूतानामभयप्रदः ।
चचार वसुधां कृत्स्नां रविचंद्रविदेशितः ॥
याज्ञवल्क्यो यथा तद्वन्मैत्रेय्यपि चचार ह ।
संन्यासलिंगरहिता भुवमात्मस्वरूपिणी ॥
द्विजोत्तमस्य लिंगं स्याच्चतुर्थाश्रमवासिनः ।
वर्णिनामपि नान्येषां कुत एतत्स्त्रियो भवेत् ॥
ब्रह्मचर्यादिकं धर्मं चतुर्थाश्रमवासिनां ।
योषिदाद्याश्च कुर्वंतु आश्रमस्य विधारणम् ॥
कामं त्रैवर्णिकस्त्रीणां तथा क्षत्रियवैश्ययोः ।
विज्ञानं वेदवाक्येन कारयेद्ब्राह्मणः स्वयम् ॥
चतुर्थमाश्रमं नैव कारयेत्तु कदाचन ।
लिंगधारणरूपं तमलिंगं धर्मतः समम् ॥
कारयेत् केऽपि कुर्युर्वा न धर्मकरणेन हि ।
विरोधो विद्यते यद्वद्यागे शूद्रस्य कीर्तितः ॥
क्षत्रियाश्च तथा वैश्यास्तद्व–त्रैवर्णिकाः स्त्रियः ।
विद्यावन्तोऽपि नान्येभ्यः कुर्युरात्मोपदेशनम् ।
उपदेशेऽपि विप्रस्य केऽपि नैवाधिकारिणः ॥
क्षत्रियः क्षत्रियं वाऽपि वैश्यं वाऽपि द्वयोः स्त्रियः ।
विप्राद्यभावतः कामं शिष्यं कुर्वीत धर्मवित् ॥
वैश्यं वैश्यस्तथा वैश्यस्त्रियो वा धर्मसंयुताः ।
शिष्यत्वेन प्रगृह्णीयात्कामं नोत्तमवर्णगाः ॥
स्त्रियस्त्रैवर्णिकानां स्युर्गुरवो नैव कर्हिचित् ।
अनधीता यतस्त्वेता वेदवाक्याविचक्षणाः ॥
संप्रदायस्य विच्छेदे कामं त्रैवर्णिकस्त्रियः ।
उपदेशान्प्रकुर्वन्तु समानानधमान्प्रति ॥
त्रैवर्णिकास्तु विज्ञाय संप्रदायं स्वयं धिया ।

वेदेभ्योप्यवगच्छन्तु वक्त्राभावे स्थिते सति ॥
ब्राह्मणानां स्त्रियो विप्रो गुरुरुक्तो न चापरः ।
अन्यस्यापि भवेदेष गुरुः सर्वशरीरिणः ॥
अत्रापि कुलविद्यादिसंपन्नः पितृतस्तथा ।
मातृतश्चापि संवृद्धः प्रशस्तो गुरुरीरितः ॥
पतिः सर्वत्र नारीणां प्रथमः प्रोच्यते गुरुः ।
तदभावाद्भवेदन्य उत्तमोऽपि समोऽपि वा ॥
वर्णो नैव निकृष्टः स्यादधर्मः कस्यचिद् गुरुः ।
कस्यांचिदपि विद्यायामापद्यपि च कर्हिचित् ॥
शूद्रादयस्तदीयाया योषितो यदि धर्मतः ।
वर्तन्ते तत्र विज्ञेयं पुराणादेश्च वाक्यतः ।
उपदेशनमत्र स्याद्वेदवाक्यान्न कर्हिचित् ॥
यदाधमो गुरुर्ब्रूयात् कदाचित् संकटे सति ।
वर्णिनो विक्रयादेव विद्यामस्मात्समाप्नुयात् ॥
निःस्पृहो यदि तत्रापि तदान्यविद्ययाप्नुयात् ।
विद्यागुरुश्च नो तस्मादधिकं कारयेत्क्वचित् ॥
अश्वपत्यादिकान्दृष्ट्वा गुरूनधमवर्णिनः ।
प्राचीनशालप्रभृतीन् शिष्यानुत्तमवर्णिनः ।
इदमुक्तं न तत् शस्तं कदाचित् सति संभवे ॥
मैत्रेयी सकलं त्वेतद्वेद यस्मात्ततोत्र सा ।
पत्युः संप्राप्तविज्ञाना ब्रह्मचर्यादिसंयुता ।
चतुर्थाश्रमलिंगेन शून्या भूमिं चचार सा ॥
याज्ञवल्क्यस्य मैत्रेय्या वैषम्यं लिंगधारणम् ॥
अभून्नैवापरं किंचिच्चतुर्थाश्रमधर्मतः ॥

ભાવાર્થઃ—તે યાજ્ઞવલ્ક્ય મુનિ સંન્યાસ ધારણ કર્યા પછી સર્વત્ર સમભાવના સ્થાપીને શરીર, ઇન્દ્રિય તથા મનવડે સર્વ પ્રાણિઓને અભય

આપતા તથા સૂર્યચંદ્રની પેઠે રાગદ્વેષાદિ વિકારોથી રહિત રહીને આ સમગ્ર ભૂમિઉપર વિચરવા લાગ્યા. આ પ્રકારે તે યાજ્ઞવલ્ક્ય મુનિના વૃત્તાન્તને કહીને પછી તે મૈત્રેયીનો વૃત્તાન્ત કહેતાં કહે છે કે હે શિષ્ય ! જેમ તે યાજ્ઞવલ્ક્ય મુનિ ચતુર્થાશ્રમરૂપ સંન્યાસને ધારણ કરીને આ લોકમાં સર્વ વિકારથી રહિત રહીને વિચરવા લાગ્યા તેમ તે યાજ્ઞવલ્ક્ય મુનિની સ્ત્રી મૈત્રેયી પણ પોતાના પતિના મુખથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરીને ચતુર્થાશ્રમરૂપ સંન્યાસને ધારણ કરીને પ્રાણિમાત્રને અભય આપતી રાગદ્વેષાદિ વિકારોથી રહિત રહીને, તથા આત્મસ્વરૂપના અનુસંધાનમાં તત્પર રહીને આ આખી પૃથ્વીમાં વિચરવા લાગી. તે યાજ્ઞવલ્ક્ય મુનિના તથા મૈત્રેયીના સંન્યાસમાં ભેદ એટલો જ હતો કે તે મુનિએ દન્ડગ્રહણપૂર્વક સંન્યાસ ધારણ કર્યો હતો અને આ મૈત્રેયીએ દન્ડાદિ મુખ્ય ચિહ્નથી રહિતપણે સંન્યાસ ધારણ કર્યો હતો. ત્યાં શ્રીયાજ્ઞવલ્ક્ય મુનિની પેઠે તે મૈત્રેયીએ પણ દન્ડગ્રહણપૂર્વક સંન્યાસાશ્રમ કેમ નહિ ધારણ કર્યો, એવી શિષ્યની શંકા નિવારણ કરવાના ઉદ્દેશથી સમાધાન આપતાં ગુરુ વદે છે કે હે શિષ્ય ! બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ જાતિ દ્વિજ કહેવાય છે. તે દ્વિજમાં સઉથી ઉત્તમ બ્રાહ્મણ છે. તે ત્રણ વર્ણમાં ઉત્તમ જે બ્રાહ્મણો છે તેમને જ માત્ર દન્ડાદિ ચિહ્નપૂર્વક સંન્યાસાશ્રમ ધારણ કરવાનો અધિકાર છે. દ્વિજમાં ગણાતાં છતાં ક્ષત્રિય અને વૈશ્ય એ બે વર્ણને પણ તે દન્ડાદિ ચિહ્નસહિત ચતુર્થાશ્રમરૂપ સંન્યાસનો અધિકાર નથી, તો સ્ત્રિયોને તે પ્રમાણે ધારણ કરવાનો અધિકાર ક્યાંથી હોય ? સ્ત્રિયાદિએ અર્થાત્ બ્રાહ્મણભિનાના દ્વિજ જે ક્ષત્રિયવૈશ્ય છે તેમણે તથા સ્ત્રિયો છે તેમણે દન્ડાદિ બાહ્ય મુખ્ય ચિહ્નથી રહિત સંન્યાસાશ્રમ ધારણ કરવો; અને પ્રાણિમાત્રને સદા અભય આપવું, સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાલવું, ભિક્ષાટન કરવું, ઇત્યાદિ જે જે બ્રાહ્મણ સંન્યાસીના ધર્મ છે તેમનું સેવન કરવું, એમાં પ્રતિબંધ નથી.

હવે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિઅર્થે ગુરુની આવશ્યક્તા રહે છે, તેથી મોક્ષાર્થે કોણે કોને ગુરુ કરવા એ સંબન્ધમાં વ્યવસ્થા કરે છે. સર્વ વર્ણમાં શ્રેષ્ઠ જે બ્રાહ્મણ છે તે બ્રાહ્મણ જ જો ઉત્તમ બ્રહ્મવેત્તા હોય તો ગુરુપદ ધારણ કરી ત્રૈવર્ણિક સ્ત્રીને તથા ક્ષત્રિય અને વૈશ્યને વિદ્યા આપવાને અધિકારી છે. તાત્પર્ય એ કે બ્રાહ્મણની, ક્ષત્રિયની તથા વૈશ્યની સ્ત્રીને તેમ જ અન્ય બ્રાહ્મણને તથા ક્ષત્રિયવૈશ્ય પુરુષોને તે બ્રાહ્મણગુરુ વેદવાક્યવડે બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરે. પરન્તુ તે તત્ત્વવિદ્ બ્રાહ્મણે તે ક્ષત્રિયવૈશ્યને તથા મુખ્ય

તથા વૈશ્યને અધિકાર નથી; તેમ જ ક્ષત્રિય પુરુષને તથા ક્ષત્રિય સ્ત્રીને ગુરુ થઈ વિદ્યા આપવાનો વૈશ્યને અધિકાર નથી. ( આ કાલે ઘણાં ધર્મવ્યવસ્થાને નહિ જાણનાર વિપ્રવર્ણનાં સ્ત્રીપુરુષો પોતાથી નીચી જાતિનાને અર્થાત્ બ્રાહ્મણથી ઇતર વર્ણનાને ગુરુ કરે છે, પણ તે અત્યંત નિંદ્ય વ્યવહાર છે. )

ત્રણે વર્ણની સ્ત્રિયોને ત્રણે વર્ણના પુરુષના ગુરુ થવાનો અધિકાર નથી; કારણ કે સ્ત્રિયોને વેદનું અધ્યયન કરવાનો અધિકાર નથી અને તેથી તે વેદવચનોના વિવેકમાં અકુશલ હોય છે. આમ છતાં પણ એવો અપવાદ છે કે તત્ત્વજ્ઞાનાદિના સંપ્રદાયનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે, અર્થાત્ કોઈ પણ ગુરુપદને યોગ્ય 'અધિકારવાળા પુરુષનો અભાવ હોય અને તેથી વિદ્યાનો લોપ થતો હોય તો તે ત્રૈવર્ણિક સ્ત્રિયોને પણ ગુરુ પદ ધારણ કરવાનો અધિકાર છે. પરન્તુ તેમાં મૂલ ક્રમાનુસાર પોતપોતાની જાતિનાં વા તેથી નીચી જાતિનાં સ્ત્રી પુરુષને વિદ્યા આપવી, પણ પોતાથી ઉત્તમ જાતિવાળાં સ્ત્રી પુરુષને તે સ્ત્રિયોએ ગુરુ થઇને વિદ્યા આપવી નહિ; અર્થાત્ પોતાથી ઉંચી વર્ણવાળાંને ઉપદેશ આપવાનો તે નીચી જાતિનાં સ્ત્રીપુરુષને અધિકાર નથી જ.

બ્રાહ્મણને જો પોતાની સમાન જાતિનો કોઈ ઉત્તમ બ્રહ્મવેત્તા ઉપદેષ્ટા ન મળે, તેમ જ ક્ષત્રિયવૈશ્યને જો પોતાથી ઉત્તમ જાતિનો કે પોતાની સમાન જાતિનો ઉત્તમ તત્ત્વવિદ્ ઉપદેષ્ટા ન મળે એમ હોય તો જે કોઈ તત્ત્વજ્ઞ હોય તેની પાસે તત્ત્વજ્ઞાનસંબન્ધમાં શાસ્ત્રની મર્યાદાને કે સંપ્રદાયને જાણીને, તેને ગુરુ ન કરતાં, પોતાની મેળે જ વેદવાક્યોથી તે શાસ્ત્રમર્યાદા કે સંપ્રદાયઅનુસાર સ્વમતિથી યથાર્થ નિશ્ચય સાધીને (ઈશ્વરાનુગ્રહદ્વારા) જ્ઞાન પ્રાપ્ત કરવું.

બ્રાહ્મણવર્ગની સ્ત્રિયોનો ગુરુ બ્રાહ્મણ જ હોય એમ શાસ્ત્રે કહ્યું છે. બ્રાહ્મણની સ્ત્રીના ગુરુ થવાનો બ્રાહ્મણથી ઇતર વર્ણને અધિકાર નથી. આ પ્રમાણે અન્ય જાતિઓનો પણ અર્થાત્ શરીરીમાત્રનો બ્રાહ્મણ જ ગુરુ થઈ શકે છે.

બ્રાહ્મણોમાં પણ જે બ્રાહ્મણ ઉત્તમ કુલમાં જન્મેલો હોય, વિદ્યાવિનયઆદિથી યુક્ત હોય, પ્રથમ માતાથી અને પછી પિતાથી શિક્ષણને પામેલો હોય, તથા જેણે શ્રીસદ્ગુરુરૂપ આચાર્યથી તત્ત્વવિદ્યા પ્રાપ્ત કરી

ત્રણ વર્ણની સ્ત્રિયોને દન્ડગ્રહણપૂર્વક સંન્યાસ આપવો નહિ. પણ જો તે ત્રણ વર્ણની સ્ત્રીને તથા ક્ષત્રિયવૈશ્ય પુરુષને યોગ્ય અધિકાર પ્રાપ્ત થયો છે એમ જણાય તો તેમને તે બ્રહ્મવિદ્ બ્રાહ્મણ દન્ડાદિ ચિહ્નરહિત સંન્યાસ કરાવે. તાત્પર્ય એ કે જો ત્રણ વર્ણની સ્ત્રિયે તથા ક્ષત્રિયવૈશ્યે સંન્યાસ લેવો હોય તો દન્ડાદિ ચિહ્નરહિત લેવો, અને દન્ડી સંન્યાસીના જે બ્રહ્મચર્યાદિ ધર્મ છે તે તો દન્ડરહિત સંન્યાસીએ પણ યથાવત્ પાળવા. તે સત્યબ્રહ્મચર્યાદિ ધર્મના પાલનમાં તેમનો અનધિકાર છે એમ નથી. કારણ કે શાસ્ત્રમાં જેમ શૂદ્રોને યજ્ઞાદિક વિશેષ કર્મો કરવાનો અધિકાર કહ્યો નથી તો પણ તે યજ્ઞોના અધિકારી બ્રાહ્મણોએ કરવાયોગ્ય જે દાન, તપ, સત્ય, નમસ્કારાદિ શુભ કર્મ છે, તે શુભ કર્મો કરવા તો શૂદ્રને પણ અધિકાર કહ્યો છે, તે જ પ્રમાણે યદ્યપિ દન્ડસહિત સંન્યાસનો બ્રાહ્મણને અધિકાર છે તોપણ દન્ડવિના, સંન્યાસીના સર્વ બ્રહ્મચર્યાદિ ધર્મના પાલનપૂર્વક સંન્યાસનો અધિકાર ક્ષત્રિય, વૈશ્ય તથા ત્રૈવર્ણિક સ્ત્રિયોને છે.

ક્ષત્રિય, વૈશ્ય તથા ત્રણ વર્ણની સ્ત્રિયો જો કદાચિત્ તત્ત્વવિત્ હોય તો પણ તેમણે અન્ય કોઈને આત્મજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ અર્થાત્ પરસ્પરમાં કે અન્ય શૂદ્રાદિપ્રતિ પણ એમને ઉપદેશ કરવાનો અધિકાર નથી. બ્રાહ્મણવર્ણને ઉપદેશ આપવાનો અધિકાર તો અન્ય કોઈ વર્ણને નથી. બ્રાહ્મણવર્ણને તો બ્રાહ્મણ જ ઉપદેશ આપવાને અધિકારી છે. (આ સ્થલે वर्णानाम् ब्राह्मणो गुरुः એ વચનપ્રમાણે સર્વપ્રતિ ગુરુપદ ધારણ કરવાનો અધિકાર કેવલ બ્રાહ્મણને જ છે, તોપણ આપત્કાલમાટે આ પ્રકારના અપવાદ રાખ્યા છે. આ ગુરુપદની વ્યવસ્થા કેવલ બ્રહ્મવિદ્યાના ગ્રહણઅર્થે જ છે એમ નહિ, પણ સામાન્યતઃ સર્વ વિદ્યાના ગ્રહણમાટે છે એમ પણ સમજવું.) જો બ્રાહ્મણ ગુરુ કોઈ પણ સ્થલે ન જ પ્રાપ્ત થાય એમ હોય તો જ ધર્મજ્ઞ ક્ષત્રિય પુરુષે વિદ્યાનો લોપ ન થાય એ અર્થે પોતાની જાતિના એટલે ક્ષત્રિયજાતિના તથા વૈશ્યજાતિના પુરુષોને અને સ્ત્રિયોને વિદ્યાનો બોધ કરવો અર્થાત્ શિષ્ય કરીને વિદ્યા આપવી. એ જ પ્રમાણે જો ક્ષત્રિય પુરુષ કોઈ પણ ગુરુપદને યોગ્ય ન જ મળી શકે એમ હોય તો જે વૈશ્ય પુરુષ ધર્મનું યથાવત્ પાલન કરનારો તથા જાણનારો હોય તે વૈશ્યે પોતાની જાતિનાં સ્ત્રીપુરુષને શિષ્ય કરીને વિદ્યા આપવી. ક્ષત્રિયને તથા વૈશ્યને પોતપોતાની જાતિથી ઉત્તમ જાતિવાળાને શિષ્ય કરવાનો કે વિદ્યા આપવાનો અધિકાર નથી, અર્થાત્ બ્રાહ્મણને કે બ્રાહ્મણજાતિની સ્ત્રીને ગુરુ થઈ વિદ્યા આપવાનો ક્ષત્રિય

તથા વૈશ્યને અધિકાર નથી; તેમ જ ક્ષત્રિય પુરુષને તથા ક્ષત્રિય સ્ત્રીને ગુરુ થઈ વિદ્યા આપવાનો વૈશ્યને અધિકાર નથી. ( આ કાલે ઘણાં ધર્મવ્યવસ્થાને નહિ જાણનાર વિપ્રવર્ણનાં સ્ત્રીપુરુષો પોતાથી નીચી જાતિનાને અર્થાત્ બ્રાહ્મણથી ઇતર વર્ણનાને ગુરુ કરે છે, પણ તે અત્યંત નિંદ્ય વ્યવહાર છે. )

ત્રણે વર્ણની સ્ત્રિયોને ત્રણે વર્ણના પુરુષના ગુરુ થવાનો અધિકાર નથી; કારણ કે સ્ત્રિયોને વેદનું અધ્યયન કરવાનો અધિકાર નથી અને તેથી તે વેદવચનોના વિવેકમાં અકુશલ હોય છે. આમ છતાં પણ એવો અપવાદ છે કે તત્ત્વજ્ઞાનાદિના સંપ્રદાયનો ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે, અર્થાત્ કોઈ પણ ગુરુપદને યોગ્ય અધિકારવાળા પુરુષનો અભાવ હોય અને તેથી વિદ્યાનો લોપ થતો હોય તો તે ત્રૈવર્ણિક સ્ત્રિયોને પણ ગુરુ પદ ધારણ કરવાનો અધિકાર છે. પરન્તુ તેમાં મૂલ ક્રમાનુસાર પોતપોતાની જાતિનાં વા તેથી નીચી જાતિનાં સ્ત્રી પુરુષને વિદ્યા આપવી, પણ પોતાથી ઉત્તમ જાતિવાળાં સ્ત્રી પુરુષને તે સ્ત્રિયોએ ગુરુ થઇને વિદ્યા આપવી નહિ, અર્થાત્ પોતાથી ઉંચી વર્ણવાળાંને ઉપદેશ આપવાનો તે નીચી જાતિનાં સ્ત્રીપુરુષને અધિકાર નથી જ.

બ્રાહ્મણને જો પોતાની સમાન જાતિનો કોઈ ઉત્તમ બ્રહ્મવેત્તા ઉપદેષ્ટા ન મળે, તેમ જ ક્ષત્રિયવૈશ્યને જો પોતાથી ઉત્તમ જાતિનો કે પોતાની સમાન જાતિનો ઉત્તમ તત્ત્વવિદ્ ઉપદેષ્ટા ન મળે એમ હોય તો જે કોઈ તત્ત્વજ્ઞ હોય તેની પાસે તત્ત્વજ્ઞાનસંબન્ધમાં શાસ્ત્રની મર્યાદાને કે સંપ્રદાયને જાણીને, તેને ગુરુ ન કરતાં, પોતાની મેળે જ વેદવાક્યોથી તે શાસ્ત્રમર્યાદા કે સંપ્રદાય અનુસાર સ્વમતિથી યથાર્થ નિશ્ચય સાધીને (ઇશ્વરાનુગ્રહદ્વારા) જ્ઞાન પ્રાપ્ત કરવું.

બ્રાહ્મણવર્ગની સ્ત્રિયોનો ગુરુ બ્રાહ્મણ જ હોય એમ શાસ્ત્રે કહ્યું છે. બ્રાહ્મણની સ્ત્રીના ગુરુ થવાનો બ્રાહ્મણથી ઇતર વર્ણને અધિકાર નથી. આ પ્રમાણે અન્ય જાતિઓનો પણ અર્થાત્ શરીરીમાત્રનો બ્રાહ્મણ જ ગુરુ થઈ શકે છે.

બ્રાહ્મણોમાં પણ જે બ્રાહ્મણ ઉત્તમ કુલમાં જન્મેલો હોય, વિદ્યાવિનયઆદિથી યુક્ત હોય, પ્રથમ માતાથી અને પછી પિતાથી શિક્ષણને પામેલો હોય, તથા જેણે શ્રીસદ્ગુરુરૂપ આચાર્યથી તત્ત્વવિદ્યા પ્રાપ્ત કરી

હોય તેવો ઉત્કૃષ્ટ બ્રાહ્મણ જ સ્ત્રિયાદિનો ગુરુ થવા યોગ્ય ગણાયો છે.

સર્વ સ્થલે સ્ત્રીજાતિને તેનો પતિ જ પ્રથમ ગુરુ કહ્યો છે. તેના અભાવે અર્થાત્ પતિ ન હોય અને તત્ત્વજ્ઞાનરૂપ મોક્ષના સિદ્ધાન્તને કે સાધનને તે સ્ત્રી પોતાના પતિદ્વારા ન પામેલી હોય, તેમ જ પતિ મોક્ષ-માર્ગમાં સ્ત્રીને ન લઈ જનાર તથા મોક્ષનાં સાધનસિદ્ધાન્તાદિને ન જાણ-નાર હોય તો તે સ્ત્રીને પતિથી ભિન્ન પોતાથી ઉત્તમ જાતિનાને કે સમાન જાતિનાને પિતારૂપ જાણીને ગુરુ કરવાનો અધિકાર છે.

નિકૃષ્ટ જાતિને અર્થાત્ ત્રિવર્ણની અપેક્ષાથી અધમ શૂદ્રને કોઈના પણ અને કોઈ પણ વિદ્યામાં આપત્તિના સમયમાં પણ કદાપિ ગુરુ થવાનો અધિકાર નથી.

શૂદ્રઅતિશૂદ્રાદિ જાતિનાં સ્ત્રીપુરુષો જો યથાર્થ ધર્મમર્યાદાનું પા-લન કરતાં હોય તો તેમને પુરાણકાવ્ય ઇતિહાસાદિનાં વચનોવડે જ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર છે. તેમને વેદવાક્યોથી કદાચિત્ પણ ઉપદેશ કરવો નહિ.

જ્યારે પોતાથી ઉત્તમ કે સમજાતિનો કોઈ પણ ગુરુ થવાયોગ્ય પુરુષ ન મળે એવું સંકટ પ્રાપ્ત થાય, અને વિદ્યાનો લોપ થતો હોય તો અન્ય વર્ણના વિદ્યોપદેષ્ટાપાસે ઉત્તમ વર્ણે દ્રવ્ય આપીને વિદ્યા લેવી, પણ ગુરુ કરીને નહિ. જો તે નીચી જાતિનો વિદ્યોપદેષ્ટા ત્યાગી હોય અર્થાત્ સ્પૃ-હારહિત તો તેને અન્ય વિદ્યાવડે સંતોષી તે ઉત્તમ વર્ણે વિદ્યા લેવી, પણ ગુરુ કરીને નહિ. દૈવવશાત્ કોઈ અધમ વર્ણના પુરુષે ઉત્તમ વર્ણનાને અનધિકાર છતાં ભૂલથી શિષ્ય કરી લીધો હોય તો તેની પાસે તે વિદ્યાગુરુએ પાદસેવનાદિ શુશ્રૂષા કરાવવી નહિ.

હે શિષ્ય ! પૂર્વે **અશ્વપતિ** ક્ષત્રિયે ઉદ્દાલકાદિ બ્રાહ્મણોને તથા **અજાતશત્રુ** રાજાએ **બાલાકિ** બ્રાહ્મણને વિદ્યા આપી છે, એવા લેખ જોઈને સ્મૃતિકારોએ આપત્તિના સમયમાં ક્ષત્રિયે વૈશ્યપાસે અનેક ઉપા-યથી વિદ્યા લેવાનું કહ્યું છે, પરન્તુ એનું તાત્પર્ય એટલું છે કે સર્વત્ર યોગ્ય બ્રાહ્મણનો અભાવ કે અલાભ હોય તો જ આપત્તિ જાણીને અન્યપાસેથી વિદ્યા લેવી. વસ્તુતઃ તો મુખ્ય ગુરુત્વ શુદ્ધ બ્રાહ્મણનું જ છે.

હે શિષ્ય ! આ પ્રકારની શાસ્ત્રમાં સ્થપાયલી સર્વ ધર્મમર્યાદાને જાણ-નારી તે મૈત્રેયી સ્ત્રી પોતાના બ્રહ્મવેત્તા પતિદ્વારા બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરીને

તે પોતાના પતિ **યાજ્ઞવલ્ક્ય** મુનિની પેઠે આ લોકમાં બ્રહ્મચર્યાદિ ધર્મયુક્ત રહીને ચતુર્થ સંન્યાસાશ્રમનાં દન્ડરૂપ ચિહ્નને ન ધારણ કરીને ભૂમંડલ-ઉપર વિચરવા લાગી. આ **યાજ્ઞવલ્ક્ય** અને **મૈત્રેયી**માં આશ્રમનાં ચિહ્નને ધારણ કરવા, ન કરવારૂપ જ માત્ર ભેદ હતો. તે વિના ચતુર્થાશ્રમના ધર્મપાલનમાં તેમનામાં કોઈ પ્રકારનો પણ ભેદ ન હતો.

હે સખિઓ ! આ પ્રમાણેનો તે **મૈત્રેયી**નો પ્રસંગ **આત્મપુરાણ**ના સાતમા અધ્યાયમાં વર્ણ્યો છે. અન્ય પ્રસંગ મહાભારતમાં શાંતિ-પર્વના મોક્ષધર્મપ્રતિપાદનરૂપ ઉત્તર વિભાગમાં **જનક** અને **સુલભા** નામની ભિક્ષુકીનો છે. તે પ્રસંગથી એમ પણ સમજાય છે કે પૂર્વે કદાચિત્ બ્રાહ્મણની *સ્ત્રિયોને દન્ડગ્રહણપૂર્વક સંન્યાસ લેવાનો પણ અધિકાર કે ચાલ હશે. ગ્રન્થાન્તરે દન્ડગ્રહણ સ્ત્રિયો કરે, એવાં વચનો છે તેથી, સ્ત્રિયો છતાં પણ બ્રાહ્મણજાતિની હોવાથી તેમને કર્મત્યાગમાં બ્રાહ્મણસમ અધિકાર હોવાનું અનુમાન કરી શકાય છે. આ આદિ અનેક પ્રસંગો જોતાં સ્ત્રીને ત્યાગાશ્રમનો અધિકાર છે એમ કહેવામાં વિરોધ નથી.

શાસ્ત્રમાં બ્રાહ્મણી સ્ત્રીને સર્વ વૈદિક કર્મવ્યવહાર પતિસહ કરવાનો અધિકાર છે. તે પતિ જ્યારે કર્મન્યાસરૂપ ત્યાગાશ્રમ ધારણ કરે ત્યારે પતિથી રહિત થયેલી તે સ્ત્રી પણ કર્મન્યાસના અધિકારથી ત્યાગાશ્રમના અધિકારને પ્રાપ્ત થવી ઘટે છે.[1]

---

*આ પ્રસંગસંબન્ધમાં જીવન્મુક્તિવિવેકનાં પ્રમાણવચનો પૃ. ૧૫૫ ની નીચે ટાંક્યાં છે.

१ मैत्रेय्यै च कर्मसाधनरहितायै साधनत्वेनामृतत्वस्य ब्रह्मविद्योपदेशात् (बृह० भा०)॥ नहि मैत्रेयी भर्तरि त्यक्तकर्मणि स्वयं कर्माधिकर्तुमर्हति पतिद्वारमन्तरेण भार्यायास्तदनधिकारात् । तथा च तस्यै कर्मशून्यायै मुक्तेः साधनत्वेन विद्योपदेशात् कर्मत्यागस्तदंगत्वेन ध्वनित इत्यर्थः ॥

[बृह० भाष्यटीका]

**અર્થ**—કર્મના સાધનથી રહિત થયેલી **મૈત્રેયી**ને મોક્ષના સાધનરૂપે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે તેથી સસંન્યાસ જ્ઞાન મોક્ષનું કારણ છે. (બૃહ૦ ભા૦) પતિએ કર્મનો ત્યાગ કર્યો અર્થાત્ સંન્યાસાશ્રમ સ્ત્રી-

વળી એકપક્ષથી જોતાં એમ પણ અનુમાન કરાય છે કે પૂર્વે ક્ષત્રિય તથા વૈશ્યને સંન્યાસનો અધિકાર હશે નહિ, અને બ્રાહ્મણસહ બ્રાહ્મણની સ્ત્રીને તે અધિકાર અપાયો હશે. તેથી કરી કોઈ પ્રયોજનવશાત્ જ્યારે ક્ષત્રિયને તથા વૈશ્યને તે અધિકાર અપાયો હશે અથવા તેમનાવડે આગ્રહથી લેવાયો હશે ત્યારે આ બ્રાહ્મણથી વિલક્ષણતાવાળા અર્થાત્ દન્ડાદિ ચિહ્નરહિત સંન્યાસનું પાછળથી વિધાન થયું હશે. તે પશ્ચાત્ બ્રાહ્મણની સ્ત્રીને દન્ડયુક્ત અને ક્ષત્રિયવૈશ્યને દન્ડરહિત સંન્યાસ કેમ, એ સંબન્ધમાં વિરોધ ચર્ચાયાથી કદાચિત્ બ્રાહ્મણની સ્ત્રિયોને અર્થે પણ દન્ડરહિત સંન્યાસનું વિધાન કરાયું હશે. આ અનુમાનના સંબન્ધમાં પ્રમાણ જોવા જઈએ તો આ પ્રકારના ભાવનાં સ્થલે સ્થલે સ્મૃતિવચન છેઃ **मुखजानामयं धर्मो यद्विष्णोर्लिंगधारणम्। बाहुजातोरुजातानां नायं धर्मो विधीयते॥** અર્થ—વિષ્ણુના મુખથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોનો જ આ દન્ડાદિ ચિહ્નપૂર્વક સંન્યાસાશ્રમનો અધિકાર છે. વિષ્ણુના બાહુથી ઉપજેલા ક્ષત્રિયોનો તથા ઉરુથી ઉપજેલા વૈશ્યોનો તે દન્ડાદિ ચિહ્નપૂર્વક સંન્યાસાશ્રમ લેવાનો અધિકાર નથી. આ વચનથી એમ સ્પષ્ટ થાય છે કે પૂર્વે કોઈ કાલે પણ બ્રાહ્મણથી ઇતર વર્ણને સંન્યાસનો અધિકાર ન હતો. વળી **आत्मन्यग्नी समारोप्य ब्राह्मणः प्रव्रजेद् गृहात्॥** અર્થ—આત્મામાં અગ્નિનો સમારોપ કરીને બ્રાહ્મણે ગૃહ ત્યજીને ચતુર્થાશ્રમ સ્વીકારવો. આ વચનથી પણ ચતુર્થાશ્રમનો બ્રાહ્મણનો અધિકાર સૂચવ્યો ભાસે છે. વળી બૃહદારણ્યકોપનિષદ્ભાષ્યમાં પણ કહ્યું છે કે **नहि क्षत्रियवैश्ययोः पारिव्राज्यप्रतिपत्तिरस्ति॥** અર્થ—ક્ષત્રિય તથા વૈશ્યને સંન્યાસાશ્રમ સ્વીકારવાનો અધિકાર નથી.

આ આદિ અનેક સ્થલે જોતાં એ અનુમાન થાય છે કે ક્ષત્રિય તથા વૈશ્યને સંન્યાસનો અધિકાર કદાચ મૂલથી નહિ હોય. આમ છતાં વળી અન્ય પક્ષે જોતાં ક્ષત્રિયવૈશ્યને પણ સંન્યાસનો અધિકાર છે એવાં વચનો

---

કાર્યો ત્યારે પૃથક્ કર્મ કરવાને મૈત્રેયી અધિકારી રહી નહિ, કેમકે પતિદ્વારવિના કર્મમાં સ્ત્રીનો અધિકાર નથી. આ ઉપરથી કર્મરહિત થયેલી મૈત્રેયીને મોક્ષના સાધનરૂપે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેલો હોવાથી સંન્યાસ મોક્ષના અંગરૂપે ધ્વનિત થાય છે, એવો ભાષ્યના વાક્યનો અર્થ છે.

( આનંદગિરિની ભાષ્યઉપર ટીકા. )

જણાય છેઃ—**ऋणत्रयमपाकृत्य निर्ममो निरहंकृतः । ब्राह्मणः क्षत्रियो वाथ वैश्यो वा प्रव्रजेद् गृहात ॥** અર્થ—ઋષિઋણ, દેવ-ઋણ તથા પિતૃઋણ એ ત્રણ ઋણોની નિવૃત્તિ કરીને અહંમમ અભિમાનથી રહિત બ્રાહ્મણ ક્ષત્રિય વા વૈશ્ય સંન્યાસઆશ્રમને ગ્રહણ કરે. આ આદિ વચનથી ક્ષત્રિયવૈશ્યે પણ ગૃહસ્થાશ્રમદ્વારા ત્રણ ઋણથી મુક્ત થઈને સંન્યાસ ધારણ કરવો એવું નિકળે છે, જેથી અનુમાન બંધાય છે કે બ્રાહ્મણક્ષત્રિયાદિના ભેદનિમિત્તે પૂર્વોક્ત આત્મપુરાણપ્રતિપાદિત વચનપ્રમાણે દંડાદિ ચિહ્નોથી યુક્ત, બ્રાહ્મણને અને તે ચિહ્નોથી રહિત ક્ષત્રિયાદિને ત્યાગાશ્રમ કહ્યો હશે. આ પ્રમાણે કાં તો મૂલથી કે કાં તો પાછળથી, પણ જ્યારથી તેમનો દંડાદિ ચિહ્નોથી રહિત સંન્યાસનો અધિકાર સ્થપાયો હશે, ત્યારથી જ બ્રાહ્મણની સ્ત્રીને દંડરહિત સન્યાસ હશે કે કેમ, એ સંબન્ધમાં બે પ્રકારનાં વિરોધી વચનો જોવાથી શંકાસ્પદ રહે છે. આમ છતાં એક પક્ષે જોતાં જો ક્ષત્રિયવૈશ્યની સ્ત્રિયોને પણ દંડરહિત ત્યાગનો અધિકાર હોય તો બ્રાહ્મણની સ્ત્રીમાં અને તેમનામાં ભેદ જણાવવા અર્થે બ્રાહ્મણની સ્ત્રીને દંડાદિ ચિહ્નપૂર્વક જ સંન્યાસ હોવો ઘટે, કારણ કે બ્રાહ્મણ અને ક્ષત્રિયવૈશ્યમાં ભેદ જણાવવા અર્થે બ્રાહ્મણોને દંડાદિ ચિહ્નપૂર્વક અને ક્ષત્રિયોને તે વિના ત્યાગનો અધિકાર આપ્યો છે. અન્ય પક્ષે જોતાં વેદપઠન કરવાના અધિકારી ક્ષત્રિયવૈશ્યને દંડાદિ ચિહ્નરહિત અને બ્રાહ્મણની સ્ત્રીને દંડસહિત સંન્યાસ આપવામાં આવતો હોય અને તેથી વા કદાચિત્ તે પક્ષના વિરોધશમનાર્થે તે સ્ત્રિયોને પણ દંડાદિ ચિહ્નરહિત સંન્યાસનો અધિકાર અપાયો હોય એમ પણ અનુમાન થાય. આટલે સુધી વિચાર કરી આવતાં હવે સ્ત્રિયોને દંડસહિત સંન્યાસનો અધિકાર છે કે દંડરહિત સંન્યાસનો અધિકાર છે એનો તથા ક્ષત્રિયવૈશ્યને સંન્યાસનો અધિકાર મૂલથી જ છે કે પાછળથી સ્થપાયો છે એનો શાસ્ત્રાર્થ કરવાનો પ્રસંગ આવ્યો છે; પરંતુ આ સમયે આપણે તે વિષયને જ અવશ્યનો ગણી લીધો નથી. તેથી તે વિવાદના વિષયને એક બાજુએ રાખીને આપણે જે નિર્ણય કરવા નિમિત્તે આ વિષયની શાખા પ્રકટાવી છે તેનો નિર્ણય તો આટલાથી થઈ ચુક્યો છે, એમ ગણી હવે જે વિષય મુખ્ય પ્રતિપાદન કરવાનો છે તેના પ્રતિ જઈએ. આટલેસુધી વિચાર કરીને આપણે મૂલ કહેલી એ વાર્તાને શાસ્ત્રવચનથી નિશ્ચય કરી કે સ્ત્રિયોને પુરુષની પેઠે ત્યાગાશ્રમનો પણ અધિકાર છે.

હે સખિઓ ! આ આદિ અનેક પ્રમાણવચનોથી અને વિવિધ યુક્તિથી જોતાં સ્ત્રીને સંન્યાસપર્યંતનો અધિકાર પુરુષની પેઠે અપાયો છે; જેથી મોક્ષપર્યંતના સર્વ પુરુષાર્થની પ્રાપ્તિમાં જેમ પુરુષોને અધિકાર મળ્યો છે તેમ શાસ્ત્રથી સ્ત્રિયોને પણ સર્વ પુરુષાર્થની સિદ્ધિમાં અધિકાર મળ્યો છે. આથી આ કાલે ઘણા મન્દમતિ મનુષ્યો શાસ્ત્રકર્તાનો દોષ કાઢે છે કે તેમણે સ્ત્રિયોને કાંઈ જ અધિકાર આપ્યો નથી એ દોષ અવશ્ય મિથ્યાજેવો છે. યોગ્ય પ્રકારે શાસ્ત્રનું અવલોકન કરનારને સ્પષ્ટ જણાય છે કે શાસ્ત્ર કરનાર મહાપુરુષોએ સર્વ વાર્તા યોગ્ય અધિકારથી નિષ્પક્ષપાતપણે લખી છે.

આપણને સ્ત્રિયોને કેટલાક નિયમો એક પક્ષથી જોતાં આપણા સંબન્ધમાં કઠિનતાથી બંધાયા હોય એમ ભાસે એમ છે. પરંતુ યોગ્ય વિચારથી તે સકારણ ઠરે છે કે નહિ તે જોયા પછી આપણે તે નિયમોની દુષ્ટતા વદવી જોઇએ. જેમ માતાપિતા બાલકના હિતનો વિચાર કરીને પોતાના બાલકને નિયમથી પ્રવર્તાવે, અને તે નિયમો તે અવસ્થામાં તે બાલકોને અરુચિકર જણાયાથી દુષ્ટ ગણે, પણ જ્યારે યોગ્ય વિચારથી તે બાલકો અન્ય અવસ્થામાં વિચારે ત્યારે તેમ જ પોતાને જે સમયે પિતામાતાપણું પ્રાપ્ત થાય ત્યારે પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાને તેવા જ નિયમથી પ્રવર્તાવવાની આવશ્યક્તા જણાય છે ત્યારે જ તેઓ પોતાનાં માતાપિતાએ પોતાપ્રતિ પ્રવર્તાવેલા નિયમો દુષ્ટ ન હતા પણ યોગ્ય હતા એવો નિશ્ચય સાધે છે, તેમ આપણે પણ કદાચિત્ યોગ્યમાં અયોગ્યબુદ્ધિ અવિવેકવડે એક કાલે કરીએ અને અન્ય સમયે પુનઃ વિવેક પ્રાપ્ત થવાથી યોગ્યને યોગ્ય જાણીએ. આ પ્રમાણે હોવાથી પૂર્ણ વિચાર કરયા વિના કોઈપણ શાસ્ત્રપ્રતિપાદિત નિયમની દુષ્ટતા નિશ્ચય કરવી એ આપણી જ દુષ્ટતા નિશ્ચય કરવાતુલ્ય છે.

આ ક્ષણપર્યન્ત અને હવે પછી પણ કેટલુંક કહેતાં સુધી તો માત્ર શાસ્ત્રકારોએ આપણા સંબન્ધમાં પ્રસંગપરત્વ જે જે કંઈ લખ્યું છે તેનું માત્ર સૂક્ષ્મમાં વર્ણન થયું છે અને થશે, પણ તે પછી અર્થાત્ પ્રથમ આપણા સંબંધમાં પ્રસંગપરત્વ લખાયલાં તથા સામાન્ય ધર્મરૂપે લખાયલાં વચનોના ભાવને જણાવીને પછી જ્યારે તેના ગુણદોષના સંબન્ધમાં કાંઈક વિચાર સ્પષ્ટ થશે ત્યારે વિવેકદષ્ટિથી આપણને તે સર્વ વચનોમાં વર્ણાચલા ભાવની યોગ્યાયોગ્યતાનો નિર્ણય લક્ષમાં આવશે, જેથી જ્યાંસુધી

હું માત્ર શાસ્ત્રવચનોના ભાવને કહી સંભળાવું છું ત્યાં સુધી તમારાંમાંનાં કોઈને મારાં કહેલાં વચનોમાં વિરોધનું ભાન થાય તો તે વિરોધને માત્ર લક્ષમાં રાખી મૂકવો, અને ગુણદોષના વિચાર જણાયા પછી જ તે વચનો-ની અનુકૂલતા પ્રતિકૂલતાનો નિર્ણય કરવો. શ્રવણ કરીને તત્કાલ જ તેમાં વિરોધ સ્થાપીને આપણી વૃત્તિને વિરોધમાં સ્થાપીને દૂષિત કરશો નહિ.

આજે તો હવે ઘટિત સમય થયો છે માટે મારું બોલવું અત્રથી જ અટકાવું છું. આ શ્રવણ કરેલા વિચારનું વિસ્મરણ ન થાય એમ મારે કહેવાની અગત્ય છે એવું તમારી સુજ્ઞતાનો વિચાર કરતાં હું ધારતી નથી.

યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે: હે કલ્યાણિનિ! આ પ્રકારના તે દૈવજ્ઞાના વ્યાખ્યાનને શ્રવણ કરીને સર્વ સ્ત્રિયો પ્રસન્નતાથી આનન્દવાર્તા કરતી પોતપોતાને ઘેર ગઈ અને દૈવજ્ઞાને પણ રાણીએ વાહનમાં બેસાડી સન્માનથી પોતાને સ્થાને વિદાય કરી, અને પોતે પણ પોતાના અન્તઃપુરમાં પ્રવેશ કર્યો. એ પછી આગળ તે દૈવજ્ઞાએ શાસ્ત્રસંમત જે જે વિચારોને જ-ણાવ્યા છે, તથા તે પછી વિવિધ વિચારવડે તે સ્ત્રિયોને જે ઉત્તમ બોધ આપ્યો છે, તે સર્વ હું તને ક્રમે ક્રમે કહીશ; જે બોધ સ્ત્રીજાતિને પોતાના આ લોક પરલોકસમ્બન્ધી હિતમાં તથા મોક્ષરૂપ પરમપુરુષાર્થની પ્રાપ્તિમાં અતિ ઉપયોગી છે.

**મનોહર**: જય જય શ્રીસદ્‌ગુરુદેવ. ( સર્વ બોલે છે. પછી નિયમ-પ્રમાણે પદ બોલે છે. )

## પદ. ઠુમરી.

( આ ) જીવ સકલ જગના, જગપતિને, ન્યૂનાધિક નથી જાણો રે,
સુખદુઃખ સઉને નિજ કર્મોથી, આપે છે એ પ્રમાણો રે; જીવ૦
નર નારી પશુ પક્ષી બાલક, મૂઢ અને જન શાણા રે,
તે સઉ સમ છે સર્વેશ્વરને, નથી પ્રિય રંક કે રાણા રે; જીવ૦
જે જન જગપતિપ્રેરિત નિયમો, પ્રેમ ધરીને પાળે રે,
તે જન તે નિયમોથી શુભ ફલ, મેળવે કાળે કાળે રે; જીવ૦
જે જન દુષ્ટ અધમતા ધારી, ધર્મ ત્યજીને ચાલે રે,
તે મહા પાપી પાપતણાં ફલ, દુઃખ જ મેળવી મ્હાલે રે; જીવ૦
આ વિધિ છે માટે સઉ સુજને, ધર્મ ગ્રહી નિજ વહેવું રે,
પરનિન્દા, પરદ્વેષ, દુષ્ટતા, ત્યજી મહાસુખમાં રહેવું રે; જીવ૦

કુસંગતિ ત્યજીને વસવું જ્યાં, સત્સંગતિ છે સાચી રે,
દુર્ગુણસદ્દગુણ ઓળખી સહજે, ત્યજવી જે મતિ કાચી રે; જીવ૦
મનવાણી ને તનુથી જ્યાં ત્યાં, સ્વપરહિતને સાધો રે,
ઇષ્ટ ભજી તપ સજી સંસારે, ઊર્ધ્વ ગતિમાં વાધો રે; જીવ૦
મિથ્યા આપવડાઈ વદીને, પ્રભુપદ મનથી ન ત્યાગો રે,
મનહર પ્રેમવડે હરિહર ભજી, આત્મસ્વરૂપમાં જાગો રે; જીવ૦

**વિઠ્ઠલજી :** જય જય શ્રીસદ્દગુરુદેવ. (સર્વે બોલે છે.)

**દાસ :** (લગાર મોટેથી વિજળીને) કેમ વિજલી! તમે સઉએ કથા સાંભલી કેની? આજકાલ તમારી મતલબની કથા આવે છે.

**વિજળી :** રોજ રોજ તમારી મતલબની કથા તે કયાંથી આવે! કોઈ દહાડો અમારી મતલબની આવે ને કોઈ દહાડો તમારી મતલબની પણ આવે. અને ખરું પૂછો તો અમારી મતલબની ખરેખરી કથા તો હજી કાલે આવશે એમ જણાય છે. આજે તો બધાની સેળભેળ કથા આવી છે, તો પણ અમે તો અમારે સાંભળીને એમાંથી જે ગાંઠે બાંધવાનું તે બાંધી લીધું છે.

**હરજીવન :** સેઠ સાહેબ! તમને કહું, જો હુકમ હોય તો જરા બોલું. આજની કથામાં તમને કહું એક મોટો સંસે પડચો છે તમને કહું.

**દાસ :** જુઓ હરજીભાઇ! આ ઠેકાનું તો સંદેહ મુકીને જવાનું છે, તો તમે સંસય લઈને સું કામ જાઓ છો ભાઈ! એમાં હુકમ સું? જે સંકા હોય ને બોલો.

**હર૦ :** આ આજની કથામાં તમને કહું એ વાતો આવી કે બામને તમને કહું બામનને જ ગુરુ કરવો, ને બીજાએ તમને કહું બધાએ પન બામનને જ ગુરુપદ આપવું. પોતાથી નીચી જાતનાને તમને કહું કોઈએ ગુરુ કરવો નહિ. તેમ ઉંચી જાતનો કે પોતાની જાતનો તમને કહું પુરસ નહિ જ મલે તો તમને કહું ઉંચી જાતની કે પછી પોતાની જાતની તમને કહું અસ્ત્રીને ગુરુ કરવી. હવે આ વાતમાં સંકા એ છે કે ભાગવતમાં તમને કહું મારા સાંભલવામાં છે કે એક દત્તાતરી નામના મોટા પુરસ તમને કહું થઇ ગયા છે. તેમણે તમને કહું આ કરોલીયાને ને તમને કહું આ મધમાખને ને તમને કહું કપોત પંખીને ને અજગરને તમને કહું ગુરુ કરયા છે. ને વલી પેલી તમને કહું એક પિંગલા ગુનકાને ને તમને કહું એક છોકરીને ને એવા એવાને પન તમને કહું ગુરુ કીધા છે. ત્યારે એ તો તમને કહું બધું સાસ્તરથી ઉલટું થયું. ત્યારે તે સમામાં સું કોઈ બામન કે ઉંચી જાતનો

કોઈ તમને કહું પુરસ કોઈ નહિ જ મલ્યો હોય કે તે માહા પુરસે તમને કહું આવા છેક નીચાને ગુરુ કીધા હસે ?

**દાસ :** સાબાસ છે મરદે બહાદર મારા હરજીભાઈ! તમને પન સાબાસ છે. ખુબ મુદ્દાની વાત સોધી કાઢી છે. ( વિઠ્ઠલજીતરફ હાથ જોડીને ) વિઠ્ઠલજી મ્હારાજ ! આટલી સંકાનું તો દયા કરીને તમારે જ નિવારણ કરવું જોઇએ.

**વિઠ્ઠલજી :** હા. એમાં શી મોટી શંકા છે? એ તો એમ છે કે ગુરુદત્તાત્રેય તો ઈશ્વિરાવતારરૂપ હતા અને સમર્થ હતા. તેમણે પોતાની મતિથી જ આ જીવોની અને અનેક પ્રાણી–પદાર્થોની સ્થિતિનીતિરીતિ જોઈને તેમાંથી જીવોને બોધ થાય એવા લક્ષ સ્થાપ્યા. તેથી કાંઈ તે પ્રાણીઓને તેમણે ગુરુ કરયા ગણાય નહિ. એમાં તો લક્ષ લેનારી પોતાની મતિએ જ તેમાંથી ઉત્તમ હેતુ કલ્પી લઈને તે પ્રકારે વર્તવાનો નિશ્ચય આપ્યો છે; એટલે ખરું જોતાં તો શ્રીદત્તાત્રેયની પોતાની મતિ જ પોતાના ગુરુરૂપ ગણાઈ હતી; અને આજની કથામાં જે વાત આવી છે તે તો વિદ્યા કે જ્ઞાન મેળવવાને વાસ્તે સાક્ષાત્ વિધિથી ગુરુ કરવા હોય તેણે આવાને ગુરુ કરવા એવી વાત છે. માટે એમાં કાંઇ સંદેહસરખું નથી. કેમ ભટ્ટજી મહારાજ ! એમ જ કેની ?

**મનોહર :** હા, એમ જ. એ તો દત્તે પોતાની મેળે તેમને તથા તેમની ચેષ્ટાને જોઇને બોધ લીધો છે.

**દાસ :** કેમ ભાઈ! સમાધાન થયું ? કંઈ સંકાજેવું હોય તો કહેજો હોં.

**હર૦ :** ના ના સેઠ ! સમાધાન તમને કહું સોના મ્હોરજેવું થયું. ના કેમ કહેવાય ?

**વિઠ્ઠલજી :** કેમ શેઠ ! ત્યારે હવે ઉઠશું ? સમય થઈ ગયો છે. વાતનો કંઈ પાર છે ?

**દાસ :** હા હા ચાલો સઉ, ઉઠો. બોલજો રે બાઇઓ ભાઈઓ ! દ્વારકાંધીસકી જે ! ( સઉ જય બોલીને પછી વારાફરતી નમન કરતા ઉઠી જાય છે. )



# दिवस : ३२

[ રામશંકર પુરાણી પેલા અતીતવાળા ઘરમાં આગલા દિવસે કરેલા નશ્ચયપ્રમાણે તૈયારી કરી રાખેલી હોવાથી પ્રાતઃકાલમાં કથા કરવાને આવીને રચેલા આસને બેસે છે. પૈસો દંડ ઠરાવેલો હોવાથી દરેક ઘરનું એક એક મનુષ્ય આવવાથી આખું ઘર મનુષ્યોથી ભરાયું હતું.]

રામ૦ : ( સર્વને સાવધાન બેઠેલા જોઇને પોથી છોડી મંગલાચરણ કરીને શ્રીલક્ષ્મીના સ્તોત્રનો આરંભ કરતાં ) સર્વ એક ચિત્તથી સાંભળજો રે. ( પછી વાંચે છે. )

**इन्द्र उवाच–नमस्ये सर्वभूतानां जननीमब्जसंभवाम् ।**
**श्रियमुन्निद्रपद्माक्षीं विष्णुवक्षःस्थलस्थिताम् ॥**

ઇન્દ્ર બોલ્યા : કમલમાંથી ઉત્પન્ન થયેલાં, ઉઘડેલા કમલજેવાં નેત્રવાળાં, શ્રીવિષ્ણુના વક્ષઃસ્થલ (છાતી) ઉપર રહેલાં, અને સર્વ પ્રાણીઓની માતા લક્ષ્મીદેવીને હું નમું છું.

**त्वं सिद्धिस्त्वं स्वधा स्वाहा त्वं मातर्लोकपावनी ।**
**संध्या रात्रिः प्रभा भूतिर्मेधा श्रद्धा सरस्वती ॥**

આપ સિદ્ધિ છો, સ્વધા તથા સ્વાહા છો, આપ હે માતર્ ! લોકને પવિત્ર કરનાર સંધ્યા છો, પ્રભા, વિભૂતિ, બુદ્ધિ, શ્રદ્ધા અને સરસ્વતીરૂપ છો.

यज्ञविद्या महाविद्या गुह्यविद्या च शोभने ।
आत्मविद्या च देवि त्वं विमुक्तिफलदायिनी ॥

યજ્ઞવિદ્યા અર્થાત્ કર્મમીમાંસા, જેમાં વિશ્વરૂપની ઉપાસનાનું વિધાન કરેલું હોય છે એવી મહાવિદ્યા, મંત્રવિદ્યા, તથા આત્મવિદ્યા : આ સર્વ વિદ્યાઓરૂપ હે લાવણ્યવતિ દેવિ ! આપ મોક્ષરૂપ ફલને આપો છો.

आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतिस्त्वमेव च ।
सौम्या सौम्यैर्जगद्रूपैस्त्वयैतद्देवि पूरितम् ॥

ન્યાયશાસ્ત્ર, ઋગ્, યજુસ્ તથા સામરૂપ ત્રણ વેદો, શિલ્પશાસ્ત્ર, આયુર્વેદાદિ વાર્તા અને નીતિ આપનાં જ સ્વરૂપ છે. શોભન તથા અશો-ભન રૂપોવડે હે દેવિ! આ જગત્ આપે ભરી દીધું છે.

का त्वन्या त्वामृते देवि सर्वयज्ञमयं वपुः
अध्यास्ते देवदेवस्य योगचिन्त्यं गदाभृतः ॥

હે ભગવતિ ! સર્વ દેવના દેવ ગદાધર શ્રીવિષ્ણુનું સર્વયજ્ઞમય શરીર જેનું યોગથી ચિંતન થઈ શકે છે તેના ઉપર આપવિના અન્ય કયી સ્ત્રી સ્થિતિ કરી રહે છે? અર્થાત્ આપ જ વક્ષ:સ્થલઉપર વિરાજો છો.

त्वया देवि परित्यक्तं सकलं भुवनत्रयम् ।
विनष्टप्रायमभवत्त्वयेदानीं समेधितम् ॥

હે દેવિ ! આપે જ્યારે સકલ ત્રિભુવનને ત્યજ્યું ત્યારે તે ઘણે અંશે નાશ પામ્યું હોય તેમ દેખાયું. તે ત્રિભુવનને આપે હાલ સજીવન કર્યું છે.

दाराः पुत्रास्तथागारं सुहृद्धान्यधनादिकम् ।
भवत्येतन्महाभागे नित्यं त्वद्वीक्षणान्नृणाम् ॥

હે મહાભાગ્યવાળાં ! નિત્ય આપના કટાક્ષથી મનુષ્યોને સ્ત્રી પુત્રો ગૃહ, મિત્ર, ધાન્ય, ધન આદિ પ્રાપ્ત થાય છે.

शरीरारोग्यमैश्वर्यमरीपक्षक्षयः सुखम् ।
देवि त्वद्दृष्टिदृष्टानां पुरुषाणां न दुर्लभम् ॥

હે દેવિ ! આપની દૃષ્ટિમર્યાદામાં આવેલા પુરુષોને શરીરનું આરો-ગ્ય, ઐશ્વર્ય, શત્રુવર્ગનો નાશ અને સુખ કાંઈ દુર્લભ નથી.

सद्यो वैगुण्यमायान्ति शीलाद्याः सकला गुणाः ।
पराङ्मुखी जगद्धात्री यस्य त्वं विष्णुवल्लभे ॥

હે વિષ્ણુપ્રિયે ! જેનાથી જગતની ધાત્રી આપ વિમુખ થાઓ છો તેના સર્વ શીલાદિ ગુણો તત્કાલ વિગુણતાને ધારણ કરે છે.

न ते वर्णयितुं शक्ता गुणान् जिह्वाऽपि वेधसः ।
प्रसीद देवि पद्माक्षि माऽस्मांस्त्याक्षीः कदाचन ॥

આપના ગુણનું વર્ણન કરવા શ્રીબ્રહ્માની જિહ્વા પણ શક્તિવાળી નથી. હે કમલાક્ષિ ભગવતિ ! આપ કૃપા કરો અને અમને કદાપિ ન ત્યજો.

श्रीरुवाच–परितुष्टास्मि देवेश स्तोत्रेणानेन ते हरे ।
वरं वृणीष्व यस्त्विष्टो वरदाहं तवागता ॥

**શ્રી લક્ષ્મી બોલ્યાં :** હે દેવના પતિ ઇન્દ્ર ! આ સ્તોત્રથી હું સારી રીતે પ્રસન્ન થઈ છું. હું વર આપનારી તારી પાસે આવી છું, માટે જે ઇષ્ટ વર હોય તે માગ.

इन्द्र उवाच–वरदा यदि मे देवि वरार्हो यदि वाप्यहम् ।
त्रैलोक्यं न त्वया त्याज्यमेषमेऽस्तु वरः परः ॥

**ઇન્દ્ર બોલ્યા :** જો આપ ભગવતી વર આપનારાં હો અથવા હું વર પામવા યોગ્ય હોઉં તો આપે ત્રૈલોક્યને ત્યજવું નહિ એ જ મારો અભીષ્ટ વર સિદ્ધ થાઓ.

स्तोत्रेण यस्तवैतेन त्वां स्तोष्यत्यब्धिसंभवे ।
स त्वया न परित्याज्यो द्वितीयोऽस्तु वरो मम ॥

જે આ સ્તોત્રવડે, હે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં ! આપનું સ્ત- કરે તેનો આપે ત્યાગ કરવો નહિ, એ મારો દ્વિતીય વર ફલીભૂત ।.

– त्रैलोक्यं त्रिदशश्रेष्ठ न संत्यक्ष्यामि वासव ।
दत्तो वरो मयाऽयं ते स्तोत्राराधनतुष्टया ॥

બોલ્યાં : હે દેવોમાં ઉત્તમ ઇન્દ્ર ! હું ત્રૈલોક્યને નહિ । વર હું તારા સ્તોત્રરૂપ આરાધનથી સંતુષ્ટ થઇ તને આપું છું.

सद्यो वैगुण्यमायान्ति शीलाद्याः सकला गुणाः ।
पराङ्मुखी जगद्धात्री यस्य त्वं विष्णुवल्लभे ॥

હે વિષ્ણુપ્રિયે ! જેનાથી જગતની ધાત્રી આપ વિમુખ થાઓ છો તેના સર્વ શીલાદિ ગુણો તત્કાલ વિગુણતાને ધારણ કરે છે.

न ते वर्णयितुं शक्ता गुणान् जिह्वाऽपि वेधसः ।
प्रसीद देवि पद्माक्षि माऽस्मांस्त्याक्षीः कदाचन ॥

આપના ગુણનું વર્ણન કરવા શ્રીબ્રહ્માની જિહ્વા પણ શક્તિવાળી નથી. હે કમલાક્ષિ ભગવતિ ! આપ કૃપા કરો અને અમને કદાપિ ન ત્યજો.

श्रीरुवाच–परितुष्टास्मि देवेश स्तोत्रेणानेन ते हरे ।
वरं वृणीष्व यस्त्विष्टो वरदाहं तवागता ॥

**શ્રી લક્ષ્મી બોલ્યાં** : હે દેવના પતિ ઇન્દ્ર ! આ સ્તોત્રથી હું સારી રીતે પ્રસન્ન થઈ છું. હું વર આપનારી તારી પાસે આવી છું, માટે જે ઇષ્ટ વર હોય તે માગ.

इन्द्र उवाच–वरदा यदि मे देवि वरार्हो यदि वाप्यहम् ।
त्रैलोक्यं न त्वया त्याज्यमेषमेऽस्तु वरः परः ॥

**ઇન્દ્ર બોલ્યા** : જો આપ ભગવતી વર આપનારાં હો અથવા હું વર પામવા યોગ્ય હોઉં તો આપે ત્રૈલોક્યને ત્યજવું નહિ એ જ મારો અભીષ્ટ વર સિદ્ધ થાઓ.

स्तोत्रेण यस्तवैतेन त्वां स्तोष्यत्यब्धिसंभवे ।
स त्वया न परित्याज्यो द्वितीयोऽस्तु वरो मम ॥

જે આ સ્તોત્રવડે, હે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં ! આપનું સ્તવન કરે તેનો આપે ત્યાગ કરવો નહિ, એ મારો દ્વિતીય વર ફલીભૂત થાઓ.

श्रीरुवाच– त्रैलोक्यं त्रिदशश्रेष्ठ न संत्यक्ष्यामि वासव ।
दत्तो वरो मयाऽयं ते स्तोत्राराधनतुष्टया ॥

**લક્ષ્મી બોલ્યાં** : હે દેવોમાં ઉત્તમ ઇન્દ્ર ! હું ત્રૈલોક્યને નહિ ત્યજું. આ વર હું તારા સ્તોત્રરૂપ આરાધનથી સંતુષ્ટ થઇ તને આપું છું.

त्वमेवा सर्वभूतानां देवदेवो हरिः पिता ।
त्वयैतद्विष्णुना चांव जगद्व्याप्तं चराचरम् ॥

આપ સર્વ ભૂતોનાં જનની છો અને દેવના દેવ શ્રીવિષ્ણુ પિતા છે, હે માતર્! આપવડે તથા શ્રીવિષ્ણુવડે ચરાચર જગત્ વ્યાપ્ત થયેલું છે.

मा नः कोशं तथा कोष्ठं मा गृहं मा परिच्छदम् ।
मा शरीरं [illegible] च त्यजेथाः सर्वपावनि ॥

હે સર્વને પવિત્ર [illegible]! અમારા કોશ, કોઠાર, ગૃહ, સેવકવર્ગ, શરીર તથા સ્ત્રીને આપ ત્યજ[illegible]ડ, અર્થાત્ એ સર્વને આપશ્રીયુક્ત કરજો.

मा पुत्रान्मा सुहृद्वर्गान्मा [illegible]मा विभूषणम् ।
त्यजेथा देवदेवस्य विष्णोर्वक्ष[illegible]ाश्रये ॥

હે દેવના દેવ શ્રીવિષ્ણુના વક્ષઃસ્થલ[illegible] આશ્રય કરી રહેલાં! આપ અમારા પુત્રને, મિત્રવર્ગને, પશુઓને ત[illegible]ભૂષણોને ત્યજશો નહિ.

सत्त्वेन सत्यशौचाभ्यां तथा शीलादिभिर्गुणैः ।
त्यज्यन्ते ते नराः सद्यः संत्यक्ता ये त्वयाऽमले ॥

હે નિર્મલે! આપથી ત્યજાયલા જે પુરુષો છે તેઓ તત્કાલ ધૈર્યથી, સત્ય અને પવિત્રતાથી તથા શીલાદિ ગુણોથી રહિત થાય છે.

त्वयावलोकिताः सद्यः शीलाद्यैरखिलैर्गुणैः ।
कुलैश्वर्यैश्च युज्यन्ते पुरुषा निर्गुणा अपि ॥

પણ જેઓના ઉપર આપે દૃષ્ટિ નાંખી છે તેઓ જો કે ગુણરહિત હોય તોપણ સર્વ શીલાદિ ગુણો તથા કુલ અને ઐશ્વર્યથી યુક્ત થાય છે.

स श्लाघ्यः स गुणी धन्यः स कुलीन स बुद्धिमान् ।
स शूरः स च विक्रान्तो यस्त्वया देवि वीक्षितः ॥

હે દેવિ! જેના ઉપર આપે દૃષ્ટિ કરી છે તે જ પુરુષ પ્રશંસા કરવા યોગ્ય છે, તે જ ગુણવાન્ છે, તે જ ધન્ય છે, તે જ કુલીન છે, તે જ બુદ્ધિમાન્ છે, તે જ શૂર છે અને તે જ પરાક્રમી છે.

सद्यो वैगुण्यमायान्ति शीलाद्याः सकला गुणाः ।
पराङ्मुखी जगद्धात्री यस्य त्वं विष्णुवल्लभे ॥

હે વિષ્ણુપ્રિયે ! જેનાથી જગતની ધાત્રી આપ વિમુખ થાઓ છો તેના સર્વે શીલાદિ ગુણો તત્કાલ વિગુણતાને ધારણ કરે છે.

न ते वर्णयितुं शक्ता गुणान् जिह्वाऽपि वेधसः ।
प्रसीद देवि पद्माक्षि माऽस्मांस्त्याक्षीः कदाचन ॥

આપના ગુણનું વર્ણન કરવા શ્રીબ્રહ્માની જિહ્વા પણ શક્તિવાળી નથી. હે કમલાક્ષિ ભગવતિ ! આપ કૃપા કરો અને અમને કદાપિ ન ત્યજો.

श्रीरुवाच–परितुष्टास्मि देवेश स्तोत्रेणानेन ते हरे ।
वरं वृणीष्व यस्त्विष्टो वरदाहं तवागता ॥

**શ્રી·લક્ષ્મી બોલ્યાં :** હે દેવના પતિ ઇન્દ્ર ! આ સ્તોત્રથી હું સારી રીતે પ્રસન્ન થઈ છું. હું વર આપનારી તારી પાસે આવી છું, માટે જે ઇષ્ટ વર હોય તે માગ.

इन्द्र उवाच–वरदा यदि मे देवि वरार्हो यदि वाप्यहम् ।
त्रैलोक्यं न त्वया त्याज्यमेषमेऽस्तु वरः परः ॥

**ઇન્દ્ર બોલ્યા :** જો આપ ભગવતી વર આપનારાં હો અથવા હું વર પામવા યોગ્ય હોઉં તો આપે ત્રૈલોક્યને ત્યજવું નહિ એ જ મારો અભીષ્ટ વર સિદ્ધ થાઓ.

स्तोत्रेण यस्तवैतेन त्वां स्तोष्यत्यब्धिसंभवे ।
स त्वया न परित्याज्यो द्वितीयोऽस्तु वरो मम ॥

જે આ સ્તોત્રવડે, હે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં ! આપનું સ્તવન કરે તેનો આપે ત્યાગ કરવો નહિ, એ મારો દ્વિતીય વર ફલીભૂત થાઓ.

श्रीरुवाच– त्रैलोक्यं त्रिदशश्रेष्ठ न संत्यक्ष्यामि वासव ।
दत्तो वरो मयाऽयं ते स्तोत्राराधनतुष्टया ॥

**લક્ષ્મી બોલ્યાં :** હે દેવોમાં ઉત્તમ ઇન્દ્ર ! હું ત્રૈલોક્યને નહિ ત્યજું. આ વર હું તારા સ્તોત્રરૂપ આરાધનથી સંતુષ્ટ થઇ તને આપું છું.

यश्च सायं तथा प्रातः स्तोत्रेणानेन मानवः ।
मां स्तोष्यति न तस्याहं भविष्यामि पराङ्मुखी ॥

જે મનુષ્ય સાયંકાલે તથા પ્રાતઃકાલે આ સ્તોત્રવડે મારી સ્તુતિ કરશે તેનાથી હું વિમુખ થઈશ નહિ.

पराशर उवाच–एवं वरं ददौ देवी देवराजाय वै पुरा ।
मैत्रेय श्रीर्महाभागा स्तोत्राराधनतोषिता ॥

**પરાશર બોલ્યા** : આ પ્રમાણે દેવોના અધિપતિ ઇન્દ્રને પૂર્વે હે મૈત્રેય ! સ્તોત્રરૂપ આરાધનથી સંતુષ્ટ થયેલાં મહાભાગ્યવાળાં લક્ષ્મી દેવીએ વર આપ્યો હતો.

पठ्यते येषु चैवैष गृहेषु श्रीस्तवो मुने ।
अलक्ष्मीः कलहाधारा न तेष्वास्ते कदाचन ॥

હે મુને ! આ સ્તોત્રનો જે ગૃહોમાં પાઠ થશે, તેમાં કંકાસઉપર આધાર રાખનારી અલક્ષ્મીનો કદાપિ વાસ થશે નહિ.

इति सकलविभूत्यवाप्तिहेतुःस्तुतिरियमिन्द्रमुखोद्गता हि लक्ष्म्याः।
अनुदिनमिह पठ्यते नृभिर्यैर्वसति न तेषु कदाचिदप्यलक्ष्मीः॥

આ પ્રકારની ઇન્દ્રના મુખમાંથી નીકળેલી, સર્વ વિભૂતિને આપવામાં હેતુરૂપ સ્તુતિનો જે પુરુષો નિત્ય આ લોકમાં પાઠ કરશે તેમનામાં કદાચિત્ પણ અલક્ષ્મીનો વાસ થશે નહિ.

( પુરાણી **अच्युतं केशवं०** બોલીને પોથી બાંધે છે. )

**ભીખો ભગત** : બોલો સઉ લખમી માતકી જે. હરિહર ભગવાનકી જે. ( સઉ બોલે છે. )

**ભુખણદાસ** : પુરાણી બાવા ! ધન છે તમને. આ બધા અસ્થ તો તમારી જીભના અગરમાં જ જાણે ભરી રાખ્યા છે. ના ના સાચું કહેજો આ બધા સબ્દોના અરથ તમે કાંથી કાઢો છો ?

**રામ૦** : જુઓ ભુખણભાઈ ! તમને એ નવાઇજેવું લાગે. અમને કંઈ એમાં નવાઇજેવું નહિ. એ તો જેની પાસે કોષ હોય તે બધાએ અર્થ કાઢે.

**કેવળ** : હેં પુડાનીબાવા ! આ કોસ ટો માડા ઘડમાં પન છે.

એક રુપીયાની લીટી છે. ને આ બેં ચાડ ડ્હાડાઉપડ જ ટેને ટાડ કડાવી છે. પન ટેમાંઠી ટો કાંઈએ અડઠ નઠી નિકલટા !

**રામ૦ :** અલ્યા કેવળભાઇ ! તું છાનોમાનો ભારમાં બેસી રહેતો હોય તો તને શું થાય વારુ ? સમજણવનું પંચમાં બોલીને મૂર્ખમાં ખપે છે ! અલ્યા ભલા માણુસ ! એ તો ખાડો ખોદવાની કોસ, એમાંથી તે વળી કંઈ અર્થ નિકળ્યા સાંભળ્યા છે ?

**ભગો ખેડુત :** અલ્યા કેવળભાઇ ! આપણો પુરાણીબાવો ખરું કહેછે. તમને એમના કહેવામાં ગમ ન પડી ! જુવો ભાઈ ! એ ખોદવાની કોસમાંથી તો કશાએ અરથ ના નિકલે. આ અમારા કૂવાઉપર જુઓ તો બારે માસ મંડાણ બાંધેલું જ રહે છે. તે આ દહાડે તો કૂવાઉપર રાતદા'ડો કોસ ચાલે છે. એ કોસથી જારે જમીન તરપત થાય; ત્યારે મહીંથી ગરથ નિકલે છે. ભાઇ ! અમથા ગરથ નિકળતા નથી ! કેમ મ્હારાજ ! હાચું કે જુઠું ?

**રામ૦ :** શું તારું કરમ હાચુંજુઠું કહેવડાવે છે ! મારા ભાઇ ! સમજે નહિ ને સરખો ભાગ માગે ! તું વળી મારા કેવળભાઈથીએ સોગણો ડાહ્યો છે તો, મારાએ કર્મના વનેખા છે ભાઈ ! કે તમારા જેવા આગળ કથા કરવાનું આવ્યું ? સાળું ભેંસના મોંઆગળ ભાગવત કહે તેમાં તે તે શું સમજે ? તેમ તમારા આગળ કથા કરવાનું છે ! પણ ભલા એમ કરતાં કરતાં તમે સઉ ધીરે ધીરે માણુસ બનશો. ભાઈ ! ચિન્તા રાખશો નહિ.

**મુકુન્દ૦ :** (લગાર મોડો ઉઠેલો તે દાતણ પાણી કરી કપડાં પહેરીને ગાભરો ગાભરો આવીને ) કેમ પુરાણીબાવા ! કથા થઈ રહી કે સું ? ( એમ બોલતો બીજાઓએ 'આવો સેઠ, આવો સેઠ એમ આવકાર દઇ બેસાડ્યા ત્યાં બેસે છે.)

**રામ૦ :** જુઓ શેઠ ! કથા તે થઈ ન રહે તો કંઈ તમારે સારુ પહોર દહાડાસુધી બેશી રહે ?

**કેવળ :** સેઠ ! ટમે મોડા આવ્યા છો ટે તમાડા ઠડાવપડમાને એક પૈસો ડંડ આપો.

**મુકુંદ૦ :** કેમ ભૂલી ગયો કે ? કાલે સો ઠરાવ કર્યો છ ? ' જો ખરા કારણવગર ઘરનું એક માણસ પણ કથામાં નહિ આવે તો તેને પૈસો દંડ પડસે ' ! કેમ એમ જ કેની ? તો તપાસ કરવા પાકી કેમ

બોલે છ ? સું અમારા ઘરનું એક માંણસ પણ કથામાં આવ્યું નથી ? ને વલી હું પણ આવ્યો છું, ને દંડ સેનો માગે છ ?

**જયન્તી**: (સ્ત્રીવર્ગમાંથી) બચારા કેવળભાઈ કાચી ઉંઘમાંથી ઉઠીને આવ્યા હશે તેથી હજી પણ ઘેનમાં હશે એટલે કોણ ક્યારે આવ્યું તેની એમને શી ખબર ? આ તમે આવ્યા ત્યારે જાગ્યા ને પૈસો માગ્યો ! લગાર પૂછી તો જુઓ કેવળભાઈને કે શી કથા શાંભળી ?

**મુકુંદ૦**: ( હસીને ) હા હા કેવલભાઈ! બોલ. અંદરથી હુકમ થયો. હું કથામાં મોડો આવ્યો તેથી મેં સાંભલી નથી. તે તું મને કહી સંભલાવ.

**કેવળ**: એહેહે ! એમાં સું ? એટલું નહિ કહેવાય ? જુઓ સેઠ! કઠામાં ટો એ જ આવ્યું છે કે જે આ કઠા રોજ કહે ટેને ટાં લખમીનો વાસો રહે. કેમ પુડાનીબાવા ! એટલું જ આવ્યું' ટું કેની ?

**રામ૦**: અલ્યા કેવળભાઈ! હવે હું તને શું કહું ? તું પણ લુહારવાડે સોય વેચવા જઈને કમાવાની આશા રાખે એવો છે! અલ્યા હું કથાનો વાંચનારો તેની જ તું સાક્ષી પૂરાવે છે, તે તને આટલા બેઠેલા છે તેમાં બીજું કોઈ જડતું નથી ?

**કેવળ**: લો ટાડે રહ્યું, ટમે બોલસો નહિ. **(ભગાને)** કેમ અલ્યા **ભગા**! કઠામાં એ જ આવ્યું' ટું કેની ?

**ભગો**: હાસ્તો. કથામાં તો એ આવ્યું'તું કે સવાર સાંજ જો આ કથા કરે તો તેને ઘેર દલદર ના આવે. કેમ એમ જ કેની ?

**કેવળ**: હા હા એમ જ. જુઓ સેઠ! મેં ખોટું કહ્યું' ટું ? કઠા સાંભલીએ ને પછી યાડ ના રાખીએ ટાડે કઠા સાંભલી એ સા કામની ?

**મુકુંદ૦**: જો ભાઈ! હું તો પાછળથી આવ્યો છ, એટલે ખરું ખોટું મારાથી કેમ કહેવાય ? પણ જો તારું કહેવું ખોટું ઠરસે તો પછી કાલથી એવો કાયદો કરસું કે કથા સાંભલનારમાંથી જેને પૂછીએ અને તે સાંભલેલી કથા યાદ રાખીને બરાબર કહે નહિ તો તેને પણ પૈસો દંડ આપવો પડસે. કેમ સમજન પડી કે નહિ ?

**કેવળ**: હા હા એમાં ટે સી સમજન પડવી' ટી ? પૂછીએ ને બડાંબડ કઠા ના કહી સંભલાવે ટેને પૈસો ડંડ. એ ટો બઢું ખડું. પન કઠા બેઠા પછી મોડા આવે ટેનો પૈસો ડંડ એવો ઠડાવ કડો. ટે વના સેઠ ! ટમાડી ઉંઘ ઉડવાની નઠી !

સુકુન્દ૦ : ( હેં હેં હેં એમ હસીને ) અલ્યા કેવલ ! એમ તો નહિ, પણ કથા વેરાઈ ગયા પછી જે આવે તેને પૈસો દંડ એવો ઠરાવ કરીએ.

ગોવિન્દ૦ : શેઠ ! કથા તે કદી વેરાઈ સાંભળી છે કે અમથા જ બોલો છો ?

સુકુંદ૦ : ભૂલ્યો દવેજી ! મારી કહેવાની મતલબ એવી છ કે કથામાં આવેલી મંડલી વેરાય, મતલબ કે સઉ સઉને ઘેર જાય તે પછી જે આવે તેનો પૈસો દંડ.

રામ૦ : અરે ભાઈ ! એ દંડફંડની વાત હમણાં પડી મૂકોને ! હવે કાલથી કેમ કરવું છે, તેનું નક્કી કરો એટલે પછી સઉ સઉને કામે લાગે.

સુકુંદ૦ : કહો પુરાણીબાવા ! બધાં મલીને પુરાણ કેટલાં છે ?

રામ૦ : મુખ્ય પુરાણ અઢાર ગણાય છે, અને બીજાં ઉપપુરાણો પણ છે.

સુકુંદ૦ : તે બધામાંથી તમે બરાબર કેટલાં ભણ્યા છો ?

રામ૦ : કેમ ભાઈ ! તમે આ મ્હોલ્લાના શેઠ થયા છો એટલે અમારીએ પરીક્ષા લેવા બેઠા છો કે શું ? ના ના પ્રશ્નઉપર પ્રશ્ન પૂછો છો તે જણાય છે તો એમ જ.

સુકુંદ૦ : ના ના પુરાણીબાવા ! માફ કરજો હું તો સહેજ પૂછું છ, કે જે તમને આવડતું હોય તેની રોજ કથા કરવી.

રામ૦ : અમને તો બધુંએ આવડે છે, મારા ભાઈ ! તમે તમારે જે વંચાવવું હોય તેની વાત કરોની ! આ શ્રોતા પાછા બહુ મોટા વિચક્ષણ ભેગા કરી આપ્યા છે ને વળી પૂછો છો કે પુરાણ કેટલાં છે ને તમે શું શું ભણ્યા છો ને ! ટેચ જવા દઈને કહેવું હોય તે કહ્યું એટલે થયું.

સુકુંદ૦ : પુરાણી બાવા ! લગાર ધીરા થાઓ. આજે સવારના પ્હોરમાં તમને કોઈએ ચીડવ્યા છ કે સું ?

રામ૦ : અમને કોણ ચીડવતું'તું ? અમે આખા મુલકને ચીડાવીએ એવા છીએ !

સુકુન્દ૦ : ત્યારે પછી આમ છેક અકળાઇને સું બોલો છ મ્હારાજ!

રામ૦ : અમારે અકળાવાનું છે જ નહિ. અમારો તો એકસરખો એવો ને એવો જ ખરો સ્વભાવ છે.

મુકુન્દ૦ : ભલે ત્યારે તો કંઈ ચિંતા નથી. જુઓ તમારી ધ્યાન પહોંચે તેની રોજ કથા કરવી.

કેવળ૦ : માનો કે ના માનો પણ પુડાનીબાવા ! આ બે પગે ચાલનાડ બઢા લોકો ટમે કડોઢી છો એવું ટો કહે છે હાં, માહું ના માનસો.

રામ૦ : એવો કયો સાળો અક્કર્મી છે કે અમને ક્રોધી કહે છે ? તેનું મોઢું તો મારા આગળ લાવ. તેની કાનપટીઓ પકડીને બે ધોલ માથામાં ચોઢી ના કાઢું, જો મને મિથ્યા ક્રોધી કહે તો ! અલ્યા તને લાખ વાર કહ્યું તોએ ભલા માણુસ કેવળ ! તું જ્યારે ત્યારે વાતમાં વચ્ચે વરઘોડો કરયા વિના રહેતો નથી ! જે બે પગે ચાલનાર મને ક્રોધી કહેતો હોય તેને તું હોલો, કાગડો કે મરઘડો જાણજે, સમજ્યો ?

ભીખો : પુરાણીબાવા ! મને મારશો નહિ. તો હું આ ખરેખરું કહું છું કે આ તમે બોલો છો તેથી બીજાને એમ લાગે તો ખરું કે તમે બહુ ગુસ્સાવાળા છો.

રામ૦ : એમાં તું શું કહેતો'તો ભાઈ ! એ તો અમે પણ જાણીએ છીએ કે અમારી બોલીઉપરથી બીજાને લાગે. પણ તેને લાગે તે ઉપરથી અમે ક્રોધી છીએ એવું કાંઈ ઠરતું નથી. અમને ક્રોધ થતો હોય તો તેનો તાપ અમને જણાવો જોઈએ કેની ? તને ખબર છે ? ક્રોધ તો અગ્નિસ્વરૂપ છે; તે જેના અંતર્માં પ્રકટે તેને બાળ્યા વિના રહે જ નહિ. તું શું ધૂળ જાણે છે ? અમે તો ક્રોધનેએ જાણીએ છીએ ને ક્રોધનાં લક્ષણનેએ જાણીએ છીએ, સમજ્યો ભાઈ !

મુકુન્દ૦ : લો ત્યારે હવે પુરાણીમહારાજ ! આપણે આપણી વાત કરી લો. એ કેવલ તો ઓલીયો છ તે સમજણપાકીનું ગમે તેમનું ગમે તેમ બોલે છ.

રામ૦ : કહો ત્યારે હવે આપણી શી વાત કરવી'તી ? ઝટ દઈને બોલી દો કે નિકાલ આવે.

મુકુન્દ૦ : બોલવાનું એ જ કે તમે તમારી મેલે ગમે તે એક પુરાણની કથા કાલથી ઘડી બબ્બે ઘડી સવારના પ્હોરમાં આજની પેઠે વાંચતા રહેજો. જે સાંભલવા આવે તેને સંભલાવજો, નહિ આવે તેની તમારે પીડા નહિ. અમે અમારે તમારું એક પુરાણ પૂરું થસે કે ઘરદીઠ ફાલો કરીને તમને ધાર્યું છે તે કરી આપ્યા કરસું. અને પછી બીજાં પુરાણ વાંચજો ને બપોરે બબ્બે ઘડી છોકરાઓ ભણવા આવે તેને પુરાણ

ભણાવવું. તમને તમારે બાર મહિને સો સવાસોનો આસરો કરી આપસું, સમજ્યા કેની ?

**રામ૦ :** (પ્રસન્નતાથી) હવે વાત કહી તે લાખ રૂપીયાની. એમ ચોખ્ખું બોલે તેની બલા દૂર.

**કેવળ૦ :** 'વડ વડો કે કન્યા વડો, પન ગોડનું ટડભાનું ભડો' ટે વાલી વાટ પુડાની ટમાડે હઈ ! કોઈ કઠા સાંભલે કે નહિ પન ટમાડે રોજ વાંચવું ને તમાડું સાલીયું લયા કડવું.

**રામ૦ :** અલ્યા કેવળ ! પણ જો ! તું ગળીયો થઈશ નહિ હોં. રોજ કથામાં આવજે. આ બબુચકજેવો છે તે કાંઈ માણસની હારમાં આવે.

**કેવળ :** કેમ પુડાની ! મને ટમે ગલીયા બલડજેવો કહો છો ! આ પડોસી જાનીને આજનો ડાંડો જવા દઉં છું હોં.

**રામ૦ :** કેમ અલ્યા કેવળ ! તું તો ક્રોધી નહોતો ને તને વળી આ ક્રોધ ક્યાંથી આવ્યો ?

**કેવળ૦ :** ગુસ્સો આવે એવું ટમે રોજરોજ બોલો ટાડે પછી ના આવે ?

**રામ૦ :** એમ છે ભાઇ ! એમ છે. હવે સમજીને બોલતો રહેજે એટલે કોઈને ક્રોધ ચઢે નહિ.

**ગોવર્દ્ધન :** લો પુરાણી ! હવે મારે પોથી બગલમાં, ને વળી બીજે કહીં સહી કરવાનું હોય તો કરી આવો. અહિંનું તો હવે નક્કી થઈ ગયું છે તોએ હજી કેમ ટાઢા ભીંતજેવા થઇને બેશી રહ્યા છો ? તમારે લીધે વગર લેવેદેવે અમે ક્યાંસુધી ખોટી થઈએ ?

**રામ૦ :** ભાઈ ! લગાર ધીરજ રાખ. છેક આકળો શું કરવા થાય છે ? જો ! ધીરે ધીરે સઉનું સહી થતું જશે. હજી તો આ ઘરનું વાસ્તુ કરવાનું છે, તેમાં તમારીએ વરુણી થશે. ભોજનની વ્યવસ્થા પણ બધી તારે હાથ જ થવાની છે.

**કેવળ૦ :** આજે કુડા ડઈ ને હવે વલી વાસ્ટુ કેવું ? આ બઢા બેઠા એટલે વાસ્ટુ ટો ઠઈ ગયું.

**રામ૦ :** અલ્યા કેવળ ! વચમાં બોલ્યો ? ભાઈ ! તું કે દા'ડાનો વળી શાસ્ત્રી થઈ બેઠો છે કે નકામો શાસ્ત્રાર્થ કરે છે? બધા બેઠા એટલે વાસ્તુ થયું ? તને કંઈ સમજણ છે ? આ તો આ ઘરમાં લક્ષ્મીનો વાસો થવા

સારુ આજે તો સઉથી પ્રથમ વાસ્તુના અંગનું મંગલાચરણ માત્ર થયું છે, એટલે આજથી વાસ્તુકર્મનો આરંભ થયો ગણાય. તને કંઇ ખબર છે ? જો ! આ ઘરમાં આખા મ્હોલ્લાના લોકો એકઠા થઈને બેસવાના, તેથી જો વાસ્તુશાંતિ કરી બ્રાહ્મણભોજન નહિ થાય તો આખા મ્હોલ્લાને માથે એનો ભાર આવે. આ ઘર તો પંચનું થયું, એટલે પંચને ભાર ખરો કેની ? સમજીને વળી અણસમજુ કેમ થાય છે ? શેઠ જો વાસ્તુ કરવાની ના કહેતા હોય અને દોષનો ભાર પોતાને માથે રાખતા હોય તે એ જાણે. ને તું રાખતો હોય તો તું રાખ. અમારે શું ? અમે તો એ પાપનો ભાર રાખતા નથી. અલ્યા એમ જ સમજવું કે કિંમતમાં સો વધારે આપવા પડ્યા'તા, પણ વાસ્તુ કરચાવિના તે ચાલે ?

કેવળ૦ : ટાડે ભલે ભાઈ ! સઉની મરજી. માડે કંઈ એકલાએ હોડું ધડમાંથી કાઢવું છે કે હું ના કહું ?

મુકુન્દ૦ : કેમ પુરાણી ! વાસ્તુ કરચાવગર નહિ જ ચાલે કે ?' સાચું બોલજો.

રામ૦ : જૂઠું શું ઝખ મારવા બોલીએ ? અહિં કંઈ કોઈ બાંધી મારે છે ? સઉનું કલ્યાણ ચહાતા હો તો વાસ્તુનું બીજું કંઈ નહિ, તો પણ પાંચ બ્રાહ્મણ જમાડ્યાવિના તો નહિ જ ચાલે. તમે કહો તો હું સીધું આપું.

મુકુન્દ૦ : ગોરધન ભટ્ટ ! ચાલો પતાવો. પુરાણીની મરજી છે તો કરો. કાલે આ મ્હોલ્લામાં જેટલા બ્રાહ્મણ હોય તેને ઘેર સર્વે જણને. નોતરું ને બીજા બધાને ઘેર એકેકું, ને જેને ત્યાં છોકરાં હોય તે બધાંને સાથે લાવે. ખટપટ બધી તમારે કરવી ને પૈસા થાય તે મારે આપવા.

રામ૦ : અલ્યા ભાઈ ! ઘરદીઠ કંઈ લેવું હોય તો લીધું. એટલામાં વળી એકેકું શું ને બબ્બે શું ! સઉ આનન્દ કરશે. આ બૈરાંઓ ભેગાં થઈ ગરબા ગાશે ને સઉનો દિવસ આનન્દમાં જશે. જેના ઘરમાં એ જ હોય તેને ઘેરથી એક આવે, ને એકસારુ વળી ક્યાં ચુલો સળગાવે ? માટે ઠેરવો સઉનું જ.

મુકુન્દ૦ : જાઓ ત્યારે એમ કરો. પછી સઉ થઈ પડસે. ગોરધનભટ્ટ ! હવે બધું તમારે માથે. મને કંઈ પૂછવાનું રાખસો નહિ હો. [ એમ બોલી ઉઠે છે. પુરુષો ઉઠી ગયા પછી સ્ત્રિયો પણ વાતો કરતી ઉઠે છે એટલે ]

**લીલાવતી :** અલી બેહેનો ! તમારે એવડી શી ઉતાવળ છે જે નાસાનાસ કરો છો ? બેસો, લગાર વાતો કરો, એટલામાં સઉ ધીરે ધીરે ઉતરી રહેશે. ( એમ બોલી પોતે બેશીને સઉને બેસાડે છે. )

**ભૂલી :** અલી **લી**લાવતી ! તું નહિ જાણતી હોય એવી એક વાત હું તને કહું, જો સાંભળે તો.

**લીલા૦ :** એવી શી મોટી નવાઇની વાત લાવી છે કે જે મને અજાણી હોય ? કહે જોઇએ.

**ભૂલી :** મારી **પા**રવતી માસીના મ્હોલ્લામાં એક **મ**નોર ભટ કરીને બામણ છે, ને તેની **વી**જકોર બામણી કરીને વહુ છે. તે બે જણ રોજ પોતાને ઘેર કથા કરે છે. તેમાં તે **વી**જકોર બામણી તો દહાડે પાછલે પ્હોર મ્હોલ્લાનાં બૈરાંને એકઠાં કરીને કથા કહે છે, ને તે ભટ બામણ તો રાતે કથા કહે છે. તેમાં તો બૈરાં ભાયડા બધાંએ જાય છે. કહે, આ વાત તું જાણતી'તી કે તેં સાંભળી'તી ?

**લીલા૦ :** હા હા એ વાત તો મેં સાંભળી છે,એમાં તું શું કહેતી'તી ?

**જયન્તી :** ખરે મેં તો આ વાત કોઇને મોઢે સાંભળી'તી. ને એક વાર મારે જવાનો વિચાર પણ હતો. કોણ જાણે કેમ થયું તે પછી હું ભૂલી ગઇ.

**લીલા૦ :** જો મરજી હોય તો ચાલોની એકદહાડો આપણા મ્હોલ્લાનું બધું બૈરાંનું ઝુંડ ભેગું કરીને જઇએ ને જોઈ આવીએ કે કેવી કથા કરે છે ?

**ક્ષેમ૦ :** એમાં શું ? જવું હોય તો જઇએ, કોઈ ઠેકાણે પણ સારી વાર્તા સાંભળવા જવું ને તેપણ બૈરાંના મંડળમાં જવું એમાં કંઈ ચિંતા છે !

**ભૂલી :** પણ અલી ! બૈરાંની જાતે વળી કથા શી કરવી'તી તે કંઈ જણાય ?

**લીલા૦ :** અલી એમ કેમ બોલે છે ? તું તે ગાંડી છે કે શું ? બૈરાં-આગળ બૈરાંએ કથા કરવી એમાં ખોટું શું છે જે ? તેમાં વળી તે બ્રાહ્મણ છે એટલે તેને કથા કરીને સંભળાવવાનો હક છે.

**ભૂલી :** ત્યારે તુંએ અલી બામણી છે ને વળી ભણેલીએ છે, તો-એ કેમ અમારા બધાઆગળ રોજ કથા કરતી નથી ?

**લીલા૦ :** લે તારી મરજી છે તો એક દહાડો ત્યાં જોઈ આવીને પછી કરીશું.

સારુ આજે તો સઉથી પ્રથમ વાસ્તુના અંગનું મંગલાચરણ માત્ર થયું છે, એટલે આજથી વાસ્તુકર્મનો આરંભ થયો ગણાય. તને કંઇ ખબર છે ? જો ! આ ઘરમાં આખા મ્હોલ્લાના લોકો એકઠા થઈને બેસવાના, તેથી જો વાસ્તુશાંતિ કરી બ્રાહ્મણભોજન નહિ થાય તો આખાં મ્હોલ્લાને માથે એનો ભાર આવે. આ ઘર તો પંચનું થયું, એટલે પંચને ભાર ખરો કેની ? સમજીને વળી અણસમજુ કેમ થાય છે ? શેઠ જો વાસ્તુ કરવાની ના કહેતા હોય અને દોષનો ભાર પોતાને માથે રાખતા હોય તે એ જાણે. ને તું રાખતો હોય તો તું રાખ. અમારે શું ? અમે તો એ પાપનો ભાર રાખતા નથી. અલ્યા એમજ સમજવું કે કિંમતમાં સો વધારે આપવા પડ્યા'તા, પણ વાસ્તુ કરયાવિના તે ચાલે ?

કેવળ૦ : ટાડે ભલે ભાઈ ! સઉની મડજી. માડે કંઈ એકલાએ હોડું ઘડમાંથી કાઢવું છે કે હું ના કહું ?

**મુકુન્દ૦ :** કેમ પુરાણી ! વાસ્તુ કરયાવગર નહિજ ચાલે કે ? સાચું બોલજો.

**રામ૦ :** જૂઠું શું ઝખ મારવા બોલીએ ? અહિં કંઈ કોઈ બાંધી મારે છે ? સઉનું કલ્યાણ ચહાતા હો તો વાસ્તુનું બીજું કંઈ નહિ, તો પણ પાંચ બ્રાહ્મણ જમાડ્યાવિના તો નહિ જ ચાલે. તમે કહો તો હું સીધું આપું.

**મુકુન્દ૦ :** ગોરધન ભટ્ટ ! ચાલો પતાવો. પુરાણીની મરજી છે તો કરો. કાલે આ મ્હોલ્લામાં જેટલા બ્રાહ્મણ હોય તેને ઘેર સર્વે જણને નોંતરું ને બીજા બધાને ઘેર અકેકું, ને જેને ત્યાં છોકરાં હોય તે બધાંને સાથે લાવે. ખટપટ બધી તમારે કરવી ને પૈસા થાય તે મારે આપવા.

**રામ૦ :** અલ્યા ભાઈ ! ઘરદીઠ કંઈ લેવું હોય તો લીધું. એટલામાં વળી અકેકું શું ને બબ્બે શું ! સઉ આનન્દ કરશે. આ બૈરાંઓ ભેગાં થઈ ગરબા ગાશે ને સઉનો દિવસ આનન્દમાં જશે. જેના ઘરમાં એ જ હોય તેને ઘેરથી એક આવે, ને એકસારુ વળી ક્યાં ચુલો સળગાવે ? માટે ઠેરવો સઉનું જ.

**મુકુન્દ૦ :** જાઓ ત્યારે એમ કરો. પછી સઉ થઈ પડસે. ગોરધનભટ્ટ ! હવે બધું તમારે માથે. મને કંઈ પૂછવાનું રાખસો નહિ હો.

[ એમ બોલી ઉઠે છે. પુરુષો ઉઠી ગયા પછી સ્ત્રિયો પણ વાતો કરતી ઉઠે છે એટલે ]

**લીલાવતી :** અલી બેહેનો ! તમારે એવડી શી ઉતાવળ છે જે નાસાનાસ કરો છો ? બેસો, લગાર વાતો કરો, એટલામાં સઉ ધીરે ધીરે ઉતરી રહેશે. ( એમ બોલી પોતે બેશીને સઉને બેસાડે છે. )

**ભૂલી :** અલી લીલાવતી ! તું નહિ જાણતી હોય એવી એક વાત હું તને કહું, જો સાંભળે તો.

**લીલા૦ :** એવી શી મોટી નવાઇની વાત લાવી છે કે જે મને અજાણી હોય ? કહે જોઇએ.

**ભૂલી :** મારી પારવતી માસીના મ્હોલ્લામાં એક મનોર ભટ કરીને બામણ છે, ને તેની વીજકોર બામણી કરીને વહુ છે. તે બે જણ રોજ પોતાને ઘેર કથા કરે છે. તેમાં તે વીજકોર બામણી તો દહાડે પાછલે પ્હોર મ્હોલ્લાનાં બૈરાંને એકઠાં કરીને કથા કહે છે, ને તે ભટ બામણ તો રાતે કથા કહે છે. તેમાં તો બૈરાં ભાયડા બધાંએ જાય છે. કહે, આ વાત તું જાણતી'તી કે તેં સાંભળી'તી ?

**લીલા૦ :** હા હા એ વાત તો મેં સાંભળી છે, એમાં તું શું કહેતી'તી ?

**જયન્તી :** ખરે મેં તો આ વાત કોઇને મોઢે સાંભળી'તી. ને એક વાર મારે જવાનો વિચાર પણ હતો. કોણ જાણે કેમ થયું તે પછી હું ભૂલી ગઇ.

**લીલા૦ :** જો મરજી હોય તો ચાલોની એકદહાડો આપણા મ્હોલ્લાનું બધું બૈરાંનું ઝુંડ ભેગું કરીને જઇએ ને જોઈ આવીએ કે કેવી કથા કરે છે ?

**ક્ષેમ૦ :** એમાં શું ? જવું હોય તો જઇએ, કોઈ ઠેકાણે પણ સારી વાર્તા સાંભળવા જવું ને તેપણ બૈરાંના મંડળમાં જવું એમાં કંઈ ચિંતા છે !

**ભૂલી :** પણ અલી ! બૈરાંની જાતે વળી કથા શી કરવી'તી તે કંઈ જણાય ?

**લીલા૦ :** અલી એમ કેમ બોલે છે ? તું તે ગાંડી છે કે શું ? બૈરાં-આગળ બૈરાંએ કથા કરવી એમાં ખોટું શું છે જે ? તેમાં વળી તે બ્રાહ્મણ છે એટલે તેને કથા કરીને સંભળાવવાનો હક છે.

**ભૂલી :** ત્યારે તુંએ અલી બામણી છે ને વળી ભણેલીએ છે, તો-એ કેમ અમારા બધાઆગળ રોજ કથા કરતી નથી ?

**લીલા૦ :** લે તારી મરજી છે તો એક દહાડો ત્યાં જોઈ આવીને પછી કરીશું.

**કુશલ૦** : લો ચાલો બ્હેન! ઉઠો હવે. વળી કાલે તો સઉને અહિં એકઠાં થવું જ છે કેની?

**ક્ષેમ૦** : હાસ્તો. ત્યારે ચાલો સઉ કાલે વિચાર કરીને એક દહાડો જવાનું ઠેરવશું. [એમ બોલી ઉઠે છે અને વારા ફરતી ઉતરી સઉ સઉને ઘેર જાય છે.]

**વિજળી** : (પોતાના પતિ હરકીસનને) કેમ વારુ, હમણાના કંઈ તમે ભજન લખતા નથી? રોજ એકેકું લખવાનું રાખ્યું હોત તો આજે તો કેટલાંએ એકઠાં થયાં હોત.

**હરકીસન** : તતતમને એ વાતની ખ્ખ્ખબર નથી. મ્મ્મેં તો તે દહાડે આપણે વાત થ્થ્થઇ'તી તારથી રોજ એકેકું પદ લખવા મ્મ્માંડ્યુંછે.

**વિજળી** : અરે વાહ! તમે પણ બહુ પાકા દેખાઓ છો તો! ત્યારે પછી મને તો તમે કોઈ દિવસ લગાર વાતસરખીએ કરી નથી!

**હર૦** : પ્પ્પાકા તે કંઈ આજના છૈએ? જાનતાં નથી? અમે તો જ્જ્જન્મ્યા તે દા'ડાના જ પાકા છીએ. ફ્ફ્કાચા હોઇએ તો ફ્ફ્કાચા ઘડાની પેઠે કે દા'ડાનાએ ફ્ફ્ફુટી ના ગયા હઇએ! આ વાત તો તતમને ફુરસદ નહિ દીઠેલી એટલે નહિ કહેલી. સ્સ્સમજ્યાં કેની?

**વિજળી** : ના ના એમ શું બોલો છો? મને તો સાંજસવાર રોજ ફુરસદ જ છે કેની? લો બોલો જોઇએ; તમે શી શી બાબતનાં ભજન જોડ્યાં છે તે તો હું જાણું?

**હર૦** : તતતમને મારા સભાવની ખ્ખ્ખબર નથી કે ન્ન્નબલાં પાતલાં તો મને પ્પ્પરસન પડવાનાં જ નહિ. જ્જ્જેટલાં લખ્યાં છે તેટલાં તો મ્મ્મુદ્દાવાર જ છે.

**વિજળી** : પણ કહ્યા પાકી મને શી સમજણ પડે કે તમે કેવા મુદ્દાઉપર લખ્યાં છે? એટલું તો લગાર કહો કે ફલાણી ફલાણી બાબતનાં લખ્યાં છે?

**હર** : ગ્ગ્ગભરાઓ છો સું કરવા? એ તો ખ્ખ્ખધાં તમારા આગલા વાંચવાનાં જ છે કેની? લ્લ્લો ચાલો તારે હવે જ્જ્જમીને દુકાને જઇએ.

**વિજળી** : તમારે જવાની ઉતાવળ હોય તો ચાલો જમી લો. પણ તમે લખેલાં હોય તો મને આપતા જ જાઓની એટલે હું મારી મેળે વાંચીશ.

હર૦ : તતતમને ખબર નથી ? એ તો લક્ષલખેલાં પન દુકાને છે. અહિઆં હોય તો ફૂફૂકારનોએ તમને હું વ્વ્વાંચી ના સંભલાવત ?

**વિજળી** : લો ત્યારે ત્યારના એવું, ચોખ્ખું કહેતા કેમ નથી ? ઉઠો ત્યારે જમી લો. પછી મને પણ પરવારતાં મોડું થશે તો મારી કથાનો વખત થઈ જશે.

હર૦ : લલ્લો ચાલો. થથથાલી પીરસો. [એમ બોલતાં ઉઠે છે, અને જમી પરવારીને દુકાને જાય છે. વિજળી પણ જમીને પછી પોતાના કામેથી પરવારીને સમય થયેથી વિજયાને ઘેર જાય છે. ]

**ભાગી૦** : લો ચંચળબહેન! હવે તો આ વિજળીબહેન પણ આવ્યાં. તમે જય બોલાવો એટલે વિજયાલક્ષ્મીબહેન પ્રારંભ કરે.

**ચંચળ** : જય જય શ્રીસદ્‌ગુરુદેવ. ( સર્વ બોલે છે. )

**વિજયા** : ( નિયમપ્રમાણે પદ બોલે છે. )

પદ. (અનુભવની વાતો ન્યારી રે, એ લય.)

દીનપ્રતિ દાન દેજો રે, હે પ્રભુ હાવાં, દીનપ્રતિ દાન૦ ટેક.
દોષ તો અમારા સહેજો, દયા આણી શરણ લેજો,
(આ) બુડતાંની બાંહ્ય ગ્રહેજો રે; હે પ્રભુ હાવાં, દીન૦
જાણીને આપત્તિ ધાજો, અન્તતણા બેલી થાજો,
નિજ જાણી કર સ્હાજો રે; હે પ્રભુ હાવાં, દીન૦
દોહ્યલાં તો પ્રભુ દાસનાં વહેજો, દુષ્ટ તથાપિ આપનાં લહેજો,
(આ) ઉરથી નવ દૂર રહેજો રે; હે પ્રભુ હાવાં, દીન૦
આપ કૃપાવિણ જીવ બિચારો, થાય વળિ વળિ કાળનો ચારો,
દયા આણીને ઉગારો રે; હે પ્રભુ હાવાં, દીન૦
વિજ્ઞપ્તિ પ્રભુ આ ઉર ધરજો, શુદ્ધ હૃદય કરુણાથી કરજો,
વિજયા ત્રિતાપ હરજો રે; હે પ્રભુ હાવાં, દીન૦

**ભાગી૦** : જય જય શ્રીસદ્‌ગુરુદેવ. ( સર્વ બોલે છે. પછી ) કાલે તો પેલા **શ્રીભદ્ર**ની સંભાળમાટે નિકળેલા **શ્રીરંગશેઠે** માર્ગમાં આવતાં પોતાના બે પુત્રો **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ** સમુદ્રમાં પડ્યા છે એવી વાર્તા જાણી, અને તેથી અંતરમાં સંતાપને અનુભવતા છતાં ધૈર્યથી સત્કર્મવડે દુષ્ટ પ્રારબ્ધનો ક્ષય કરવાની ધારણા બાંધીને તથા ઘરનાં સર્વને ધૈર્ય આપવાના નિશ્ચયને સાધીને પુનઃ પોતાના ગૃહપ્રતિ જવાનો વિચાર કરી તે

શ્રીરંગશેઠ વહાણમાં બેઠા અને નાવિકોને આજ્ઞા કરી કે સત્વર આપણે ઘેર ચાલો. તે આજ્ઞાપ્રમાણે નાવિકોએ વહાણો હંકારયાં ત્યાંથી રહ્યું છે.

**વિજયા :** ( ઇષ્ટસ્મરણ કરીને ) પછી તે **શ્રીરંગ** શેઠ ત્યાંથી પોતાના ગૃહપ્રતિ ચાલતા થયા. એ **શ્રીરંગ** શેઠ ઘેરથી **શ્રીભદ્ર**ની આપત્તિ ટાળવા નિકળ્યા અને મુનીમને **શ્રીસાગર**ની શોધે મોકલ્યો, ત્યાર પછી **શ્રીરંગ** શેઠનાં મન્દિરો તો નિસ્તેજસરખાં લોકોને ભાસવા લાગ્યાં. **શ્રીરંગ** શેઠનો સઉથી નાનો પુત્ર ઘરમાં છતાં ઘરનું ઐશ્વર્ય પ્રતીત થતું ન હતું. ભાગ્યવાન્ શ્રીમાન્‌નાં ગૃહ ઘણા વિભવી પદાર્થોથી અને ઘણાં મનુષ્યોથી શોભે છે, તોપણ જ્યારે તે મન્દિરને શોભાવનાર મુખ્ય પુરુષો તેમાં હોતા નથી ત્યારે તે મન્દિરો, તે પદાર્થો અને તે જ અન્ય સર્વ મનુષ્યો છતાં પણ શોભતાં નથી. જ્યારે કોઈ પણ પુણ્યવાન્ પ્રમુખ પુરુષ હોય છે ત્યારે જ તેવડે એ સર્વ શોભે છે. કહેવત છે કે 'વરવિના જાન શોભતી નથી.' **શ્રીરંગ** શેઠની પત્ની **શ્રીમતી** તથા **શ્રીસાગર**ાદિ પુત્રોની સ્ત્રિયો, તેમાંયે વિશેષે કરીને **શ્રીસાગર**ની તથા **શ્રીભદ્ર**ની સ્ત્રી તો દુઃખમાં જ દિવસો નિર્ગમન કરતી હતી. **શ્રીસાગર**નું સમુદ્રમાં પડવું જે દિવસથી સાંભળ્યું તે દિવસથી તેની પતિવ્રતા સ્ત્રી **સુચરિત્રા**એ ભોજનમાં મિષ્ટાન્ન કે કોઈ પણ મિષ્ટ પદાર્થ ગ્રહણ કર્યો ન હતો. રાત્રિએ શય્યામાં સુવાનું ત્યજીને ભૂમિઉપર શયન કરવા માંડ્યું હતું. મંગલ કાર્યમાં ગવાતાં ગીતોને તે ગાતી ન હતી, અથવા તેવા રાગથી તેવા શુભ પ્રસંગમાં ગવાતાં કોઇ પ્રકારનાં ધવલમંગલને ગાવાનું પણ તેણે ત્યજ્યું હતું. નિકટનાં સંબન્ધીઓસાથે કે અન્ય આવનારજનારસાથે હસીને કે પ્રસન્ન મુખથી વાર્તા કરવાનું તેણે બંધ કર્યું હતું. કેવલ ઇશ્વિરનું સ્તવન કરવામાં અને ચિંતામાં તે રાત્રિદિવસ ગાળતી હતી. **શ્રીભદ્ર**ની સ્ત્રી **સુન્દરા** પણ એ જ પ્રમાણે રાત્રિદિવસ ગાળતી હતી. પ્રસંગે પોતાના એકાંત સ્થલમાં બેશીને કોઈ ક્ષણે ભૂતપ્રતિબંધને અને કોઈ ક્ષણે ભાવિપ્રતિબંધને વશ થતી રુદન કરતી હતી. **શ્રીસાગર**ની માતાને પણ અન્તઃકરણમાં પુત્રના વિયોગથી તથા અનિષ્ટ સમાચારશ્રવણથી રાત્રિદિવસ ભારે સંતાપ થતો હતો; તો પણ જો હું અધિક શોક કરીશ તો આ સર્વને ભારે ખેદ થશે એવા વિવેકવિચારથી જેમ કૂવાની છાયા કૂવામાં જ શમાય તેની પેઠે તે પોતાના શોકને પોતાના અંતરમાં જ શમાવતી હતી. સામાન્ય પ્રકારે ક્લેશ તો આખા ગૃહમાં પ્રસરી રહ્યો હતો, તથાપિ આ ત્રણનાં અન્તઃકરણમાં તો ક્ષણેક્ષણે વેગવતી શોકની જ્વાલાઓ ઉઠતી હતી.

રાત્રિએ નિદ્રારહિત રહેતાં છતાં દેહસ્વભાવથી નિદ્રા આવે તેમાં સ્વપ્નથી જાગે ત્યારે અથવા સ્વાભાવિક જાગે ત્યારે ઉઠી ઉઠીને દ્વારસમીપ થતા શબ્દોને સાંભળતાં, અને પુત્રના કે પતિના સુખસમાચાર કોઈ લાવ્યું કે શું એમ ધારી પૂછપરછ કરતાં નિષ્ફલ થયે નિરાશ થઈ રહેતાં.

આ પ્રકારે **શ્રીરંગ** શેઠનું ગૃહ કે જે સદા આનન્દથી ભરપૂર હતું તે આ સમયે શોકથી પૂર્ણ થયું પ્રતીત થતું હતું. કેટલાએક દિવસ ગયા ત્યારે દૈવગતિથી પંથ કરતાં **શ્રીકંઠ**ના મુનીમ, વૈદ્ય તથા મનુષ્યો માલસહિત વહાણોને નિર્વિઘ્ન લઈને ત્યાં આવીને પહોંચ્યા. વહાણોને તીરઉપર વ્યવસ્થાથી અટકાવીને મુનીમ શેઠને ઘેર આવ્યા. એ મુનીમને આવ્યા જોઈને આશ્ચર્ય, હર્ષ તથા શોક **શ્રીકંઠ**ની માતાના તથા શ્રીકંઠની સ્ત્રી **ચારુનેત્રા**ના હૃદયમાં ઉભરાવા લાગ્યા, અને આ મુનીમ શું સમાચાર લાવ્યા છે એ સાંભળવાની આતુરતાથી સર્વ આસપાસ આવી મળ્યાં. મુનીમે આવીને કહ્યું કે **શ્રીકંઠ** શેઠ પ્રસન્ન છે, અને **શ્રીભદ્ર** શેઠની પણ ચિન્તા કરશો નહિ, એમને પણ કુશલ છે. **શ્રીભદ્ર** શેઠને તેડીને થોડા દિવસમાં **શ્રીકંઠ** શેઠ અહિં આવશે. **શ્રીભદ્ર** શેઠપર આવેલી આપત્તિ ટળીછે, ચિન્તા કરશો નહિ. અમે સુખસમાચાર જણાવવાને સર્વ માલ લઈને આગળ આવ્યા છીએ. આ પ્રકારનાં તે મુનીમનાં વચનોને શ્રવણ કરીને પશ્ચાત્ થયેલા પ્રસંગને ન જાણનારાં તે સર્વ અત્યંત પ્રસન્ન થયાં. એક **શ્રીસાગર**ની સ્ત્રીવિના સર્વેને હર્ષ થયો. **શ્રીસાગર**ની માતાને તો આ પુત્રના કુશલશ્રવણથી હર્ષ થયો, અને **શ્રીસાગર**ના સ્મરણથી ક્ષણપશ્ચાત્ પુનઃ દુઃખનો અનુભવ થવા લાગ્યો. આમ છતાં પણ પ્રથમકરતાં આ ક્ષણથી એ ઘરમાં સુખનો પ્રવેશ થયો જણાયો. મુનીમે અન્ય સર્વ વાર્તા જાણવામાં હતી તે કહી સંભળાવી, તેથી એ બે પુત્રોના સંબન્ધની ચિંતાથી સર્વ મુક્ત થઇ રહ્યાં. મુનીમે આજ્ઞા માગીને **શ્રીકંઠ** શેઠનાં વહાણોના સઘળા મૂલ્યવાન્ પદાર્થોને વ્યવસ્થાપ્રમાણે આણીને ગૃહમાં એક સુન્દર સ્થલમાં મૂક્યાં.

**શ્રીરંગ** શેઠનાં મન્દિરમાં પ્રતીત થયેલું આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નિયમપ્રમાણે માર્ગ કાપતા **શ્રીરંગ**શેઠ પોતાના નગરસમીપ આવી પહોંચ્યા, અને દૈવગતિથી તે જ ક્ષણે **શ્રીસાગર**ની શોધમાં નિકળેલા વૃદ્ધ મુનીમ પણ ઘટિત શોધ કરીને તેમાં નિષ્ફલ થઈને પાછા આવ્યા. તીરપર આવેલા **શ્રીરંગ**શેઠને વૃદ્ધ મુનીમ મળ્યા અને પરસ્પર વાર્તા કરી દુઃખમાં વધારો કરનાર સમાચાર જાણી લીધા.

'અતિ ઋણીને ઋણ શું, અને અતિ દુઃખીને દુઃખ શું' એ કહે-

વત સંભારીને હવે સહન કરયાવિના તત્કાલ અન્ય કાંઈ ઉપાય નથી, એમ જાણીને મનને સમાધાનમાં સ્થાપતા **શ્રીરંગ**શેઠ પોતાના ગૃહપ્રતિ જવાના વિચારને કરવા લાગ્યા.

**શ્રીરંગ**શેઠને તીરઉપર ઉતરયા જાણીને સમાચાર જાણવાની અધિક આતુરતાવાળા અનેક મનુષ્યો સમીપ આવી પૂછવા લાગ્યા, અને અન્ય અનેક સામાન્ય મનુષ્યો સાંભળવા ઉભા રહ્યા.**શ્રીરંગ**શેઠે સર્વને ઘટિત ઉત્તર આપ્યાં. તીરઉપર **શ્રીરંગ**શેઠ પધાર્યા છે, અને સાથે પુત્રો આવ્યા નથી, એ વાર્તા આખા નગરમાં પ્રસરવા લાગી. વાહનો લેવા ગયેલાં મનુષ્યો વાહનો લઇ આવ્યાં અને **શ્રીરંગ**શેઠ પોતાના ગૃહપ્રતિ આવ્યા. ઘરનાં સર્વ મનુષ્યો સમાચાર જાણવાની આતુરતાથી એક સ્થલે આવીને એકઠાં થયાં. પણ સાથે ત્રણ પુત્રમાંથી એક પણ નથી, તથા કોઈ પ્રકારના ઉત્સાહના ચિહ્નસહિત નગરમાં પ્રવેશ્યા નથી એ જાણીને સર્વનાં અંતર્માં એક પ્રકારથી ભય પ્રાપ્ત થયું હતું. **શ્રીરંગ** શેઠ ધૈર્ય રાખીને મન્દિરમાં આવીને પોતાને સ્થલે બેઠા, એટલે તેમનાં સ્ત્રી સમીપ આવ્યાં. બીજા સર્વ પુરુષો ત્યાંથી ઉઠીને બીજે સ્થાને બેઠા. સ્ત્રિયે પુત્રના સમાચાર પૂછ્યા. તત્કાલ તો **શ્રીરંગ** શેઠે યુક્તિથી ઉત્તર આપ્યું કે માર્ગમાં અંતર પડવાથી મારો અને **શ્રીભદ્ર** તથા **શ્રીકંઠ**નો મેળાપ થયો નથી. ઈશ્વિર તેમની રક્ષા કરશે. ત્યાંથી તો સર્વ કુશલતાથી નિકળ્યાના સમાચાર અમને મળ્યા એટલે અમે ઘરતરફ વળ્યા. માર્ગે આવતાં દૈવગતિથી અમને એમનાં વહાણો મળ્યાં ત્યારે તેમને સર્વ વૃત્તાન્ત પૂછતાં જણાયું કે એમને મોટું તોફાન લાગ્યું; અને તે તોફાનમાં **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** બંને જેમાં બેઠા હતા તે વહાણ ઉંધું વળ્યું. જેમ કોઇ અચાનક ઉપાડી લે તેમ એ ભાઈઓ સમુદ્રમાં પડયા, અને વહાણ પાછું સીધું થઈને વહી આવ્યું. **શ્રીરંગ**શેઠનાં આ વચનો શ્રવણ કરતાંજ **શ્રીરંગ** શેઠની સ્ત્રી તથા બંને પુત્રની સ્ત્રિયો એકદમ મૂર્છા ખાઈને પડયાં, અને બીજાં સર્વ કોલાહલ કરવા લાગ્યાં. **શ્રીરંગ**શેઠે ધૈર્ય ત્યજ્યું નહિ, અને તે સર્વને પાણી મંગાવી સાવધાન કરી સમાધાન આપતાં આ પ્રકારનાં વચન બોલવા લાગ્યા:

અરે! તમે કોઈ અમંગલના સૂચક ક્લેશને કરશો નહિ. આપણા કુલમાં કુશલ છે. જો પુત્રોનું અનિષ્ટ થયું હોય તો મારા અન્તઃકરણમાં શોકાગ્નિ પ્રકટયા વિના રહે નહિ. જે સમયે મેં એ વાર્તા નાવિકોના મુખથી શ્રવણ કરી તે ક્ષણથીજ મારા અંતર્માં કોઈ ઉપાયે પણ શાન્ત

ન થાય એવી શોકની જ્વાલા પ્રકટવી જોઇએ. પરંતુ તે પ્રમાણે ન થતાં એક પ્રકારની સમાધાનવૃત્તિનો ઉદય થઈ ને આ ક્ષણપર્યન્ત શાંતિનો અનુભવ કરાવે છે, માટે તમે સર્વ પણ એમના અનિષ્ટનું અનુમાન કરતાં ક્લેશને પામશો નહિ. ધૈર્યને ધારણ કરો. થોડા સમયમાં ત્રણે પુત્રનાં કુશલ વર્તમાન આવશે.

આ પ્રકારનાં સમાધાન આપનારાં વચનોને શ્રવણ કરવા છતાં પણ સ્ત્રિયોનાં તથા પુત્રની માતાના અન્તઃકરણમાં સમાધાન થયું નહિ. ક્ષણે ક્ષણે અધિક અધિક વેગવતી જ્વાલાઓ પ્રકટતી હોય એમ ભાસવા લાગ્યું. નેત્રમાં જલની ધારાઓ વહેવા લાગી. મુખથી પોકાર કરવા ધારણા નહિ છતાં પોકાર થઈ જતા. આ પ્રકારે ક્લેશ વર્તાતો જોઈને શ્રીરંગશેઠે મનુષ્યને જોષીને બોલાવવા મોકલ્યું, અને સર્વને કહ્યું : તમે ધૈર્ય રાખો. હવે આપત્તિથી ભયને શામાટે પ્રાપ્ત થાઓ છો ? આ સંસારમાં આપત્તિની શી નવાઈ છે ? દુઃખ તો આ સંસારમાં અનાયાસ આવી પ્રાપ્ત થતું સંસારવૃક્ષનું ફલ છે. આ ક્ષણે અથવા કાલાંતરે પણ દુઃખ તો છે જ. જ્યાંસુધી જીવને ખરી સમજણ મળતી નથી ત્યાં સુધી દુઃખ જ છે. માટે કંઈ વિચાર કરો, ધૈર્ય ધરો, અને સાવધાનતા રાખો. હજી અનિષ્ટનું કોઈ ચિહ્‌ન થયું નથી તે છતાં અંતર્‌માં વિકલ શામાટે થાઓ છો ? મેં ઘણા દૃષ્ટાંતો જોયા છે અને સાંભળ્યા છે કે સમુદ્રમાં ડુબેલા પુરુષોમાંના કોઈ છ માસે, કોઈ બાર માસે, કોઈ બે વર્ષે, અને કોઈ કોઈ પાંચ પાંચ વર્ષે પણ કુશલ ઘેર આવ્યા છે. આ પુત્રો તો અન્ય આશાપાશમાં કે મોહપાશમાં પડે એવા નથી. તેથી એમના સુખસમાચાર અથવા એ પુત્રો તો માસ બે માસમાં જ આવી મળવા જોઈએ. વિના કારણ તમે સર્વ સંતાપ શામાટે કરો છો ? પુત્રોને પ્રવાસે મોકલ્યા ત્યારથી જ આપણે હૃદયને વજ્ર કરીને મોકલ્યા હતા તો હવે વ્યર્થ દુર્બલતાને શામાટે સેવો છો ?

આ વગેરે અનેક પ્રકારનાં વચનોથી શ્રીરંગ શેઠ સર્વને સમાધાન આપતા હતા એટલામાં જોષી આવ્યા, અને સર્વ સાવધાન થઈ જન્મપત્રિકાઓ આગળ લાવી મુકી બેઠા. જોષી પણ સર્વનાં મુખ જોઈને અંતર્‌માં ભયથી કંપતો, આશીર્વાદ વદતો, જન્મપત્રિકાઓ એકપછી એક એમ ઉકેલીને પાસે પાસે મૂકીને તથા આગળપાછળ જોઈજોઈને પુષ્કળ વિચાર કરીને પછી બોલ્યોઃ અન્નદાતા ! કિંચિત્ પણ ભય ધરશો નહિ. મારા વચનમાં વિશ્વાસ રાખજો. ઇશ્વર મારું મુખ ઉજળું જ રાખશે, જો

આજથી એક માસમાં ભાઈઓ અથવા ભાઈના કુશલસમાચાર ના આવે તો આ જોષીપદું કરું નહિ. અને એ ત્રણેમાંથી એકનો પણ જો વાંકો વાળ થાય તો આ મારી જિહ્વાઉપર ડામ દેઉં. સત્ય વચન કહું છું. આ ગ્રહોનાં મને વિશ્વાસ છે, માટે જ આ પ્રતિજ્ઞાપૂર્વક વચનો બોલું છું. રિષ્ટનો પ્રસંગ આપણને ભાસ્યો છે, પણ એ લાભાર્થે છે; હાનિને અર્થે નથી, એ નિશ્ચય જાણજો. હું તો રંક બ્રાહ્મણ છું, પણ આપના પુણ્યથી અને એમની સ્ત્રિયોના અનુકૂલ દૈવથી આપના પુત્રો કુશલ છે એમાં સન્દેહ નથી. આજનો દિવસ સ્મરણમાં રાખજો. અને આવ્યેથી તપાસ કરજો. આ ક્ષણે એ ત્રણે ભાઈઓ જ્યાં ત્યાં પણ જલમાં નથી. પૃથ્વી-ઉપર છે, અને આનંદથી ફરતા હરતા છે. કોઈ પ્રકારે પણ પીડામાં નથી. સર્વને હું વિનયથી કહું છું કે જો મારા બ્રાહ્મણના વચનમાં વિશ્વાસ હોય તો આ ઘરમાં કોઈએ પણ આંસુનું બિંદુ નેત્રમાં આણવું નહિ, અને પાડવું પણ નહિ, તેમ જ અંતરમાં પણ કોઈએ સંતાપ કરવો નહિ, કેમ કે તે વ્યર્થ થશે. શ્રીરંગ શેઠે કહ્યું: કોઈ ગ્રહની શાંતિ કરવા સરખું ભાસે છે? જો હોય તો તેમ કરીએ. જોષીએ કહ્યું: આ ગ્રહોમાંથી કોઈપણ શાંતિ માગે એવા ભાસતા નથી, તેમ છતાં જો આપની ઇચ્છા હોય તો અન્ય કંઈ સત્કર્મ આરંભો. પુણ્યકર્મથી દોષમાત્રની નિવૃત્તિ થાય છે. આટલું બોલીને જન્મપત્રિકાઓ વીંટાળીને બાંધે છે. શેઠે જન્મોત્રીઓ ઉંચી મૂકી જોષીને કહ્યું કે આજથી તમે બીજા ચાર બ્રાહ્મણોને તેડીને આવો, અને નિત્ય પાંચ જણ એક એક ચંડીપાઠ કરો કે તે શક્તિના અનુગ્રહથી પુત્રોનાં કુશલવર્તમાન આવે. અને બીજી એક એવી વ્યવસ્થા કરો કે આપણા શ્રીરંગેશ્વર મહાદેવઉપર અભિષેક કરનાર અગિયાર બ્રાહ્મણોને બેસાડો. તેઓ એકએક અભિષેક કરશે એટલે પ્રતિદિવસ એક લઘુ રુદ્ર થશે. સારા, પવિત્ર, વિદ્વાન્ અને નિષ્ઠાવાળા બ્રાહ્મણોને શોધીને તત્કાલ આ કામનો આરંભ કરો. એ કાર્યમાં જોઈતા પદાર્થો આ માણસપાસે લેવા. એમ કહી એક સેવક તેમને સોંપી દીધો. જોષી તેને તેડીને ગયા, અને સર્વ વ્યવસ્થા કરી, તે બંને પ્રયોગો ચાલતા કરયા.

શ્રીરંગશેઠે સાવધાન મુનીમોને ગૃહપ્રતિ સંભાળવા રાખીને પોતે આખા કુટુંબસહિત નગરબહાર સમુદ્રના તીરઉપરના પોતાના બાગમાં જ્યાં શ્રીરંગેશ્વર સંજ્ઞાવાળું શિવનું બાણ સ્થાપ્યું હતું અને મોટી પાંથશાલા (ધર્મશાળા) બાંધી હતી, ત્યાં જઈને પોતાના ખાસ નિવાસમાટે બાંધી રાખેલા સુન્દર સ્થલમાં નિવાસ કર્યો, અને વિશેષમાં પ્રવાસી બ્રાહ્મણોને

વિવિધ દાન આપવાનો આરંભ કર્યો, તથા અન્ય વર્ણના ક્ષુધાર્થી પ્રવાસીને તથા નગરના તેવા અનાથ પ્રાણિઓને પક્વ તથા અપક્વ અન્ન ઇચ્છાપ્રમાણે અપાવવાની વ્યવસ્થા કરી. પરમેશ્વરનું સ્મરણચિંતન કરતાં સર્વ સમુદ્રનાં દર્શન કરતાં ત્યાં જ રહ્યાં. સર્વ એક વાર ભોજન કરીને રાત્રિદિવસ જાગ્રતના સમયમાં પરમેશ્વરનું સ્મરણ, ધ્યાન અને સ્તુતિ કરતાં.આખા નગરમાં આ વાર્તાની ચર્ચા થવા લાગી.રાજાએ પણ શ્રીરંગશેઠને સામા જઇને ધૈર્યવચનો કહ્યાં, અને પોતાને અસંતોષ થયેલો જણાવ્યો તથા ઇચ્છાપ્રમાણે આશ્રય આપવા કહ્યું. શ્રીરંગ શેઠે પોતાના આશ્રમે રાજાના આગમનથી અધિક સંતોષ જણાવ્યો, અને જેમ સાક્ષાત્ વિષ્ણુ પધાર્યા હોય એમ જાણીને રાજાનું વિધિથી પૂજન કર્યું, અને કહ્યુંઃ આપ આ લોકમાં અમારે તો પ્રસિદ્ધ ઇશ્વરરૂપ છે।, કારણ કે શાસ્ત્ર આપ નરપતિને સાક્ષાત્ વિષ્ણુરૂપ જ વર્ણે છે. આપના અનુગ્રહથી પુત્રા કુશલ આવશે એવો મને વિશ્વાસ છે. એ સંબન્ધમાં જે કાંઈ કર્તવ્યસરખું આપને ભાસતું હોય તો આપ કૃપાવડે તે પ્રમાણે વ્યવસ્થા કરો. આ વગેરે વચનો બોલી મૂલ્યવાન્ પદાર્થો ભેટમાં ધરીને નમનપૂર્વક રાજાને વિદાય કર્યા. રાજાએ પણ સ્થલે સ્થલે શ્રીરંગશેઠના પુત્રાની શોધમાટે રાજસેવકોને દિશાઓમાં મોકલ્યા, અને સત્વર પાછા વળવા આજ્ઞા કરી.

નગરમાં અનેક સજ્જનો અન્તઃકરણથી શ્રીરંગ શેઠના ત્રણ પુત્રાના સંબન્ધમાં ખેદ કરવા લાગ્યા, અને દુર્જનો પ્રસન્ન થતા શેઠની આશાતૃષ્ણા અને લોભવૃત્તિ કલ્પીને તેમની નિન્દા કરવા લાગ્યા, તથા સમુદ્રમાં પડેલા પુત્રા હવે જીવતા ક્યાંથી આવે એમ વદવા લાગ્યા.

શ્રીરંગ શેઠની તથા ત્રણે પુત્રાની સ્ત્રીનાં અન્તઃકરણમાં જે સ્વાભાવિક ક્લેશ થતો હતો તે વર્ણન કરી શકાય એવો ન હતો; તથાપિ પ્રસંગે શ્રીરંશેઠ સર્વને સમાધાનઅર્થે વિવેકવિરાગવાળાં બોધક વચનો કહેતા, અને તેમની સર્વની વૃત્તિયોને ઇશ્વરાભિમુખ રાખવાનો પ્રયત્ન આદરતા. આ પ્રકારે ઇષ્ટસ્મરણ કરતાં અને પુણ્યકર્મ કરતાં દિવસ વીતાવવા લાગ્યા. દાન લેવા આવનાર પ્રવાસી અતિથિરૂપ બ્રાહ્મણો બોધરૂપે ધૈર્યોત્પાદક વચનો કહેતા અને આશીર્વાદ દેતા જતા હતા.

પેલો બિચારો શ્રીસાગર ભયંકર પ્રસંગ જાણીને પોતાના પ્રાણનું રક્ષણ કરવાનિમિત્તે સમુદ્રમાં પડ્યો હતો, તે જેવો સમુદ્રમાં પડ્યો તેવો જ વેગવડે તણાવા લાગ્યો. જેમ ઉંડા હૃદયવાળું કુટિલ મનુષ્ય ભયંકર ગણાય છે, તેમ જેનું તળીયું સહજ જણાય નહિ એવો ઉંડા સમુદ્ર પણ મહા-

ભયંકર છે. એવા મહા ભયંકર સમુદ્રમાં પડવાથી મોટા ભયને પ્રાપ્ત થયેલો તે **શ્રીસાગર** મોટા વેગથી તણાવા લાગ્યો. રાત્રિનો સમય અને પોતાના રક્ષણમાં ચિત્તવાળો હોવાથી તે પોતાનાં વહાણોનું શું થયું એ જાણતો ન હતો.

આ સંસારમાં જેનું પ્રબલ ઇષ્ટસત્તાવડે રક્ષણ કરાય છે તેને કોઈ પણ મારી શકતું નથી. ઘણા જીવો વિવિધ યુક્તિથી પોતાનું રક્ષણ કરે છે, પણ પ્રતિકૂલ અદષ્ટબલથી હણાતા તેઓ અનેક ઉપાયોને કરતાં છતાં પણ હણાય છે. આ ધૈર્યવાળો **શ્રીસાગર** પોતાનાં પ્રાપ્ત સાધનોથી જલમાં ડુબતો ન હતો. પરંતુ જેણે કોઈ દિવસ જલમાં અર્ધ પ્રહર પણ ગાળ્યો નથી,તે પ્રહરના પ્રહરપર્યંત તણાવા લાગ્યો તેથી અંતર્માં અકળાવા લાગ્યો. તણાતાં તણાતાં રાત્રિ વ્યતીત થઈ,અને પ્રાતઃકાલ થયો. શરીરે શક્તિવાળો તે વેગથી તણાતો છતો સાવધાન રહેતો. તેને મોટા જલચર પ્રાણિનું બહુ ભય લાગતું હતું. કારણ કે મોટા જલચર પ્રાણિઓ સમુદ્રમાં પડેલાં મનુષ્યોને ગળી જાય છે, એવી વાર્તા તેના સાંભળવામાં ઘણી વાર આવી હતી. દિવસ જણાવાથી તે દિશાઓપ્રતિ પોતાના રક્ષણાર્થે દૃષ્ટિ નાંખતો, પણ દૈવયોગથી કોઈ વહાણ દૃષ્ટિએ પડતું ન હતું. સમીપમાં કોઈ બેટ પણ જણાતો ન હતો. દિશાઓમાં તે કેવલ જલને ઉછાળા મારતું જોતો. ક્ષણે જલમાં, ક્ષણે બહાર એમ કાષ્ઠાદિ પદાર્થોની પેઠે તે તણાતો ચાલતો હતો. ગભરાટમાં ને ગભરાટમાં સ્થાનની આશાથી તણાતો તે દિવસના અવધિને જોવા લાગ્યો, પણ જલના અંતને જોઈ શક્યો નહિ. સૂર્યાસ્ત થયો અને તેણે પોતાના જીવવાની આશા છોડી.ક્ષુધા, તૃષા, અને ખારા જલને યોગે તે એકે પ્રકારથી શાંતિને પામતો ન હતો. જે કાષ્ઠનો આધાર લઈને તે પડ્યો હતો તે કાષ્ઠ એને શય્યારૂપ થઈરહ્યું હતું. તેના ઉપર તે, પછી તો ક્ષણે સાવધાન અને ક્ષણે અસાવધાન એમ માર્ગ અતિક્રમણ કરવા લાગ્યો. પછી ક્રમે કરીને ગાઢ સુપ્તવત્ થઈને ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ જલમાં તણાયો.ચોથો દિવસ થતાં સૂર્યોદયપૂર્વે તે એક બેટ ઉપર આવી પડ્યો.એ બેટ ઘણો મોટો ન હતો, તોપણ ત્યાં જંગલી લોકોની થોડી વસ્તી હતી. તે લોકો સૂર્યોદયપૂર્વે પોતાના નિયમપ્રમાણે સર્વ જલસમીપ ભ્રમતા હતા તેમની દૃષ્ટિએ જડજેવો થઈ ગયેલો આ **શ્રીસાગર** પડ્યો. તત્કાલ તે લોકો તેને પોતાના નિવાસસ્થલમાં લઇ ગયા. સુભાગ્યે એ જંગલી લોકો કેવલ ઘાતકી ન હતા, અર્થાત્ મનુષ્યનો આહાર કરનાર ન હતા; તેથી તેમણે પોતાની જાણીતી કલા હોવાથી નાના ઉપચારવડે, આ **શ્રીસાગરને** જીવતો જાણ્યા પછી સાવધાન કરવાને યત્ન સેવ્યો.પ્રબલ પ્રારબ્ધથી રક્ષાયલા **શ્રીસાગરને**

બીજી કોઈ પ્રકારની હાનિ થઈ ન હતી, તેથી તે જંગલી મનુષ્યોના ઉપચાર-વડે સૂર્યાસ્ત થયા પૂર્વે લગાર સાવધ થયો. નેત્ર ઉઘાડીને એક વાર જોયું, અને પોતાનું પોતાને ભાન આવ્યું, તો પણ તે તેમનો તેમ પુનઃ થોડો કાલ અસાવધસરખો પડી રહ્યો. તે જંગલી લોકોએ પોતાના ઉપચાર જારી રાખ્યા. એ રાત્રિ તો **શ્રીસાગરે** અર્ધ જાગ્રત્ અથવા સ્વપ્નાવસ્થાસરખી સ્થિતિમાં ગાળી, પણ સૂર્યોદય થતાં એ પૂર્ણ જાગ્રત્ થયો, અને બોલવા લાગ્યો. એના આહારને ન જાણનાર તે જંગલી મનુષ્યોએ પોતાના આહારના પદાર્થો એને આપવા માંડ્યા, પણ સાવધાન થયેલા **શ્રીસાગરે** તે ન ખાતાં બેટઉપર થતા અન્ય વનસ્પતીરૂપ પદાર્થો હોય તો તે લાવો એમ કહ્યું. તે જંગલી લોકોએ તેને તેવા વિવિધ પદાર્થો—કંદ મૂલ અને ફલસરખા—લાવી આપ્યા, તથા બહારથી તેઓમાંના કોઈએ આણેલા મેવા આણી આપ્યા. તેમાંથી રુચતા પદાર્થ ખાધા. ઉદરમાં આધાર આવવાથી એક પ્રકારથી સ્વસ્થતા ભાસવા લાગી, અને તેથી તે **શ્રીસાગર** આ પ્રકારના વિચાર પોતાના મનમાં કરવા લાગ્યો : 'અરેરે ! હું કોણ, અને આ ક્ષણે ક્યાં કેવી સ્થિતિમાં આવી પડ્યો છું ! દૈવગતિ વિચિત્ર છે. ઘણે પ્રયત્ને સંપાદન કરેલા ધનાદિ પદાર્થો વહાણો-સહિત સમુદ્રમાં ગયા કે સુખરૂપ ઘેર ગયા એ પણ સર્વજ્ઞ ઈશ્વર જાણે. મારા સેવક મનુષ્યોની પણ કોણ જાણે શી દશા થઈ હશે ? જો મારા સમુદ્રમાં પડ્યાના સમાચાર ઘેર કોઈદ્વારાએ ગયા હશે તો મારામાં અત્યંત પ્રીતિ-વાળાં મારાં માતાપિતાની તથા મને જ પોતાના પ્રાણરૂપ માનનાર મારી ધર્મપત્નીની શી સ્થિતિ થઈ હશે ? અરેરે ! કુટુંબનાં નાનાંમોટાં સર્વને મારા આ સમાચાર જાણવાથી કેટલું કષ્ટ થયું હશે અને હજુ થતું હશે તેના સમાચાર આ સ્થલે મને કોણ જણાવે ? આની આ ક્ષણે સર્વ પ્રકારના સામર્થ્યહીન પરવશ પડેલો હું પણ મારા કુટુંબને શી રીતે જઈને મળું કે સમાચાર જણાવી શકું ? અહોહો ! આ મર્યાદાવાળા સામર્થ્યવાળી, અને અલ્પજ્ઞતા તથા પરતંત્રતાવાળી જીવદશા અભિમાનીને કેટલી દુઃખદ છે ? ધિક્કાર છે આ જીવત્વના અભિમાનને ! કોઈ પણ વ્યવહાર ધાર્યાપ્રમાણે કરી શકાતા નથી, તોપણ આ અંતરમાં મિથ્યા મોટાપણું કેવું પ્રકટી રહે છે ! અરે ! આ મન્દમતિ જીવો જ્યાંસુધી સર્વનું સ્વામિત્વ જેમનામાં રહ્યું છે એવા સર્વશક્તિમાન્ સર્વજ્ઞ ઈશ્વરને જાણતા નથી ત્યાંસુધી તે મિથ્યા પોતાના અલ્પ સામર્થ્યનું અભિમાન ધરે છે, અને દુઃખી થાય છે.

આ જગતના પદાર્થોમાં જેટલી સુખબુદ્ધિ અને જેટલો મોહ, તેટલું દુઃખ આ જીવે જીવનમાં ભોગવવું પડે છે. સુખની પ્રતીતિપાછળ દુઃખની

પ્રતીતિ હોય છે, તેથી ખરું જોતાં આ જીવોએ ક્ષણિક વિષયસુખોની લાલસા ઘટાડીને એવું સુખ સાધવું જોઈએ કે જે નિત્ય હોય, જેથી તે સુખ પ્રાપ્ત થયા પછી પુનઃ દુઃખ ભોગવવાનું આવે જ નહિ. આ મોહરૂપ સંસારમાં સ્ત્રીપુત્રધનાદિ પદાર્થોમાં જ આસક્ત થતા જીવો પોતાનું ખરું કર્તવ્ય જાણતા નથી, તેમ જ જાણવા કે તેને સાધવા ઉત્સાહવાળા થતા નથી. આ કાલચક્ર કે જે સર્વદેહધારીઉપર અનાદિ કાલથી ભ્રમતું ભાસે છે, તે કોઈને પણ સમય આવ્યે છોડતું હોય એમ જણાતું નથી. આ જીવે પોતાનું ખરું કર્તવ્ય કરયું છે કે નહિ તે આ કાલચક્ર જોતું હોય એમ નથી. આશાતૃષ્ણાના ભરેલા જીવોએ નિરુપાય થઈને આ કાલચક્રને વશ વર્તીને ક્લેશને સહન કરતાં શરીર છોડી, ચાલવું જ પડે છે. આ જીવોને દેહાંતરપ્રાપ્તિના સમયે અર્થાત્ જ્યારે જ્યારે એક દેહ છોડીને બીજો ધરવો પડે છે ત્યારે આ જીવની સાથે આગળ આગળ કૃતજ્ઞ ભૃત્યની પેઠે ધર્મકર્મ જ ચાલે છે, અને જેવાં જેવાં તે ધર્મકર્મ હોય છે તેવાં તેવાં ફલ તે આપે છે. જેમ કારાગૃહમાં પડેલા પ્રાણિએ પરવશપણે જે સુખદુઃખ કારાગૃહનો પતિ આપે તે જ ભોગવવું પડે છે–ત્યાં પોતાની રુચિઅરુચિ કામ આવતી નથી–તેમ આ કારાગૃહરૂપ દેહમાં પડીને જીવોએ પરવશપણે કર્મફલ આપનાર સત્તાબલે આવી પ્રાપ્ત થતાં કરેલાં કર્મનાં ફલ જ ભોગવવાં પડે છે; તેમાં આ જીવોની રુચિઅરુચિ જોવાતી નથી. આ પ્રમાણે હોવાથી એ તો સિદ્ધ જ છે કે દેહધારી જીવોએ પોતાની પ્રીતિના વિષયરૂપ સુખ જે જે પ્રકારનાં ધર્મકર્મથી પ્રાપ્ત થાય છે તે તે પ્રકારનાં ધર્મકર્મ જ સંપત્તિરૂપે દેહના અવધિપર્યંતમાં સંપાદન કરી લેવાં ઘટે છે. જે પ્રાણી આ પ્રમાણે યોગ્ય સમયે સાવધાનતા રાખીને જોઈતી વસ્તુને સાધી લેતા નથી તે પાછળથી અવશ્ય પસ્તાય છે. આ હું કે જે આ સમયે કાલના મુખમાં પડેલો ઉગર્યો છું તેણે હવે કદાચિત્ પણ યોગ્ય કર્તવ્યમાં પ્રમાદ કરવો ઉચિત નથી. જેમ આ પ્રવાસમાં મેં એકચિત્તથી ધન સંપાદન કર્યું હતું તેમ હવે જો ઈશ્વર અનુકૂલ છે તો ગૃહપ્રતિ જઈને એકનિષ્ઠાથી ખરું કરવાનું છે તે જ કરવું છે." આ આદિ અનેક પ્રકારના વિચારને કરતો તે **શ્રીસાગર** ક્રમે કરીને સાવધાન થયો. પછી તે ઉઠીને ફરવા લાગ્યો. શક્તિ પ્રતીત થવાથી તેણે પોતાની વાર્તા તે લોકોના પૂછવાથી કહી કે મારાં વહાણો સમુદ્રમાં જોખમાયાં છે, અને અહિં હું તણાઇ આવ્યો છું. તે રંક લોકોએ **શ્રીસાગર**ની ઉત્તમ પ્રકારે સેવા કરી. **શ્રીસાગરે** આખો બેટ ધીરે ધીરે જોયો. તે લોકોને પૂછીને નક્કી કરયું

કે પોતાનો દેશ ત્યાંથી હજી ઘણે દૂર છે. **શ્રીસાગર**ને પાછી પોતાની ગ-એલી શક્તિ મળી છે એવું જણાયું ત્યારે તેણે તે જંગલી મનુષ્યોમાં પણ જે વિશેષ ડહાપણવાળા હોવાથી ખરા પ્રેમથી પોતાની સેવા કરતા હતા, તેમને પોતાનો ઘેર જવાસંબન્ધી વિચાર જણાવ્યો. તે લોકોને પોતાને ઘેર તેડી જઈને તેમણે કરેલા ગુણનો બદલો આપવો એવો **શ્રીસાગરે** મનમાં નિશ્ચય કરી રાખ્યો. સમુદ્રના બેટમાં જ રહેનારા તે લોકોપાસે જલમાં વિચરવાનાં ઘણાં સાધનો પ્રાપ્ત જ હતાં, તેથી **શ્રીસાગર**ની આતુર ઇચ્છા જાણીને તે શાણા માણસોએ તેને ઘેર મૂકવા જવાની તૈયારી કરી. એ બેટમાં નવાઈના જે જે પદાર્થો મળી આવ્યા તે તે **શ્રીસાગર**ને ભેટરૂપે આપ્યા. અને તે સહિત **શ્રીસાગર**ને તેડી સુખરૂપ ઘેર પહોંચાડવા ચાલતા થયા. રાત્રદિવસ જલના મધ્યે રહેનારા હોવાથી જલમાર્ગના ભોમીયા, અને જલથી ભય નહિ ધરનારા તે લોકો નિર્ભય અને નિઃશંકપણે માર્ગ કાપતા ચાલ્યા. કેટલેક દૂર ગયા પછી એક દિવસ સૂર્યોદયના સમયે એક બેટ તેમની દૃષ્ટિએ પડ્યો. એ માર્ગના વિચરનારા પેલા **શ્રીસાગર**ના નવા નાવિકોએ કહ્યું કે એ નવો નિકળેલો બેટ જણાય છે. **શ્રીસાગર** પોતાનાં માલભ-રેલાં વહાણોની ચિંતા કરતો **શ્રીસૂર્ય** ભગવાનને નમસ્કાર કરી સાવધાન થયો, અને એ નવીન બેટઉપર ઉતરવાની ઇચ્છા સાથેનાં મનુષ્યોને જણાવી. **શ્રીસાગર**ની ઇચ્છાપ્રમાણે તેઓ તે બેટસમીપ આવી ઉતરયા, અને આસ-પાસ ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તે બેટની બીજી બાજુએ **શ્રીસાગર**ની દૃષ્ટિ જતાં તેને જાણે ઘણે ભાગે દટાયલાં અને થોડાં થોડાં ઉપર દેખાતાં વહાણો હોય એવું જણાયું, અને તેથી એકદમ પેલાં મનુષ્યોને કહ્યું કે અરે! પેલાં જાણે વહાણો દટાયાં હોય એવું ભાસે છે; તો ચાલો અને જુઓ. ખરે તે મારાં વહાણો તો નહિ હોય! **શ્રીસાગર**નાં આ હર્ષયુક્ત વદેલાં વચનોને સાંભળીને તેનામાં સાચી પ્રીતિવાળા તે મનુષ્યો એકદમ ઉતાવળે **શ્રીસા-ગર**સાથે ચાલીને ત્યાં આવી જુએ છે તો ખરે, વહાણો દટાયલાં જણાયાં. બલ અને કલવાળા તે લોકોએ ભારે યત્ન કરીને એક એક વહાણને જમી-નથી મોકળું કરતાં આજુબાજુથી પાંચ વહાણો મોકળાં કરયાં અને અધિક હર્ષને પામ્યા. **શ્રીસાગરે** તે વહાણો જોઈને મનમાં નિશ્ચય કર્યો કે આ વહાણો મારાં હોય એમ તો નથી જ. પણ મારાં વહાણો સમુદ્રમાં ગયાં હોય અને ઇશ્વરે જ મને આ વહાણો મેળવી આપ્યાં હોય તો હવે આ ક્ષણે મારે કંઈ સ્પષ્ટ કરવાની આવશ્યકતા નથી. જો એનો કોઈ ખરો ધણી મળશે તો તેને તેનાં આપીશું, અને નહિ તો એમાંથી જે નિકળશે તેને ધર્મમાર્ગે વ્યય

કરીશું. પાંચ વહાણો જમીનથી છૂટાં કરીને પછી તેમાં જોયું તો તે વહાણો સહીસલામત માલથી ભરેલાં જાણે જલમાં નીચે ઉતરીને બેશી રહ્યાં હોય એવાં જણાયાં. **શ્રીસાગરે** પોતાની પ્રસન્નતા જણાવીને પેલા માણસોને તેમના શ્રમબદલ ધન્યવાદ આપ્યો. તે રંક, નિષ્કપટ, અને લોભલાલચવિનાના મનુષ્યોએ કાંઈ પણ આડોઅવળો વિચાર કરયા વિના તે વહાણોને ત્યાંથી જલમાં ચાલતાં કરીને જ્યાં તેઓ ઉતર્યા હતા ત્યાં આવી પહોંચ્યા. તે જડેલાં વાહાણોમાં શું માલ છે તે તત્કાલ ન જોતાં ત્યાંથી સર્વ ચાલતા થયા. **શ્રીસાગર** પોતાનાં વહાણોની પેઠે પેલાં પાંચ વહાણોમાંના એક વહાણમાં બેઠો. બીજાં માણસો સાથે વધારે હોવાથી બાકીનાં ચાર વહાણમાં સાવધાન નાવિકો રહ્યા, અને સર્વ વહાણાદિસાથે ચાલતા થયા. જેમ **શ્રીસાગર** પોતાને ઘેરથી માણસોસહિત નીકળ્યો ત્યારે શોભતો હતો તેથી પણ અધિક તે હાલ શોભવા લાગ્યો. માર્ગ કાપતાં વહાણમાં બેઠોબેઠો **શ્રીસાગર** પોતાના મનમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યો :

'અહો ! આશ્ચર્ય છે. આ રંક લોકો અતિ કષ્ટ વેઠે છે. શ્રમ પણ અત્યંત કરે છે. દેખાતા મલિનસરખા છે, તથાપિ એમના મનની મોટાઈ માપી શકાય એવી નથી. એમનો સંતોષ મોટા ઋષિમુનિઓના જેવો ભાસે છે. એમને આશા અને તૃષ્ણા પણ પીડતી હોય એમ જણાતું નથી. એમને અસૂયા કે લોભમોહ પણ પીડતાં પ્રતીત થતાં નથી. ઉપકાર કરવામાં અને સ્નેહ જાળવવામાં એમની ઉદારતા અવર્ણનીય છે. ખરે, એમના જેવા સુખી મારા સરખા પણ નથી. અરેરે! ઈશ્વરે જેમ એમને ધનાદિ વિભવી પદાર્થો આપવામાં કૃપણતા જણાવી છે, તેમ નાના દુઃખ આપનાર દોષોને પણ એમનામાં મૂકતાં તે જગદીશ કૃપણ થયા હોય એમ ભાસે છે. સ્વભાવથી જ જાણે નિર્દોષપણે વર્તતા હોય એવા આ દીન લોકોએ મારે અર્થે ઘણો શ્રમ કરીને આ માલનાં ભરેલાં વહાણો કાઢ્યાં; અને કંઈ પણ બોલ્યા વિના તે મારે સ્વાધીન કરીને ઘરસુધી મૂકવા આવે છે ! ધન્ય છે એમના સુસ્વભાવને. આ લોકમાં નીચ કહ્યાથી નીચ નથી અને ઉંચ કહ્યાથી ઉંચ નથી. આ સ્થલે જો આ મનુષ્યો સ્વાર્થી થાય અને દુષ્ટતાથી મારા પ્રાણ લેઈને મને સમુદ્રમાં નાંખે તો મારું રક્ષણ કરી એમને શિક્ષા આપનાર કે ના કહી ભય આપનાર કોણ છે? કોઈજ નહિ. વળી આ વહાણોને એ લોકો પોતેજ લઈ લેત તોપણ મારું શું બલ હતું ? પણ નિઃસંશય એ લોકો સર્વ પ્રકારથી જ દીન છે. એમણે કરેલો આ ઉપકાર મારે જન્મપર્યંત પણ વિસરવો જોઈએ નહિ.

અહોહો ! આ પ્રાણિઓનું અદૃષ્ટ ક્યારે અને કેવે પ્રકારે હિતઅહિત કરે છે તે કોઇથી સહસા કળી શકાય એમ નથી. મૃત્યુના મુખમાં એક ક્ષણે મને નાંખીને આ અન્ય ક્ષણે જાણે અમર પદ આપ્યું હોય એવું ભાસે છે. મને સંકટ આપીને આ વહાણો આપનારું અદૃષ્ટ ખરે આશ્ચર્યરૂપ છે. આ જીવો સંકટ આવવાથી ખેદ કરે છે, પણ સર્વ સંકટો ખરું જોતાં ખેદ કરવા યોગ્ય નથી. સંકટના અન્તમાં સુખ આવે છે એવો નિત્યનિયમ નથી, તોપણ માણસે સંકટના કારણના અજ્ઞાનથી સર્વ સંકટને પ્રથમથી જ નિંદવા યોગ્ય નથી. એક પક્ષે જોતાં તો દુઃખ એ પાપનું ફલ છે, અને તેથી દુઃખ ભોગ-વવાથી તે દુઃખ આપનાર પાપનો ક્ષય થાય છે. માટે પાપનો ક્ષય કરનાર દુઃખભોગ પણ સુખરૂપ મનાવો ઘટે છે. આ ક્ષણે હું સંકટથી મને મુક્ત થયો માનું છું, તોપણ અદૃષ્ટ મને આગળ કેવી સ્થિતિમાં મૂકવા ધારે છે એ હું જાણતો નથી. તેથી ખરું જોતાં તો મારે આવનાર સારા કે નઠારા સમયને માન આપવાને નિશ્ચયપણે સાવધાન રહેવું જોઈએ. આ અન્તઃકરણ એક વાર કુટુંબી જનોનો સંયોગ ઇચ્છે છે, તે ઇશસત્તાથી પૂર્ણ થાય તો ઘણું સારું. જેથી હું આ મનુષ્યોનો ઉપકાર વાળવા અને સત્કર્મ કરવા સમર્થ થાઉં. હે દીનવત્સલ ! સર્વના રક્ષક ! આપને શરણ છું. જેમ આપને યોગ્ય લાગે તેમ કરો.

આ આદિ અનેક પ્રકારના વિચારોને વશ થતો, અન્ય ક્ષણે વળી નાવિકોને માર્ગસંબન્ધી વિવિધ સમાચાર પૂછતો, તથા સમાધાનથી તેમની વૃત્તિ પરખીને તેમની સાથે વિવિધ વિષયની ઘટિત વાર્તા કરતો **શ્રીસાગર** ક્રમે કરી માર્ગ કાપતો હતો. નિયમપ્રમાણે રાત્રિ અને દિવસ આવ જા કરતાં જણાતાં હતાં તેને જોતો ઇષ્ટસ્મરણ કરતો તે પ્રસન્ન રહેતો હતો. આ પ્રકારે રાત્રદિવસ ગળતાં કેટલાક દિવસ વ્યતીત થયા પણ હજી **શ્રીસાગર**ને કોઈ નગરનું કે પોતાના સરખા ઉંચી જ્ઞાતિનાં મનુષ્યોનું દર્શન કરવાનો સમય આવ્યો નહિ. આ પ્રવાસનો અંત હવે ક્યારે આવે, પોતાના દેશી મનુષ્યોનું દર્શન ક્યારે થાય, અને સમુદ્રથી બહાર પૃથ્વીઉપર ઉતરી રમણીય મંદિરોમાં ક્યારે નિવાસ કરાય, એ ઇચ્છાનો પ્રવાહ **શ્રીસાગર**ના મનમાં વેગથી વહ્યા કરતો હતો. સાથેનાં મનુષ્યોને તે વારંવાર પૂછતો કે હવે આપણે ઉતરવા જેવું સ્થલ ક્યારે આવશે ? તે મનુષ્યો સમુદ્રની બાજુના પ્રદેશોનું જાણવામાં આવેલું વર્ણન કરતા, તથા **શ્રીસાગર**ને ધૈર્ય આપતા વહેતા હતા.

જ્યારે મનુષ્યને અનુકૂલ દિવસો આવે છે ત્યારે કાંઈ આગળથી કહીને આવતા નથી, પણ એકાએક સમય પ્રાપ્ત થાય છે. માર્ગ કાપતાં એક દિવસ

સૂર્યનાં કિરણો નિકળતાંપૂર્વે નિદ્રા લેતા **શ્રીસાગરને** નાવિકોએ હર્ષથી મોટે શબ્દે કહ્યું કે હવે આપણે ઉતરવાનું આવ્યું છે. જુઓ આ કેવું મોટું નગર આવ્યું છે! આ શબ્દો શ્રવણ કરીને તત્કાલ **શ્રીસાગર** જાગ્રત્ થયો, અને ઉઠીને આસપાસ જોવા લાગ્યો. જેમ કોઈ અંધને નેત્ર આવે અને એકાએક આ વિચિત્ર જગતને જોઈને પ્રસન્ન થાય તેમ આ **શ્રીસાગર** સમુદ્રના તીરપ્રતિ દૃષ્ટિ નાંખીને અત્યંત હર્ષિત થયો.

તટઉપર આવેલું નગર ઉંચા પ્રદેશમાં હોવાથી ઘણું રળિયામણું જણાતું હતું.. વ્યાપારીના માલ ઉતારવાને અને વહાણોમાં માલ ભરવાને તથા મનુષ્યોને વહાણોમાં ચઢવા ઉતરવાને જે સ્થલ તૈયાર કરેલું હતું, તે અતિ સુન્દર અને વિશાલ દેખાતું હતું. તીરઉપર આવેલાં દેવાલયો અને મહાલયોઉપર મોટી મોટી સોનેરી રૂપેરી ધજાઓ ફરફરતી જણાતી હતી. તે વિના અન્ય સર્વ સામાન્ય ગૃહોઉપર પણ નવીન, ચિત્રવિચિત્ર હોવાથી અધિક શોભતી નાના પ્રકારની નાની મોટી ધજાઓ ફરકતી હતી. સમુદ્રના તીરઉપર ઉભેલાં સર્વ વહાણોઉપર પણ સુન્દર સુન્દર ધજા ફરકતી હતી. એ ધજાઓનું ફરકવું **શ્રીસાગરને** જાણે આવકાર દેતું હોય એવું ભાસતું. સ્થલે સ્થલે મોટા સ્તંભો રોપીને તે ઉપર પણ ધજાઓ ચઢાવેલી છે, એવું તીર સમીપ આવતાં જણાવા લાગ્યું. આ પ્રકારે શોભાયુક્ત કરેલા તટને તથા તટસ્થ મંદિરાદિને જોવાથી આ નગરમાં કોઈ કારણથી પણ મોટો ઉત્સવ થયો છે, એવું **શ્રીસાગરને** અનુમાન થયું. કોઈ દિવસ ન દીઠેલી એવી તીરની શોભા જોઈને **શ્રીસાગરે** નિશ્ચય કર્યો કે મારા પ્રવાસના માર્ગમાં આ નગર આવ્યું નથી. તેથી જે માર્ગે હું પ્રવાસે ગયેલો તે માર્ગથી આગળ કે પાછળ પણ હું આવ્યો છું. અવસ્ય આ માર્ગ જૂદો છે. ભલે આ એક નવીન સ્થલ મારા જોવામાં આવશે, એ પણ એક આનન્દની વાર્તા છે. જમીનઉપર ઉતરીને મારા સ્થલસંબન્ધી લોકોને પૂછીને પછી તે આ નગરથી કેટલે દૂર છે તે હું જાણીશ. અને જો કદાચિત્ મારે કોઈ નિમિત્તથી આ નગરમાં થોડા દિવસ રહેવું થાય એમ હશે, અથવા તો મારા જવાના માર્ગથી મારે ઘેર જતાં વિલંબ થાય એમ હશે, તો કોઈ નિપુણ અશ્વવારને અત્રથી મારી કુશલતાનું પત્ર લેઇને સત્વર મોકલીશ; જેથી મારા સુખસમાચાર જાણીને મારાં માતાપિતાને, સ્ત્રીને, તથા બંધુઆદિ સ્વજનોને મહા આનન્દ થશે. **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ** પણ પ્રવાસ કરીને ઘેર આવ્યા હશે. તેમને પણ મારી સાથે સુખદુઃખની વાર્તા કરવાની ઇચ્છા હશે.

તેથી તેઓ પણ મને આવતો જાણી પ્રસન્ન થશે. આ આદિ વિચાર શ્રીસાગર કરતો હતો એટલામાં તો વહાણો આવીને પોતાને અટકવાને સ્થાને અટક્યાં, અને નાવિકોએ શ્રીસાગરને સંભાળથી તીરઉપર ઉતાર્યો. આ મોટા શ્રીમાન્ શ્રીરંગશેઠનો પુત્ર છે એવું કોઈ જાણનાર પણ એને જોવાથી તત્કાલ જાણે એમ નહતું: કારણ કે એની પાસે પહેરવાનાં સારાં વસ્ત્ર પણ ન હતાં. કોઈ સાધારણ મનુષ્ય હોય એવો તે જણાતો. શ્રીસાગર તીરઉપર ઉતરીને ઉભો અને આસપાસ ફરતાં અનેક મનુષ્યોને તથા તીરની શોભાને જોવા લાગ્યો. નેત્રમાં હર્ષાશ્રુ અને રોમાંચ થઈ આવ્યાં. પોતે નિર્વિઘ્ન પૃથ્વીઉપર ઉતર્યો ત્યારે જાણે આજે જ નવો જન્મ થયો હોય એવું એ માનવા લાગ્યો.

શ્રીસાગરે સમીપમાં જાઆવ કરતાં મનુષ્યમાંથી એક સજ્જનસરખા મનુષ્યને જોઇને તેને ઉભો રાખીને પૂછ્યું: અરે ભાઈ ! આ નગરનું નામ શું છે, અને આ સ્થલે સ્થલે ધજાઓ રોપી છે એનું શું કારણ છે ? આ તીરસ્થ પ્રજાના મુખ જોતાં સર્વનાં મુખ ઉપર આનન્દનો ભાસ થાય છે તો આ નગરમાં સદા સર્વને સુખ જ વર્તે છે કે શું ?

આ પ્રકારનાં શ્રીસાગરનાં વચન શ્રવણ કરીને તે સજ્જનપુરુષ બોલ્યો: ભાઈ ! આજે પાંચ દિવસ થયાં આ નગરમાં મહોત્સવનો આરંભ થયો છે. આ દુ:ખરૂપ મૃત્યુલોકમાં સદા સુખની તો કોઈને પણ આશા ક્યાંથી હોય ? અલ્પ સુખ અને મોટું દુ:ખ. એ પ્રમાણે આ જગતના જીવોને અન્ય સ્થળે મળ્યા કરે છે, તેમ આ નગરમાં પણ સર્વ પ્રજાને મળે છે. કોઈ કોઈ પુણ્યવંત મનુષ્યોને સુખની અધિકતા હોય એમ ભાસે ભાસે છે, પરંતુ તેમને પણ અન્યને ન જણાય એવાં અંતરમાં દુ:ખ ખરાં.

હે ભાઇ ! તમે સમાચાર પૂછો છો તો હું છે તે સમાચાર કહું છું; સાંભળો. આ નગરનું નામ વિશ્વજિત્ નગર છે. એનો સ્થાપનાર કોઈ વિશ્વજિત્ નામનો મોટો રાજા પૂર્વે થઈ ગયો છે, તેના નામથી આ નગરનું નામ પડેલું આજસુધી ચાલે છે. એમના વંશમાં ઘણા પ્રતાપી રાજાઓ થઈ ગયા છે અને હાલ એમના કુલનો છેલ્લો પુરુષ આ નગરમાં રાજ્ય કરે છે. તેમનું પ્રતાપી નામ વિભાવસુ છે. તેમને પુત્ર પુત્રીરૂપ પ્રજા નથી. રાજા અને રાણી બંને વૃદ્ધ થયાં છે. એમના કુલમાં રાજ્યનો અધિકારી કોઈ પુરુષ નથી. આ અમારા રાજાને તથા રાણીને પ્રજા નહિ હોવાથી એમણે પ્રજાઅર્થે ઘણા ઉપાયો કરયા. જેણે આવીને

જે જે ઉપાયો જણાવ્યા તે સર્વે ઉપાયો કરચા અને પુણ્યદાનમાં અગણિત ધન વાવર્યું. એટલું કરતાં પણ જ્યારે એમને પ્રજા પ્રાપ્ત ન થઈ ત્યારે એમણે પ્રજાની કામના ત્યજીને નિષ્કામ કર્મરૂપ પુણ્યદાન કરચું, અને પરમેશ્વરનું આરાધન જારી રાખ્યું. એ પ્રમાણે ઘણાં વર્ષ નીકળી ગયાં, અને રાજારાણી વૃદ્ધાવસ્થાથી છેક શિથિલ થઈ ગયાં. થોડા દિવસપૂર્વે આ અમારા નગરમાં એક મોટો તપસ્વીજેવો કોઇ પુરુષ આવી ચઢયો હતો. તેની આખા નગરમાં પ્રસિદ્ધિ થઈ, અને આખા નગરની પ્રજા તેનાં દર્શન કરવા જવા લાગી. તે જાણી પ્રધાનઆદિ સર્વ સત્તાધીશ પુરુષો પણ તેમનાં દર્શન કરવા ગયા. પ્રધાને રાજાને સમાચાર જણાવ્યા, તેથી રાજા પણ નરવાહનમાં બેશીને તે મહાપુરુષનાં દર્શન કરવા ગયા. રાજાએ પ્રથમથી જો કે જાણ્યું હતું કે આ પુરુષ કોઈની સાથે બોલતા નથી તો પણ અમારા શ્રીવિભાવસુ મહારાજે તેમને પૂછ્યું કે મહારાજ ! આપ સર્વ જાણનાર છો તેથી કહો કે આ રાજ્ય મારે હવે કોને આપવું ? મારા કુલમાં રાજ્યાધિકારી કોઈ નથી. હું એવા કયા પુરુષને રાજ્યાધિકાર આપું કે જેથી આ મારી સ્વધર્માચરણી પ્રજા સુખી થાય, અને અધર્મથી તથા અધર્મીઓથી પીડાય નહિ.

આ પ્રકારનાં વચનો બોલીને અમારા રાજા મૌન રહ્યા તો પણ તે તપસ્વી પુરુષ કાંઈ બોલ્યા નહિ ત્યારે અમારા રાજા ફરીથી બોલ્યાઃ હે મહામુનિ ! અમે આ વાર્તા કેવલ અમારા હિતમાટે પૂછતા નથી, પણ સર્વના હિતમાટે પૂછીએ છીએ. આ નગરમાં લક્ષાવધિ મનુષ્ય વસે છે, તેમાં કોઈ ને આ ક્ષણસુધી મેં હજી પૂછ્યું નથી, પણ આપ પૂછવાયોગ્ય છો, અને અમારા ઉપર અનુગ્રહ કરીને આપ આ નગરમાં સર્વને દર્શન આપી કૃતાર્થ કરવા પધારચા છો, તો આપને પૂછીએ છીએ. માટે દયાદષ્ટિ કરો, અને જે ઘટિત જણાય તે ઉત્તર આપો. આ વચનો સાંભળીને પછી તે તપસ્વી હસિત વદનથી બોલ્યાઃ હે રાજન્ ! આ જગતમાં સર્વ ઉપાધિથી રહિત રહેવાની ઇચ્છાવાળા છતાં અમે કોઈ કોઈવાર અદૃષ્ટના પ્રેર્યા જનસમુદાયમાં તણાયા આવીએ છીએ. જો અમે ઉત્તર આપવાની જ ઇચ્છા કરીએ તો આ વિશ્વમાં સ્થલે સ્થલે અમને પૂછનારની સંખ્યા ઓછી નિકળે નહિ. આ જીવોની ઇચ્છા અપાર છે. તે સર્વની સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરવા વૃત્તિને અમે વેગ આપીએ તો અમે ઇચ્છારહિત થવા નિકળેલા છતાં ઇચ્છારહિત થઈ શકીએ નહિ, અને સર્વ જીવોની સર્વ ઇચ્છા કાંઈ પૂર્ણ પણ કરી શકીએ નહિ. માટે અમારા જેવાને તો મૌન જ શ્રેષ્ઠ છે. વાણીમાં સત્યનો વાસ

કરવો એ મોટું તપ છે. અનૃત એટલે જૂઠું બોલવું એ સમાન કોઈ મોટું પાપ નથી. આ વાણીસ્થાનોમાંથી જો વચનોનો પ્રવાહ ચાલતો રહે તો તે સર્વે શબ્દ સત્ય વચનરૂપ હોવા કાંઈ સંભવતા નથી. પ્રવૃત્તિમાત્ર દોષયુક્ત છે. આ કારણથી કેવલ સત્યના નિર્વાહથી સિદ્ધ થતા વાઙ્મય તપમાટે જ આ વાણીના નિરોધને અમે સેવીએ છીએ. જે જે મનુષ્યો મર્યાદા રાખ્યા વિના અધિક બોલે છે તે મનુષ્યો પોતાના દૈવી બલને ન્યૂન કરે છે એમાં સન્દેહ નથી. અધિક વ્યવહારના સંગી થવાથી અધિક બોલવાની આવશ્યકતા રહે છે, અને તે અધિક અનર્થ ઉપજાવે છે. માટે ખરું જોતાં તો આ વ્યવહારનાં સંગી સર્વ મનુષ્યોએ પણ રાત્રદિવસમાં બોલવાની મર્યાદા બાંધવી જોઈએ. કોઈ કોઈ મનુષ્યો એમ સમજે છે કે ઓછું બોલવાથી વ્યવહારની સિદ્ધિ ઘટિત પ્રકારે થતી નથી, પણ તે સમજ અધિક યોગ્ય નથી. ઓછું અને પ્રમાણસર બોલનાર પુરુષની ખ્યાતિ થયા પછી વિશેષે કરીને સર્વ મનુષ્ય તેના પ્રમાણિકપણાને જાણી જાય છે, અને તેથી તે ઓછું પણ યોગ્ય વદનાર છે એમ નિશ્ચય કરીને સર્વ મનુષ્યો તેની સાથે નિઃશંકપણે યોગ્ય વ્યવહાર કરે છે. માટે વ્યવહારના સંગીઓ પણ મિત ભાષણ કરે તો તેથી તેમના વ્યવહારને હાનિ થતી નથી.

હે પૃથ્વીપતિ ! આ તમારી મર્યાદામાં મારો પ્રવેશ છે. તમે કોઈ ઉગ્ર પુણ્યવાન્ વૃદ્ધ પુરુષ છો, અને તમે અધિક અંશે નિષ્કામ સરખા થયા છો તેથી તેમ જ હવે મારે આ સ્થાન ત્યજી વિચરવું છે તેથી તમારી સાથે આ થોડું બોલવું મેં યોગ્ય ગણ્યું છે. વળી હે પ્રજાપતિ ! જે જે પુરુષ જે જે વ્યવહારમાં નિમિત્તકારણરૂપ હોય છે તે તે વ્યવહાર સિદ્ધ થવામાં નિમિત્તકારણરૂપે તેની દૈવબલથી પણ પ્રવૃત્તિ થાય છે. આ કારણથી પણ મારું આ સ્થલે આવવું તથા બોલવું થયું છે. આ જે સ્થિતિમાં હું છું તે સ્થિતિ દોષમાત્રનો જય કરવાની છે. તેથી દોષરૂપ પ્રવૃત્તિ કદાચિત્ દૈવબલથી થવી હોય છે તો પણ મારે તેના વિરોધી બલવડે તે દૈવબલનો પ્રતિબંધ કરીને તે દોષરૂપ પ્રવૃત્તિથી અવશ્ય મુક્ત રહેવું ઘટે છે, અને મારા સંકલ્પના સમયથી આજસુધી તે પ્રમાણે દોષમુક્ત રહ્યો છું. આગળ તો ઈશ્વરસત્તા બલવતી ગણી મારા સંબન્ધમાં કેમ થશે એ કહી શકાતું નથી. તો પણ મને ઇષ્ટાનુગ્રહથી મારા નિશ્ચયથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવશે નહિ જ, એવો મને દૃઢ વિશ્વાસ છે. હે સ્વધર્માચરણી પ્રજાપાલક ! હવે તમને ઘટિત ઉત્તર આપું છું, તેમાં જો વિશ્વાસ રહે તો તે પ્રમાણે પ્રસન્નતાથી કરજો.

હે જગતના તત્ત્વને જાણનારા ! તમે જાણો છો કે પ્રાપ્ત કરનારા તથા

ભોગવનારાના પ્રાપ્ત ભોગશેષનો ભોક્તા તેના કુલનો જ થાય છે એવો અચલ નિયમ આ જગત્માં નથી. અને તેથી સર્વ ભોક્તાએ પોતાના ભોગપદાર્થ-શેષનો અધિકારી પોતાના કુલમાં પ્રકટેલો પુરુષ જ થશે એવી દૃઢ આશા બાંધવી નહિ. પરસ્પરના કર્મસંબન્ધથી ભોગભોક્તા અને અધિકારીનો યોગ થાય છે. માટે હે રાજન્! પોતાના કુલમાં અધિકારી ભોક્તા ન હોવાથી ચિન્તામગ્ન રહેશો નહિ.

સંસારમાં પદાર્થોની ગતિ વિલક્ષણ છે. કોઈ પદાર્થને એક પુરુષ શ્રમે કરીને પ્રાપ્ત કરે છે, અને તેને તે ભોગવી શકતો નથી; અને અન્ય પુરુષ અનાયાસ આકાશમાંથી આગળ આવી પડેલા ફલની પેઠે પ્રાપ્ત કરી ભોગવે છે. આ પ્રકારે આ તમારું રાજ્ય તમારા કુલમાં નહિ પ્રકટેલો કોઈ પુરુષ અનાયાસ પ્રાપ્ત કરનાર છે એમાં સન્દેહ નથી.

આ પ્રકારનાં વચન બોલીને તે મહાત્માએ રાજાને કહ્યું કે હવે મારે જે તમને કહેવાનું છે તે એકાંતમાં કહેવાનું છે. એમ કહીને એકલા અમારા રાજાનો હાથ ઝાલીને એકાંતમાં ગયા અને ત્યાં તેમણે બે જણાએ કંઈ વાર્તા કરી, અને પછી બહાર આવીને તે મહાતપસ્વી પુરુષ પોતાને માર્ગે ચાલતા થઈ ગયા, અને અમારા રાજા પણ પોતાને સ્થાને ગયા.

**વિજયા :** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી નિયમ-પ્રમાણે પદ બોલે છે.)

પદ. ગરબી.

સખિઓ ! આ સંસાર અસાર પ્રવાહમાં,
સારરૂપ છે જગદીશ્વરનું જ્ઞાન જો ;
માટે જન્મ ધરી, તે યત્ને પામવું,
ત્યજી આ મિથ્યા મોહ અને અભિમાન જો ; સખિઓ૦

જન્મ અને મૃત્યુ આ જીવને તાણતાં,
કર્મબલે આ જીવથી નવ છૂટાય જો ;
માટે કોપ દહીને સત્વર કર્મનો,
જ્ઞાને જીવ આ સુખમય સ્વરૂપે શમાય જો ; સખિઓ૦

જવ લગી મોહમમત્વ ન ત્યજતા જીવ આ,
તવ લગી ક્યાંથી સુખસ્વરૂપની આશ જો ;
માટે દોષ ત્યજી આ દુઃખથી છૂટવું,
દોષ ન છૂટયે અંતે થાવું નિરાશ જો ; સખિઓ૦

અજ્ઞાને મદમાતા જીવ દોષે વહે,
હરિગુરુના આશ્રયવિણ પામે ક્લેશ જો ;
આપબલે અજ્ઞાન ન શાંત થતું કદી,
માટે ગ્રહો સુખ ગુરુહરિ ભજી તજી દ્વેષ જો ; સખિઓ૦
સ્વધર્મના આશ્રયથી કરવી સન્મતિ,
તેથી સુકર્મો રચી હરવા સઉ દોષ જો ;
ગુરુસત્શાસ્ત્રવડે ગ્રહી ઉત્તમ યુક્તિઓ,
વિજયા પ્રભુપદ લહી ધરવો સંતોષ જો ; સખિઓ૦

**ભાગી૦ :** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે)

**ચંચળા :** હે વિજયાલક્ષ્મીબહેન ! આ બચારા **શ્રીસાગર**ને કંઈ ઠેકાણે પાડયો હોત ને પછી બંધ કરયું હોત તોએ સારું. બચારા દુઃખીયાને વળી રઝળતો મૂકયો તે.

**પારવતી :** જુઓ ચંચળવહુ ! દુઃખીયાં માણસનું વહેલું ઠેકાણું નથી પડતું. તેને બચારાને જ્યાં જાય ત્યાં આગળ આગળ દુઃખ આવે છે જ. પણ હવે ભગવાન્ કરશે તો એનું તો ઠેકાણું પડ્યું જ જાણવું.

**ભાગી૦ :** જુઓ ચંચળબહેન ! એનું ઠેકાણું પડતાં હજી વિલંબ થાય એવું હશે, અને આપણો નિત્યનો સમય થઇ ગયો એટલે શું કરે ? લો ચાલો ત્યારે હવે આપણે સઉ ઉઠીએ. કારણ કે પાછો પરવારતાં કથાનો સમય થશે. (વારા ફરતી સર્વ ઉઠીને પોતપોતાને ઘેર જાય છે.)

**દાસ :** (દુકાને બેઠા બેઠા કૃષ્ણદાસને જતા જોઈને મોટેથી) ઓ માસ્તર ! ઓ કિસનલાલ માસ્તર ! આવો આવો, લગાર આમ તો આવો ભાઈ !

**કૃષ્ણ૦ :** (પાસે આવીને) કેમ સેઠ સાહેબ ! સો હુકમ છે ? કેમ હવે ઘેર આવો છો કેની ?

**દાસ :** આવો તો ખરા. લગાર પાનસોપારી ખાઓ. પછી આપણે સાથે જઈએ.

**કૃષ્ણ૦ :** (ઉપર જઈને બેસતાં) સેઠ ! આપનો ધંધો બહુ સારો છે. ગાદીતકીએ સુતાં બેસતાં દહાડો કાઢવો ને ખાસાં નાણાં પેદા કરવાં !

**દાસ :** જુઓ ભાઈ ! એ તો નસીબની વાત છે. પૈસો પેદા કરવો એ કંઈ માણસના હાથમાં નથી, સમજ્યા કેની ? એમાં તો ભગવાનની દયા જોઈએ.

કૃષ્ણ૦ : સેઠ ! માફ કરજો. આપ ઘડીકમાં તો નસીબની વાત કહો છો ને ઘડીમાં કહો છો કે ભગવાનની દયા; તો પછી એ બેમાંથી ખરું સું તે કંઈ સાલું સમજાતું નથી.

દાસ : જુઓ મારા મહેરબાન ! એમાં કંઈ લાંબી પહોંચનું કામ નથી. મારા સમજવાપરમાને તો એ બંને વાત સાચી છે. સમંજન પડી કેની ? જ્યારે આપને સારી કરની કરીએ ત્યારે ભગવાનની દયા અને સારું નસીબ એ બંને વાત મલે છે. તે પાછી કંઈ થતું નથી. સાસ્તરપુરાનમાં પન ખરું જોતાં એમ જ છે.

કૃષ્ણ૦ : એ લાંબી લાંબી વાતોમાં મને સમજ નહિ પડે. ટુંકામાં એમ જ કહોની કે આપણી સારી કરણીથી બધું થાય છે. કેમ એમ જ કેની ?

દાસ : ભાઈ ! તમે કહો તેમ મારાથી હા કેમ કહેવાય ? તમે તો કહો છો કે આપની સારી કરનીથી બધું થાય. પન હું તમને એમ પૂછું કે બધું તે સું થાય ? કહો વારુ આપની સારી કરનીથી આ જગત્ પેદા થાય કે આપની કરનીથી કંઈ જમીનઆસમાન બંધાય કે એકલી આપની કરનીથી કંઈ આખા જગત્‌નું દુ:ખ મતાડાય ? બધું થાય કહો છો તે બધાનો માયનો તમે સું કરો છો, તે લગાર કહેસો મહેરબાન ! ના ના લગાર મહેરબાની કરીને કહો તો ખરા માસ્તર ! કે બધું થાય એટલે તે સું ?

કૃષ્ણ૦ : જુઓ મહેરબાન ! બધાનો અર્થ તમને નહિ સમજાયો તો કહું છું કે બધું એટલે ઘરબાર, બૈરાંછોકરાં, પૈસોટકો, ખાનપાન, કપડાં-લત્તાં, ઘરેણાંગાંઠાં ને આબરુઈજ્જત. કેમ હવે તો સમજ્યા કેની ? બધાનો અર્થ તો આમ છે. સેઠ ! બધું એટલે કંઈ જમીનઆસમાન સમજવાનું નથી હોં. સબ્દના અર્થ તો ચાલતો પ્રસંગ જોઈને લગાર અક્કલ પહોંચાડીને કરવાના છે. કંઈ ફેંકાફેંકી કરવાનું નથી. સમજ્યા કેની ?

દાસ : જુઓ ભાઈ ! એ તો બધુંએ અમે સમજીએ છીએ. પન લગાર તો વિચાર કરો કે તમે કહ્યું એ બધું એ તે એમ એકીદમ મલે છે ? જે જે કરમનું જે જે ફલ હોય છે તે તે પદારથ જ તે કરમથી તો મલે છે. સારી કરની કંઈ એક જાતની નથી, સમજ્યા કેની ? તમે તો જાનો જે એકદમ લાડુ ખાઈએ, પન એ તો કડકી કડકી કરતાં ખવાય છે ! જુઓ આમ ધ્યાન પ્હોંચાડો ભાઈ ! હું કહું તેપર લગાર ધ્યાન પ્હોંચાડો. કહેવાનો મુદ્દો એમ છે કે કરમ કંઈ એક જાતનાં નથી. કોઈ કરમ તો પૈસો જ આપે છે. કોઈ કરમ તો ઘરબાર આપે છે. કોઈ કરની તો સારું સરીર આપે છે.

કોઈ તો સારી બુદ્ધિ આપે છે. કોઈ તો બૈરું, કોઈ તો છોકરાં એમ જૂદી જૂદી કરનીથી જૂદાં જૂદાં ફલ થાય છે. કંઈ એક કરમથી બધું ફલ મલતું નથી, સમજ્યા કેની ?

**કૃષ્ણ૦ :** સેઠ ! આવી આવી વાતો કરીને તો કોઈ નાનાં નાનાં છોકરાં હોય તેને સમજાવો. આમ મને સું સમજાવો છો ? કેમ આપ જ બહુ સમજો છો ને અમે તે કંઈ છેક મૂરખ છીએ કે સું ?

**દાસ :** અરે માસ્તર ! એમ સું બોલો છો ? મારાથી તમને મૂરખ કહેવાય ? એ તો તમે દાના છો તે પોતાની મેલે જ જે સમજો તે ખરું. લો ચાલો ત્યારે હવે આપણે રસ્તે ચાલતાં વાતચીત કરસું લો પાન ખાઓ. (પાન સોપારી આપીને) માસ્તર દુઃખ ના લગાડસો. આ સંસાર તો ઉંડો દરિયો છે. નબલાપાતલાં એનો પાર પામવા જાય તો માંહ્ય દુખી જ મરે. તમારા મારા જેવાના એમાં આસરા લાગે નહિ ! સમજ્યા કેની ? ( એમ બોલી દુકાનેથી બંને રસ્તે પડે છે. )

**કૃષ્ણ૦ :** (રસ્તે ચાલતાં) જુઓ સેઠ ! એમાં દુઃખ લગાડવાની વાત નથી. પણ વગર સમજણની કોઈ ટેચ કરે તે સાલી ના ખમાય ! સમજ્યા કેની !

**દાસ :** જીવતા રહો મહેરબાન ! હવે જે બોલ્યા તે લાખ રુપિયાની વાત બોલ્યા. આ મુદ્દો જો સમજાય તો માનસ થોડા દા'ડામાં પાર ઉતરી જાય.

**કૃષ્ણ૦ :** ( પોતાના ભાવથી ઉલટા ભાવનો જવાબ મળવાથી લગાર ચીડાઈ) અરે સેઠ ! પાર પડવું તે કંઈ રસ્તામાં પડયું છે ?

**દાસ :** જુઓ માસ્તર ! તમે સઉ વાતના જાણ થઈને કેમ ભૂલો છો? બધી વાત રસ્તામાં જ પડી છે. રસ્તાથી બહાર કંઈજ નથી. આ આખો સંસાર રસ્તે રસ્તે જ ચાલે છે. સમજ્યા કેની ? જો દરેક વાતનો રસ્તો ના હોય તો સઉ અખડાઈ ના પડે ?

**કૃષ્ણ૦ :** જુઓ સેઠ ! દુઃખ ના માનસો હોં. હું કહું છું કે સમજનવાલા સો માનસજોડે વાત કરવી સારી, પન અણસમજુ એકની સાથે માથાફોડ કરવી ખોટી.

**દાસ :** આ વાત માસ્તર ! તમે ચાલીસ સેરની કહી. મારો મત પન એવો જ છે. સાલું 'ગાંડનું ખાવું ને ગાંડાસાથે જવું,' એવું કોને કહ્યું છે ? [ આમ બોલતાં ઘરનો માર્ગ ફંટાયાથી એક બીજાને જે ગોપાલ

કરી જૂદા પડે છે, અને પોતપોતાને ઘેર જઈ ખાઈ પરવારીને કથાનો સમય થયેથી ભટ્ટજીને ઘેર કથા શ્રવણ કરવા જાય છે.]

**વિઠ્ઠલજી :** (દાસને આવ્યા જોઈ) કેમ શેઠ ! આજે મોડું થયું ? લો પધારો, તમારા વગર આ બધું અટકી પડયું છે.

**દાસ :** માફ કરજો ભાઈ સાહેબ સરવે. લો ચાલો, બોલો સી ગોરધનનાથકી જે. ગોપીજનવલ્લભકી જે. (સઉ બોલે છે.) લો વિઠ્ઠલજી ! દયા કરીને બોલો કાલે કાંથી અટકયું છે તે, એટલે પછી ભટજી આરંભ કરે.

**વિઠ્ઠલજી :** કાલે તો તે સ્ત્રિયોની સભામાં ભાષણ કરતાં દેવજ્ઞાએ એમ કહ્યુ હતું કે હે સખિઓ ! અનેક શાસ્ત્રવચનોથી તેમ જ યુક્તિથી વિચારી જોતાં આપણને સ્ત્રીજાતિને મોક્ષપર્યંતના સર્વ પુરુષાર્થની સિદ્ધિનો અધિકાર પુરુષની પેઠે છે એમ સ્પષ્ટ થાય છે. ત્યાગાશ્રમનો પણ અધિકાર છે, જેથી ઘણા અજ્ઞ મનુષ્યો શાસ્ત્રકારે સ્ત્રીજાતિને કાંઈ અધિકાર આપ્યો નથી એવો જે દોષારોપ કરે છે તે વ્યર્થ છે. પૂર્વમહાપુરુષોએ નિષ્પક્ષપાતપણે સર્વ મનુષ્યોને યોગ્યતાનો વિચાર કરી ઘટિત અધિકાર આપ્યો છે એમાં સન્દેહસરખું નથી એમ છતાં કેટલાક, સ્ત્રિયોના અધિકારસંબન્ધના નિયમો જાણે પુરુષોએ પક્ષપાતથી સ્ત્રિયોની અધિકારમાં ગૌણતા સ્વીકારીને બાંધ્યા હોય એમ ભાસે છે, પણ યોગ્ય વિચારે જોવાથી તેમ સિદ્ધ થવું કઠિન છે. જેમ પોતાના હિતાહિતની સમજણવિનાના બાલકોને માતાપિતાવડે પ્રવર્તાવાતા તેમના સંબન્ધના નિયમો અયોગ્ય કે કઠિન ભાસે છે, પણ યોગ્ય વય તથા વિચાર પ્રાપ્ત થયા પછી પોતાના બાલકોને શિક્ષણ આપવાના સમયે તેના તે જ નિયમો યોગ્ય ભાસે છે, તેમ યોગ્ય સમયે આપણને સ્ત્રિયોને તથા યોગ્યતાવાળા પુરુષોને તે સર્વ નિયમો યોગ્ય ભાસે એવા હોય તો પ્રથમ અજ્ઞાનાવસ્થામાં તે શાસ્ત્રપ્રતિપાદિત નિયમોની અયોગ્યતા નિશ્ચય કરવા છતાં ખરી રીતે તે અયોગ્ય ઠરતા કે ગણાતા નથી. જેથી આ ક્ષણપર્યંત અને હવે પછી પણ જે જે શાસ્ત્રના લેખના સંબન્ધથી મેં કહ્યુ છે ને કહીશ, તે તે સર્વમાં જ્યાંસુધી આપણે ગુણદોષના યથાર્થ વિચારવડે દુષ્ટતા સિદ્ધ કરીએ નહિ, ત્યાં સુધી તેની દુષ્ટતા માનવી નહિ. જો વગરવિચારચે આપણે યોગ્યમાં અયોગ્યબુદ્ધિ કરીએ તો તેમાં આપણી જ દુષ્ટતા ઠરે છે. માટે કોઇએ કોઈ પ્રસંગસંબન્ધે પણ પ્રથમથી

જ મિથ્યા વિરોધ માનવો નહિ. હજી આગળ આપણા સ્ત્રિયોના સંબન્ધમાં શાસ્ત્રે કહેલાં વચનનો ભાવ જે છે તે સર્વ હું કહીશ, અને પછી તેના ગુણદોષસંબન્ધમાં ઘટિત વિચાર પ્રકટ કરીશ. આજે તો હવે સમય થવાથી મારું બોલવું બંધ કરું છું. એટલું બોલ્યા પછી સર્વ પોતપોતાને સ્થાને ગયાં હતાં.

મનોહર: (ઇષ્ટસ્મરણ કરીને) પછી બીજે દિવસે સરસ્વતીને નિવૃત્તિના સમયે તેના પતિ યજ્ઞપુરુષ કથા કહેવાને આવીને પોતાના સ્થાનકે બેઠા.

સરસ્વતીએ કહ્યું: હે ભગવન્! મારી એટલી પ્રાર્થના છે કે કાલે અપૂર્ણ રાખેલો દૈવજ્ઞાનો બોધ જ આગળ આજે મારે શ્રવણ કરવાની ઇચ્છા છે. અમારા સ્ત્રિયોના સંબન્ધમાં તેનું વ્યાખ્યાન હોવાથી બીજે દિવસે તેણે જે વ્યાખ્યાન કર્યું હોય તે પ્રથમ કહીને પશ્ચાત્ તેના પતિએ પુરુષોની સભામાં બીજે દિવસે કહેલાં બોધવચનને શ્રવણ કરાવવાને આપ કૃપા કરો.

યજ્ઞપુરુષ કહે છે: હે ભદ્રે! જેમ તારી ઇચ્છા છે તે રીતે હું તને કહીશ. બીજા દિવસનું દૈવજ્ઞાનું વ્યાખ્યાન કહ્યા પછી પુરુષોપ્રતિના બીજા દિવસના બોધને કહીશ. તું સાવધાનતાથી શ્રવણ કર. બીજે દિવસે નિયમપ્રમાણે રાજપત્ની તથા નગરની અન્ય સ્ત્રિયો સમયપૂર્વે સભામાં આવ્યાં. પછી દૈવજ્ઞા પણ આવીને પોતાને આસને બેઠાં. પછી તેમણે સ્વસ્થ થઈને બોલવાનો આ પ્રકારે આરંભ કર્યો.

દૈવજ્ઞા કહે છે: પ્રિય બહેનો! આપણને સ્ત્રિયોને શાસ્ત્રકારે સંન્યાસનો અધિકાર આપ્યો છે એટલું જ જાણવા માત્રથી કાંઈ કૃતકૃત્ય થવાનું નથી. પુરુષોને કે સ્ત્રીને પણ ત્યાગાશ્રમ સેવવો ઘણો કઠિન છે. ત્યાગાશ્રમનો અધિકાર આવવો પણ સર્વને કઠિન છે. આ સ્થળે પ્રસંગ પ્રાપ્ત હોવાથી સૂક્ષ્મમાં સંન્યાસના અધિકારસંબન્ધમાં તથા ત્યાગીના ધર્મના સંબંધમાં થોડાં વચનો વદું છું તે સઉએ અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે.

આ સંસારમાં નાના પ્રકારના વિષયોમાં પ્રીતિવડે બંધાયલાં વિષયાસક્ત મનુષ્યો ત્યાગનાં વાસ્તવ અધિકારી નથી. જે મનુષ્યોને આ સર્વ દૃશ્યવિષયોમાં વિષયપદાર્થજન્ય સુખની દૃઢ અસ્પૃહા પ્રાપ્ત હોય છે, તેવાં જ મનુષ્યો વિરાગવાળાં હોવાથી ત્યાગનાં અધિકારી ગણાય છે.

આ લોકમાં જન્મ ધારણ કરીને અનેક પ્રકારનાં દુઃખોને ભોગવતાં છતાં જેમને, વિષયો કેવલ દુઃખના જ આપનાર છે, તેથી કદાચિત્

કરી જૂદા પડે છે, અને પોતપોતાને ઘેર જઈ ખાઈ પરવારીને કથાનો સમય થયેથી ભટ્ટજીને ઘેર કથા શ્રવણ કરવા જાય છે.]

**વિઠ્ઠલજી :** (દાસને આવ્યા જોઈ) કેમ શેઠ ! આજે મોડું થયું ? લો પધારો, તમારા વગર આ બધું અટકી પડયું છે.

**દાસ :** માફ કરજો ભાઈ સાહેબ સરવે. લો ચાલો, બોલો સી ગોરધનનાથકી જે. ગોપીજનવલ્લભકી જે. (સઉ બોલે છે.) લો વિઠ્ઠલજી ! દયા કરીને બોલો કાલે કાંથી અટક્યું છે તે, એટલે પછી ભટજી આરંભ કરે.

**વિઠ્ઠલજી :** કાલે તો તે સ્ત્રિયોની સભામાં ભાષણ કરતાં દેવજ્ઞાએ એમ કહ્યુ હતું કે હે સખિઓ ! અનેક શાસ્ત્રવચનોથી તેમ જ યુક્તિથી વિચારી જોતાં આપણને સ્ત્રીજાતિને મોક્ષપર્યંતના સર્વ પુરુષાર્થની સિદ્ધિનો અધિકાર પુરુષની પેઠે છે એમ સ્પષ્ટ થાય છે. ત્યાગાશ્રમનો પણ અધિકાર છે, જેથી ઘણા અજ્ઞ મનુષ્યો શાસ્ત્રકારે સ્ત્રીજાતિને કાંઈ અધિકાર આપ્યો નથી એવો જે દોષારોપ કરે છે તે વ્યર્થ છે. પૂર્વમહાપુરુષોએ નિષ્પક્ષપાતપણે સર્વ મનુષ્યોને યોગ્યતાનો વિચાર કરી ઘટિત અધિકાર આપ્યો છે એમાં સન્દેહસરખું નથી એમ છતાં કેટલાક, સ્ત્રિયોના અધિકારસંબન્ધના નિયમો જાણે પુરુષોએ પક્ષપાતથી સ્ત્રિયોની અધિકારમાં ગૌણતા સ્વીકારીને બાંધ્યા હોય એમ ભાસે છે, પણ યોગ્ય વિચારે જોવાથી તેમ સિદ્ધ થવું કઠિન છે. જેમ પોતાના હિતાહિતની સમજણવિનાના બાલકોને માતાપિતાવડે પ્રવર્તાવાતા તેમના સંબન્ધના નિયમો અયોગ્ય કે કઠિન ભાસે છે, પણ યોગ્ય વય તથા વિચાર પ્રાપ્ત થયા પછી પોતાના બાલકોને શિક્ષણ આપવાના સમયે તેના તે જ નિયમો યોગ્ય ભાસે છે, તેમ યોગ્ય સમયે આપણને સ્ત્રિયોને તથા યોગ્યતાવાળા પુરુષોને તે સર્વ નિયમો યોગ્ય ભાસે એવા હોય તો પ્રથમ અજ્ઞાનાવસ્થામાં તે શાસ્ત્રપ્રતિપાદિત નિયમોની અયોગ્યતા નિશ્ચય કરવા છતાં ખરી રીતે તે અયોગ્ય ઠરતા કે ગણાતા નથી. જેથી આ ક્ષણપર્યંત અને હવે પછી પણ જે જે શાસ્ત્રના લેખના સંબન્ધથી મેં કહ્યુ છે ને કહીશ, તે તે સર્વમાં જ્યાંસુધી આપણે ગુણદોષના યથાર્થ વિચારવડે દુષ્ટતા સિદ્ધ કરીએ નહિ, ત્યાં સુધી તેની દુષ્ટતા માનવી નહિ. જો વગરવિચારથે આપણે યોગ્યમાં અયોગ્યબુદ્ધિ કરીએ તો તેમાં આપણી જ દુષ્ટતા ઠરે છે. માટે કોઇએ કોઈ પ્રસંગસંબન્ધે પણ પ્રથમથી

જે મહાત્મા પોતે અભયને પામીને સર્વ ભૂતોને અભય આપતાં દશ્ય પદાર્થમાત્રમાંથી સુખબુદ્ધિ ત્યજીને નિર્મોહપણે ગૃહસ્થાશ્રમમાંથી નિકળીને ત્યાગાશ્રમને સ્વીકારે છે તે બ્રહ્મવિદ્ મહાત્માઓ નિત્યપ્રકાશસ્વરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત રહે છે.

જે મહા પુરુષથી અણુમાત્ર પણ ભય કોઈ પ્રાણિને થતું નથી તે મહાપુરુષ આ દેહપર્યંત તથા દેહપતનપછી પણ સદા નિર્ભય પદને પ્રાપ્ત રહે છે.

જે પુરુષે ગૃહનો ત્યાગ કરીને સંન્યાસાશ્રમ લીધો છે તે પુરુષે દંડકમંડલુઆદિ પવિત્ર વસ્તુરૂપ ચિહ્નોથી યુક્ત રહીને પોતાના સમીપ અનાયાસ પણ આવી પ્રાપ્ત થતા વિષયપદાર્થમાં સદા સ્પૃહારહિત રહેવું. કદાચિત્ પણ તે પદાર્થોમાં આસક્ત થવું નહિ, અર્થાત્ શોભાવાળાં પાત્રવસ્ત્રાદિમાં પણ વૃત્તિને લિપ્ત થવા દેવી નહિ.

જે પુરુષ સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન તથા સ્વજનાદિ સર્વના આશ્રયનો ત્યાગ કરીને સ્વતંત્રપણે મોક્ષરૂપ સિદ્ધિને અર્થે એકાકી વિચરે છે તે જ સર્વસંગરહિત પુરુષને મોક્ષ પ્રાપ્ત થાય છે. એવા દૃઢ નિશ્ચયવાળો પુરુષ સ્ત્રીપુત્રધનાદિના વિયોગથી પોતે પોતાની મેળે તેમનું સ્મરણ કરીને દુઃખી થતો નથી. તેમ જ કોઈએ પણ તે પુરુષને તે ભૂતપ્રતિબંધાદિ નિમિત્તો સ્મૃતિમાં પ્રાપ્ત કરીને દુઃખનો અનુભવ કરાવી શકાતો નથી. કારણ કે ત્યાગાશ્રમગ્રહણસમયે જ તેના પ્રાપ્ત અધિકારથી તે પુરુષ આપ્તકામસરખો અપેક્ષારહિત હોય છે.

અંતરૂઅગ્નિમાં અગ્નિનું સમર્પણ કરીને સંન્યાસી થયેલા પુરુષે ગ્રામમાં ગૃહ કરીને કદાચિત્ પણ રહેવું નહિ. આપત્તિસમયે પણ પોતે અગ્નિ સળગાવી પાક કરીને જમવું નહિ. માત્ર તૈયાર ભિક્ષા મેળવવા જેટલો જ સમય ગ્રામનો કે ગૃહીના સ્થાનનો ત્યાગીએ આશ્રય કરવો. પછી તત્કાલ અરણ્યે, વૃક્ષના મૂલે કે તેવે જ એકાંત સ્થલે જઈને વાસ કરવો. એક રાત માત્ર ગ્રામનો આશ્રય કરવાનું, તે પણ સ્વસ્થનાઅર્થે નહિ પણ માત્ર ભિક્ષાઅર્થે જ સમજવું. પ્રારબ્ધાનુસાર ભિક્ષા મળે તેમાં પરમ સંતોષ માનવો. પ્રાપ્ત થતા ભિક્ષાદિ વિહિત પદાર્થમાં પણ આસક્તિરહિત રહેવું. દ્રવ્યાદિનો પ્રાણસંકટે પણ સંગ્રહ કરવો નહિ. સંન્યાસીએ તો માત્ર પોતાની મતિ સ્થિર રાખીને ભિક્ષાના સમયવિનાના સર્વ સમયમાં સમા-

ક્ષિતત્પર રહેવું. જેમ સેવક સેવ્યની આજ્ઞાની વાટ જોતો કર્તવ્યકર્મમાં વળગ્યો રહે છે તેમ સંન્યાસીએ તો દેહપતનના સમયની વાટ જોતાં પોતાનું કર્તવ્ય જે આત્માનુસંધાન તે જ સંયમવડે સેવતા રહેવું. કોઈ નિમિત્તથી પણ સંન્યાસાશ્રમીએ અધિક જીવવાની કે તત્કાલ મરણને પ્રાપ્ત થવાની ઇચ્છાને સેવવી નહિ. વર્ષાઋતુમાં અસંખ્ય ક્ષુદ્ર જંતુઓની ઉત્પત્તિ થતી પ્રતીત થાય છે અને તે પ્રાણિઓ મનુષ્યોના વિચરવાથી હણાવાનો સંભવ હોય છે, માટે ભૂતમાત્રને અભય આપવારૂપ ધર્મનું પાલન કરનાર સંન્યાસીએ ભૂતમાત્રની દયાને અર્થે માત્ર વર્ષાઋતુ કોઈ પણ એક સ્થલમાં રહેવું અને બાકુ તો વર્ષા અને શરદ્ એ બે ઋતુપર્યંત અર્થાત્ વર્ષાકાલના ચાર માસ એક સ્થલે રહેવું, અને અન્ય દશ માસપર્યંત અથવા હેમંતથી તે ગ્રીષ્મ ઋતુસુધીના આઠ માસપર્યંત ભિન્ન ભિન્ન સ્થલે વિચરતા રહેવું.

સૂર્યાસ્ત થયાપછી સંન્યાસીએ પ્રવાસ કરવો નહિ, અર્થાત્ વિશેષ ફરહર પણ કરવી નહિ. ભૂમિઉપર પ્રથમ દૃષ્ટિ નાંખ્યાવિના પગ મૂકવો નહિ.

સંન્યાસીએ જે વાણી સત્ય રૂપ હોય, કોઈના પણ પ્રાણનો ઘાત ન કરનારી હોય; અન્ય કોઈ પ્રકારના પણ અનર્થને નહિ કરનારી હોય, પ્રિય તથા કોમલ હોય અર્થાત્ અપ્રિય અને કઠોર ન હોય, છલવાળી ન હોય, તથા પરસ્પર વિરોધ કરાવનારી કે કોઈની ચાડીરૂપ ન હોય તેવી પાપરહિત વાણી વદવી.

સંન્યાસીએ સદા મનની પવિત્રતાને સાવધાનપણે જાળવી રાખવી. સાક્ષાત્ પ્રયોજનવિના અધિક બોલવાના પ્રસંગો ઉપજાવીને બોલવું નહિ, કારણ કે વાણીનો પ્રવાહ વહેતો થવાથી દોષોની પ્રાપ્તિ થાય છે અને વાણીના દોષોથી મન પણ દૂષિત થાય છે.

શાસ્ત્રનું અતિક્રમણ કરતી વાણી વદનારપ્રતિ પણ, અર્થાત્ શાસ્ત્રવિરુદ્ધ વચનો બોલનારઉપર મનથી પણ ક્રોધ કરવો નહિ. જ્યાંસુધી દેહના આશ્રયમાં રહે ત્યાં સુધી કોઈની સાથે પણ શત્રુતા કરવી નહિ, તેમ જ અધર્માચરણીને પણ શત્રુરૂપ ગણવો નહિ.

સંન્યાસીએ પોતાના ઉપર ક્રોધ કરનાર મનુષ્યઉપર કે પોતાને તાડન કરનારઉપર પણ ક્રોધ કરવો નહિ. કોઈ દુષ્ટ મનુષ્ય તિરસ્કાર કરે તો તેની પણ સંન્યાસીએ કુશલતા ઇચ્છવી.

બ્રહ્મથી વ્યતિરિક્ત માયિક પદાર્થરૂપ વિષયોને વિષય કરતી એવી

કારણ કે ઇન્દ્રિયના નિરોધવડે તથા રાગદ્વેષાદિના ક્ષયવડે તેમ જ મન, વાણી તથી શરીરદ્વારા પ્રાણિમાત્રને અભય આપવાવડે જ અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. શુભાશુભ કર્મથી પ્રાપ્ત થતી પ્રાણિઓની ઊર્ધ્વ તથા અધોગતિઓપ્રતિ તેણે લક્ષ કરવું. પાપીઓની નરકમાં સ્થિતિ તથા યમલોકમાં પ્રાપ્ત થતી વેદનાઓનો તેણે વિચાર કરવો, કારણ કે એમ કરવાથી વિરાગ દૃઢ થાય છે.

પ્રિય પદાર્થોનો વિયોગ, અપ્રિય પ્રદાર્થોનો સંયોગ, જરાવડે શરીરનું શૈથિલ્ય, વ્યાધિથી ઉત્પન્ન થતી પીડા, એક દેહ ત્યજી અન્ય દેહનું ધારણ કરવા અર્થે ઉત્ક્રમણ, પુનઃ ગર્ભવાસ અને એમ અનંત યોનિઓમાં જીવાત્માની ગતિ, ઇત્યાદિ અનર્થપરંપરાનો તેણે વિચાર કરવો.

અધર્મથી ઉત્પન્ન થતા દુઃખના સંયોગનો તથા ધર્મથી પ્રાપ્ત થતા બ્રહ્મસાક્ષાત્કારજન્ય મોક્ષરૂપ અખંડ સુખનો તેણે વિચાર કરવો.

ચિત્તવૃત્તિનિરોધવડે પરમાત્માની અત્યંત સૂક્ષ્મતાનો તેણે અનુભવ કરવો, અને કર્માનુસાર ઉત્તમ તથા અધમ દેહોની પ્રાપ્તિ થાય છે એનો પણ યોગદ્વારા નિશ્ચય કરવો.

આશ્રમચિહ્નના અભાવથી ભ્રષ્ટજેવો ગણાતો હોય તોપણ સંન્યાસાશ્રમના જે જે અવાન્તર ભેદને પોતે ધારણ કરચો હોય તે તે અવાન્તર આશ્રમના ધર્મો પ્રીતિપૂર્વક પાળવા અને સર્વ પ્રાણિઓમાં સમબુદ્ધિ રાખવી; કેમકે ચિહ્નધારણથી જ કંઈ ધર્મસિદ્ધિ થતી નથી. આ વચનવડે યતિને બ્રહ્મચર્ય તથા વિરાગાદિ યતિના અંતરમાં ધારણ કરાતા ધર્મોને અવશ્ય પાલન કરવા જોઇએ, એમ કહ્યું છે, પણ કંઇ દંડાદિ ચિહ્નોને ત્યજી દેવાં કે તે વ્યર્થ છે એવો ભાવ ઉપજાવ્યો નથી.

જેમ કતકવૃક્ષનું ફલ જલમાં નાંખ્યું હોય તો જલને શુદ્ધ કરી પોતે પણ વિરમે છે, પણ તે ફલના નામગ્રહણમાત્રથી કંઈ જલદી શુદ્ધિ થતી નથી, તેમ આંતર સંન્યાસથી જ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે; કંઈ દંડાદિ ચિહ્નના ધારણમાત્રથી સ્વરૂપપ્રાપ્તિ થતી નથી. આથી સંન્યાસીએ સંયમાદિ સેવતા રહેવું, છતાં ભિક્ષા લેવા જવાનુ ભાન છે ત્યાંસુધી દંડાદિ ચિહ્નનો ત્યાગ કરવો ઉચિત નથી, એ સૂચવ્યું છે.

દિવસે, રાત્રે તથા પોતાના શરીરને પીડા થઈ હોય તે સમયે પણ યતિએ એવી રીતે ભૂમિઉપર સુવું, બેસવું વા વિચરવું કે જેથી પ્રાણીઓને પીડા થાય નહિ, કેમકે જંતુઓનું સંરક્ષણ એ યતિનો પ્રધાન ધર્મ છે.

દિવસે તથા રાત્રિએ અજ્ઞાનથી જે જન્તુઓની હિંસા થઈ હોય તે હિંસાના દોષથી મુક્ત થવા યતિએ સ્નાન કરી ૭ પ્રાણાયામ કરવા.

સપ્ત વ્યાહૃતિ તથા દશ પ્રણવયુક્ત ગાયત્રીવડે વા ત્રણ વ્યાહૃતિ તથા પ્રણવયુક્ત જો ત્રણ પણ પ્રાણાયામ બ્રાહ્મણે કરવા હોય તો તેના જેવું બીજું તપ નથી. આ પ્રકારનો વિધિ જ્યારે બ્રાહ્મણને છે ત્યારે યતિને હોય એમાં શું આશ્ચર્ય ?

જેમ ધાતુઓના દોષ તેમને અગ્નિમાં તપાવવાથી નાશ થાય છે તેમ ઇંદ્રિયોના દોષ પ્રાણાયામથી નિવૃત્ત થાય છે.

પ્રાણાયામવડે રાગદ્વેષાદિ દોષોનો નાશ કરવો, ધારણાવડે યોગપ્રતિબંધક સૂક્ષ્મ પાપોને નિવૃત્ત કરવાં, પ્રત્યાહારવડે વિષયોના સંસર્ગને ત્યજવા, અને ધ્યાનવડે ઐશ્વર્યપ્રતિબંધક તંદ્રાદિ ગુણોને દગ્ધ કરવા.

જેઓએ ઇન્દ્રિયોના જયપૂર્વક સત્ત્વશુદ્ધિ પ્રાપ્ત કરી નથી તેવા પુરુષોથી દુર્લક્ષ્ય અર્થાત્ સત્ત્વશુદ્ધિથી રહિત પુરુષોથી જે કદાચિત્ પણ અનુભવી શકાતી નથી કે જાણી શકાતી નથી એવી ઉત્તમ તથા અધમ યોનિઓમાં અંતરાત્માની ગતિને ઇન્દ્રિયોના જયપૂર્વક શુદ્ધસત્ત્વની પ્રાપ્તિવાળા મહાપુરુષે ધ્યાનયોગથી અનુભવવી.

જીવબ્રહ્મની એકતાનો અપરોક્ષ અનુભવ જેને થયો છે અર્થાત્ જેને યથાર્થ આત્મસાક્ષાત્કાર થયો છે, તે પુરુષ શુભાશુભ કર્મથી બંધાતો નથી. એ પ્રકારના અનુભવથી રહિત પુરુષને સંસારની નિવૃત્તિ કદાચિત્ પણ થતી નથી.

એ સમ્યગ્દર્શનની ઉત્પત્તિમાં અહિંસા, ઇન્દ્રિયોનો અસંગ, વૈદિક નિત્યનૈમિત્તિકાદિ કર્મ, અને ચાંદ્રાયણાદિ ઉગ્ર તપ આદિ સાધનો અધિકારપરત્વ કારણરૂપ છે. તેના વડે ઉત્તમ પદની પ્રાપ્તિ થાય છે, માટે યતિએ ઉચિત સાધનોને સેવી પ્રયત્નવડે પણ સમ્યગ્દર્શન કરનાર થવું.

અસ્થિથી બંધાયલું, સ્નાયુઓથી યુક્ત, માંસ તથા રુધિરથી લિપ્ત, ત્વચાથી જોડાયલું, મૂત્ર તથા મલની દુર્ગન્ધિથી પૂર્ણ, ક્રિયા, ચિત્તચાંચલ્ય અને રાગદ્વેષાદિ દોષરૂપ રજોગુણનું જેમાં પ્રાધાન્ય છે એવું અને અનિત્ય જે આ શરીર છે તેનો જ્ઞાનવડે ત્યાગ કરી યતિએ જીવન્મુક્તિના સુખને અવશ્ય પ્રાપ્ત કરવું.

જેમ નદીના તીરઉપર રહેલું વૃક્ષ તે તીરનો જલના વેગથી ત્યાગ કરે છે, તથા જેમ પક્ષી વૃક્ષનો ત્યાગ કરે છે તેમ તત્ત્વજ્ઞાનથી આ દેહનો ત્યાગ કરી દુઃખરૂપ ગ્રાહથી યતિએ મુક્ત થવું.

તત્ત્વજ્ઞ પુરુષને જે પ્રિય માનનાર પ્રાણિઓ છે, તેમનામાં તે તત્ત્વજ્ઞ મહાત્માનો પુણ્યનો પ્રવેશ થતો હોવાથી તથા અપ્રિય માનનાર જે પ્રાણિઓ છે તે પ્રાણિઓમાં તે તત્ત્વજ્ઞના અપુણ્યનો અર્થાત્ પાપનો પ્રવેશ થતો હોવાથી નિષ્કર્મપણાને પ્રાપ્ત થયેલો તે તત્ત્વજ્ઞ મહાત્મા ધ્યાનયોગદ્વારા પુરાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

જ્યારે સર્વ પદાર્થોમાં અન્તઃકરણથી નિઃસ્પૃહતાનો ઉદય થાય છે ત્યારે વર્તમાન દેહપર્યંત આ લોકમાં તથા આ દેહનો ત્યાગ થયા પછી પણ તત્ત્વજ્ઞ પુરુષ સદા અખંડ સુખને અનુભવે છે.

ઉક્ત પ્રકારના વિધિવડે સર્વ સંગોને ધીમે ધીમે ત્યજી સર્વ દ્વંદ્વભાવથી મુક્ત થઇ રહેનાર મહાત્મા બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી રહે છે.

આ સર્વ નિરૂપણ કરેલો ધર્મ તથા કહેલું ફલ ધ્યાનથી જ પ્રાપ્ત થાય છે. બહિર્વૃત્તિવાળા પુરુષ ક્રિયાના ફલને પ્રાપ્ત કરી શકતા નથી.

યતિએ વેદનો પાઠ કરવો. વેદનો જે ભાગ યજ્ઞાદિનું પ્રતિપાદન કરે છે તે અધિયજ્ઞ વેદ, તથા જે ભાગમાં દેવતાના સ્વરૂપનું નિરૂપણ કરયું છે તે આધિદૈવિક વેદ, તથા જેમાં શુદ્ધ પરમાત્માના સ્વરૂપનું વર્ણન કરયું છે તે આધ્યાત્મિક વેદનું તથા ઉપનિષદ્પ્રતિપાદિત પ્રણવબ્રહ્મનું યતિએ આવર્તન કરવું.

એ વેદરૂપ બ્રહ્મ અજ્ઞાનીઓનું તેમ જ જ્ઞાનીઓનું શરણ છે. સ્વર્ગની ઇચ્છા રાખનાર તથા મોક્ષરૂપ અખંડ ફલને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારનો મુખ્ય આધાર વેદ છે, માટે વેદમંત્રોનું આવર્તન, સાવધાનપણે ભિક્ષા પ્રાપ્ત કરવાજેટલું બહિર્મુખપણું સેવતા સુધી ત્યજવું નહિ.

આ ક્રમવડે જે બ્રાહ્મણ પ્રવ્રજ્યા (સંન્યાસ) સ્વીકારે છે તે પાપથી મુક્ત થઈ પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

આ પ્રકારનો અન્તઃકરણનો જય કરનાર યતિઓનો ધર્મ શાસ્ત્રમાં સ્થલે સ્થલે કહ્યો છે, માટે જેણે ચતુર્થાશ્રમ ધારણ કરવો છે તેણે આ આદિ શાસ્ત્રપ્રતિપાદિત ધર્મોનું અવશ્ય પાલન કરવું.

હે પ્રિય સખિઓ ! વર્ણાધિકારાનુસાર આપણને સ્ત્રીજાતિને પણ ચતુર્થાશ્રમનો અધિકાર કહ્યો છે, તેથી સ્ત્રિયોએ પણ આ યતિના ધર્મ જાણવા યોગ્ય છે, એમ ગણીને આ સ્થલે સૂક્ષ્મમાં કહ્યા છે.

આ વિધિ અનેક પ્રકારના કઠિન ધર્મો તે ચતુર્થ સંન્યાસાશ્રમમાં છે, તથા તેનો અધિકાર પણ ઘણો કઠિન છે. જ્યારે કોઈ પદાર્થપ્રતિ આપણું મન પ્રેમથી આકર્ષાય નહિ ત્યારે સર્વ સામાન્ય વૃત્તિ ગણાય. તેવી વૃત્તિ

થયા પછી દેહની પણ અધિક સ્પૃહા રહેતી નથી. જે સૂક્ષ્મ સ્પૃહા દેહ-સંબન્ધી રહી હોય તે પણ આ આશ્રમમાં છૂટી જવા પછી સાક્ષાત્ મુક્તત્વનો અનુભવ થાય છે. આવા સંન્યાસનો અધિકાર જેમ પુરુષને આપ્યો છે તેમ જ આપણને સ્ત્રિયોને પણ પૂર્વના ઉદાર મહાપુરુષોએ આપ્યો છે. પરન્તુ તે લેતાપૂર્વે બહુ પ્રકારના વિચારો કરવાના છે, તથા ઘણું પ્રાપ્ત કરવાનું છે. માટે યોગ્ય વિચાર કર્યા વિના કોઈએ કદાચિત્ પણ ત્યાગ-સંબન્ધી ઇચ્છા કરવી નહિ. મોક્ષસાધન ગૃહમાં રહીને પણ યોગ્ય યુક્તિ-ઓવડે થાય છે. જેથી અમુક પ્રકારનો ઉપાધિયુક્ત ત્યાગ જ મોક્ષમાં હેતુરૂપ છે એમ સમજવું નહિ, આ સંબન્ધમાં ઘટતા વિચાર આગળ પ્રસંગમાં કહીશ. આ સ્થલે હવે આપણે સ્ત્રિયોને વર્તવાના નિયમો તથા પાલવાયોગ્ય ધર્મનીતિ જે ધર્મશાસ્ત્રમાં કહી છે, તે પણ સૂક્ષ્મમાં કહું છું. તેથી આપણને સ્પષ્ટ જણાશે કે પૂર્વના પુરુષોએ આપણા હિતઅર્થે કેટલો વિચાર કર્યો છે. વળી એ ધર્મો કહીને પછી આપણા હિતના સંબન્ધમાં પુરુષોને કરેલી આજ્ઞા તથા આશ્રમસંબન્ધમાં આપણી શ્રેષ્ઠતા કેવી વર્ણી છે, તે પણ સૂક્ષ્મમાં કહું છું, જેથી આપણો પાકો નિશ્ચય થશે કે આપણેઅર્થે પૂર્વમહાપુરુષોએ જે જે કહેવું હતું તે તે સર્વ કહ્યું જ છે; અને ઘણા ખરા મૂર્ખ પુરુષો જે વદે છે કે શાસ્ત્ર લખનારાઓએ સ્ત્રિયોઉપર દ્વેષ રાખીને સ્ત્રિયોને માટે ઘણા કઠિન નિયમો બાંધ્યા છે તે સર્વ મિથ્યા વદે છે એવું જણાશે.

હે સખિઓ ! આપણે સ્ત્રીજાતિએ પ્રધાનપણે ગૃહમાં રહીને ગૃહ-કાર્ય કરવાનાં છે એવું આપણા સંબન્ધમાં પૂર્વપુરુષોનું મત હોય એમ આ સ્મૃતિકારાદિનાં વચનોથી સ્પષ્ટ થાય છે.

શ્રીયાજ્ઞવલ્ક્ય વદે છે કે સર્વ શુભ વ્યવહારમાં કુશલ અને ચિત્તની પ્રસન્નતાવાળી કુલવતી સ્ત્રિયોએ ઘરનાં પાત્રની તથા ગૃહના અન્ય સર્વ પદાર્થોની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખવી, અર્થાત્ પોતાના પ્રમાદથી કોઈ પણ પદાર્થ બગડે એમ થવા દેવું નહિ. યોગ્ય સ્થલે વ્યવસ્થાપૂર્વક પદાર્થો મૂકવાનો અભ્યાસ રાખવો. ધન વ્યય કરવામાં હાથ મુક્ત રાખવો નહિ, અર્થાત્ પોતાના ગૃહમાં આવકના પ્રમાણમાં કાંઇક કાંઇક શેષ રાખીને ખર્ચ કરવાની ટેવ રાખવી. તાત્પર્ય એ કે ઉડાઉપણે ખર્ચ કરવો નહિ. પતિની સેવામાં તત્પર રહીને સ્ત્રીયે પોતાનાં સાસુસસરાને પગે લાગવું અર્થાત્ વડિલને સદા માન આપીને ગૃહકાર્ય કરવું.

તત્ત્વજ્ઞ પુરુષને જે પ્રિય માનનાર પ્રાણિઓ છે, તેમનામાં તે તત્ત્વજ્ઞ મહાત્માનો પુણ્યનો પ્રવેશ થતો હોવાથી તથા અપ્રિય માનનાર જે પ્રાણિઓ છે તે પ્રાણિઓમાં તે તત્ત્વજ્ઞના અપુણ્યનો અર્થાત્ પાપનો પ્રવેશ થતો હોવાથી નિષ્કર્મપણાને પ્રાપ્ત થયેલો તે તત્ત્વજ્ઞ મહાત્મા ધ્યાનયોગદ્વારા પુરાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

જ્યારે સર્વ પદાર્થોમાં અન્તઃકરણથી નિઃસ્પૃહતાનો ઉદય થાય છે ત્યારે વર્તમાન દેહપર્યંત આ લોકમાં તથા આ દેહનો ત્યાગ થયા પછી પણ તત્ત્વજ્ઞ પુરુષ સદા અખંડ સુખને અનુભવે છે.

ઉક્ત પ્રકારના વિધિવડે સર્વ સંગોને ધીમે ધીમે ત્યજી સર્વ દ્વંદ્વભાવથી મુક્ત થઇ રહેનાર મહાત્મા બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરી રહે છે.

આ સર્વ નિરૂપણ કરેલો ધર્મ તથા કહેલું ફલ ધ્યાનથી જ પ્રાપ્ત થાય છે. બહિર્વૃત્તિવાળા પુરુષ ક્રિયાના ફલને પ્રાપ્ત કરી શકતા નથી.

યતિએ વેદનો પાઠ કરવો. વેદનો જે ભાગ યજ્ઞાદિનું પ્રતિપાદન કરે છે તે અધિયજ્ઞ વેદ, તથા જે ભાગમાં દેવતાના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે તે આધિદૈવિક વેદ, તથા જેમાં શુદ્ધ પરમાત્માના સ્વરૂપનું વર્ણન કર્યું છે તે આધ્યાત્મિક વેદનું તથા ઉપનિષદ્પ્રતિપાદિત પ્રણવબ્રહ્મનું યતિએ આવર્તન કરવું.

એ વેદરૂપ બ્રહ્મ અજ્ઞાનીઓનું તેમ જ જ્ઞાનીઓનું શરણ છે. સ્વર્ગની ઇચ્છા રાખનાર તથા મોક્ષરૂપ અખંડ ફલને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારનો મુખ્ય આધાર વેદ છે, માટે વેદમંત્રોનું આવર્તન, સાવધાનપણે ભિક્ષા પ્રાપ્ત કરવાજેટલું બહિર્મુખપણું સેવતા સુધી ત્યજવું નહિ.

આ ક્રમવડે જે બ્રાહ્મણ પ્રવ્રજ્યા (સંન્યાસ) સ્વીકારે છે તે પાપથી મુક્ત થઇ પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

આ પ્રકારનો અન્તઃકરણનો જય કરનાર યતિઓનો ધર્મ શાસ્ત્રમાં સ્થલે સ્થલે કહ્યો છે, માટે જેણે ચતુર્થાશ્રમ ધારણ કરવો છે તેણે આ આદિ શાસ્ત્રપ્રતિપાદિત ધર્મોનું અવશ્ય પાલન કરવું.

હે પ્રિય સખિઓ ! વર્ણાધિકારાનુસાર આપણને સ્ત્રીજાતિને પણ ચતુર્થાશ્રમનો અધિકાર કહ્યો છે, તેથી સ્ત્રિયોએ પણ આ યતિના ધર્મ જાણવા યોગ્ય છે, એમ ગણીને આ સ્થલે સૂક્ષ્મમાં કહ્યા છે.

આ વિધિ અનેક પ્રકારના કઠિન ધર્મો તે ચતુર્થ સંન્યાસાશ્રમમાં છે, તથા તેનો અધિકાર પણ ઘણો કઠિન છે. જ્યારે કોઈ પદાર્થપ્રતિ આપણું મન પ્રેમથી આકર્ષાય નહિ ત્યારે સર્વ સામાન્ય વૃત્તિ ગણાય. તેવી વૃત્તિ

થયા પછી દેહની પણ અધિક સ્પૃહા રહેતી નથી. જે સૂક્ષ્મ સ્પૃહા દેહસંબન્ધી રહી હોય તે પણ આ આશ્રમમાં છૂટી જવા પછી સાક્ષાત્ મુક્તત્વનો અનુભવ થાય છે. આવા સંન્યાસનો અધિકાર જેમ પુરુષને આપ્યો છે તેમ જ આપણને સ્ત્રિયોને પણ પૂર્વના ઉદાર મહાપુરુષોએ આપ્યો છે. પરન્તુ તે લેતાપૂર્વે બહુ પ્રકારના વિચારો કરવાના છે, તથા ઘણું પ્રાપ્ત કરવાનું છે. માટે યોગ્ય વિચાર કર્યા વિના કોઈએ કદાચિત્ પણ ત્યાગસંબન્ધી ઇચ્છા કરવી નહિ. મોક્ષસાધન ગૃહમાં રહીને પણ યોગ્ય યુક્તિઓવડે થાય છે. જેથી અમુક પ્રકારનો ઉપાધિયુક્ત ત્યાગ જ મોક્ષમાં હેતુરૂપ છે એમ સમજવું નહિ, આ સંબન્ધમાં ઘટતા વિચાર આગળ પ્રસંગમાં કહીશ. આ સ્થલે હવે આપણે સ્ત્રિયોને વર્તવાના નિયમો તથા પાલવાયોગ્ય ધર્મનીતિ જે ધર્મશાસ્ત્રમાં કહી છે, તે પણ સૂક્ષ્મમાં કહું છું. તેથી આપણને સ્પષ્ટ જણાશે કે પૂર્વના પુરુષોએ આપણા હિતઅર્થે કેટલો વિચાર કર્યો છે. વળી એ ધર્મો કહીને પછી આપણા હિતના સંબન્ધમાં પુરુષોને કરેલી આજ્ઞા તથા આશ્રમસંબન્ધમાં આપણી શ્રેષ્ઠતા કેવી વર્ણી છે, તે પણ સૂક્ષ્મમાં કહું છું, જેથી આપણો પાકો નિશ્ચય થશે કે આપણેઅર્થે પૂર્વમહાપુરુષોએ જે જે કહેવું હતું તે તે સર્વ કહ્યું જ છે; અને ઘણા ખરા મૂર્ખ પુરુષો જે વદે છે કે શાસ્ત્ર લખનારાઓએ સ્ત્રિયોઉપર દ્વેષ રાખીને સ્ત્રિયોને માટે ઘણા કઠિન નિયમો બાંધ્યા છે તે સર્વ મિથ્યા વદે છે એવું જણાશે.

હે સખિઓ ! આપણે સ્ત્રીજાતિએ પ્રધાનપણે ગૃહમાં રહીને ગૃહકાર્ય કરવાનાં છે એવું આપણા સંબન્ધમાં પૂર્વપુરુષોનું મત હોય એમ આ સ્મૃતિકારાદિનાં વચનોથી સ્પષ્ટ થાય છે.

**શ્રીયાજ્ઞ**વલ્ક્ય વદે છે કે સર્વ શુભ વ્યવહારમાં કુશલ અને ચિત્તની પ્રસન્નતાવાળી કુલવતી સ્ત્રિયોએ ઘરનાં પાત્રની તથા ગૃહના અન્ય સર્વ પદાર્થોની ઉત્તમ પ્રકારે વ્યવસ્થા રાખવી, અર્થાત્ પોતાના પ્રમાદથી કોઈ પણ પદાર્થ બગડે એમ થવા દેવું નહિ. યોગ્ય સ્થલે વ્યવસ્થાપૂર્વક પદાર્થો મૂકવાનો અભ્યાસ રાખવો. ધન વ્યય કરવામાં હાથ મુક્ત રાખવો નહિ, અર્થાત્ પોતાના ગૃહમાં આવકના પ્રમાણમાં કાંઇક કાંઇક શેષ રાખીને ખર્ચ કરવાની ટેવ રાખવી. તાત્પર્ય એ કે ઉડાઉપણે ખર્ચ કરવો નહિ. પતિની સેવામાં તત્પર રહીને સ્ત્રીયે પોતાનાં સાસુસસરાને પગે લાગવું અર્થાત્ વડિલને સદા માન આપીને ગૃહકાર્ય કરવું.

સ્ત્રીજાતિએ પોતાના પતિનું હિત કરવામાં અર્થાત્ કલ્યાણ કરવામાં, તથા પ્રિય કરવામાં અર્થાત્ પતિના ચિત્તની પ્રસન્નતા જાળવવામાં સદા સાવધાનતા રાખવી, નિરંતર સદાચારયુક્ત રહેવું, તથા મનવૃત્તિના જયદ્વારા ઇન્દ્રિયના જયવાળાં થવું. આ પ્રકારના શુદ્ધ સ્વભાવરૂપ સામર્થ્યવાળી સ્ત્રી આ લોકમાં યશકીર્તિને મેળવે છે, અને મરણપછી સર્વોત્તમ ગતિને પ્રાપ્ત થાય છે.

સ્ત્રીજાતિએ પોતાના પતિથી દૂર અર્થાત્ વિયોગમાં રહીને એકાકી રહેવું નહિ; અર્થાત્ સ્ત્રીયે સદા પતિવડે કરાતા રક્ષણમાં રહેવું. જો કારણવશાત્ પતિથી દૂર રહેવાનો પ્રસંગ આવે તો સ્ત્રીયે પિતા, માતા ભાઈ, પુત્ર, કાકા મામા અથવા સાસુ સસરાજેવા યોગ્ય વડિલાદિ નિકટ સંબન્ધીના રક્ષણમાં રહેવું. જો આ આદિ પૂજ્ય વડિલવર્ગ કે નિકટ સંબન્ધીના રક્ષણવિના સ્ત્રી એકાકી રહે છે તો તે લોકમાં નિંદાને પાત્ર થાય છે.

જે સ્ત્રીનો પતિ પ્રવાસે ગયેલો હોય તે પતિના વિયોગવાળી સ્ત્રીયે નાના પ્રકારની રમતો રમવી નહિ. શરીરનો સંસ્કાર કરવો નહિ અર્થાત્ ઉત્તમ વસ્ત્રાલંકારાદિ શૃંગારોથી શરીરને શોભાયુક્ત કર્યા કરવું નહિ. માત્ર સૌભાગ્યના ચિહ્નોને ધારણ કરી રાખવાં. સ્ત્રીપુરુષોના સમુદાય જ્યાં જ્યાં એકઠા થયા હોય એવા સ્થલે અર્થાત્ સભાસ્થાનમાં જવું નહિ. વિવાહાદિ ઉત્સવના સમારંભ થયા હોય તેવા ઉત્સવોનું દર્શન કરવું નહિ. પોતાની સખીઆદિ સ્ત્રિયોથી પણ અધિક પ્રસન્નતાસૂચક હાસ્ય કરવું નહિ. સાક્ષાત્ પ્રયોજનવિના કે વડીલાદિની સમીપતાવિના એકલાં જ પારકા ઘરમાં જવું નહિ. તાત્પર્ય એ કે પરઘેર જવું નહિ. પ્રાણસંકટસરખું હોય તો પૂજ્ય વડિલાદિસહ જવું.

શંખસંહિતામાં સ્ત્રિયોને તેમનું કર્તવ્ય સૂચવતાં કહ્યું છે કે સ્ત્રીજાતિ વ્રત, ઉપવાસ કે નાના ધર્મકાર્યોથી શ્રેષ્ઠ ગતિરૂપ સ્વર્ગને પ્રાપ્ત કરી શકતી નથી, પણ માત્ર પતિના પૂજનથી જ સ્વર્ગરૂપ ઉત્તમ ગતિને તે પ્રાપ્ત કરે છે. આ વચનનો ભાવ એવો નથી કે સ્ત્રીયે ઉત્તમ ધર્મકર્મ ન જ કરવાં, પણ એનો ભાવ એવો છે કે પતિથી વિરોધી થઈને વા પતિની આજ્ઞાવિના પોતાના દુરાગ્રહમાત્રથી સ્ત્રીયે અન્ય ધર્મકર્મમાં રુચિ કરવી નહિ. પતિની વા માતાપિતા આદિ યોગ્ય વડિલની સંમતિથી જ કરવાની આવશ્યકતા જણાય તે કરવું.

દક્ષસંહિતામાં સ્ત્રીધર્મ વર્ણવતાં કહ્યું છે કે જે સ્ત્રી દરિદ્રતાવાળા તથા

વ્યાધિઆદિ નિમિતોથી દુઃખગ્રસ્ત થયેલા પોતાના પતિનું અપમાન કરે છે, તે સ્ત્રી વારંવાર કુતરી, ગૃધ્રી તથા મકરીના જન્મને ધારણ કરે છે.

પતિના મરણપછી જે સ્ત્રી અગ્નિમાં પ્રવેશ કરે છે તે સ્ત્રી શુભાચારવાળી ગણાઈ શ્રેષ્ટ ગતિરૂપ સ્વર્ગને પામે છે. આ સ્થલે જે અગ્નિ શબ્દ છે તે બે ભાવમાં રહ્યો હોવો ઘટે છેઃ એક તો લોકપ્રસિદ્ધ અગ્નિ, અને બીજો જ્ઞાનાગ્નિ. જો કેવલ લોકપ્રસિદ્ધ અગ્નિ જ અત્ર ગ્રહ્યો હોય તો પતિસહ અગ્નિમાં ન પ્રવેશનારી વિધવા સ્ત્રિયોને શ્રેષ્ટ ગતિ પામવાનો કોઈ અન્ય માર્ગ જ રહે નહિ. પરન્તુ વિધવાને ત્યાગ પણ કહ્યો છે તેથી તેમ જ વિધવાના બ્રહ્મચર્યક્ષાન્તિઆદિ ધર્મનું પ્રતિપાદન સ્મૃતિકારોએ કરવું જણાય છે તેથી અન્ય જ્ઞાનાગ્નિમાં પ્રવેશ કરવાનો ભાવ પણ એમાંથી લેવાય તો અયોગ્ય નથી. જેથી એમ થયું કે વિધવા સ્ત્રીયે પતિમરણપછી કાં તો તે પતિના શવસહ પોતાના દેહને બાળવો અથવા જ્ઞાનાગ્નિવડે પુરીઅષ્ટકરૂપ દેહનો ઉચ્છેદ કરવો; અર્થાત્ કારણદેહને જ્ઞાનાગ્નિથી દગ્ધ કરવો. ×રાજપ્રતિબન્ધથી વા પ્રજાના રક્ષણાદિ નિમિત્તથી પ્રતિબન્ધ પ્રાપ્ત હોય તેવી વિધવાઓને પતિસહ બળવાનો સંભવ ઓછો હોય છે, તેથી તેમણે તો બ્રહ્મચર્યાદિ સાધનો સેવીને વિવેકવૈરાગ્યદ્વારા જ્ઞાનાગ્નિમાં જ પ્રવેશ કરવો ઉચિત છે. પતિસહ વિધવામાત્રે બળવું જ જોઈએ એવો અપવાદરહિત આગ્રહવાળો શાસ્ત્રનો નિયમ નથી જ.

જે સ્ત્રી પતિની ઇચ્છાનુસાર જ વર્તનારી હોય છે તે જ સ્ત્રી તે પોતાના પતિના ગૃહના આધારરૂપ છે. જો સ્ત્રી પોતાના પતિને વશ વર્તનારી હોય છે તો તેને ગૃહસ્થાશ્રમજેવો કલ્યાણકારી બીજો આશ્રમ નથી. પોતાને વશ વર્તનાર સ્ત્રીનો પતિ ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગનાં ફલને ભોગવે છે. પરન્તુ પતિની ઇચ્છાથી વિરુદ્ધ અર્થાત્ સ્વેચ્છાનુસાર વર્તતી સ્ત્રી, અથવા જે સ્ત્રીને પતિએ અપ્રતિમ શુદ્ધ સ્નેહને લીધે ભયાદિવડે આજ્ઞામાં વર્તનાર ન કરી હોય તે સ્ત્રી પોતાના પતિને જેમ કોઈ ઔષધાદિથી યોગ્ય સમયે નહિ દબાવેલો રોગ અસાધ્ય થઇને મહા પીડા કરનાર થાય છે તેમ મહા દુઃખ આપનારી થાય છે. તાત્પર્ય એ કે પતિને વશ વર્તનાર સ્ત્રી જ સુખના સાધનરૂપ છે.

---

× આ કાલે તો વિશેષે કરીને રાજ્યપ્રતિબંધ જ છે તેથી કુલવન્તી વિધવા સ્ત્રિયોએ વિવેકવિરાગદ્વારા જ્ઞાનાગ્નિમાં જ પ્રવેશ કરવો ઉચિત છે. પૂર્વે પણ પતિસહ બળવાને માટે રાજાની આજ્ઞા લેવી પડતી હશે એવું અનુમાન પૂર્વે વર્ણાયલા કોઈ કોઈ પ્રસંગથી કરાય એમ છે.

સ્ત્રીજાતિએ પોતાના પતિનું હિત કરવામાં અર્થાત્ કલ્યાણ કરવામાં, તથા પ્રિય કરવામાં અર્થાત્ પતિના ચિત્તની પ્રસન્નતા જાળવવામાં સદા સાવધાનતા રાખવી, નિરંતર સદાચારયુક્ત રહેવું, તથા મનવૃત્તિના જયદ્વારા ઇન્દ્રિયના જયવાળાં થવું. આ પ્રકારના શુદ્ધ સ્વભાવરૂપ સામર્થ્યવાળી સ્ત્રી આ લોકમાં યશકીર્તિને મેળવે છે, અને મરણપછી સર્વોત્તમ ગતિને પ્રાપ્ત થાય છે.

સ્ત્રીજાતિએ પોતાના પતિથી દૂર અર્થાત્ વિયોગમાં રહીને એકાકી રહેવું નહિ; અર્થાત્ સ્ત્રીયે સદા પતિવડે કરાતા રક્ષણમાં રહેવું. જો કારણવશાત્ પતિથી દૂર રહેવાનો પ્રસંગ આવે તો સ્ત્રીયે પિતા, માતા ભાઈ, પુત્ર, કાકા મામા અથવા સાસુ સસરાજેવા યોગ્ય વડિલાદિ નિકટ સંબન્ધીના રક્ષણમાં રહેવું. જો આ આદિ પૂજ્ય વડિલવર્ગ કે નિકટ સંબન્ધીના રક્ષણવિના સ્ત્રી એકાકી રહે છે તો તે લોકમાં નિંદાને પાત્ર થાય છે.

જે સ્ત્રીનો પતિ પ્રવાસે ગયેલો હોય તે પતિના વિયોગવાળી સ્ત્રીયે નાના પ્રકારની રમતો રમવી નહિ. શરીરનો સંસ્કાર કરવો નહિ અર્થાત્ ઉત્તમ વસ્ત્રાલંકારાદિ શૃંગારોથી શરીરને શોભાયુક્ત કર્યા કરવું નહિ. માત્ર સૌભાગ્યના ચિહ્નોને ધારણ કરી રાખવાં. સ્ત્રીપુરુષોના સમુદાય જ્યાં જ્યાં એકઠા થયા હોય એવા સ્થલે અર્થાત્ સભાસ્થાનમાં જવું નહિ. વિવાહાદિ ઉત્સવના સમારંભ થયા હોય તેવા ઉત્સવોનું દર્શન કરવું નહિ. પોતાની સખીઆદિ સ્ત્રિયોથી પણ અધિક પ્રસન્નતાસૂચક હાસ્ય કરવું નહિ. સાક્ષાત્ પ્રયોજનવિના કે વડીલાદિની સમીપતાવિના એકલાં જ પારકા ઘરમાં જવું નહિ. તાત્પર્ય એ કે પરઘેર જવું નહિ. પ્રાણસંકટસરખું હોય તો પૂજ્ય વડિલાદિસહ જવું.

શંખસંહિતામાં સ્ત્રિયોને તેમનું કર્તવ્ય સૂચવતાં કહ્યું છે કે સ્ત્રીજાતિ વ્રત, ઉપવાસ કે નાના ધર્મકાર્યોથી શ્રેષ્ઠ ગતિરૂપ સ્વર્ગને પ્રાપ્ત કરી શકતી નથી, પણ માત્ર પતિના પૂજનથી જ સ્વર્ગરૂપ ઉત્તમ ગતિને તે પ્રાપ્ત કરે છે. આ વચનનો ભાવ એવો નથી કે સ્ત્રીયે ઉત્તમ ધર્મકર્મ ન જ કરવાં, પણ એનો ભાવ એવો છે કે પતિથી વિરોધી થઈને વા પતિની આજ્ઞાવિના પોતાના દુરાગ્રહમાત્રથી સ્ત્રીયે અન્ય ધર્મકર્મમાં રુચિ કરવી નહિ. પતિની વા માતાપિતા આદિ યોગ્ય વડિલની સંમતિથી જ કરવાની આવશ્યકતા જણાય તે કરવું.

દક્ષસંહિતામાં સ્ત્રીધર્મ વર્ણવતાં કહ્યું છે કે જે સ્ત્રી દરિદ્રતાવાળા તથા

વળી વિશેષ કહેતાં કહ્યું છે કે જે સ્ત્રી સદા પતિની ઇચ્છાને અનુકૂલ વર્તન કરનારી હોય, કઠોરતા, અસત્યઆદિ વાણીના દોષોથી રહિત હોય, ગૃહકાર્ય તથા અન્ય યોગ્ય વ્યવહારમાં કુશલ હોય, દઢ નિષ્ઠાથી પતિવ્રતને પાલન કરનારી હોય, સદા પ્રિય અર્થાત્ સમયાનુકૂલ ચિત્તની પ્રસન્નતાને જાળવનાર વચનોને જ બોલનારી હોય, લજ્જામર્યાદાના પાલનમાં આગ્રહવાળી રહીને પોતાના શરીરને તથા મનને ગુપ્ત રાખનાર હોય અર્થાત્ મર્યાદાપુરઃસર અન્તઃપુરમાં નિવાસ કરનારી હોય તથા પોતાના સદ્ગુણોને અભિમાનથી પ્રકટ કરવાના સ્વભાવથી રહિત હોય, પતિની સેવામાં સદા સાવધાનતા રાખનારી હોય અર્થાત્ સદા પતિની ભક્તિમાં જ પ્રીતિવાળી હોય તે સ્ત્રીને દેવતા જ જાણવી. આ મૃત્યુલોકમાં વસનારી છતાં પણ તે સ્ત્રીને આ મૃત્યુલોકવાસિની સામાન્ય સ્ત્રીસમ ન જાણવી; જે પુરુષને અનુકૂલ સ્વભાવની ધર્મપત્ની પ્રાપ્ત હોય છે તે પુરુષને આ લોકમાં જ સ્વર્ગ છે, અને જે પુરુષને પત્ની પ્રતિકૂલ સ્વભાવવાળી છે તે પુરુષને આ લોકમાં જ નરક છે એમાં સંશય નથી. કારણ કે એવા પ્રકારનો દંપતીનો પરસ્પરના અનુકૂલ સ્વભાવનો પ્રેમ સ્વર્ગમાં પણ દુર્લભ છે.

સ્ત્રીપુરુષમાંથી એક જણ સ્વધર્માચરણથી પ્રેમ સેવે અને અન્ય સ્વધર્મ ત્યજીને પ્રેમ ન રાખે તો એનાથી વિશેષ દુઃખ બીજું કયું છે ? કોઈ જ નહિ. તાત્પર્ય એ કે જેમ સ્ત્રી પોતાના ધર્મનું પાલન કરતી પતિની ભક્તિ કરે તેમ પુરુષે પણ પોતાની ધર્મપત્નીની પ્રસન્નતાને અનેક યોગ્ય વિધિથી જાળવી સ્નેહને ધારણ કરી રાખવો. ગૃહસ્થાશ્રમ વ્યવહારસુખને અર્થે જ છે, અને ગૃહના સુખનો મુખ્ય આધાર સ્ત્રી છે, તેથી પત્ની તો તેને જ કહેવી ઘટે છે કે જે વિનયવાળી હોય,પોતાના તથા પતિના અન્તઃકરણના સ્વરૂપને જાણનારી હોય તથા પતિને સદા અધીન વર્તનારી હોય. જે સ્ત્રી આથી ઉલટા સ્વભાવવાળી હોય તે દુઃખ દેનારી જ જાણવી. પોતાના પતિથી પ્રતિકૂલ સ્વભાવવાળી સ્ત્રી પોતાના દોષથી સદા અપ્રસન્નતાવાળી જ રહે છે. જેની પત્ની પ્રતિકૂલ સ્વભાવવાળી હોય તે પતિપત્ની ઉભયનું અન્તઃકરણ પરસ્પરસાથે મળેલું હોતું નથી. (તેથી તે ઉભયને સદા દુઃખ જ હોય છે). વિશેષે કરીને જે પુરુષને એકથી અધિક સ્ત્રી હોય છે તે પુરુષનો તે પત્નીઓસાથે અન્તઃકરણનો વિરોધ અધિક હોય છે. આ વચનથી ધર્મલેખક સૂચવે છે કે એક પુરુષે એકથી અધિક વિવાહ કરવા એ દુઃખનું વૃક્ષ ઉછેરવાસરખું છે.

જાણે આપતા હોય એવી રીતે વધ્યા છે કે આ સ્ત્રીજાતિને વસ્ત્ર, આભૂષણ, આહાર અને નાના પ્રકારના વિભવી પદાર્થોવડે સંતોષને પ્રાપ્ત કરી હોય છે તોપણ તે જળોની પેઠે સદા ક્ષીણ કરે છે. તે જળો તો માત્ર રુધિરને જ ગ્રહણ કરે છે, પણ આ સ્ત્રીરૂપ જળો તો બલ, પરાક્રમ, શૌર્ય, ધૈર્ય, તથા ધન આદિને હરે છે.

વળી આપણી સ્ત્રિયોની પ્રશંસા કરતાં કહ્યું છે કે જે સ્ત્રી અનુકૂલ સ્વભાવવાળી હોય, અનૃતપણું તથા અપ્રિયપણુંઆદિ વાણીના સઘળા દોષોથી રહિત હોય, ઉત્તમ ગૃહિણીના સર્વ ધર્મવ્યવહારમાં કુશલ હોય, સદાચરણથી વર્તનારી હોય, પતિવ્રત પાલનારી હોય, તેમ જ અન્ય સર્વ શુભ લક્ષણોથી યુક્ત હોય તે સ્ત્રીને લક્ષ્મી જાણવી; એમાં સન્દેહ નથી.

જે સ્ત્રી પોતાના ચિત્તને સદા પ્રસન્ન રાખી રહેવાના સ્વભાવવાળી હોય, પોતાના પતિને જે જે સમયે અને જે જે સ્થલે જેવું જેવું ઘટિત હોય તેવું તેવું માન આપવામાં સદા વિચક્ષણતાવાળી હોય, તથા પતિને જે સદા ક્લેશરહિત રાખવાના પ્રયત્નવાળી હોય ને તેની પ્રીતિ સંપાદન કરનારી હોય તે જ ભાર્યા જાણવી. અને એથી બીજાં લક્ષણવાળી એટલે વિરોધી સ્વભાવવાળી હોય તેને ભાર્યા ન જાણવી, પણ સર્વ આપત્તિના મૂલભૂત જરાઅવસ્થા અર્થાત્ ઘડપણજેવી જાણવી.

હે સખિઓ! એ સ્મૃતિકારે આ લોકમાં જીવોને સુખ પ્રાપ્ત કરવાનાં દ્વારો સંબન્ધી વિચાર કરીને કહ્યું છે કે જે ગુરુના શિષ્યો, તથા જે માતાપિતાની પુત્રપુત્રીરૂપ પ્રજા, તથા જે જે સેવ્ય હોય તેના સેવકો, તથા જે જે મોટા છે તેમનો આશ્રય સેવનારા આશ્રિત જનો, તથા જે પુરુષને બંધુવર્ગ છે તેને તે પોતાના ભાઈઓ તથા જે ગૃહસ્થ પુરુષ છે તેને પોતાની પત્ની—એ સર્વ જો વિનયવાળાં હોઈ ને વિવેકથી વર્તનારાં હોય છે તો જ તે ગુરુઆદિ પુરુષોની આ લોકમાં મોટી પ્રતિષ્ઠા બંધાય છે.

વળી કશ્યપસ્મૃતિમાં પણ આપણા સ્ત્રિયોના સંબન્ધમાં એવું વચન છે કે ગૃહસ્થાશ્રમી પુરુષની સર્વ ધર્મક્રિયાઓનો આધાર પત્ની જ છે; અને તેથી સ્ત્રી જ સ્વર્ગનું સાધન છે એમ શ્રીબ્રહ્માએ કહ્યું છે. અને આ શ્રીકશ્યપમુનિ પણ તે મતને અનુમોદન આપે છે. આ વચનથી પણ એમ જ સ્પષ્ટ થાય છે કે આપણે સ્ત્રીજાતિએ પોતાના તથા પતિના કલ્યાણને માટે સદા અનુકૂલ જ વર્તવું ઉચિત છે.

**શ્રીશુક્રે** પણ પોતાની નીતિમાં આપણા સંબન્ધમાં લખ્યું છે કે જે કુલવતી સ્ત્રી પોતાના પતિપ્રતિ જ અપ્રતિમ પ્રેમવાળી હોય, પતિના ગૃહમાં

જે પ્રકારની સ્થિતિ હોય તે પ્રકારની સ્થિતિમાં સંતોષ માનનારી હોય, ગૃહસંબન્ધી સર્વ કાર્યવ્યવહારમાં અત્યન્ત નિપુણ હોય, રૂપગુણઅવસ્થાએ કરી યોગ્યતાવાળી હોય, પુત્રપ્રજાવાળી હોય, અને સુશીલ હોય અર્થાત્ સદાચરણમાં જ નિરંતર પ્રીતિવાળી હોય તેજ સ્ત્રી પતિને પ્રસન્નતા ઉપજાવનાર હોવાથી પ્રિયા ગણાય છે. આ સ્થલે કહેલાં લક્ષણમાં રૂપ અને પુત્રપ્રાપ્તિ જે અદષ્ટઅધીન છે તે વિનાનાં અન્ય સર્વ શુભ લક્ષણયુક્ત થવું, એ આપણું સ્ત્રિયોનું અવશ્ય કર્તવ્ય છે.

આ નીતિ લખનાર પરોપકારી મહાત્મા **શ્રીશુક્રે** આપણા સ્ત્રીજાતિના હિતનો વિચાર કરીને કહ્યું છે કે તાણીને બોલવાનો સ્વભાવ સ્ત્રિયોને દોષરૂપ છે, માટે સ્ત્રિયોએ તે દોષ ત્યજીને સદા ધીરેથી અર્થાત્ જેને કહેવું છે તેને સંભળાય એવા ઉંચા સ્વરથી અને કોમલ વચનથી બોલવાનો અભ્યાસ રાખવો. વળી સ્ત્રીજાતિએ પતિની સમક્ષતાવિના અન્ય પુરુષસાથે સંભાષણાદિ વ્યવહાર કરવો એ દોષરૂપ છે, તેથી સાધ્વી સ્ત્રીયે પોતાના પતિના પરોક્ષ કાલમાં અર્થાત્ પતિની ગેરહાજરીમાં અન્ય પુરુષસાથે સંભાષણાદિ વ્યવહાર કરવો નહિ. આમ છતાં કદાપિ સાક્ષાત્ પ્રયોજન હોય તો પતિની અથવા સાસુસસરા વગેરે વડિલની કે માતાપિતાભાઈ આદિ વડિલની આજ્ઞાથી અથવા તેમને સમક્ષ રહીને અતિ આવશ્યક પ્રસંગે વાર્તા કરવી.

સ્ત્રીજાતિએ પોતાની ઇચ્છાપ્રમાણે જ વર્તન કરવું એ દોષરૂપ છે તેથી કોઈ ક્ષણે પણ સ્ત્રીયે પતિઆદિ વડિલની આજ્ઞા પ્રાપ્ત કરયા વિના ઇચ્છાનુકૂલ વ્યવહાર કરવો નહિ. અન્યના ગૃહમાં નિવાસ કરવો એ સ્ત્રિયોને દોષરૂપ છે તેથી તે ત્યજવું. પણ આપત્તિના સમયે અન્યના ગૃહપ્રતિ નિવાસ કરવાનો પ્રસંગ આવ્યો હોય તો પતિ કે માતાપિતાઆદિ યોગ્ય વડિલની આજ્ઞા મેળવીને તથા એક પણ પૂજ્ય સ્વધર્માચરણી આપણા કુટુંબના મનુષ્યને સાથે રાખીને તે પરગૃહે નિવાસ કરવો. આ દોષો સકારણ હોવાથી આપણે સ્ત્રીજાતિએ પોતાના ઉભય કુલના કલ્યાણઅર્થે આગ્રહથી ત્યજવા યોગ્ય છે.

**મનોહર :** જય જય **શ્રીસદ્ગુરુદેવ.** ( સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ. ગરબો.**

છે ધર્મ જ જગમાં સાર, જન્મ ધરી સેવો,<br>
છે અધર્મથી દુઃખમાર, જાણી ત્યજી દેવો. ટેક.

સઉ સઉએ નિજ ધર્મ લહીને, પાલન કરવા પ્રીતે રે,
સ્ત્રીપુરુષે વર્ણાશ્રમવિધિથી, વહેવું નિજ કુલરીતે ; જગમાં જન્મીને..
પરદુઃખદેખી પ્રસન્ન ન થતાં, પરદુઃખ હરવા પળવું રે,
પરને પીડી ધન નવ રળવું, પરહિત સાધી રળવું ; જગમાં૦
આપણને જેમ દુઃખ નથી વ્હાલું, તેમ અવરને જાણી રે,
દુઃખદાયક કર્મો નવ કરવાં, દુઃખદ ન વદવી વાણી ; જગમાં૦
પ્રસન્નતા જાળવી પોતાની, પરની પણ જાળવવી રે,
આપણી વૃત્તિ ઓળખવી ને, પરની પણ ચાળવવી ; જગમાં૦
ક્રોધ લોભ કે મોહવડે આ,—જગમાં દુષ્ટ ન થાવું રે,
કામવડે ભયશોકમગ્ન રહી, નીચ પદે નવ જાવું ; જગમાં૦
સજ્જનની સંગતિમાં રહેવું, સ્વધર્મથી નવ ચળવું રે,
મનહર પ્રભુપદ અંતે મેળવી, ક્લિષ્ટ ભવે નવ વળવું ; જગમાં૦

**વિઠ્ઠલજી :** જય જય શ્રીસદ્દગુરુદેવ. (સર્વે બોલે છે.)

**દાસ :** કેમ ભાઈઓ ! આજે કંઈ કોઇને સંકા પૂછવાની છે ?

**વિઠ્ઠલજી :** જુઓ શેઠ ! આજે હવે સમય થયો છે. તેથી જો કોઈને કંઈ મોટી શંકા પૂછવાની હોય તો તો કાલે પૂછશે; અને લગાર વારમાં પતે એવી હોય તો તો ભલે કોઈને પૂછવી હોય તો પૂછે.

**કૃષ્ણ૦ :** જુઓ સેઠ સાહેબ ! સંકાનો તે કંઈ પાર છે ? જો સંકાઓ કાઢવા બેસીએ તો એટલી નિકલે કે સમાધાન આપનારનો દમઆખર થઈ જાય, સમજ્યા કેની ? ને નહિ કાઢીએ તો કંઈ નથી.

**દાસ :** ભાઇ કિસનદાસ માસ્તર ! સમાધાન આપનારનો દમ આખર થાય એમ કહો છો તો સંકા કરનારનો દમ કંઈ અમર રહેવાનો છે કે સું ? લગાર વિચારીને બોલો ભાઈ ! આ સમાધાન આપનારની તો એવી બલીહારી છે કે સંકા કરનારની સંકાનો નાસ જ થઈ જાય. પછી સાલા મારા જેવા બણુચક ને બુદ્ધિના બારદાન સંકા કરનારા હોય તેનું તો મરે તોએ સમાધાન થવાનું નથી. કેમકે સાલું ગધેડાનું ઘોડું થયું કંઇ સાંભલ્યું નથી ! સમાધાન આપે તે સમજવા જેટલી પન બુદ્ધિ જોઈએ કેની ? પૂછવું તો સહેલું જ છે. કેમ માસ્તર ! બોલ્યા નહિ ?

**કૃષ્ણ૦ :** સેઠ ! તમે તો મોટા છો. આપને મૂરખ કેમ કહેવાય ? પણ આપ કહો છો તેમ તો ખરું કે જેની સમજણ ઓછી હોય તે મૂરખ ખરા.

[ **રામશંકર** પુરાણી પેલા અતીતવાળા ઘરમાં કથા વાંચવાનો સમય થવાથી પોતાના નિત્યકર્મથી પરવારીને ઉતાવળે જાય છે; અને તે સમય કોણ આવેલું છે ને કોણ નથી આવ્યું તેપ્રતિ લક્ષ કરયા વિના જ પોતાની મેળે આગલા દિવસના ઠરાવપ્રમાણે કથા કરવા માંડે છે. કથા થઈ રહ્યા પછી 'અચ્યુતં કેશવં' બોલીને અંતની જય બોલાવે છે એટલે **મુકુંદદાસ** ગાભરાસરખા આવે છે. તેને બીજા સઉ આવકાર દે છે. પછી પોતાને બેસવાને સ્થાને બેસતાં ]

**મુકુંદ૦ :** અરે હેં પુરાણીબાવા ! કથા થઈ રહી કે સું ?

**રામ૦ :** ભાઈ! કથા થઈન રહે તો શું તમારે સારુ પહોર દહાડા-સુધી બેશી રહે? તમારે કથાની ગરજ હોય કે કથાને તમારી ગરજ હોય ? કથા બિચારી શું કરે ? કંઈ કથાને મન તમે શેઠ છો કે તમારી વાટ જોઈને ઉભી રહે? ના ના સાચું કહેજો.

**મુકુંદ૦ :** પુરાણીબાવા ! તમે તો જેની તેની સાથે સોટા બજાવીને કામ લો છ. લગાર મહેરબાની રાખવાની વાત તો જાણે સિખ્યા જ નથી ! પણ જુઓ મહારાજ! તમે તો ભૂદેવ છો, તે તમારે તો સઉના ઉપર દયા રાખવી ઘટે છે.

**રામ૦ :** શેઠ ! એમાં તે તમે અમને શું કહેતા'તા ? અમે નથી જાણુતા કે તમે અમને બોધ આપવા બેઠા ? હેં ભાઈ! જો તમને જ મનમાં અમારા જેવાને બોધ આપવાની મરજી હતી તો પછી પુરાણી બનીને તમારે જ કથા વાંચવી'તી ! પણ લગાર વિચાર તો કરો ભાઈ ! તમે વણિક્ છો, ને અમે તો બ્રાહ્મણ છીએ, સર્વને બોધ આપવાનો અધિકાર તો અમને જ છે. માટે તમારે અમને એવો બોધ ન આપવો કે તમને આમ ઘટે ને તેમ ઘટે, ને આમ ના ઘટે ને તેમ ના ઘટે. ભાઈ! ખબર છે ? કોના ઉપર ક્યારે દયા કરવી અને કોના ઉપર ક્યારે દયા ના કરવી એ વાર્તા તો અમે જાણીએ જ, અને તે પ્રમાણે કરીએ જ. એમાં શેઠની શેઠાઈપટલાઈની જરૂર નથી. જોજો, પાછું ખરું કહીએ છીએ તેના ઉપર દુઃખ લગાડીને ક્રોધ ન કરશો હોં ભાઈ! તમને તો શાંતિ-માં જ સુખ મળે એમ છે.

**મુકુંદ૦ :** મહારાજ ! અમને સાંતિમાં સુખ છે ને તમને કેમ ક્રોધ-માં જ સુખ મલે એમ છે કે સું ?

**રામ૦ :** અમે તો ક્રોધ અને શાંતિ એ બંનેને નિયમમાં વર્તાવીને સુખરૂપ રહેનારા છીએ. એ કામમાં તમારા આશરા નથી. ભાઇ ! સમુદ્ર-

મથન કરવા વિષ્ણુભગવાન્સહિત સર્વ દેવો એકઠા થયા હતા, પણ આખા વિશ્વને ભય આપનાર હાલાહલ વિષ નિકળ્યું તેને ધારણ કરવા માટે તો શ્રીશંકર જ સમર્થ થયા, સમજણ પડી કેની ? એ તો સઉસઉના સામર્થ્યની વાર્તા છે.

**ગોવર્દ્ધન :** કેમ પુરાણીમહારાજ ! બધાને ગભરાવો છો ? લગાર શાંતિને દયા રાખો. નસ્સા ઝેરના મૂળિયાજેવો છેક સ્વભાવ શું રાખો છો ?

**રામ૦ :** અલ્યા ભટ્ટ ! કેમ ભૂલ કરે છે ? તને ખબર નથી કે જો વિધિવડે સેવાય તો ઝેરના મૂળિયાજેવી ગુણકારી અને બલવાળી ઔષધિ જગતમાં બીજી છે જ નહિ.

**મુકુંદ૦ :** જુવો ! પુરાણીબાવા ! ઓસડની વાત તો અમારા જોગીભાઇ વૈદ છે તે જાણે. પણ મારે કહેવાની મતલબ તો એટલી જ છે કે જેમ પહેલાંના આપણા મોટા ઋસીમુનિ હતા તે કોઈનો અપરાધ થતો તો તે સરાપ દઈને દંડ પણ કરતા'તા ને તે કરગરે તારે દયા લાવીને વલી તેનું નિવારણ કરીને માફી પણ આપતા'તા; તેમ તમારે પણ દયા રાખીને અમારા જેવાનો ગુનો થાય તો માફી આપવી જોઈએ. કેમ દવેજી ! ખરું કહું છું કે ખોટું ?

**ગોવિંદ૦ :** અરે ભાઈ ! એમાં વળી ખોટું શેનું ? ઋષિઓ શાપે આપતા ને અનુગ્રહે કરતા. એ તો દયાળુ હતા. તેમની શી વાત ?

**રામ૦ :** અલ્યા દવે ! તમને પણ કશું ભાન નથી. વેદીયા તે નર્યા વેદીયા જ છો ! જેની ધંટીએ બેસો છો તેનાં જ ગીત ગાઓ છો એ શું ?

**ગોવર્દ્ધન :** જુવો પુરાણીબાવા ! દવેજી તો બચારા ભલા માણસ છે. એમને શું ધુરકાવો છો ? વાત કરવી હોય તો પ્રમાણથી કરવી.

**રામ૦ :** અરે ભલા માણસ ! તો તને કહ્યું કોણે કે વગરપ્રમાણે વાત કરવી ?

**મુકુંદ૦ :** કેમ જોગીભાઇ ! વૈદબાવા ! તમે કંઈ બોલતા નથી ?

**યોગીરામ વૈદ્ય :** જુવો શેઠ ! આ પુરાણીબાવા તો વાએ ચઢ્યા છે, તે જેમનું આવે તેમનું ઝુડઝુડ કરે છે. કોઈ સાથે રીતથી વાત કરે તો કરીએ કેની ?

**રામ૦ :** અલ્યા તારું નામ યોગી છે ને નર્યો વિદ્યાનો વિયોગી હોય

એવું શું બોલે છે ! આ તે કંઈ ધુળધમાસની ગોળીઓ વાળીને પાંત્રીસ રૂપીએ તોલાની માત્રા કરીને વેચવાની જગા દીઠી કે શું? અહિં તો તરવારની ધારપર ચાલવાનું છે! કંઈ ગપાટા મારી લોક રાજી કરવાનું નથી !

**યોગી૦ :** જુઓ પુરાણીબાવા ! અમે તો ગોળી ગમે તેની કરીને ગમે તેની કહીને વેચતા હઈશું. તે વાતને એક બાજુએ મૂકીને જે ચાલે છે તે વાતને રીતથી કરોને.

**રામ૦ :** લે ભાઈ! તું જ સઉમાં ડાહ્યો થઈને આગળ આવતો હોય તો આવ, આપણે રીતની વાત કરીએ. આ શી વાત ચાલે છે ને તેમાં કહે કે કરીતનું શું કહ્યું ?

**યોગી૦ :** જુઓ, વાતમાત્ર એટલી છે કે પૂર્વે આપણા ઋષિમુનિઓ શાપ દેતા ને વળી કરગરે તો દયા કરી અનુગ્રહ પણ કરતા. તેમ તમારે પણ કરવું જોઈએ એ વાત છે.

**રામ૦ :** શું બધા ઋષિમુનિએ સર્વ સમયે અપરાધની ક્ષમા આપી છે એમ તમારું કહેવું છે ? એમ હોય તો પાધરું કહોને એટલે હું તમને ઉત્તર આપું.

**યોગી૦ :** હા હા સઉ ઋષિયોએ શાપ આપીને પાછળથી ક્ષમા આપી છે ને નિવારણ કર્યું છે.

**રામ૦ :** સઉએ શું ધૂળ નિવારણ કર્યું છે ! મારા ભાઈ! બ્રહ્મઅક્ષર તો આવડતો નથી ને બધી ભાંજગડ કરવા બેઠા ?

**યોગી૦ :** અમને નથી આવડતું તો રહ્યું, પણ તમે આ સઉને ગળે ઉતરે એવું ખરેખરું પ્રમાણ હોય તે આપોની કે સઉની ખાતરી થાય ને તમારી વાહવાહ બોલાય.

**રામ૦ :** અલ્યા ગળે ઉતરે ગળે ઉતરે શું કહે છે ? હું તો કહું છું કે તમારે સઉને ગળે ઉતરે ને વળી ગળે ઉતરતાં ગટુકો બોલે ને પેટમાં તૃપ્તિ થાય એવાં પ્રમાણ છે. જો સમજતો હોય ને હા કહે તો આ ક્ષણે જ કહી સંભળાવું.

**યોગી૦ :** અરે મહારાજ ! જે જાણતા હશે તે તે વળી 'કહી સંભળાવું, કહી સંભળાવું ' કહ્યા કરતા હશે ? ક્યારની વાત તો એ જ ચાલે છે. હવે વળી શું પૂછપૂછ કરો છો ?

**રામ૦ :** લો સાંભળો ભાઈઓ સઉ ને પછી આ મારા યોગીભાઈને પંડિત કહેજો. જો ભાઈ! એક એવી કથા છે કે એક વાર ઇન્દ્રે કોઈ

નિમિત્તથી દુર્વાસા ઋષિનું અપમાન કરયું હતું. ત્યારે દુર્વાસાએ આ ત્રણ લોકના પતિ તે ઇન્દ્રરાજાને શાપ આપ્યો હતો. પછી તે ઇન્દ્રે ઘણા કાલાવાલા કરયા તોએ જરી દયા નથી કરી, અને આ પ્રમાણે વચનો કહ્યાં છે. સાંભળજો હોં :

नाहं कृपालुहृदयो न च मां भजते क्षमा ।
अन्ये ते मुनयः शक्र दुर्वाससमवेहि माम् ॥
गौतमादिभिरन्यैस्त्वं गर्वमापादितो मुधा ।
अक्षान्तिसारसर्वस्वं दुर्वाससमवेहि माम् ॥
वसिष्ठाद्यैर्दयासारैः स्तोत्रं कुर्वद्भिरुच्चकैः ।
गर्वं गतोऽसि ये नैवं मामप्यद्यावमन्यसे ॥
चलज्जटाकलापस्य भ्रूकुटीकुटिलं मुखम् ।
निरीक्ष्य कस्त्रिभुवने मम यो न भयं गतः ॥
नाहं क्षमिष्ये बहुना किमुक्तेन शतक्रतो ।
विडम्बनामिमां भूयः करोष्यनुनयात्मिकाम् ॥

કેમ અલ્યા વૈદ ! કંઈ સમજણ પડી કે ધૂળ ! ભણ્યો હોય તો લે હવે એનો અર્થ કરીને આ બધાને સમજાવ, ને એ બધાને ગળે ઉતાર. ને જો ન સમજતો હોય તો પછી મને કહેજે, એટલે બધાને ગટુકો બોલીને ગળે ઉતરે એવું હું કહીશ.

**યોગી૦** : ( અર્થ કરવાનું સામર્થ્ય ન હોવાથી લગાર ઝાંખો પડીને) એ તો પુરાણીબાવા ! પુરાણ વાંચવું ને અર્થ કરવા એ તો તમારું જ કામ છે. અમે તો નાડ જોઈએ ને ઓસડ આપી જાણીએ.

**રામ૦** : ત્યારે ભલા માણસ ! પ્રથમથી જ એમ રડવું'તું કેની ! આપણો જેમાં પૂરો પ્રવેશ નહિ હોય તેમાં મિથ્યા બાથ શું કરવાને ભરીએ ? 'સઉને ગળે ઉતરે એવું પ્રમાણવચન હોય તો બોલો,' ને વળી 'જાણતા હશે તે કહી સંભળાવું, કહી સંભળાવું, કરતા હશે કે' એવાં એવાં વચનો જાણે મહા પંડિત હોઇએ તેની પેઠે શીદ બોલીએ ? હશે, અલ્યા એ ભટ્ટ ! તું કંઈ ભણ્યો હોય તો આ બધાંને ગળે ઉતરે એવું કર ભાઈ ! તુંએ વચમાં ડા'પણ ડહોળતો'તો તે !

**ગોવર્દ્ધન** : જુઓ પુરાણીબાવા ! હું શું ભણ્યો છું તેની તમને ખબર

નથી ? મેં તો તમારે બધાંને ગળે ઉતરે, ઘટુકા બોલે, ને વળી પેટમાં ટાઢક વળે એવું કરવા માંડયું છે તે ત્રીજા પ્હોરસોરું ગળે ઉતારવા વખત આવશે. હમણાં લગાર ધીરજ રાખીને તમે તમારું જે કરતા હો તે કરો.

**રામ૦:** અલ્યા ભાઈ! એમ જાણે છે તોએ પંડિતમાં ખપવાને અહીં મિથ્યા પંડિતાઈ શીદ કરતો'તો ? હશે. લો હવે ! તમથી કંઈ નિપજે એમ છે કે મિથ્યા હો હા કરવાની જ ગમ છે ?

**ગોવિંદ૦:** જાણો જ છો કેની પુરાણી! અમારે તો સકલ પાપરહિત કેવળ કલ્યાણકારી વેદનું જ પઠનપાઠન ચાલે છે, એટલે આ તો તમારું જ કામ છે.

**ગોવર્દ્ધન** : લો પુરાણી બાવા ! હવે બધાની શોભા ઘટાડવામાં કંઈ તમારી શોભા વધવાની નથી. માટે 'જે ખાડો ખોદે તે પડે' ને 'જે વહાડે તે વહે' એ ન્યાયે તમે બોલ્યા છો તો અર્થ કરો ને સઉને સમજાવો.ને તમારી વાત ખરી હશે તો અમે કોઈ ખોટી કહેવાના નથી.

**રામ૦** : અલ્યા ભાઈઓ ! તમે કોઈ કશું સમજતા નથી, ને વળી ખરુંખોટું કહીશું, એવું મિથ્યા ડોળ તે શીદ રાખો છો ? લો સાંભળો હવે. એનો અર્થ કહું છું.

તે દુર્વાસા ઋષિએ ઇન્દ્રપ્રતિ ક્રોધનો ભાવ પ્રતીત કરાવતાં કહ્યું કે 'હે ઇન્દ્ર ! હું કૃપા કરું એવા હૃદયવાળો નથી અર્થાત્ મારું હૃદય કરુણાવાળું નથી, તથા મારામાં ક્ષમા રહી નથી અર્થાત્ હું ક્ષમા આપું એવો પણ નથી. અલ્યા તે મુનિઓ તો બીજા કે જેઓ કૃપાલુ હૃદયવાળા હોય, અને તારાપ્રતિ કૃપા કરે, મને તો તું દુર્વાસા જાણ.

ગૌતમાદિ અન્ય મુનિયોવડે તું મિથ્યા ગર્વિત કરાવાયો છું. અર્થાત્ તે ગૌતમાદિએ તારા અપરાધોની ક્ષમા આપીને જ તને ગર્વિત કર્યો છે. પણ હે ઇન્દ્ર ! મને તો તું ક્રોધનો સાર જેનું સર્વસ્વ છે એવો દુર્વાસા જાણ, અર્થાત્ કોઈનું કોઈ પ્રકારનું લગાર પણ વિરોધીપણું સહન કરવાનો સ્વભાવ જેણે રાખ્યો નથી, એવો હું દુર્વાસા છું એમ તું જાણ.

કરુણાના સારને ધારણ કરનારા તે વસિષ્ઠાદિ ઋષિઓ તારું ઉચ્ચ સ્વરથી સ્તવન કરે છે તેઓએ તને ગર્વ પ્રાપ્ત કરાવ્યો છે, અર્થાત્ તેમના તે પ્રકારના વર્તનથી તું ગર્વિષ્ઠ થઈ ગયો છે; જેથી હે ઇન્દ્ર ! તું આજ મારી પણ અવજ્ઞા કરે છે.

હે ઇન્દ્ર ! આ વિખરાયલા જટાસમૂહવાળો જે હું તેનું ભ્રૂકુટીભંગયુક્ત અર્થાત્ વાંકી ભ્રમરોવડે ક્રોધની પ્રતીતિ કરાવતું મારું મુખ જોઈ ને

આ ત્રિભુવનમાં કોણ ભયને પ્રાપ્ત થતું નથી, અર્થાત્ સર્વ ભયગ્રસ્ત થાય છે.

હે સો અશ્વમેધ કરનાર ઇન્દ્ર ! બહુ કહેવાથી શું ? હું ક્ષમા કરવાનો નથી. મારું સાંત્વન કરવારૂપ તારો પ્રયાસ પુનઃ મારો ઉપહાસ કરવાજેવો છે.

કેમ ભાઈ! વિદ્યાના વિયોગી વૈદ્યબાવા ! આ અર્થની સમજ પડી ને ગળે ઉતરચું ? વળી સાંભળો. આ ભાગવત એકાદશ સ્કંધમાં તમે સાંભળ્યું નથી કે ઋષિયોનું હાસ્ય કરતાં શાપ થયો'તો, અને તેથી આખા યાદવોનું કુલ પરસ્પરમાં કપાઈ મુવું હતું, તેમ જ પરીક્ષિત રાજાને બ્રાહ્મણના પુત્રે શાપ આપેલો કે મારો મોકલેલો તક્ષક નાગ આજથી સાતમે દિવસે મારા પિતાના દ્રોહી પરીક્ષિત રાજાને કરડશે. એ શાપ પણ મટયો નથી, એ સર્વત્ર પ્રસિદ્ધ છે. અલ્યા આવાં ને આવાં અનેક પ્રમાણો, અટકી રહ્યા વગર તમારે ગળે ઉતરે એવાં છે તો પણ જાણ્યા વિના મિથ્યા વાદ શું કરો છો ? કેમ અલ્યા વૈદ્ય ! હજી ગળે ઉતર્યું કે નથી ઉતરચું ? જેવું હોય એવું કહેજે ભાઈ!

**યોગી૦** : હશે હશે પુરાણી બાવા ! હવે જવા દો. તમે જે કહો છો તે ઠીક છે. બાકી બીજા એવા ઘણાએ દાખલા છે કે જેમાં શાપ આપ્યાં છતાં પાછો વળી છૂટકોએ કર્યો છે.

**રામ૦** : અલ્યા છૂટકો કર્યાની કોણ ના કહે છે ? આ તો નથી કર્યો તેની વાત ચાલે છે. કેમ અત્યારસુધીની બધી વાત ઉંઘમાં ગઈ કે શું ?

**ગોવર્દ્ધન** : હવે જવા દો પુરાણીબાવા ! એ તો વૈદ છે એટલે એમનું ઓસડ એમની મેળે કરી લેશે. તમારે એમને ઓસડ આપવું નહિ ને હવે બોલશોએ નહિ.

**રામ૦** : જો ભાઈ ભટ્ટ ! મારે તો બોધ આપવાનો ને બોલવાનો ધર્મ છે એટલે મૌન ધરીને તો કંઈ બેશી રહેવાય નહિ. પણ મારો એવો નિશ્ચય છે કે જ્યાં ગુણજ્ઞ ન હોય ત્યાં અધિક બોલવું નહિ. કારણ કે અજ્ઞાની સભામાં વિદ્વાનને પ્રસંગે હાનિ થાય છે. આવા વિચારથી જ કોઈ વિદ્વાને સુક્તિવડે વચન કહ્યું છે કે

**एकस्त्वं गहनेऽस्मिन् कोकिल न कलं कदाचिदपि कुर्याः ।**
**साजात्यशंकयाऽमी न त्वां निघ्नन्ति निर्दयाः काकाः ॥**

હે કોકિલ અર્થાત્ કોયલ ! તારે આ અરણ્યમાં કદી પણ તારા કોમલ મધુર સ્વરને પ્રકટ કરવો નહિ, અર્થાત્ તારે બોલવું નહિ. કારણ

કે એમ કરવાથી અર્થાત્ મૌન સેવવાથી આ કઠોર વાણીવાળા નિર્દય કાગડાઓ તને તારા કાળા રંગથી પોતાની સમાન જાતિની કાગડી માનીને મારશે નહિ. તાત્પર્ય એ કે જો તું સુન્દર સ્વરે બોલીશ તો આ નિષ્ઠુર ભાષણ કરવાના સ્વભાવવાળા કાગડાઓ અદેખાઈથી તને મારી નાંખશે.

આવાં આવાં અનેક વચનો જાણ્યાથી તે મારો નિશ્ચય દૃઢ થયો છે તોપણ પ્રસંગે ભટને કહું, તમસરખા વિવેકી પુરુષો જ્યાં બેઠા હોય છે ત્યાં લગાર બોલવાની વૃત્તિ થાય છે, ને બોલીએ છીએ. સમજ્યા કેની!

**મુકુંદ૦ :** કેમ પુરાણીબાવા ! આ એકલા ગોરધન ભટ વિવેકી ને અમે બધા તો અવિવેકીમાં જ છીએ કે સું?

**રામ૦ :** મારા કહ્યા વિના તમે તમારી મેળે અવિવેકી થાઓ તો તેમાં કાંઈ મારો વાંક છે ? શેઠ! આ હમણાં જ જો મારાં વચનનો તમે વિવેક કર્યો હોત, તો સમજત ને આટલું બોલત પણ નહિ. મેં કંઈ એકલા ગોવર્દ્ધનને વિવેકી કહ્યો જ નથી. મેં તો કહ્યું છે કે તમસરખા, એટલે એમાં તમારા જેવાનો તો બધાનો સમાવેશ થઈ જ ગયો છે.

**યોગી૦ :** પુરાણીમહારાજ! તમે અમને કાગડાજેવા તો કહ્યા. હશે પણ હવે એ કથા પૂરેપૂરી કહોને કે દુર્વાસાએ શામાટે શાપ આપ્યો ને ઇન્દ્રે એમનું કેવું અપમાન કરયું છે, તે જણાય તો ખરું !

**રામ૦ :** ભાઈ ! કથાની નાડ પકડજો એટલે બધુંએ જણાશે. તમને કંઈ અજાણ્યું રહેવાનું છે ! વિદ્યામાત્ર તમારા હાથની આંગળીમાં છે ! એમ જેટલા પ્રસંગ નિકળે તેની ઠેર ઠેર જો આખી કથા કરવા બેશીએ તો પાર કેમ આવે ? ભાઈ ! ને તેમ છતાં મરજી હોય તો વળી અવકાશે આવજો.

**ગોવર્દ્ધન :** એ તો બહુ સારું. જેને પૂછવાની ગરજ હશે તે ચાલીને ઘેર આવીને ઘણાએ પૂછી જશે. પણ હવે પુરાણી ! આપણું જ ચલાવ્યા કરવું છે ? આ બચારાં બૈરાં પણ આજે આનન્દનો દિવસ જાણીને ગરબા ગાવાને મન કરે છે, પણ તમારું અટપાય તો એમનું ચાલે. તેથી જો ધ્યાનમાં આવે તો હવે જય જય બોલાવો ને આપણે સઉ ઉઠો. રસોઈઆગળ આપણે બેશીયે તો તેમાં મદદ પણ થાય ને એ વાત.

**રામ૦ :** ચાલોની ભાઈ ! સોનાથી પીળું શું ? બોલો સઉ જય જય જગદીશ [સઉ બોલે છે. પછી પોથી લઈ ઉઠી જાય છે. બીજા સઉ પણ ઉઠી જાય છે. પછી સ્ત્રિયો મળી આનન્દથી ગરબા ગાય છે.]

**ચંચળા :** ( વિજયાને ત્યાં કથા શ્રવણ કરવા જાય છે, તે દાદરે ચઢીને સઉને બેઠેલાં જોઈને ) અરે ! આજે તો બધાંએ આવીને બેઠાં છો ને ! કેમ મારે સારુ જ સઉને ખોટી થવું પડયું કે શું? ( એમ બોલતાં બેસે છે. )

**ભાગી૦ :** ના ના એમ તો કંઈ નથી. આ અમે સઉ પણ હમણા જ આવ્યાં છીએ.

**વિજળી :** લો ત્યારે હવે આપણે નકામાં ખોટી શું કરવા થઈએ? જો ચાલતું થાય તો પછી કંઈ બે અક્ષરે વધારે સાંભળવાનું મળે કેની?

**ચંચળા :** હાસ્તો. લો બોલો સઉ 'જયજય શ્રીસદ્ગુરુદેવ.' (સઉ બોલે છે.) લો વિજયાલક્ષ્મીબહેન ! કરો આરંભ.

**વિજયા :** ( નિયમપ્રમાણે પદ બોલે છે. )

### પદ. ગરબી.

સખિ ! જન્મીને આ જગમાં રે, સુખ સંપાદન કરવું છે,
ત્યજી ક્લેશ સકલ મન મારી રે, મરવાપૂર્વે તરવું છે.
દુર્જનની સંગતિ ત્યજવી રે, જેથી દુઃખ અણછતું આવે,
સજ્જનની સંગતિ ધરવી રે, સુખસદ્ગુણ જેથી ભાવે.
સન્માર્ગે વહેવું દઢ થઈ રે, નિત્ય સદાચરણો સેવી,
અબલાએ યશ મેળવવો રે, જગ જાણે જન્મી દેવી.
કુલમર્યાદાને પાળી રે, પતિ સેવી સુખથી વસવું,
પતિવચન ને વૃત્તિ ત્રોડી રે, નિત્ય પિયરપ્રતિ ના ધસવું.
નિર્મળ મતિ તો નિજ કરવા રે, વસ્તુવિવેક સદા કરવો,
ગણી ક્ષણિક સકલ આ વિષયો રે, મિથ્યા મોહ ન ઉર ધરવો.
પતિગૃહમાં જે સુખ મળતું રે, તે સુખ સ્વર્ગસમું જાણો,
જોઈ જોઈને સુખ અવરનું રે, ઉરમાં ક્લેશ ન કદી આણો.
પ્રિયઅપ્રિય વચનો પતિનાં રે, ધારી હૃદયમાં નમ્ર થવું,
પ્રિયથી મદ તો નવ ધરવો રે, અપ્રિયથી નવ દુઃખ ધરવું.
સખિ ! ક્રોધ લોભને જિતી રે, શાંતિસંતોષ જ સજવાં,
વિજયા પ્રભુસમ પતિ જાણી રે, પ્રેમે ચરણકમલ ભજવાં.

**ભાગી૦ :** જયજય શ્રીસદ્ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી) કાલે તો કથાના અંતમાં એ વાર્તા આવી હતી કે પેલા મહાત્માએ તે વિશ્વજિત નગરના વિભાવસુનામના રાજાને છેવટે કહ્યું એ કે સંસારમાં પદાર્થોની

ગતિ વિલક્ષણ છે. કોઈ શ્રમવડે પ્રાપ્ત કરે છે અને કોઈ તેને ભોગવે છે. આ પ્રકારે આ તમારું રાજ્ય પણ તમારા કુલમાં નહિ પ્રકટેલા એવા અન્ય પુરુષને માટે છે. આ પ્રકારનાં વચન બોલીને પછી તે મહાત્માએ તે રાજાને એકાંતમાં તેડી જઈને કંઈ કહ્યું અને પછી પોતાને માર્ગે ચાલતા થયા, અને તે રાજા પણ પોતાને સ્થાને ગયા. આટલી વાત પેલા સજ્જન પુરુષે શ્રીસાગરને કહી ત્યાંસુધી કાલે થયું છે પછી આગળ બનેલી વાર્તા શ્રીસાગરઆગળ પેલા સજ્જન પુરુષે કરી હશે ને તે પછી જે કંઈ થયું હશે તે આજે આવવાનું છે.

**વિજયા :** (ઇષ્ટસ્મરણ કરીને) પેલો સજ્જન પુરુષ શ્રીસાગરને કહે છે : હે ભાઈ! પછી તે અમારા રાજા તે તપસ્વીના વિદાય થયા પછી તત્કાલ પોતાને સ્થાને ગયા. રાજાની સાથે તપસ્વીએ એકાંતમાં જઈને શું વાર્તા કરી તે તત્કાલ તો કોઈના જાણવામાં આવી નહિ. પછી બીજે દિવસે અમારા રાજાએ પ્રધાનને આજ્ઞા આપીને આ સમુદ્રના તીરઉપર પોતાનો મોટો મહાલય છે તેને સ્વચ્છ કરાવ્યો. અને ત્રીજે દિવસે રાજા-રાણીએ તેમના સમીપ રહેનાર નિત્યનાં સેવકમનુષ્યોસાથે જઈને તેમાં વાસ પૂરચો. વિદ્વાન્ બ્રાહ્મણોને અને પ્રધાનાદિ મુખ્ય રાજસેવકોને બોલાવીને સમુદ્રના જલમાં શ્રીવરુણદેવનું વિધિથી પૂજન કરચું. પછી એ મહેલની બે બાજુએ એક એક કોસસુધી સમુદ્રના તીરઉપર રક્ષકરૂપ રાજ-સેવકોને થોડે થોડે અંતરે મૂક્યા, અને એવી આજ્ઞા આપી કે આ સમુદ્રમાંથી કોઈ મનુષ્ય તણાતું તણાતું જલમાર્ગે આ સમુદ્રના તીરઉપર આવે, અથવા તણાતું જતું તીરસમીપથી દષ્ટિએ પડે તો તત્કાલ મને સમાચાર આપો, અને તેને મારી પાસે લાવો. રાજારાણી પ્રતિદિવસ સવારસાંજે સમુદ્રમાં વરુણપૂજન વિધિથી કરતાં, અને દિવસભરમાં એક વાર જમીને રહેતાં. આ પ્રમાણે નિત્ય પૂજન કરતાં અને સમુદ્રના તીરઉપર રહેતાં છ દિવસ અને છ રાત્રિ વ્યતીત થઈગઈ. પછી સાતમા દિવસનો સૂર્ય ઉગ્યો તે પહેલાં રાજા, રાણી તથા બ્રાહ્મણો અને પ્રધાનઆદિ મુખ્ય રાજસેવકો નિત્યના નિયમપ્રમાણે શ્રીવરુણદેવનું પૂજન કરતા હતા એટલામાં સમુદ્રમાં એક પુરુષ તણાતો આવતો હતો તે દષ્ટિએ પડચો. પ્રથમ તો કંઈ તણાતું આવે છે એમ મનુષ્યોની દષ્ટિએ પડચું, પણ પાસે આવતું ગયું તેમ તેમ જણાવા લાગ્યું કે કોઈ મનુષ્યજેવું છે. એમ કરતાં બહુ સમીપ આવ્યું ત્યારે સઉએ જાણ્યું કે આ કોઈ પુરુષ તણાતો આવે છે, રાજાની આજ્ઞાથી સેવકોએ તત્કાલ તે પુરુષને બહાર કાઢચો, અને રાજા તથા રાણીએ પ્રથમ

જયજયકાર વધ્યો,તેથી પ્રધાનાદિ સઉએ જય જય જય એવો ઉચ્ચાર કરચો. રાજાની આજ્ઞાથી તે પુરુષને તત્કાલ મહેલમાં લઈ ગયા,અને તેની સંભાળ-માટે કુશલ પુરુષોને બોલાવ્યા. એ પુરુષ જલમાંથી આવેલો તેથી તત્કાલ તો તે જડસરખો થઈ ગયો હતો. તેને ઘટિત ઉપચાર કરનાર કુશલ મનુ-ષ્યોને પાસે રાખીને રાજારાણી ત્યાં જ રહ્યાં, અને પ્રધાનને રાજાએ આજ્ઞા આપી કે આપણા આખા નગરમાં ઉત્સવનાં સર્વ માંગલિક ચિહ્નો પ્રવ-ર્તાવો,અર્થાત્ સ્થલે સ્થલે વાદિત્રોના નાદ કરાવો,અને નગરમાં તથા નગર-બહાર ફરતા અર્ધ કોશપર્યંત સ્થલે સ્થલે પૃથ્વી સ્વચ્છ કરાવીને ધ્વજાઓના સ્તંભો રોપાવો, તથા ઘટિત સ્થલે રમણીય મંડપો બંધાવો. આ પ્રકારની રાજાની આજ્ઞા થવાથી પ્રધાને તે પ્રમાણે આરંભ કરચો, અને પ્રજામાં પોકાર કરાવ્યો કે સર્વ પ્રજાએ પોતપોતાનાં દ્વારઆગળ યથાશક્તિ માંગ-લિક ચિહ્નો સ્થાપવાં તથા ઉત્સવ કરવો. પ્રજામાં તો તે ક્ષણથી એક પ્રકારનો નવીન આનન્દ પ્રકટ્યો. સર્વત્ર ઉત્સવ આરંભાયો, અને એવી વાર્તા ચાલી કે પેલા તપસ્વી પુરુષે રાજાને વરુણની ઉપાસના કરવાનું કહ્યું, અને તે કરવાથી રાજાને વરુણદેવે જલમાર્ગે એક ધર્મપુત્ર આપ્યો છે; અને તે હવે આ પ્રજાનો રાજા થશે. તે પુરુષ કોણ છે, કેવો છે, એ વાર્તા તે ક્ષણસુધી પ્રજાના જાણવામાં આવી ન હતી, તો પણ સર્વ રાજ્યભક્ત પ્રજા પોતાના રાજાને સાક્ષાત્ પુત્ર થવાથી આનન્દ માને તેના કરતાં પણ અધિક આનન્દ માનવા લાગી. રાજારાણીએ યોગ્ય ઉપચાર વિધિપૂર્વક કરા-વ્યા ત્યારે તે સમુદ્રમાંથી જડેલો પુરુષ સાવધાન થયો અને બોલ્યો.રાજારાણીને અપાર હર્ષ થયો. જ્યારથી આ પુરુષ જડચો હતો ત્યારથી જ તે મહેલ-આગળ મોટી શોભા કરી હતી. વિવિધ પ્રકારનાં વાદ્યો ત્યાં સતત વાગ્યા કરતાં હતાં. આ પુરુષ બોલ્યો અને સાવધાન થયો એ વાર્તા જેમ વિજ-ળીનો પ્રકાશ ક્ષણમાં દિશાઓમાં પ્રસરે તેમ આખા નગરમાં પ્રસરી ગઈ. તે પુરુષને ત્યાર પછી બે દિવસ તે મહેલમાં જ સંભાળથી રાખીને રાજા રાણી પણ ત્યાં રહ્યાં. પછી ત્રીજે દિવસે મોટી સ્વારી કાઢીને અમારાં રાજાએ તે પોતાના ધર્મપુત્રસહિત ગજારૂઢ થઈને નગરમાં પ્રવેશ કરચો. એ સમયની શોભા વર્ણવવાને તો મોટા બુદ્ધિમાન્, વિદ્વાન્ તથા કલાવાન્ પુરુષો પણ સમર્થ થાય નહિ, તો હું તમને શી રીતે વર્ણવીને સંભળાવું? વરુણદેવના પ્રસાદથી જે ધર્મપુત્ર અમારા રાજાને મળ્યો છે તે મનુષ્યના જેવા આકારનો છે તો પણ સર્વ જાણે છે કે એ કોઈ મનુષ્ય નથી પણ દેવ છે. પૂર્વે દેવોએ મનુષ્યનાં શરીરો ધારણ કરેલાં એવું આજસુધી અમે

પુરાણની કથાઓમાં સાંભળતા, પણ આ તો અમે નજરે જોયું કે આજે પણ આવાં દેવતાઈ મનુષ્યો પૃથ્વીમાં પ્રકટેલાં છે. રાજવંશી વસ્ત્રાલંકાર ધારણ કરેલા હતા તે સર્વને જાણે તે પુરુષનું રૂપ શોભાવતું હોય એવું સઉને ભાસતું હતું. અમારા રાજા વૃદ્ધ છે, પણ આ પુરુષ પ્રાપ્ત થવાથી એ અમારા વૃદ્ધ રાજાને તે સમયે એટલો બધો આનન્દ થયો હતો કે તેથી એમની વૃદ્ધાવસ્થા પણ જાણે પલટાઈ ગઈ હોય એવું સર્વ પ્રજાને ભાસતું હતું. એ પ્રકારે મોટી શોભાથી તે ધર્મપુત્રસહિત અમારા રાજા નગરમાં ફરીને રાજ્યમહાલયમાં જઇને ઉતરચા, અને ત્યાં ઘણાં પુણ્યદાન રાજાએ તથા રાણીએ કરચાં. અનેક દરિદ્રીઓનાં દારિદ્રય ટાળી નાંખ્યાં. હવે આવતી કાલે શુભ મુહૂર્ત છે તેથી પ્રથમ પ્રહરમાં એ આવેલા પુરુષને રાજગાદીએ બેસાડવાના છે એવું લોકોમાં સંભળાય છે. હે ભાઈ! આ કારણથી આ અમારા નગરમાં આ મોટો ઉત્સવ વર્તાય છે. તમે મને પૂછયું તેવું મેં તમને આ સર્વ કહ્યું. એમ બોલી તે સજ્જન પુરુષ **શ્રીસાગર**ને આ પ્રમાણે પૂછવા લાગ્યો કે ભાઈ! તમે દરિદ્રીસરખા વેષમાં છતાં કોઈ ભાગ્યશાલી પુરુષસરખા જણાઓ છો, તેથી સાચે સાચું કહો કે તમે કોણ છો, અને ક્યાંથી આવો છો? **શ્રીસાગરે** કહ્યું: ભાઈ! અમે દૂર દેશના વ્યાપારી છીએ. વ્યાપારઅર્થે નિકળ્યા હતા તે હવે પાછા ઘરતરફ વળ્યા છીએ. અમને ઉતરવા યોગ્ય કોઈ સ્થલ દેખાડો તો તમારો મોટો ઉપકાર થશે. અમારાં વહાણો માલનાં ભરેલાં છે અને સાથે નાવિકોવિના બીજું કોઈ મનુષ્ય નથી, તેથી આ સ્થલથી સમીપમાં જો ઉતરવાનું સ્થાન મળે તો બહુ સારું. અમારે માર્ગે ચાલવાનું છે, પણ શ્રમિત થયા છીએ તેથી વિશ્રાંતિ લેવા તથા આ તમારા નગરમાં ઉત્સવના સમારંભને જોવા ઇચ્છા છે તેથી બે દિવસ અત્ર નિવાસ કરીશું.

આ પ્રકારનાં **શ્રીસાગર**નાં વચન સાંભળીને તથા તેને જોવાથી અને વાર્તા કરવાથી **શ્રીસાગર**ને કોઈ મોટું માણસ જાણીને તેણે પોતાના ઘેર તેડી જવાનો ઘણો આગ્રહ કરચો. પણ પ્રવાસમાં અજાણ્યા મનુષ્યના ગૃહમાં એકાએક જઈને નિવાસ ન કરવો એ પ્રકારનો પોતાનો નિયમ હોવાથી **શ્રીસાગરે** તેમની તે ઇચ્છા સ્વીકારી નહિ. પછી તે પુરુષે **શ્રીસાગર**ને તીરઉપર પ્રવાસી પ્રતિષ્ઠિત મનુષ્યોને ઉતરવાનું સ્થલ હતું. ત્યાં તેડી જઇને ઉતરવાની વ્યવસ્થા કરી આપી. **શ્રીસાગરે** તે ગૃહસ્થનો ઉપકાર માન્યો. પછી પોતાનાં સર્વ મનુષ્યોને તથા પોતાને માટે કાંઈ ભોજનના પદાર્થો લઈ આવવા **શ્રીસાગરે** પોતાનાં વિશ્વાસપાત્ર મનુષ્યોને

મોકલ્યાં અને પાસે દ્રવ્ય નહિ હોવાથી પોતાની એક મુદ્રિકા કાઢીને પેલા સજ્જન પુરુષને આપતાં કહ્યું કે મારી પાસે છૂટું દ્રવ્ય આ ક્ષણે નથી. અને માલનાં વહાણોને ખોલ્યાં નથી; તેથી આ રાખીને અમને થોડું દ્રવ્ય અપાવો અને તેમાંથી આ મનુષ્યોને ખાનપાનાદિ જોઇએ તે પદાર્થો અપાવો. પેલા સજ્જન પુરુષે તે મુદ્રિકા ન લેતાં કહ્યું કે મને પછી જે થશે તે દ્રવ્ય આપજો. તત્કાલ તો એમને જોઇતા પદાર્થો અપાવીને તમારે અર્થે ખાવા યોગ્ય પદાર્થો લઈને હું પાછો આ મનુષ્યો-સહિત આવું છું. એમ કહી મનુષ્યોને તેડી તે પુરુષ નગરમાં ગયો.

શ્રીસાગર એકલો બેશીને એક પક્ષે સમુદ્રની શોભાને જોતો તથા અન્ય પક્ષે નગરની એક તીરની શોભાને જોતો જોતો પોતાના મનમાં આ પ્રકારના વિચારને કરવા લાગ્યો: અરે ! આ દૂરથી રળિયામણો જણાતો અને સમીપથી ભય આપતો ભાસતો સમુદ્ર હવે મને પુનઃ પ્રવેશવા યોગ્ય જણાતો નથી. એ સમુદ્રમાંથી હું તો જીવતો નિકળ્યો છું તો પણ તે સમય સંભારતાં મને આજે પણ ભયકંપ થાય છે. જે ઓછું પ્રાપ્ત થાય તે પ્રાપ્ત કરીને પણ આ જન્મનું સાર્થક થાય એવું કરતાં ગૃહમાં જ રહેવું એ ઉત્તમ છે. અહાહા ! આ નગરની શી શોભા છે ? પુણ્યવન્ત પુરુષો નિર્ભયપણે પૃથ્વીઉપર વિચરતાં પોતાનું આયુષ્ આનન્દથી ગાળતા જણાય છે. પોતાના ગૃહમાં કુટુંબી જનોસહ આનન્દવાર્તા કરતા આ સઉ નાગરિકો આજે સ્વર્ગના આનન્દને પણ તુચ્છવત્ ગણતા હશે. ખરે, જે પુરુષને આ રાજ્ય પ્રાપ્ત થનાર છે તે જો કોઈ મનુષ્ય જ હશે તો તેના પુણ્યનો પાર નથી. આ હું પણ એક સમયે સમુદ્રમાં તણાતો હતો, પણ મારાં એવાં પુણ્ય ક્યાંથી હોય કે આ રાજાના વ્રતની સમાપ્તિએ એમના સમીપ તણાતો આવું. જેમ મને આ વહાણના પદાર્થોને પ્રાપ્ત કરનાર પ્રારબ્ધે સમુદ્રમાં નાંખીને આ જંગલી લોકોના નિવાસસ્થાનમાં આણ્યો હતો, તેમ આ કોઈ મોટા પુણ્યશાળી પુરુષના સુભાગ્યે એને રાજ્ય પ્રાપ્ત કરાવવા અર્થે સમુદ્રમાં નાંખીને આ રાજાસમીપ યોગ્ય સમયે આણ્યો છે. અહો ! પ્રારબ્ધની ગતિ ગહન અને વિચિત્ર છે ! હવે પણ તો મારે આ રાજ્યના પ્રારબ્ધવાળા પુરુષને જોવો. અને પછી મારા નગરના માર્ગનો નિશ્ચય કરીને જો આ સ્થલથી પગમાર્ગે જવાય તો અત્રથી વાહનાદિની વ્યવસ્થા કરીને ચાલતા થવું, અને ઉતાવળે સમાચાર લઈ જનાર એક મનુષ્યોને આગળ મોકલવો. જો દુર્દૈવ જલમાર્ગે જ જવું પડે એમ હશે તો તો પુનઃ આ ભયંકર સમુદ્રને ભરોંસે આ દેહ-પ્રાણને મૂકવાં પડશે. આ આદિ વિચારોને કરે છે એટલામાં પેલો સજ્જન પુરુષ પેલા નાવિકો-

ને જોઈતા ખાનપાનના પદાર્થો અપાવીને **શ્રીસાગર**ને અર્થે ભોજન યોગ્ય પદાર્થો લઈને આવ્યો. **શ્રીસાગરે** તેનો ઘણો ઉપકાર માનીને પ્રિય વચનો કહ્યાં, તથા તેની સજ્જનતાની ઘણી સ્તુતિ કરી. પછી **શ્રીસાગરે** સમુદ્રમાં સ્નાન કરવાને વસ્ત્રો ઉતારચાં, અને સ્નાન કરચું. તેના કંઠમાં તથા હાથમાં ધારણ કરેલા અલંકાર જોઈને પેલા સજ્જન પુરુષે આ **શ્રીસાગર** કોઈ મોટો શ્રીમાન્ પુરુષ છે એવું જાણ્યું. એનું રૂપ પણ સામાન્ય મનુષ્યથી વિલક્ષણ જાણ્યું, પણ તત્કાળ બોલ્યા વિના મૌન રહ્યો. **શ્રીસાગર**પાસે બદલવાનું બીજું વસ્ત્ર પણ નથી તે જોઇને પેલા પુરુષે પોતાનું ઉપવસ્ત્ર આપ્યું, તે ઘણા આગ્રહથી ના ના કરતાં **શ્રીસાગરે** લીધું, અને સ્નાન કરી તે વસ્ત્ર પહેરીને ઇષ્ટસ્મરણ કરીને પોતાનાં સર્વ માણસોને ખાવાની આજ્ઞા આપી. પોતે ખાધું.પેલા સજ્જન પુરુષને પણ પોતાની સાથે આગ્રહ-વડે તેમાંથી ખવડાવ્યું. પછી મુખવાસ લઇને પેલા સજ્જન પુરુષસાથે વાર્તા કરવા બેઠા. **શ્રીસાગરે** આ નવા થનાર રાજાનાં દર્શન કેવે પ્રકારે ક્યારે થશે, એવું પૂછવાથી પેલા સજ્જને પ્રેમથી કહ્યુંઃ શેઠ ! તમે ધૈર્ય રાખો. તમે મોટા ભાગ્યશાલી છો. તેથી તમારી એ ઇચ્છા તો અનાયાસ આજે જ પૂર્ણ થશે. તમને અમારા જૂના તથા નવા એમ બંને રાજાનાં દર્શન આ સ્થલે બેઠા બેઠા આજે ચોથે પ્રહરે થશે. આ આપણા સંમુખ જે મોટા વિભવો-વાળું મન્દિર દેખાય છે તે મુખ્ય રાજમન્દિર છે. નિત્ય ચોથે પ્રહરે અમારા રાજાને આ મન્દિરમાં દર્શન કરવાનો નિયમ છે. તેમાં પણ આજે તો આ નવા થનાર રાજાને આ મન્દિરમાં પ્રથમ જ દર્શન કરવા આણ-નાર છે, તેથી તમને અનાયાસ આ સ્થળે બેઠા બેઠા જ દર્શન થશે. આ સાંભળીને **શ્રીસાગર** મનમાં બહુ પ્રસન્ન થયો, અને પેલા સજ્જન પુરુષને કહ્યું કે ભાઈ ! જો તમને યોગ્ય લાગે તો કોઈ પ્રમાણિક પુરુષને ત્યાં આ મારી મૂલ્યવાન્ મુદ્રિકા મુકી થોડું ધન લાવીને મારે અર્થે ઉત્તમ વસ્ત્રો લાવી આપો. કારણ કે મારી પાસે તત્કાળ ધારણ કરવા યોગ્ય વસ્ત્રો નથી. પેલા પુરુષે કહ્યું કે તત્કાલ એ કાર્ય થશે નહિ. માટે આ ક્ષણે તો તમારે અર્થે મારે ઘેરથી વસ્ત્રો લાવું છું. તે તમે હાલ ધારણ કરો અને પછી હું તમારી ઇચ્છાપ્રમાણે કરીશ. આ પ્રમાણે કહીને ઉઠીને તે પુરુષ પોતાને ઘેરથી ઉત્તમ વસ્ત્રો લાવ્યો. એ પુરુષ દેખાતો સાધારણ હતો તો પણ ઘરનો સુખી હતો. વસ્ત્ર જોતાં તરત **શ્રીસાગરે** જાણ્યું કે આ પુરુષ કેવલ નિર્ધન નથી. આણેલાં વસ્ત્રો **શ્રીસાગરે** પ્રથમ ક્ષૌર કરાવી સ્નાન કરીને પછી ધારણ કરયાં. સ્વચ્છ થઈ આ વસ્ત્ર ધારણ કરવાથી **શ્રીસાગર**-નું રૂપ સ્પષ્ટ થયું અને અધિક શોભવા લાગ્યો: તે જોઇને પેલો સજ્જન

પુરુષ મનમાં પ્રસન્ન થયો. બંને જણા પરસ્પર વિવિધ વાર્તા કરતા બેઠા. વાર્તામાં ને વાર્તામાં સમય જતો જણાયો નહિ. એટલામાં રાજાની આવતી સ્વારી જોવાને નગરવાસી જનોનાં ટોળેટોળાં માર્ગમાં ફરતાં જણાવા લાગ્યા. જથાબંધ લોકો માર્ગની બે બાજુએ બેસવા લાગ્યા. સારાંસાર વસ્ત્રો પહેરી સ્ત્રીપુરુષો પોતાનાં બાલકોસહિત ત્યાંથી જતાં આવતાં જણાતાં ત્યારે આ **શ્રીસાગર**ને પોતાના ઘરનું સ્મરણ થવાથી હૃદય ભરાઇને નેત્રમાં જલ આવી ગયાં, પણ ધૈર્ય રાખીને ત્યાંથી ઉઠીને મુખ ધોઈ આવીને પાછો બેઠો, જેથી પેલા પુરુષના સમજવામાં એ આવ્યું નહિ. આ પ્રમાણે સમય જતાં સ્વારીના ડંકા અને નિશાનો આગળ ચાલતાં આવવા લાગ્યાં, અને જોનાર મનુષ્યોની એટલી ભીડ થઈ હતી કે પ્રસંગે માર્ગ પણ જણાતો નહિ.

સેના અને રાજસેવકો પોતપોતાના નિયમપ્રમાણે સ્વારીમાં ગોઠવાયા હતા. અશ્વ, ગજ, રથ અને પાળા એમ ચતુરંગિણી સેના ચાલતી હતી. શોભતા વસ્ત્રાલંકારવાળા પુરુષોથી દીપતી સ્વારી આગળ અન્ય માર્ગપ્રતિ વળતી ચાલી, અને છેવટે વૃદ્ધ રાજા તથા નવા થનાર રાજા એક અત્યન્ત શોભાયુક્ત કરેલા હસ્તિઉપર બેઠેલા દૃષ્ટિએ પડ્યા. **શ્રીસાગર** ધારીને જોવા લાગ્યો, અને જેમ જેમ તે હસ્તિ સમીપ આવતો ગયો તેમ તેમ બંનેનાં મુખ સ્પષ્ટ જણાવા લાગ્યાં. મુખ સ્પષ્ટ જણાતાં જ આ **શ્રીસાગર**ના મનમાં હર્ષ અને આશ્ચર્ય ઉપજવા લાગ્યાં. પોતાના ભાઈ **શ્રીભદ્ર**ના સરખો તે નવા થનાર રાજાને જોઈને વિચારવા લાગ્યો કે અરે ! આ તે અવશ્ય **શ્રીભદ્ર** છે કે એના સમાન રૂપવયવાળો કોઈ અન્ય પુરુષ છે ? કદાચિત્ મારી પેઠે **શ્રીભદ્ર** પણ સમુદ્રમાં પડ્યો હોય અને દૈવગતિથી આ સ્થલે આવ્યો હોય તો એના ભાગ્યનો પણ પાર નહિ. અને જો એ જ હોય તો પછી મારા સમાન પણ કોઈ ભાગ્યશાલી નહિ, કારણ કે આ સ્થલથી જ મારા દુઃખનો અન્ત આવે. આમ વિચાર કરતાં તો હસ્તિ સમીપ આવવા લાગ્યો. **શ્રીસાગરે** ધારી ધારીને જોવાથી નિશ્ચય કરચો કે જો વિધાતાએ આ સમાન આકારના બે પુરુષો એકી વખતે તૈયાર ન કરચા હોય તો તો આ પુરુષ અવશ્ય મારો ભાઈ **શ્રીભદ્ર** જ છે. હૃદય હર્ષથી ફુલતું જણાયું, અને આશ્ચર્યમાં લીન થઈ ગયો. તેથી ધૈર્ય છૂટી ગયું અને એકદમ બોલી ઉઠ્યો કે અરે ! એ તો નક્કી એ જ. અહોહો ! પરમેશ્વરનો કેવો મહિમા ! શું આ તે સાચું છે કે મને સ્વપ્ન આવ્યું છે ? આ પ્રકારે એકદમ **શ્રીસાગર**ને બોલતો જોઈને પેલાએ પૂછ્યું કે ભાઈ ! તમે શું કહો છો ? **શ્રીસાગર** તો તે પુરુષને

કશું ઉત્તર ન આપતાં પેલા આવતા રાજાના હાથીતરફજ એકી નજરે આગળ મુખ કાઢીને જોતો રહ્યો. એટલામાં તો લોકોની ગરદીમાં મન્દમન્દ ગતિએ ચાલતો હસ્તિ અત્યન્ત સમીપ આવીને ઉભો. વૃદ્ધ તથા નવા થનાર રાજા બે બાજુએથી લોકોએ કરેલા નમનને સ્વીકારવા બંને બાજુએ પોતાની દૃષ્ટિ ફેરવતા હતા. દૈવયોગથી તે નવા થનારા રાજાની અને આ **શ્રીસાગર**ની દૃષ્ટિ એક થઈ, અને પરસ્પરે પરસ્પરને ઓળખ્યા, અને અન્યોઅન્યના હૃદયમાં પ્રેમ ઉછળ્યો. **શ્રીભદ્ર** હસ્તિઉપરથી એકદમ ધીમે સ્વરે બોલી ઉઠ્યો કે અરે! આ મારા ભાઈ **શ્રીસાગર**જેવો કોણ છે? એ અહિં ક્યાંથી? આ વચન સાંભળતાં જ વૃદ્ધ રાજાએ પૂછ્યું કે કોણ ક્યાં છે? એટલામાં તો એકબીજાની સ્નેહયુક્ત દૃષ્ટિથી એકબીજાને દૃઢ થયું કે આ **શ્રીસાગર** અને આ **શ્રીભદ્ર** છે. **શ્રીભદ્રે** વૃદ્ધ રાજાને કહ્યું કે મારી સાથે પ્રવાસે નિકળેલા મારા જ્યેષ્ઠ બંધુ **શ્રીસાગર** આ છે, એવો મને મનમાં નિશ્ચય થાય છે, પણ દેશ અને સ્થિતિભેદથી માત્ર ભ્રાંતિ થાય છે. રાજાએ તત્કાલ હસ્તિ સ્તંભાવ્યો, અને સેવકને મોકલતાં કહ્યું કે પેલા પુરુષને બોલાવ. **શ્રીસાગર**ઉપર **શ્રીભદ્ર**ની તથા વૃદ્ધ રાજાની દૃષ્ટિ પડી, અને તેના તરફ આંગળી કરી સેવકને મોકલ્યો ત્યારથી જ **શ્રીસાગર** હર્ષથી નીચે ઉતરીને આવતા સેવકને મળ્યો. આ સમયે રાજમન્દિરના દ્વારસમીપ હસ્તિ આવી રહ્યો હતો, તેથી **શ્રીભદ્ર**સહિત વૃદ્ધ રાજા, હાથીને બેસાડવાથી જય જય શબ્દના ઘોષસહ નીચે ઉતર્યા. જેવા તેઓ નીચે ઉતરીને આસપાસ જુએ છે એટલામાં સેવકસાથે **શ્રીસાગર** આવી પહોંચ્યો. સન્મુખ થતાં **શ્રીસાગર** એવું **શ્રીભદ્ર**ના મુખમાંથી અને **શ્રીભદ્ર** એવું **શ્રીસાગર**નાં મુખમાંથી વચન નિકળી ગયું, અને નેત્રમાંથી એકાએક ખરતાં હર્ષના અશ્રુસહિત બન્ને ભાઇઓ ભેટ્યા. પછી **શ્રીસાગરે** પિતાતુલ્ય ગણીને સાષ્ટાંગ નમન કરીને વૃદ્ધ રાજાના ચરણમાં મસ્તક મૂક્યું. વૃદ્ધ રાજાએ **શ્રીસાગર**ને હાથ ઝાલીને ઉઠાડ્યો, અને પ્રેમભરી દૃષ્ટિવડે **શ્રીસાગર**નું મુખ નિહાળીને કુશલ પૂછ્યું. આ પ્રસંગ જોઈને યથાર્થ વાત સમજ્યો નથી તોપણ જેના હૃદયમાં હર્ષ શમાતો નથી એવો પેલો સજ્જન પુરુષ **શ્રીસાગર**પાછળ પાછળ દોડતો આવીને **શ્રીસાગર**ની પૃષ્ઠે ઉભો હતો. વૃદ્ધ રાજાએ **શ્રીસાગર**ને પોતાની સાથે રહેવા આજ્ઞા કરી, અને તેના પાછળ ઉભેલા પેલા પુરુષસંબન્ધે પૂછ્યું કે એ કોણ છે? **શ્રીસાગરે** કહ્યું, આપના નગરના કોઈ સજ્જન પુરુષ છે, અને એમણે મારું રુડી રીતે વિના પરિ-

ચયે પણ ઘણું આતિથ્ય કરયું છે. વૃદ્ધ રાજાએ કહ્યું : ચિન્તા નહિ. તમારાં મનુષ્ય હોય તેમની સંભાળમાટે એમને આ સ્થલે હાલ રહેવા દો, અને તમે ચાલો. સ્વારી રાજદ્વારે પુનઃ પહોંચશે, પછી ઘટતી વ્યવસ્થા થશે. **શ્રીભદ્રે** આ સાંભળીને **શ્રીસાગરને** પૂછ્યું, વહાણોની વ્યવસ્થા રાખ્નાર કોઈ છે ? **શ્રીસાગરે** કહ્યું, છે. પછી પેલા સુજ્ઞ પુરુષને **શ્રીભદ્રે** કહ્યું કે તમે આ અમારા ભાઇનાં વહાણ તથા મનુષ્યની સંભાળ અમારા તરફથી મનુષ્ય આવતા સુધી રાખો. એમ કહીને **શ્રીસાગરને** સાથે લેઈ વૃદ્ધ રાજાસહ સર્વ દેવાલયમાં પ્રવેશ્યા. આ પ્રસંગ જોવાને લોકોની સઘળી બાજુએ ઘણી ભીડ થઈ હતી, અને સર્વ લોકો આશ્ચર્યથી અનેક પ્રકારની વાર્તા કરવા લાગ્યા. પેલો સજ્જન પુરુષ તો મનથી જાણે પોતાને આ ક્ષણે જ સ્વર્ગસુખ મળ્યું હોય એટલો આનન્દ માનવા લાગ્યો. **શ્રીસાગર** રાજાસાથે ગયો અને તે પુરુષ પાછો વળીને **શ્રીસાગરનાં** માણસોપાસે ગયો. તે સજ્જન પુરુષના પાછળ પડીને ઘણા લોકો પૂછવા લાગ્યા કે ભાઇ ! આ શું થયું ? તેણે ટુંકામાં જવાબ આપ્યો કે નવા રાજાના ભાઈ આવ્યા છે. રાજમન્દિરમાં દર્શન કરીને સર્વ જ્યારે પાછા વળ્યા ત્યારે **શ્રીસાગરને** હસ્તિઉપર પ્રધાનના પાસે બેસાડવાની વ્યવસ્થા કરીને વૃદ્ધ રાજા તથા **શ્રીભદ્ર** ગજારૂઢ થયા, અને જયઘોષસહ સ્વારી રાજદ્વારપ્રતિ પાછી વળી, અને મન્દમન્દ ગતિએ રાજદ્વારસમીપ આવી. રાજા ઉતરચા અને સ્વારીમાં આવેલા સર્વને આજ્ઞા થવાથી પોતપોતાને સ્થાનકે ગયા. **શ્રીભદ્ર** તથા **શ્રીસાગરસહિત** રાજા મહેલમાં ગયા અને અન્ય યોગ્ય આસને **શ્રીસાગરને** બેસાડીને વૃદ્ધ રાજા **શ્રીભદ્રને** પોતાની સાથે આસને બેસાડી બેઠા. પછી **શ્રીસાગરના** સર્વ સમાચાર પૂછી સાંભળ્યા.

**શ્રીસાગરના** મુખથી તેની સર્વ વ્યતીત વાર્તા શ્રવણ કરી અને **શ્રીસાગરના** પૂછવાથી **શ્રીભદ્રે** પોતાની સર્વ વાર્તા કહી સંભળાવી. તે સાંભળીને શ્રીકંઠની શી અવસ્થા થઈ હશે એમ સર્વ ચિંતા કરવા લાગ્યા.

વૃદ્ધ રાજાએ નાના પ્રકારના પ્રશ્નો કરીને **શ્રીભદ્રની** સર્વ પ્રકારની નિપુણતા, તથા તેના કુલની સ્થિતિ આદિ જાણી લીધું હતું. તે સર્વ વાર્તા પુનઃ **શ્રીસાગરથી** જાણીને રાજાને અતિ સંતોષ થયો. વૃદ્ધ રાજાને ધર્મપુત્ર વૈશ્ય પ્રાપ્ત થયો છે, એ જાણવાથી કંઈ પણ અસંતોષ થયો ન હતો. કારણ કે રાજવિભવને ભોગવનારો, કુલીન કુલમાં પ્રકટેલો, અને ધૈર્ય, ઉદારતા,પરોપકાર, તથા નિઃસ્પૃહતાઆદિ ક્ષત્રિયમાં ઘટે એવા ઉત્તમ ગુણોથી યુક્ત **શ્રીભ** છે એવું જાણીને તથા નીતિન્યાયથી સદાચારને સેવનાર છે

એ જાણવાથી, અધમ અને મધ્યમ ક્ષત્રિયોકરતાં આ પુરુષ ઉત્તમ છે એવો નિશ્ચય કરચો હતો. તે પોતાના નિશ્ચયને આ **શ્રીસાગર**ના સમ્બન્ધથી દૃઢ કરી લીધો. વળી થોડા સહવાસથી તે વૃદ્ધ રાજાએ **શ્રીભદ્ર**માં ગુપ્ત રહેલું શૌર્ય પણ છે એવું દૃઢપણે અનુમાન સાધી લીધું હતું.

**શ્રીસાગરે શ્રીભદ્ર**ને પૂછ્યું કે આપણી કુશલતાના સમાચાર માતાપિતાને સત્વર મળે એને માટે શો ઉદ્યોગ કરવો? **શ્રીભદ્રે** કહ્યું: મારા સમ્બન્ધના સર્વ સમાચાર લખીને અત્રથી મને સાવધાનતા આવી કે તત્કાલ એક વિવેકી પુરુષને વિદાય કરચો છે. અને આજે જ આ તમારા સમાચાર આપીને પણ અન્ય મનુષ્યને એ જ માર્ગે ત્વરાથી વિદાય કરવો છે. માટે તમે પોતાના હસ્તથી સમાચારપત્ર લખી આપો. વૃદ્ધ રાજાએ રાજગૃહવ્યવહારની વ્યવસ્થા રાખનાર પુરુષને બોલાવીને **શ્રીસાગર**ને મેળવ્યા, અને આજ્ઞા આપી કે એક અધિકારી મનુષ્યને આ **શ્રીસાગર**નું આતિથ્ય કરવા એમને સોંપો. એમને સ્વતંત્ર ઉતારો આપો, અને એમનાં વહાણના માલને સુરક્ષિતપણે એમના ઉતારામાં લાવી આપે એવી સર્વ વ્યવસ્થા કરો. એમના સમાચાર લઇને ત્વરાથી જાય એવા યોગ્ય મનુષ્યને એમણે લખી આપેલું પત્ર આપીને વ્યવસ્થાથી સત્વર વિદાય કરો. દ્વારપાલને આજ્ઞા આપો કે એમને કોઈ પણ મનુષ્ય રાજ્યદ્વારમાં અથવા રાજ્યગૃહમાં પ્રવેશતાં પ્રતિબન્ધ કરે નહિ એવી વ્યવસ્થા કરે.

**શ્રીસાગર**ને તે પુરુષ પોતાની સાથે તેડી ગયો, અને ઉતારા વગેરેની વ્યવસ્થા રાજાની આજ્ઞાપ્રમાણે કરી આપી. પાચક તથા સેવકની પણ યોગ્ય વ્યવસ્થા કરી આપી અને એમની સર્વ પ્રકારે વ્યવસ્થા રાખનાર એક રાજસેવક તેમને સોંપ્યો. પત્ર લખાવી તેને એક માર્ગાદિના જ્ઞાતા અને પ્રવાસાદિ વ્યવહારમાં પ્રવીણ પુરુષને આપીને સર્વ ઘટિત વાર્તા કહીને વિદાય કરચો. બીજે દિવસે તેમનાં વહાણનો સર્વ સામાન વ્યવસ્થાથી ઉતરાવવાની ગોઠવણ કરવાની પણ તેમને સ્વાધીન કરેલા મનુષ્યને આજ્ઞા આપી દીધી.

આ પ્રકારે **શ્રીસાગર**ની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા થવાથી તેને અવર્ણનીય આનન્દ થયો. **શ્રીભદ્ર** અને **શ્રીસાગરે** નિવૃત્તિએ હળીમળીને પરસ્પર વાર્તા કરીને વિયોગદુઃખનું વિસ્મરણ કરચું, અને રાત્રિ આનન્દમાં વ્યતીત કરી.

બીજે દિવસે જ્યારે તે વહાણોનો માલ ઉતારચો અને **શ્રીસાગરે** તેને પોતાના ઉતારામાં આણીને છોડી છોડીને તપાસ્યો ત્યારે તે

શ્રીસાગર તો હર્ષ અને આશ્ચર્યથી દિઙ્મૂઢસરખો થઈ ગયો. વિવિધ જાતિનાં રત્નોની પેટીઓ નીકળી. તે રત્નસરખું રત્ન શ્રીસાગરે પૂર્વે કદી પણ જોયું ન હતું. નાનાં અને મોટાં જાતજાતનાં મૂલ્યવાન્ મોતીઓની પેટીઓ ભરેલી હતી. જાતજાતના હીરાઓની એક પેટી નિકળી, તે જોઈને તો આ શ્રીસાગરે પોતાની શ્રીમંતાઈનું અભિમાન તજી દીધું, અને મોહથી પોતાને આ પ્રાપ્ત થવાથી ધન્ય ધન્ય માનવા લાગ્યો. સુવર્ણના અને રૂપાના ઉત્તમોત્તમ પ્રકારના અલંકારોની પેટીઓ અને વિવિધ ઘાટનાં સુવર્ણ તથા રૂપાનાં પાત્રોની પણ પેટીઓ નીકળી. બીજી અનેક પ્રકારની સુવર્ણની રત્નજડિત તૈયાર કરેલી વસ્તુઓ જે સામાન્ય રાજાઓને ત્યાં પણ દુર્લભ જેવી ગણાય તેવી વસ્તુઓની પેટીઓ નીકળી. બીજા વહાણમાંથી સ્ત્રી-પુરુષોના ઉપયોગમાં આવે એવાં ઉત્તમોત્તમ વસ્ત્રોની પેટીઓ નીકળી. કેટલીક પેટી તો વિવિધ ઔષધોની નીકળી, જે મૂલ્યવાન્ ઔષધો દેશદેશથી લઇને સંગ્રહ કરેલી હોય એમ તેમાંથી નીકળેલા લેખઉપરથી જણાયું. પ્રત્યેક ઔષધની જૂદી જૂદી પોટલીઓ કરેલી હતી, અને જે જે વિધિથી તેનો ઉપયોગ કરવાનો હતો તે તે સર્વ તેની સાથેના લેખોમાં લખેલું હતું. આ ઔષધો મોટા ભયંકર રોગને મટાડનાર હતાં. વળી એક પેટી તો તામ્રપત્રઉપર લખેલા લેખોની નીકળી, જેમાં જૂદા જૂદા દેશોમાં બક્ષીસ મળેલાં ગામોના બક્ષિસ આપ્યા સમ્બન્ધી તે તે રાજાઓએ કરી આપેલા લેખો હતા. આ લેખોથી તે વહાણ કયા દેશનાં અને કયા પુરુષના નામનાં હતાં તે સહજ જણાયું. આ પ્રમાણે તે પાંચે વહાણોમાંનાં ત્રણ વહાણો તો આ પ્રકારના મહામૂલ્યવાન્ પદાર્થોથી ભરેલાં હતાં. બાકી રહેલાં બે વહાણમાંથી એક વહાણ તો દેશ દેશથી લીધેલી નવીન વસ્તુઓથી ભરેલું નીકળ્યું. તે વસ્તુઓ પણ જોવાયોગ્ય અને મૂલ્યવાન્ હતી. પાંચમા વહાણમાં તો વિવિધ પ્રકારનું ઉત્તમ અન્ન અને ખાનપાનના ઉપયોગી સર્વ પદાર્થો ભરેલા હતા. આ પ્રકારે તે પાંચે વહાણનો સર્વ માલ શ્રીસાગરે પોતાના ઉતારામાં વિવેકથી ગોઠવાવ્યો. પછી એકાંતમાં પોતાના ભાઈ શ્રીભદ્રને તે સમ્બન્ધી સર્વ વાતો કહી, અને આ પ્રકારે પોતાના વિચારો તેને જણાવ્યા: હે ભાઈ! આ ધન એક રાજ્યકરતાં કેટલાગણું અધિક છે તે હું કળી શકતો નથી, તો પણ મારી દૃષ્ટિથી આ ધન અપારજેવું જ છે. પરન્તુ એ ધન જડેલું છે. આપણે પોતાના શ્રમથી મેળવેલું નથી, કે કોઈએ આપણને બક્ષિસ આપેલું નથી. તેથી ન્યાયદૃષ્ટિથી તો આ ધન આપણે જેનું તેને પાછું આપી દેવું યોગ્ય છે. એમાંના

લેખોથી પુરુષનું નામ તથા નગર નિકળી શકે એમ છે; તો હવે આપણે શો ઉપાય કરવો ? કોઈનો પદાર્થ આપણને યોગ્ય વિધિવડે ન પ્રાપ્ત થયો હોય તો તે રાખવાયોગ્ય નથી. અન્યનો પદાર્થ માર્ગમાંથી મળ્યા છતાં આપણા અધિકારવિના આપણે ઓળવવો એ પણ એક પ્રકારની ચોરી છે. તે ધણીનો માલ તો ગયેલો જ હતો, પણ આપણનો જથ્થો છે તો તેને પાછો આપવો ઘટે છે. આવો મૂલ્યવાન્ ભંડાર પાછો મળવાથી તેના ધણીને કેટલો હર્ષ થશે એ કળી શકાતું નથી. આપણને ઈશ્વરે જે જોઈએ તે આપ્યું છે, અને વળી જોઈશે તો આપશે. પણ સર્વ સંપત્તિ અને જન્મજન્માંતરમાં સુખ આપનાર કારણરૂપ આપણાં પુણ્યકર્મનો ક્ષય કરનાર આ પારકા પદાર્થને ઓળવવારૂપ અનાચાર કરવો એ અત્યન્ત અયોગ્ય છે. આ ધનાદિ પદાર્થ જે આપણને મળ્યા છે, એ આપણે હાલ તો સુખપૂર્વક ઓળવી શકીએ, પણ સર્વ જાણનાર અને સર્વને સર્વના કર્મનું સમયે સમયે ફલ આપનાર સર્વપતિ ઈશ્વર આપણા આ દોષને જાણે છે, અને તે કદાચિત્ પણ ક્ષમા આપે એમ નથી. પ્રિય ભાઈ ! આ સંસારમાં જે જે મનુષ્યને જે જે સમયે જે જે પદાર્થ અવશ્ય પ્રાપ્ત થનાર હોય છે તે તો પ્રસિદ્ધ રીતે અવશ્ય પ્રાપ્ત થાય છે; જેમ તમને આ રાજ્ય મળ્યું છે. આ પ્રકારના યોગ્ય નિશ્ચયમાં સ્થપાયલા આપણા અન્તઃકરણને આ પદાર્થલાલસાવડે દૂષિત કરવું એ યોગ્ય નથી. માટે આ માલ જેનો હોય તેને આપણે હાથે પાછો મળે એવો આપણે શો ઉપાય કરીએ ?

**શ્રીભદ્રે** કહ્યું : હે ભાઈ ! આ પ્રકારનું તમારું ધૈર્ય, તમારી ધર્મનિષ્ઠા અને, તમારી દૃઢ અસ્પૃહા જાણીને હું અધિક સંતોષ માનું છું. આ જીવો ક્ષુદ્ર પદાર્થમાટે પણ પાપમતિ કરે છે, અને પારકા પદાર્થોનું અન્યાયથી ગ્રહણ કરે છે તથા તે ઓળવે છે. એવા મનુષ્યોની મતિને નિ:સંશય ધિક્કાર ઘટે છે.

આ આદિ અનેક પ્રકારના વિચાર કરીને પછી આ વાર્તા પોતાના વિચારોસહિત **શ્રીભદ્ર** તથા **શ્રીસાગરે** વૃદ્ધ રાજાને નિવેદન કરી. વૃદ્ધ રાજા જે કેવલ ન્યાયથી વર્તનાર હતો તેણે આ બે ભાઈઓની દૃઢ ધર્મનિષ્ઠા અને અસ્પૃહારૂપ વિરાગ જોઈને બંને ભાઈઓને ધન્યવાદ આપ્યો, અને એમના કુલની અધિક સ્તુતિ કરી. તે પછી આ પ્રકારનાં વચનો તેમને કહ્યાં : હે સન્મતિવાળા **શ્રીસાગર** ! જે પ્રદેશમાંથી આ વહાણો તમને જડ્યાં છે તે પ્રદેશ જો આ રાજ્યની મર્યાદામાં હોય, અને તે અમારી

સત્તાથી અમને જડ્યાં હોય, અને તેનો કોઈ પણ ધણી ન થાય તો તે સર્વ માલ અમને લેવાનો અધિકાર છે. જો તે માલનો ધણી જડે તો અર્ધ માલ તેનો અને અર્ધ માલ રાજ્યને રહે છે. જો કદાચિત્ અમારી સત્તાથી ન જડ્યો હોય, અને તમારા સરખા અન્ય કોઇને જડ્યો હોય તથા તેનો કોઈ ધણી ન જડે તો અંતે તેમાંનો અર્ધ માલ તે જડનારને અને અર્ધ આ રાજ્યને એટલે અમને મળે છે. જો તે ધણીને જ શોધ કરતાં તેનો માલ જડે છે તો તે તેને પોતાને જ સર્વ મળે છે. આ પ્રકારના નિયમો આ રાજ્યમાં પૂર્વથી ચાલ્યા આવે છે. તો પણ હું તો જડેલો સર્વ માલ તેનો ધણી મળે તો તેને જ આપું છું, અને પછી તે ધણી તેની ખુશીથી જે કંઇ આપે તેમાંથી અર્ધ શોધી લાવનારને અને અર્ધ રાજ્યના કોશમાં આપું છું. આમ છતાં તમે કે જે વ્યાપારી છો તેમની આ પ્રકારની દૃઢતા જોઇને હું મારો ગર્વ તજું છું. આ માલ અતિ અમૂલ્ય છે, તો પણ તમારી વૃત્તિમાં જે યોગ્ય નિશ્ચય બન્ધાયો છે તેમ કરો. આપણા સમુદ્રના તીરઉપર જ્યાંથી સર્વ દેશાવરી વહાણોને જવાનો માર્ગ છે ત્યાં એક પાટીયાઉપર લેખ કરીને એક સ્તંભે ચોઢીને ઉભો કરી રાખો. લેખ એવો કરાવો કે કોઈ પ્રવાસી પ્રમાણિક વ્યાપારીને સમુદ્રપર્યટન કરતાં માલનાં ભરેલાં પાંચ વહાણો એક બેટપાસેથી દટાયલાં જડ્યાં છે. તેણે તે પોતાના શ્રમે કાઢી આ રાજ્યમાં આણ્યાં છે; અને તે ઉદાર પુરુષ તે સર્વ માલસહિત વહાણો તેના ખરા ધણીને આપવા ઇચ્છે છે. માટે જેનાં વહાણો માલસહિત સમુદ્રમાં ગયાં હોય તેમણે પોતાના આધાર લઇને આ રાજ્યદ્વારમાં આવવું. ખરો ધણી નિશ્ચય થયેથી તેને તે માલ વહાણોસહિત સોંપવામાં આવશે.

વૃદ્ધ રાજાની આ પ્રમાણે આજ્ઞા થયેલી શ્રવણ કરીને **શ્રીસાગરે** કહ્યું કે તામ્રપત્રઉપરના લેખોઉપરથી જે શ્રીમાન્ પુરુષનું નામસ્થાન નિકળે છે તેને સાક્ષાત્ જણાવવાને કોઈ ઉપાય લેવો કે કેમ ? રાજાએ કહ્યું કે પ્રવાસી વહાણોને પત્રો લખાવી આપવા ઘટે તો આપવા કે તેઓ તેમના માર્ગમાં આવ્યેથી તે પુરુષને પહોંચાડે. આ પ્રકારની વૃદ્ધ રાજાની આજ્ઞા સ્વીકારીને **શ્રીસાગરે** પોતાને મળેલા રાજસેવકદ્વારા સર્વ વ્યવસ્થા કરાવી.પછી પોતાની સાથે આવેલા પેલા બેટના મનુષ્યોને સુખ ઉપજે એવા સ્થલમાં સારી વ્યવસ્થાપૂર્વક આતિથ્ય કરવાને રાખ્યા. આ પ્રમાણે **શ્રીસાગર** સર્વ દુઃખનું વિસ્મરણ કરીને પોતાનાં માતાપિતાના સમાચારની વાટ જોતો ત્યાં જ પ્રસન્નતાથી ઇષ્ટસ્મરણ કરતો રહ્યો, અને તે વૃદ્ધ રાજાએ પણ **શ્રીસાગર** તથા

**શ્રીભદ્ર**ની ઇચ્છાથી, યદ્યપિ **શ્રીભદ્ર**ને પોતાનું રાજ્ય પોતાના સંકલ્પથી પોતે આપી ચુક્યા હતા તોપણ **શ્રીભદ્ર**ને યોગ્ય વિધિથી રાજ્યાભિષેક કરવાનું કાર્ય **શ્રીરંગશેઠ**ના સમાચાર આવવા સુધી અટકાવી રાખવાનું સ્વીકાર્યું.

હવે **શ્રીકંઠ**નું શું થયું છે તે જોઈએ.

સમુદ્રમાં પડેલો **શ્રીકંઠ** તો **શ્રીભદ્ર**થી છૂટો પડીને જેમ વાયુવશ તૃણ અનિયમિતપણે વહ્યું જાય છે તેમ સમુદ્રના જલના તથા પવનના વેગથી વહેવા લાગ્યો. જેને અનુકૂલ પ્રારબ્ધ ફલ આપવાને સન્મુખ થાય છે તેને આવેલી મોટી આપત્તિ પણ ક્ષણમાં અનેક નિમિત્તથી ટળી જાય છે. **શ્રીકંઠ** તણાતો જતો હતો તોપણ છેક અભાન થયો ન હતો; એટલામાં અનાયાસ સમીપમાં એક વહાણ આવી પહોંચ્યું. તે વહાણમાંથી એકાએક મનુષ્યો મોટેથી બોલવા લાગ્યાં કે અરે ! પેલું કોઈ માણસજેવું તણાતું આવે છે. તે વહાણના ધણીએ નાવિકોને કહ્યું કે સંભાળથી એ મનુષ્યને આપણા વહાણમાં લઈ લો, અને મને જોવા દો કે એ કોણ છે અને કેવો છે. કુશલ નાવિકોએ મોટા શ્રમવડે નિર્વિઘ્ન **શ્રીકંઠ**ને વહાણમાં લઈ લીધો, અને તત્ક્ષણ વહાણમાંના મનુષ્યોએ મોટા આનન્દથી જયઘોષ કર્યો. **શ્રીકંઠ**ને છેક અસાવધપણું પ્રાપ્ત થયુ ન હતું તોપણ ગભરાટથી ઘણી અસ્વસ્થતા થઈ હતી, તેથી તેને સત્વર સ્વસ્થતા થાય એવા ઉપચારો કરવા લાગ્યા, અને વહાણને ઘણી સંભાળથી વેગવડે ચલાવતા ચાલ્યા. હવે આ **શ્રીકંઠ** જેને સ્વાધીન થયો છે તેની કથા સંક્ષેપમાં કહેવી અત્ર પ્રાપ્ત થઈ છે.

સમુદ્રના તીરથી થોડે અંતરે એક **ભદ્રિકા** નામની નગરી હતી. તે અતિ શોભાવાળી અને જેમને ઘેર અગણિત ધન હતું એવા શ્રીમંતોના નિવાસથી પ્રસિદ્ધ હતી. તે નગરીના સર્વ શ્રીમંતોમાં શ્રેષ્ઠ એક **મંગલ** નામનો શેઠ હતો. તે **મંગલ** શેઠ પોતાના નામપ્રમાણે જ **મંગલ**સ્વરૂપ હતો. તે સર્વ સદ્ગુણના આશ્રયરૂપ, અને નિષ્કલંક મહાપુરુષ હતો. તેના ધનની સંખ્યા કોઈ કાઢી ન શકે એટલું તેને ધન હતું. એ શ્રીમાન્ પુરુષને એકનો એક પુત્ર હતો તે પણ કોઈ દેવરૂપ હતો. તે પુત્ર આ **મંગલશેઠ**ને ઉત્તર વયમાં પ્રાપ્ત થયો હતો. સર્વ વિદ્યાકલાને સ્વલ્પ કાલમાં શિખીને તે પુત્ર સર્વ વ્યવહારમાં ઘણો નિષ્ણાત થયો હતો. એ પુત્રને અનુપમ રૂપગુણવતી કન્યાસાથે પરણાવ્યો હતો. તે **મંગલશેઠે** પુત્રના વિવાહમાં મહોત્સવ કરીને બાર માસપર્યન્ત જ્ઞાતિને પોતાને ઘેર ભોજન કરાવ્યું હતું. અને મોટાં મોટાં પુણ્યનાં કાર્યો કર્યાં હતાં. એ પુત્ર નાના પ્રકારના સુખ ભોગવતો

ત્રિશ વર્ષના વયનો થયો ત્યારે એ મંગલશેઠ ઘણા વૃદ્ધ થયા હતા. તે સમયે પુત્રે કુલધર્મ આચરવાનિમિત્તે અતિ આગ્રહથી વિદેશ જવાની આજ્ઞા માગી. સર્વ વ્યવહારના જાણનાર મહાજ્ઞાનિ તે મંગલશેઠે તેને વિવિધ પ્રકારથી સંસારની નિઃસારતાનો બોધ કરચો, અને કહ્યું : હે ભાઈ! આ મૃગતૃષ્ણાના જલજેવા સંસારમાં તું શામાટે વ્યર્થ શ્રમ કરે છે? લક્ષાવધિ વર્ષનું આયુષ્ તને હોય તો ત્યાંસુધી પણ ખાતાં ખરચતાં ન ખુટે એટલું આપણા ગૃહમાં ધન છે. જેમ વર્ષાકાલમાં નદીનો પ્રવાહ વેગથી વહ્યા જાય છે તેમ જ આ આયુષ્ વેગથી વહ્યું જાય છે. જેમ પક્વતાને પામી આ પત્ર, પુષ્પ અને ફલો અન્તે રસહીન થઈ સુકાય જાય છે, અને શોભારહિત થાય છે, તેમ આ શરીર પણ સપ્ત ધાતુરૂપ રસથી અન્તે રહિત થતું રૂક્ષ સરખું થઈ જાય છે, અને શોભારહિત થઈ પડે છે. એવા ક્ષણભંગુર દેહમાટે આ જગતમાં શું મેળવવા યોગ્ય છે? કાંઈ જ નહિ. માત્ર જે સુખ અનેક સુન્દર દેહોવડે કે ધનવડે મળતું નથી, પણ કેવલ સ્વરૂપના જ્ઞાનથી જ મળે છે તે જ્ઞાનને હે પુત્ર! તું સંપાદન કર. અને શાન્તિસુખનો અનુભવ કરી કૃતાર્થ થા. દશે દિશામાં દુઃખે પ્રસરીને જેને ઘેરી લીધું છે એવું આ જગત્ સર્વ સુખના સાધનરૂપ માનેલા વિભવોથી યુક્ત પ્રતીત થતું છતાં પણ દુઃખમય જ છે, માટે તું કોઈ પણ દશ્ય પદાર્થને પ્રાપ્ત કરવાની આશાને સુખાર્થે ન ધરતાં કેવલ નિત્ય તૃપ્તિ આપનાર સ્વરૂપજ્ઞાનની આશા ધર. હે પુત્ર! આ કુલમાં મારા પિતા તથા તેમના ભાઈઓ, હું, મારા ભાઈઓ તથા મારા કાકાના પુત્રો, તેમની સ્ત્રિયો તથા તે સર્વ ભાઇઓની પુત્રપૌત્રાદિરૂપ પ્રજા,એમ સર્વ મળી આ કુટુંબનાં સો મનુષ્યોને એક ભોજનશાલામાં ભોજન કરતાં મેં જોયાં છે. તે સર્વ પોતપોતાના આયુષ્ના અવધિએ મૃત્યુવશ થઈ ગયાં છે. માત્ર હું જ એક કાલપુરુષસરખો તારી માતા તથા તારાસહિત આજે વિદ્યમાન છું. આ સર્વ ધનનો તુંથી અન્ય કોઈ ભોક્તા નથી માટે સુખપૂર્વક તું આ ગૃહમાં રહીને સુખાનુભવ કર. આ પ્રકારનાં પિતાનાં વચનો શ્રવણ કરીને તે પુત્ર હાથ જોડીને બોલ્યોઃ હે પૂજ્ય પિતા! આપની આજ્ઞાને ઉલ્લંઘન કરીને હું કાંઈ પણ કરવા ઇચ્છતો નથી. આપના અનુગ્રહથી મેં આ સંસારનું સ્વરૂપ જાણ્યું છે. હવે હું આ દશ્ય.વિષયસુખને તૃણવત્ લેખવું છું. વિભવી પદાર્થોને હું મૃત્તિકાતુલ્ય મૂલ્યવાન્ માની તુચ્છ ગણું છું. આ જગતના ભક્ષક મૃત્યુરૂપ યમને હું મારા સમીપ દીનવત્ સમજું છું. હું સર્વ પ્રકારથી નિર્ભય થઈને નિઃશંકપણે વ્યવહાર કરું છું. તથાપિ મારા સ્વભાવવડે જ હું નિરન્તર વિહિત આચારને અર્થાત્ શાસ્ત્રે વિધાન

કરેલા સદાચારને જ સેવું છું. અનાચારરૂપ નિંદ્ય વ્યવહારમાં મને કદાચિત્ પણ સુખબુદ્ધિ થતી નથી.

હે સર્વજ્ઞ પિતા ! આપણો પરસ્પરનો તથા આ વિશ્વમાં પ્રાણિમાત્રનો સંબન્ધ અદૃષ્ટઅધીન છે, કર્મરચિત છે અને ઉપાધિરૂપ હોવાથી અંતવાળો છે. તેથી આ જગત્નો સંબન્ધ મોહ પામવા યોગ્ય નથી, એ પણ આપની દયાથી હું જાણું છું. પ્રાણીપદાર્થમાં મમત્વ અને આસક્તિ એ જ જીવોના બંધનનો અને દુઃખનો હેતુ છે, માટે હે દાતા ! મને આ વિશ્વમાં સ્વતંત્ર વિચરવા માટે આજ્ઞારૂપ અભયદાન આપો. આપના સમીપ આવી એથી અન્ય મારે કાંઈ પણ માગવાનું રહ્યું હોય એવું મને ભાસતું નથી.

આ પ્રકારનાં પુત્રનાં વચન શ્રવણ કરીને તે **મંગલ**શેઠે કહ્યું : હે સુપુત્ર ! ધૈર્ય ધર. સમય આવ્યેથી હું તને આજ્ઞા આપીશ. આ સાંભળીને પુત્ર પોતાના વ્યવહારમાં લાગ્યો. દૈવગતિથી થોડા દિવસમાં તે પુત્રની સુભાગ્યવતી માતાનો કાલ થયો. તેની સર્વ ઉત્તર ક્રિયા પુત્રને હાથે કરાવી તે **મંગલ**શેઠે પોતાની ધર્મપત્નીના મરણનિમિત્ત ઉદારતાથી પુણ્યકર્મ કર્યા, અને વિવિધ પ્રકારનાં મહાદાન સુપાત્રને આપ્યાં.

માતાનાં સર્વ કાર્યથી નિવૃત્ત થયા પછી કેટલોક સમય ગયા પછી તે પુત્રે પુનઃ પોતાના પિતા **મંગલ**શેઠપાસે સમુદ્રમાં વ્યાપારાર્થે પ્રવાસની આજ્ઞા માગી. તે સમયે તે **મંગલ**શેઠે પોતાના મનમાં આ પ્રકારે વિચાર કર્યો : મને એક ભવિષ્યવાદીએ કહ્યું હતું કે આ તમારો પુત્ર તથા પુત્રવધૂ કોઈ ઉત્તમ લોકમાંથી શાપ પામીને આ લોકમાં જન્મ્યાં છે, અને તે શાપના અવધિપર્યન્ત આ તમારા ગૃહને શોભાવનારાં છે, તેથી એમના વિષે મોહ ધરશો નહિ. પુત્રભાવથી એને પીડશો નહિ, અને એની પ્રસન્નતાને તોડશો નહિ. જે દિવસથી તેનાં આ પ્રકારનાં વચનો સાંભળ્યાં છે, અને પુત્રના તથા પુત્રવધૂના દિવ્ય ગુણો જાણ્યા છે તે દિવસથી જ મેં એમના પ્રતિનો મમત્વભાવ શિથિલ કરી રાખ્યો છે; અને આજપર્યન્ત એમની પ્રસન્નતાને તોડી નથી, તો હવે આજે મારે શામાટે તોડવી જોઈએ ? આ સંસાર સ્વપ્નવત્ છે. સ્વપ્નમાં પ્રતીત થયેલા પ્રાણીપદાર્થનો મોહ જાગ્રત્માં પીડતો નથી, તેમ પોતાના પદમાં જાગેલાને આ સંસારરૂપ સ્વપ્ન પણ પીડતું નથી. કાલને વશ વર્તતા આ પ્રપંચમાં કયો પદાર્થ નિત્ય છે કે તેની આસક્તિ કરવી ? એક દિવસ આ સર્વ લૌકિક સંબન્ધોનો ઉચ્છેદ થનાર છે, એમ વિવેકી પુરુષો જાણે છે, અને તત્ત્વ-

વિત્ તો તત્ત્વદષ્ટિથી કોઈ પ્રકારનો સમ્બન્ધ છે જ નહિ એમ યથાર્થ જાણે છે, તેથી તેમને સમ્બન્ધના ઉચ્છેદનું ભય જ નથી.આ તત્ત્વદષ્ટિ મને પણ મહજ્જનની કૃપાથી પ્રાપ્ત થઈ છે તો હવે મારે મિથ્યા ભાન શામાટે સેવવું જોઈએ ? આ આદિ અનેક પ્રકારના વિચાર કરીને મન્દમન્દ હસતાં તે વૃદ્ધ મંગલશેઠ પુત્રપ્રતિ આ પ્રકારનાં વચનો કહેવા લાગ્યા : હે પુત્ર ! તારી ઇચ્છાનું છેદનભેદન જીવદષ્ટિથી કરવામાં હું પ્રસન્નતા માનતો નથી. માટે યોગ્ય લાગે તેમ પ્રવૃત્તિ કર. આ સર્વ તારું છે. યથારુચિ એનો ઉપયોગ કર અને સુખી થા. આ પ્રકારની પિતાની આજ્ઞા થવાથી તે પુત્રે પ્રવાસની સર્વ અનુકૂલતા કરવા માંડી.

તે મંગલશેઠના પુત્રની પતિવ્રત પાળનારી, સુરૂપવતી, સુગુણવતી સ્ત્રીયે પોતાના પતિનો પ્રવાસનો સમારંભ જાણીને કહ્યું : હે પતિ ! હું કે જે આપની સહધર્મચારિણી છું તેને સાથે લઇને પ્રયાણ કરવા ઇચ્છા કરો. કારણ કે અમને સ્ત્રીજાતિને પતિવિના આ સંસાર વ્યર્થ છે. પતિની સેવા એ જ અમારો ધર્મ છે, અને પતિ એ જ સ્ત્રીને ઉપાસ્યદેવરૂપ છે. હું કે જે આપની સહધર્મિણી છું તે આપના વિયોગમાં રહેવા કેવે પ્રકારે સમર્થ થાઉં ? પતિના વિયોગવાળી સ્ત્રિઓએ સર્વ વિરાગનાં ચિહ્નોને સેવતાં પતિપરાયણ મતિ કરીને સંસારસંબન્ધી સર્વ પ્રવૃત્તિ નીરસ ગણીને પુનઃ પતિનો સંયોગ થતા સુધી પિતારૂપે પરમેશ્વરનું અને ઇષ્ટરૂપે પતિનું સ્મરણ કરવું ઘટે છે. આપની પ્રસન્નતાઅર્થે આપની આજ્ઞાનુસાર વર્તનારી આપની સહચરી જે હું તે અસહ્ય વિયોગની સ્થિતિને સહન કરવાને કદાચિત્ આપ આજ્ઞા કરશો તો સમર્થ થઇશ, પરન્તુ એ આજ્ઞા કરવી ઘટે કે ન ઘટે એ વિચારવું આપને અધીન છે. કોણ યોગ્ય પતિ પોતાની પતિવ્રતા પત્નીને અકારણ વિયોગાગ્નિવડે દગ્ધ કરવા ઇચ્છે ? અને એવી આજ્ઞા કરે ? તેમ જ સકારણ વિયોગ સેવાવનાર પતિને કોણ યોગ્ય પતિવ્રતા પત્ની પ્રયાણસમયે પતિના હૃદયને દ્રવીભૂત કરનાર સ્નેહવચનો કોમલ કે કઠિન સ્વરથી સંભળાવે ?

પોતાની સ્ત્રીનાં આ પ્રકારનાં પ્રિય તથા યોગ્ય વચનો શ્રવણ કરીને હસિત વદનથી પ્રસન્ન ચિત્તવડે તે પુરુષ આ પ્રકારે બોલ્યો: હે પ્રિય વચન વદનારી ! તું જાણે છે કે અકારણ સ્ત્રીને કષ્ટ આપનાર કોઈ દુષ્ટ પતિસમ હું નથી. વિકટ પ્રદેશમાં નાના સંકટ સહન કરાવનાર પ્રવાસના સમયે, અને દુર્જન દુષ્ટ શત્રુઓસાથે વૈરસંબન્ધે સમરાંગણમાં પ્રવેશ કર-

વાના સમયે કુશલ પતિએ પોતાની ધર્મપત્નીને વિયોગનું કષ્ટ આપવું એ સર્વ સુજ્ઞસંમત નીતિ છે. માટે હે સુભાગ્યવતિ ! પત્નીના ધર્મને જાણનારી તું મારા પ્રયાણના સમયે, આ પ્રકારના વિયોગના સમયમાં સ્મૃતિરૂપે પ્રકટી હૃદયને છેદે એવાં કરુણાજનક પ્રિય વચનોને ઉચ્ચારીશ નહિ. આ સંસારના વિષયમાત્રને તુચ્છ ગણનારી અને માત્ર સ્વધર્મને જ સાધનારી તું પ્રત્યેક સમયના યોગ્ય કર્તવ્યને વિધિપૂર્વક જાણે છે, તેથી તને આ સમયે તારાં નિર્મલ સ્નેહથી ભીંજેલાં કરુણાજનક કોમલ વચનોના સ્પર્શવડે સંકુચિત હૃદયથી હું અધિક કાંઈ પણ કહેવા સમર્થ નથી. આ પ્રકારનાં વચનો બોલીને મૌન રહેલા તે પતિને સમયાનુકૂલ વર્તનારી તેની પતિવ્રતા સ્ત્રીયે શનૈઃશનૈઃ પ્રસંગનું વિસ્મરણ થાય એવી અનુકૂલ યુક્તિથી પ્રસંગાંતર કરીને પ્રસન્ન કર્યા, અને અન્ય પ્રકારથી આનન્દવાર્તા કરતાં પોતપોતાને સ્થલે ગયાં. આ પ્રકારે થયા પછી પતિના આન્તરસ્વરૂપને યોગ્ય પ્રકારે જાણનારી તે પતિવ્રતા સ્ત્રી પ્રસંગ પ્રાપ્ત થતાં પતિના સમાધાનાર્થે પુનઃ પુનઃ આ પ્રકારે કહેતી હતી કે હે ભગવન્ ! આપ કે જે મારા અન્તઃકરણમાં નિત્યપ્રાપ્ત છો અને હું કે જે આપના અન્તઃકરણમાં નિરન્તર પ્રાપ્ત છું તેને વસ્તુતઃ વિયોગ હોતો જ નથી, એ નિશ્ચયથી આપની કૃપાવડે હું નિર્ભય રહું છું. આપ પણ એ નિશ્ચયવડે જ પ્રવાસમાં સદા પ્રસન્ન રહેજો, અને આ ઉપાધિરૂપ શરીરસંયોગ કે જે અનિત્ય છે તેને અનુકૂલતાએ સાધજો. મારી વિયોગથી થતી વિકલતાના અનુમાનથી ચિંતામગ્ન થશો નહિ. તે પતિવ્રતા સ્ત્રી આ વિના પોતાના પતિના પ્રયાણના સમયપર્યંત અન્ય કાંઈ પણ ખેદજનક વચનો બોલી નહિ, અને દૈવગતિથી જ્યારે પ્રયાણનો સમય આવ્યો ત્યારે નમન કરી પ્રસન્ન મુખથી પતિને વિદાય કરી પ્રયાણ કરતા પતિના પૃષ્ઠને ન જોવાના નિયમને જાણનારી તે પોતાના અન્તઃપુરમાં ગઈ. પત્નીપાસેથી પ્રયાણનિમિત્તે નિકળેલો તે પોતાના પિતા મંગલશેઠસમીપ આવી નમન કરી વિદાય માગવા લાગ્યો. તે સમયે તે મંગલશેઠ આ પ્રકારનાં ભાવભર્યા વચનો બોલ્યા: હે પુત્ર ! તમારું સદા કલ્યાણ હોજો. દિશાઓમાં તમારો વિજય હોજો. તમારા મનના મનોરથોને જ્યાં ત્યાં જગદીશ્વર પાર પાડજો. તમારા સર્વ વ્યવહારમાં જગપતિ સહાય રહેજો. હે પુત્ર ! તારી ઇચ્છાને અને તારી સ્વાભાવિક વૃત્તિને જાણનાર હું તને આ ક્ષણે અન્ય કાંઈ પણ મારા વ્યાવહારિક હિત અહિતનો વિચાર કર્યા વિના જ પ્રયાણની આજ્ઞા આપુ છું, અને આશીર્વાદ વદું છું કે

તું સદા સુખી હોજે. આ પ્રમાણે શુભ આશીર્વાદ વદીને શેઠ તે પુત્રની ઇચ્છાપ્રમાણે કરેલી સઘળી વ્યવસ્થાપ્રમાણે તેને પ્રવાસે વિદાય કરવા લાગ્યા. તેને જોઇતાં મનુષ્યો આપ્યાં હતાં. માલભરેલાં અનેક વહાણો આપ્યાં હતાં, તથા જોઈતું ધન અને અન્ય ઉપયોગી પદાર્થો તે પુત્રની ઇચ્છાપ્રમાણે વહાણોમાં ભરાવ્યા હતા. નગરીના અનેક પ્રતિષ્ઠિત પુરુષો અને રાજસેવકોસહ મોટી શોભાથી સમુદ્રના તીરઉપર જઈને પુત્રને તે મંગલશેઠે વિદાય કરચો. પુત્રને વિદાય કરીને સ્વાભાવિક ખેદવાળી પોતાની વૃત્તિને તે શેઠે વિવેકવિરાગાદિવડે વિચાર કરીને શમાવી, અને પોતાના નિયમપ્રમાણે પ્રસન્ન ચિત્તથી ઘેર આવ્યા.

તે પુત્રની રૂપગુણવતી સ્ત્રી સર્વ સૌભાગ્યનાં ચિહ્નમાત્રને સેવતી, વિરાગવૃત્તિથી વિભવોના ત્યાગપૂર્વક પતિનું ધ્યાન કરતી, ઇષ્ટસ્વરૂપે તેમાં વૃત્તિ સ્થાપતી દિવસો વ્યતીત કરવા લાગી. તે પુત્ર દેશવિદેશ વિચરવા લાગ્યો અને નાના પ્રકારથી ધન, યશ, કીર્તિ અને સ્નેહ સ્થલે સ્થલે સંપાદન કરવા લાગ્યો. શ્રીમંતો અને રાજાઓનો વિવિધ નિમિત્તથી પ્રીતિપાત્ર થયો અને ઘણે જન્મે તથા કષ્ટે મેળવાય એવી સંપત્તિને મેળવવા લાગ્યો. જેમ જેમ અધિક સંપત્તિ પ્રાપ્ત થતી તેમતેમ તે પોતાની સાથે આણેલાં મનુષ્યોસાથે ઘટિત સંભાળપૂર્વક વ્યવસ્થાથી વહાણો ભરી ભરીને પોતાના પિતા મંગલશેઠઉપર મોકલતો, અને પોતાની સુખરૂપતા જણાવતો. એમ કેટલાંક વર્ષ થતાં તે પુત્રે છેવટ સંપાદન કરેલા ઉત્તમોત્તમ પદાર્થોસહિત પાછો ગૃહપ્રતિ વળવાનો નિશ્ચય કરચો. દેશદેશના રાજાઓથી સંમાનસંપત્તિ મેળવતો, તેમને મોટી ભેટો આપતો, તથા અન્ય સ્નેહી તેમ જ શરણાગતોને બક્ષિસો આપતો તે પોતાને ઘેર જવા પોતાનાં સેંકડો મૂલ્યવાન્ માલથી ભરેલાં વહાણોસહિત સમુદ્રમાં વહેતો થયો. વિવિધ ધ્વજાઓ ફરકતાં એનાં સેંકડો વહાણોના ચાલતા સમૂહથી જાણે સમુદ્ર પણ અધિક શોભતો હોય એવું ભાસતું. માર્ગમાં ચાલતાં કેટલેક દિવસે તેને સમુદ્રમાં ભયંકર તોફાન લાગ્યું, તેથી વહાણો છૂટાં પડી જઈને યથાપ્રાપ્ત વેગથી જ્યાં ત્યાં વહેવા લાગ્યાં. કોઈ કોઈની સંભાળ ન લેતાં સર્વ વહાણના નાવિકો પોતપોતાનું રક્ષણ કરતાં જે તે માર્ગે તણાવા લાગ્યા. દૈવગતિથી આ પુત્રનાં ઘણાંખરાં વહાણ તો કોઈ પણ હાનિ થયા વિના તે સ્થલથી આગળ નિકળી ગયાં અને કેટલાંક વહાણોનો ભોગ સમુદ્રે લીધો; પણ પ્રબલ દૃષ્ટસત્તાથી નાવિકો તે વહાણોથી છૂટા પડી જેમ તેમ તણાતા

પોતાની જીંદગીસહિત કોઈ કોઈ સ્થલે નીકળી ગયા. મંગલશેઠનો પુત્ર પણ પોતાનાં શેષ રહેલાં વહાણોસહિત સુખરૂપ પોતાને ઉતરવાના તીર-ઉપર આવી પહોંચ્યો, અને વિયોગી સ્ત્રીને તથા પિતાને મળવાના ઉત્સાહથી તીરઉપર ઉતરચો. ત્યાંથી પોતાના સુખરૂપ આવ્યાના સમાચાર પિતાને મોકલ્યા, તેથી મંગલશેઠ મોટી સ્વારી લઈને અતુલ હર્ષવડે પુત્રને તેડવા આવ્યા. પુત્રને જોઈને જેના નેત્રમાં હર્ષાશ્રુની ધારાઓ ચાલી રહી છે એવા તે વૃદ્ધ મંગલશેઠે પુત્રને ભેટીને મસ્તક સુંઘીને કુશલ પૂછ્યું. પછી આનન્દવાર્તા કરતાં સર્વ વહાણોમાંથી માલ ઉતરાવીને સ્વારીસાથે લઈ ઘેર આવ્યા. પછી તે પુત્રે પિતાને પોતાનાં થોડાં વહાણો સમુદ્રમાં ગયાં હશે એવા સમાચાર જણાવ્યા, પણ તેથી કોઈને કાંઈ ખેદ થયો નહિ, તેમ જ તેની શોધનો ઉદ્યોગ કર્યો નહિ. પછી તેની વિરહિણી પતિવ્રતા સ્ત્રીને તે પુત્ર મળ્યો, અને તે ક્ષણે તે સર્વના વિયોગજન્ય દુઃખનો અન્ત આવ્યો. તેપછી કેટલોક કાલ તે ગૃહમાં આનન્દ વર્ત્યો, અને નાના પ્રકારના સુખનો અનુભવ કરતાં તે સર્વે પોતપોતાના મોક્ષસાધનરૂપ મુખ્ય કર્તવ્યને સાધતાં રહ્યાં. સર્વ પ્રકારના આશાના પાશથી મુક્ત થયેલા તે મંગલશેઠ મહાયોગીની પેઠે ઘરમાં રહ્યા રહ્યા પણ જીવન્મુક્તિના સુખને અનુભવતા હતા. દૈવગતિથી એક દિવસ તે પુત્રે પિતાને કહ્યું કે હે પિતા ! હવે આ લોકમાં મારે કરવાનું શેષ રહ્યું નથી, માટે હું આ સ્ત્રીસહિત આ લોકને ત્યજું છું. તમે પુણ્યના પ્રભાવથી હજી થોડો કાલ આ લોકનાં સુખને અનુભવી પછી આ લોકને ત્યજી દેશો, એમ બોલી તે પુત્ર તથા પુત્રવધૂએ તે મંગલશેઠને ચરણે મસ્તક મૂકી નમસ્કાર કર્યા. તે શેઠ આ સંસારને ઇન્દ્રજાલના મિથ્યા ખેલસરખો અનુભવતા હતા, તેથી શોક કે આશ્ચર્યને ન પ્રાપ્ત થતાં તે પુત્રનાં વચન સાંભળી તેમને મસ્તકે હસ્ત મૂકી આશીર્વાદ આપી બોલ્યા કે હે પુત્ર ! હવે આ ગૃહધનાદિનો ભોક્તા કોણ તે તું જાણતો હોય તો કહે. તું કોઈ દેવ છે, માટે તારી નિરાવરણ દૃષ્ટિ છે એ હું જાણું છું. તે પુત્ર બોલ્યો: હે પિતા ! આ દેહ અમારે સમુદ્રમાં ત્યજવાના છે, અને તેથી આજે અમારે અત્રથી પ્રયાણ કરવું છે. આપ પણ અમારી સાથે આજે સમુદ્રપ્રતિ પધારો. અમારા દેહ મુક્ત થયા પછી આપના સમીપ એક પુરુષ સમુદ્રમાં તણાતો આવશે. તેને આપ પુત્ર કરી સ્થાપજો. તે આ ધનધામનો ભોક્તા થશે, અને પછી તેનો વિસ્તારવાળો વંશ આ ધનધામનો ભોગવનાર થશે. આ પ્રકારનાં પુત્રનાં વચન સાંભળીને વૃદ્ધ મંગલશેઠે પોતાના પાંચ વૃદ્ધ

મિત્રોને તેમની સ્ત્રિયોસહિત બોલાવ્યા, અને ઇતર આશ્રિત બ્રાહ્મણુમાંથી પાંચ બ્રાહ્મણોને તેમની સ્ત્રીસહિત સાથે લીધા, અને વાહનો સજ્જ કરાવ્યાં. પછી આનન્દથી ભોજન કરીને જેમ વિવાહાર્થે જાય તેમ માંગલિક સમયનાં ગીતો ગાતાં સર્વ વાહને બેશીને સમુદ્રના તીરઉપર આવ્યાં. પોતાનાં સુન્દર વહાણમાં બેશી સર્વેએ સમુદ્રમાં પ્રવેશ કર્યો. તે પુત્રની આજ્ઞાપ્રમાણે વહાણો ચાલતાં કર્યાં. એક રાત્રિસુધી માર્ગ કાપીને બીજે દિવસે સૂર્યોદયસમયે સર્વ દેખતાં તે પુત્ર તથા પુત્રવધૂએ હસ્તમાં શ્રીફલ લઈને વહાણના સુકાન-આગળ આવી વહાણની કોરઉપર ઉભા રહીને ઇષ્ટની સ્તુતિ અંતરમાં કરી. પછી પિતાઆદિ સર્વને નમસ્કાર કરીને પિતાને કહ્યું કે અમે હવે આ દેહ ત્યજીએ છીએ. આપને એક પ્રહરપછી આ દિશામાં જતાં જલમાંથી તણાતો આવતો પુરુષ મળશે; તેથી સંતોષ માનજો. આ પ્રમાણે બોલીને જેમ સર્પ કાંચળીરૂપ તેની ઉપરની ત્વચાને ઉતારી નાંખી ચાલતો થાય છે, તેમ તે સ્ત્રીપુરુષે અંતવાહક શરીરથી પૃથક્ થઈને તે શરીરોને સમુદ્રના જલમાં પડતાં મૂક્યાં. એ પ્રસંગને સુમેરુ પર્વતસરખા અચલ મનવાળા શ્રીમંગલશેઠ પ્રસન્ન ચિત્તથી જોતા રહ્યા, પણ અન્ય સર્વનાં હૃદય ભરાયાં અને નેત્રમાં જલ આવ્યાં. તે સર્વનું મંગલશેઠે સમાધાન કર્યું. અને વહાણો આગળ ચાલતાં કર્યાં. પુત્ર તથા પુત્રવધૂનાં શરીર સમુદ્રના જલમાં ગયા પછી પુનઃ કોઈના જોવામાં આવ્યાં નહિ. માત્ર મંગલશેઠે પોતાના પુત્રને તેની સ્ત્રીસહિત દિવ્ય દેહ ધરીને આકાશમાર્ગે જતો જોયો. પછી તે આગળ ચાલતા થયા. પુત્રના કહ્યા પ્રમાણે એક પ્રહર વહાણો વેગથી વહ્યાં ગયાં, એટલામાં પ્રથમ કહ્યા પ્રમાણે શ્રીકંઠ, શેઠના વહાણને પામ્યો. તેને લઈને સંતોષાતા મંગલશેઠ પોતાના ગૃહપ્રતિ જવાને પાછા વળ્યા, અને સર્વ માંગલિક ગીતો ગાતાં માર્ગ કાપવા લાગ્યાં. પેલા પુત્રની આજ્ઞાથી પુત્રના મરણસંબન્ધી ક્રિયા કે શોક કોઈએ કર્યો નહિ, અને સૂતક પણ પાળ્યું નહિ. આ પ્રમાણે તે શ્રીમંગલશેઠ નવા પુત્રને લેઇને સમુદ્રના તીરઉપર આવ્યા એટલા સમયમાં શ્રીકંઠ ઉત્તમ પ્રકારે સાવધાન થયો હતો. પરસ્પરની વાર્તાથી ઉભય જાણીતા થયા હતા. શ્રીકંઠનું પણ દિવ્ય રૂપ જોઈને સર્વસહ મંગલશેઠ ઘણું પ્રસન્ન થયા. પછી સર્વની સાથે વહાણોમાંથી ઉતરીને પોતાનાં તૈયાર રાખી મૂકેલાં વાહનોમાં બેશીને ગૃહપ્રતિ ચાલતા થયા.

**વિજયા:** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે.)

**ચંચળા:** જુઓ ભાગીરથીબહેન! પરમેશ્વર જેને દુઃખ આપે છે

તેને કેવું સુખ આપે છે !

**ભાગી૦ :** ચંચળબ્હેન ! પરમેશ્વરની માયા ઘણી અટપટી છે. તે આપણાસરખાં અનધિકારી પ્રાણીથી કળી શકાય એવી નથી. આપણે તો તેમના સ્મરણથી અનુગ્રહ મેળવી તરવું છે.

**વિજળી :** વિજયાલક્ષ્મીબ્હેન ! ત્યારે હવે પદ બોલીને સમાપ્ત કરો, એટલે પછી બીજી વાતો.

**વિજયા :** ( નિયમપ્રમાણે પદ બોલે છે. )

**પદ. ગરબી.**

અંતર્યામિ ઈશ દયાળુ ! તાપ ત્રિવિધિ આ હરજો જી,
સ્વરૂપઅનુભવ આપી ઉરમાં, શાંતિ તૃપ્તિ ધરજો: કરુણા આણીને.
આ જીવપદમાં પડતી પીડા, આપને નથી અજાણી જી,
ટાળી એ સત્વર સુખ આપો, દીનપણે વદું વાણી; કરુણા૦
દુઃખમાં ડુબેલા જીવોથી, આ દુઃખ તો નવ ભાગે જી,
છો સર્વજ્ઞ પિતા જગત્રાતા, આશથી જીવ આ માગે; દાતા જાણીને.
અનેક જન્મતણા દોષોથી, આ જીવ દોષે વહેતા જી,
દોષરહિત પ્રભુપદ સુખદાતા, અજ્ઞ જીવો નથી લહેતા; કરુણા આણો જી.
પાપ ને તાપ ટળે સુખપામે, એ મતિ દો મતિદાતા જી,
નિજ પુરુષાર્થવડે નથી થાતું, લહી એ જીવ મુઝાતા; કરુણા૦
જ્યાં જ્યાં જીવ કરે ગતિ ત્યાં ત્યાં, દુઃખ જ સઘળે ભાળે જી,
વિજયા અબલા એમ ભણે પ્રભુ ! આપવિના કો ટાળે; કરુણા૦

**ભાગી૦ :** જય જય **શ્રીસદ્‌ગુરુદેવ** ( સર્વ બોલે છે. )

**પારવતી :** લો ચાલો બ્હેન ! ત્યારે હવે ઉઠીએ, ને વળી વહેલાં પરવારીએ ને વખતસર આવીએ.

**વિજળી :** હા ચાલો. (એમ બોલી વારા ફરતી ઉઠી જાય છે.)

કૃષ્ણ૦ : (ચાકરીથી ઘેર આવતાંરસ્તામાં વિચાર કરે છે ) આજે તો જો દુકાને **બાલુસેઠ** મલે તો લગાર એનાં સારી પેઠેમ છોડાં ફાડું. કાલે તો એને જવા દીધો, પણ આજે તો લગાર એની પણ ખાતરી કરી આપું કે આ પણ કંઈ સમજે છે ! (એમ વિચાર કરતો આવે છે, એટલામાં **દાસ**ની દુકાન આવી, ને જોયું તો **દાસ** કોઈની જોડે વાતચીત કરતા બેઠેલા દીઠા. **દાસ**નું લક્ષ વાતમાં હોવાથી તેમણે **કૃષ્ણદાસ**ને જોયો નહિ, પણ **કૃષ્ણદાસ** ધારીને જ એની પાસે જવા આવતો હતો

તેથી તેણે જ ખૂમ પાડી ) સેઠ સાહેબ ! જે ગોપાલ. કેમ ઉઠવાનો વખત થયો છે કે વાર છે ?

**દાસ :** ઓહો માસ્તર ! આવો માસ્તર ! તમારી જ વાટ જોતો'તો. કહ્યું માસ્તર આવે તો પછી સાથે સાથે જઈએ.

**કૃષ્ણ૦ :** ( આવીને બેસે છે. પછી ) કેમ સેઠ ? સી વાત ચાલતી'તી ?

**દાસ :** જુઓ માસ્તર ! આજથી કહી મૂકું છું કે તમારે અદાલતથી છૂટીને ઘેર જતાં રોજ મને મલતા જવું. તમે મલો છો ત્યારે બહુ આનન્દ થાય છે.

**કૃષ્ણ૦ :** જેવો સેઠનો હુકમ. આનન્દની વાત તો પરસ્પર છે જ. મને પણ આપની સાથે વાત કરતાં ઠીક લાગે છે.

**દાસ :** આ હમણા તો આપણા આ બલાખી મહારાજજોડે એ વાત ચાલતી'તી કે આ સંસાર પણ એક અજબ બગીચાજેવો છે. જેમ બગીચામાં ભાતભાતનાં ઝાડ ને વસ્તુઓ હોય છે, તેમ આ સંસારબગીચામાં પણ ભાતભાતનાં માણસો, પસુ પંખી ને બીજી ન ગણાય ઝોટએટલી વસ્તુઓ છે. આ એટલી વાત થતાંમાં તો તમે આવી પહોંચ્યા.

**કૃષ્ણ૦ :** એ વાત તો રાંડી રાંડ ડોસી પણ જાણે છો સમજ્યા કેની ? એમાં બે મરદ મલીને સી વાત કરવી'તી ?

**દાસ :** ના ના માસ્તર ! લગાર કહો તો ખરા કે મરદે તે કેવી વાત કરવી ? ને આ વાત રાંડી રાંડ ડોસી જાણે તેથી આપણે ના કરવી કે સું ?

**કૃષ્ણ૦ :** જુવો સેઠ ! મરદે તો એવી વાત કરવી જોઈએ કે જેમાંથી આપણને ને બીજાને બધાને ફાયદો થાય, નકામી સાલી ડોચરાના સાલની વાતો કરવાથી સો ફાયદો ? સુમજણ પડી કેની.

**દાસ :** સાબાસ છે માસ્તર ! તમારી બુદ્ધિને ! હું તો કહું છ કે બલિહારી છે ! હવે એમ કરો કે આપણને અને બીજા બધાને ફાયદો થાય એવી વાત કંઈ તમે જ કા'ડો ને અમારા બલાખી મ્હારાજજોડે કરો; એટલે મને પન સમજાસે કે મરદ માનસે આવી વાત કરવી જોઈએ. લો બોલો માસ્તર ! પછી આપણે મોડું થસે.

**કૃષ્ણ૦ :** (શી વાત કાઢવી તે વિચારમાં મુઝાતાં) અરે સેઠ ! એમ નાસભાગ કરતાં તે કંઈ મુદ્દાની વાતો થાય છે ! એવી વાતોનાં કામ તો નિરાંતનાં છે.

**દાસ :** એમ કરો માસ્તર ! લગાર પાઘડી ઉતારીને નિરાંતે બેસીને

વાત કરો. આપણે કંઈ એવી છેક ઉતાવલ છે? લગાર મગજ ઠેકાણે રાખીને વાત કાઢો. ચાલો એટલામાં હું પાન બનાવું છું.

કૃષ્ણ૦ : અરે સેઠ ! એમ તે કંઈવાત કઢાય છે ? પણ હવે તમારી મરજી છે તો સાધારણ વાત કરું છું. કહો બલાખીભાઈ! આ બધાના ઘર-સંસાર સુધરે ને સઉ સુખી થાય, ને ઘર ઘરમાં જે સાલો રોજ કંકાસ થાય છે તે મટે એવો સો ઉપાય છે ?

બલાખી૦ : કેમ ભાઈ! તમે આ શેઠઆગળ હમણાં કહેતા હતા તે મહત્વની વાત આવી જ સમજીને કહેતા'તા કે ? ભલે એ તો એ, પણ એમાં સમજણ છે કે ઘેરઘેર ક્લેશ થાય છે તે કેટલી જાતના છે ને શા શા કારણથી થાય છે ? એ જાણવામાં આવે તો પછી તે મટે એવો ઉપાય હું તમને કહું.

કૃષ્ણ૦ : એ હું કહીસ ત્યારે પછી ભાઈ! તમે સું કહેનાર હતા તે તો કહો ?

બલાખી૦ : ભલા માણસ ! ડહાપણ બાર ગામનું કરો છો પણ લગાર વિચાર તો કરો કે ઘેરઘેર માણસોની પ્રકૃતિ જૂદી છે; ઘેરઘેર ક્લેશનાં કારણોમાં પણ ફેર છે. તો તે બધાનો ક્લેશ મટે એવો એક ઉપાય તે કંઈ હોય ? લગાર સમજો તો ખરા કે રોગ શો તે જાણ્યાવિના તે કંઈ ઓસડ થાય ? જુઓ ભાઇ કસનદાસ ! તમારી બુદ્ધિ ના પહોંચતી હોય તો હું તમને ક્લેશનાં કારણ ટુંકામાં કહું છુ તે સાંભળો. કોઇના ઘરમાં ધન હોવાથી ક્લેશ થાય છે, અને કોઈ ને તો ઘરમાં ધન ન હોવાથી—દરિદ્રતાથી—કંકાસ થાય છે. કોઈ ને ત્યાં પુત્ર હોવાથી અને કોઇને તો પુત્ર ન હોવાથી, કોઈ ને ઘર હોવાથી, અને કોઇને ન હોવાથી, કોઇને સ્ત્રી હોવાથી અને કોઇને ન હોવાથી તેમ જ સ્ત્રીને પતિ હોવાથી અને કોઇને પતિ ન હોવાથી, કોઈ ને વાહન હોવાથી અને કોઈ ને ન હોવાથી—એમ આ સંસારમાંની અનેક વસ્તુઓ હોવાથી તથા ન હોવાથી ક્લેશ હોય છે. પણ એક વાત ધ્યાનમાં રાખવાની કે જેને તેને ક્લેશનું ખરું કારણ તો અજ્ઞાન છે, અને તે અજ્ઞાનનું મૂલ કારણ તેનું દુષ્ટ મન અને તે મનને ચલાવનાર દુષ્ટ સંસ્કાર છે. જો તે મન અને સંસ્કાર સુધરે તો અજ્ઞાન મટે અને જ્ઞાન થાય. ત્યાર પછી જેમ છે તેમ જાણીને ક્લેશથી આ જીવો છૂટે. સમજ્યા ભાઈ ! હવે એ વિના બીજો ઉપાય ને બીજું કારણ જે તમે શોધી કાઢ્યું હોય તે કહો એટલે અમે પણ જાણીએ તો ખરા કે તમે પણ અગમનિગમને જાણનારા છો. કેમ શેઠ ! બોલ્યા નહિ ?

દાસ૦ : ભલાખી મ્હારાજ ! તમારી વાત તો સો વસાઉપરની છે. એમાં મારું સું ગજું કે હું બોલી સકું ? મારાથી જો આ તમારી વાત સમજાય તો જ હું નસીબદાર જાણવો. (કૃષ્ણ૦ને) લો માસ્તર કિસનલાલ હવે તમે પણ કંઈ બોલો મહેરબાન ! એટલે પછી આપણે પાન ખાઈને ઉઠીએ.

કૃષ્ણ૦ : ના તે એમણે વાત કહી છે તે તો ઠીક છે. પણ એમ વાત કરીને બેસી રહ્યાથી સું ઉઘડે ? એ તો તે પરમાણે પાછો ઉદ્યોગ કરવો જોઈએ. સમજ્યા કેની ? બાલુ સેઠ !

દાસ : ભાઈ ! અમે તો ગજાપરમાણે બધુંએ સમજ્યા છીએ. હવે લગાર ઉછરતા આવેલા તમે સમજો એટલે અમારા મનને નિરાંત.

કૃષ્ણ૦ : ( ધારવાપ્રમાણે ઘાટ નહિ બેસવાથી ) લો ચાલો સેઠ ! ત્યારે વલી આપણે પાછું મોડું થઈ જસે. આ વાતના કંઈ પાર આવે છે ?

દાસ : ( પાનસોપારી સઉને આપી પોતે ખાઈને પછી ઉઠીને ) ચાલો માસ્તર ! (એમ કહીને તેની સાથે ઘરતરફ જાય છે અને ભલાખી પોતાને માર્ગે જાય છે. )

કૃષ્ણ૦ : (રસ્તે ચાલતાં) જુઓ સેઠ સાહેબ ! આ મનને સુધારવાનું કામ કંઈ સહેલું નથી.

દાસ : એમાં તે તમે સું કહેતા'તા ભાઈ ! એ તો અમે મૂલથી જ જાણીએ છીએ.

કૃષ્ણ૦ : જુઓ સેઠ ! જાણ્યું તેમાં સું થયું ? તેનો કંઈ ઉપાય કરવો, સુધારવું ! તેને ઓલખીને.

દાસ : એ કામમાં અમે તે કસર રાખતા હઈસું ? પણ તેમાટે તમે સું કરયું તે તો કહો.

કૃષ્ણ૦ : અમે તો મનને એવું ઘોડાની કાણી કબજે રાખીએ છીએ કે લગાર ચસકવા પામે જ નહિ ! જુઓ સેઠ ! તમારી પેઠે ઓલાદોલા અમે નથી !

દાસ : સાબાસ છે મારા માસ્તર ! પણ જોજો વલી કોઈ વાર પાછું એ તમારું મન ગધેડાની માફક બ્હેકે નહિ ! કેમ કે હજી તમારી ઉમર ગધ્ધાપચીસી કહેવાય છે !

કૃષ્ણ૦ : (લગાર ચીડાઈને) લગાર બોલવાનો પણ વિવેક રાખવો જોઈએ છે. મોદે આવે એમ ભસવાથી માણસ કહેવાતું નથી.

**દાસ** : જીવતા રહો માસ્તર ! હવે કહ્યું તે બરાબર. જે બોલવું તે સમજીને બોલવું એટલી જ મારી તમને સિખામન છે. જો માનસો તો લાખના થસો. નહિ તો કોડીના.

**કૃષ્ણ૦** : (ગુસ્સાથી) પણ હું તો તમને કહું છું કે તમારે વિચારીને બોલવું સેઠ !

**દાસ૦** : મહેરબાન ! ત્યારે જ મેં તમને કહ્યું કે આપણે સુધર્યાં વગર કોઇને કહીએ તો કોઈ આપણું માને નહિ, ને ઉલટા આપણને મૂરખ કહે. સમજ્યા કેની ?

**કૃષ્ણ૦** : એટલે સું તમારા મનથી અમે સમજતા નથી ?

**દાસ** : તમે સમજતા ના હો તો હું તમારી સાથે વાત સુ કામ કરું ? લો ભાઇ ! હવે આપણો રસ્તો ફર્યો, ને ઘર આવ્યાં. દુઃખ ન માનસો- એ તો અલગતની વાત કહી છે [ એમ બોલી આગળ જાય છે ને કૃષ્ણ-દાસ મનમાં કચવાઈને પોતાને ઘેર જાય છે. ]

**દાસ** : ( વાળુ કરી પરવારીને કથામાં જાય છે. ત્યાં સર્વને બેઠેલાં જોઇને પોતાને મોડું થયું જાણી ક્ષમા માગીને બેસે છે. પછી જય જય બોલાવીને વિઠ્ઠલજીને) લો વિઠ્ઠલજી ! હવે દયા કરો ને કાલની કથા જ્યાંથી રહી છે ત્યાંથી સંભારી આપો એટલે **ભટજી**ની દયા થાય.

**વિઠ્ઠલજી** : કાલે તો કથાના અન્તમાં પેલી દેવતાએ સ્ત્રિયોની સભામાં એ કહ્યું હતું કે **શ્રીશુક્રે** પોતાની નીતિમાં આપણાં સ્ત્રીજાતિના સંબન્ધમાં લખ્યું છે કે કુલવતી સ્ત્રીયે પતિને વિષે અત્યંત પ્રીતિવાળાં થવું. પતિના ગૃહમાં જે સુખનાં સાધનઆદિ હોય તેમાં સંતોષ માનીને ગૃહવ્ય-વહારમાં નિપુણતા મેળવીને સદાચરણથી વર્તતાં પોતાના ગૃહનો સર્વ વ્ય-વહાર ઉત્તમ પ્રકારે સંભાળવો. રોષયુક્ત ઉંચા સ્વરથી કે કઠોર શબ્દોમાં કદી બોલવાનો અભ્યાસ રાખવો નહિ. ઘટિત ઉંચા સ્વરથી તથાપિ કોમલ પ્રિય વચનોવડે બોલવાનો અભ્યાસ રાખવો. પતિ સમક્ષ હોય તોપણ પિતા બંધુઆદિ નિકટ સંબન્ધવિનાના પર પુરુષસંમુખ જોઇને સુશીલ સ્ત્રીયે વાર્તા કરવી નહિ. જ્યારે પતિની સંનિધિમાં પણ પરપુરુષથી વાર્તા ન કરવી તો પતિ ન હોય એવા સમયમાં તો અન્ય પુરુષથી સંભાષણ કેમ જ થાય ? અર્થાત્ ન જ કરવું. કદાચિત્ કષ્ટપ્રસંગ હોય તો જ સાધ્વી કુલવતી યુવતીએ પતિ કે પિતાઆદિ પૂજ્ય વડિલના સમક્ષ આવશ્યકતાપ્રમાણે

અંતરૂપટે રહીને કે મર્યાદાથી દૂર રેહીને ભાષણ કરવું, સ્ત્રીજાતિને પોતાની ઇચ્છાપ્રમાણે જ વર્તન કરવું એ અત્યંત દોષરૂપ છે. તેથી સદા સર્વ ઘટિત વ્યવહારને પતિ, પિતા, આદિ પૂજ્ય પુરુષની આજ્ઞા પ્રાપ્ત કરીને સેવવા. ઉભય કુલના અર્થાત્ પિતાના તથા પતિના કુલના કલ્યાણાર્થે સ્ત્રીજાતિએ પરગૃહે નિવાસ કદાચિત્ પણ કરવો નહિ. કષ્ટના સમયે ખાસ પ્રયોજન જણાય તો આપણા પતિ કે પિતા આદિ પૂજ્ય વડિલની સંમતિથી તથા સદાચરણમાં પ્રસિદ્ધ એવી સાવધાનતાવાળી આપણા નિકટ સંબન્ધની કોઈ વૃદ્ધ સ્ત્રીને સમીપ રાખીને અલ્પ કાલ અન્ય સ્થલે નિવાસ કરવો ઘટિત હોય તો કરવો.આ પ્રકારે કલ્યાણની ઇચ્છાવાળી કુલવન્તી યુવતિઓએ દોષનો ત્યાગ તથા ગુણનું ગ્રહણ કરવું.

**મનોહર** : ( ઇષ્ટસ્મરણ કરીને ) તે પરમ પવિત્ર મતિવાળો યજ્ઞપુરુષ પોતાની પતિવ્રતા સ્ત્રી **સરસ્વતીને** કહે છે : હે કલ્યાણની ઇચ્છાવાળી! તે સર્વ નીતિનિયમને જાણનારી તથા સદા શાસ્ત્રાનુકૂલ વર્તનારી દૈવજ્ઞા શ્રીશુક્રનીતિનાં વચનોનો ભાવ કહ્યા પછી આગળ આ પ્રકારે અન્ય ધર્મપ્રતિપાદક ગ્રંથોનાં વચનોનો ભાવ કહેવા લાગી.

દૈવજ્ઞા કહે છે ; હે સ્વધર્માચરણમાં પ્રીતિવાળી બહેનો ! વિષ્ણુસ્મૃતિમાં પણ આપણા સ્ત્રીજાતિના ધર્મકર્મસંબન્ધમાં આ પ્રમાણે લખ્યું છે : સ્ત્રીજાતિએ તો જે વ્રત પોતાનો પતિ કરે વા કહે તે વ્રત જ પતિની આજ્ઞાથી કરવું. સ્ત્રીયે પોતાના ગૃહમાં રહિને પતિનું તથા સાસુ સસરો ગુરુદેવ તથા અતિથિ એમનું યથાઘટિત પૂજન કરવું. ગૃહનાં પાત્રાદિ પદાર્થોને શુદ્ધ રાખવા. શક્તિથી વિશેષ વ્યય કરવાનો અભ્યાસ રાખવો નહિ અર્થાત્ અવિવેકથી ખર્ચ કરવાની ટેવ રાખવી નહિ યથાશક્તિ વિવેકવડે પોતાના ઘરમાં પતિએ પ્રાપ્ત કરેલા ધનના શેષને ઘરમાં કોઈ સ્થલે ગુપ્તપણે સંચય કરી રાખવો. મન્દમતિવાળી મૂર્ખ સ્ત્રિયોની કે કોઈ પણ મૂર્ખની આજ્ઞાથી અથવા પોતાની મૂર્ખતાથી સ્ત્રીયે પોતાના પતિને કે અન્ય સમ્બન્ધીને અર્થે મારણવશીકરણઆદિ મંત્રતંત્રના પ્રયોગો કોઈ પ્રકારે પણ કરવા નહિ. સ્ત્રીયે સદા મંગલરૂપ આચારમાં તત્પર રહેવું. જે સ્ત્રીનો પતિ પ્રવાસે ગયો હોય તે પતિના વિયોગવાળી સ્ત્રીયે શરીરના સંસ્કાર કરવા નહિ અર્થાત્ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરવા વગેરેથી શરીરને શોભાવવું નહિ. પારકે ઘેર જવું નહિ. પોતાના ઘરના બારણામાં ઓટલાઉપર કેબારી આગળ બેસવાનો અભ્યાસ રાખવો નહિ. વિશેષે કરીને સર્વ વ્યવહારો પતિ આદિ વડિલની યથાઘટિત આજ્ઞાઓ મેળવીને કરવા;

**દાસ**: જીવતા રહો માસ્તર! હવે કહ્યું તે બરાબર. જે બોલવું તે સમજીને બોલવું એટલી જ મારી તમને સિખામન છે. જો માનસો તો લાખના થસો. નહિ તો કોડીના.

**કૃષ્ણ૦**: (ગુસ્સાથી) પણ હું તો તમને કહું છું કે તમારે વિચારીને બોલવું સેઠ!

**દાસ૦**: મહેરબાન! ત્યારે જ મેં તમને કહ્યું કે આપણે સુધર્યાં વગર કોઇને કહીએ તો કોઈ આપણું માને નહિ, ને ઉલટા આપણને મૂરખ કહે. સમજ્યા કેની?

**કૃષ્ણ૦**: એટલે સું તમારા મનથી અમે સમજતા નથી?

**દાસ**: તમે સમજતા ના હો તો હું તમારી સાથે વાત સું કામ કરું? લો ભાઇ! હવે આપણો રસ્તો ફર્યો, ને ઘર આવ્યાં. દુઃખ ન માનસો. એ તો અલગતની વાત કહી છે [ એમ બોલી આગળ જાય છે ને કૃષ્ણદાસ મનમાં કચવાઈને પોતાને ઘેર જાય છે. ]

**દાસ**: ( વાળુ કરી પરવારીને કથામાં જાય છે. ત્યાં સર્વને બેઠેલાં જોઇને પોતાને મોડું થયું જાણી ક્ષમા માગીને બેસે છે. પછી જય જય બોલાવીને વિઠ્ઠલજીને) લો વિઠ્ઠલજી! હવે દયા કરો ને કાલની કથા જ્યાંથી રહી છે ત્યાંથી સંભારી આપો એટલે **ભટ**જીની દયા થાય.

**વિઠ્ઠલજી**: કાલે તો કથાના અન્તમાં પેલી દૈવજ્ઞાએ સ્ત્રિયોની સભામાં એ કહ્યું હતું કે **શ્રીશુ**કે પોતાની નીતિમાં આપણાં સ્ત્રીજાતિના સંબન્ધમાં લખ્યું છે કે કુલવતી સ્ત્રીયે પતિને વિષે અત્યંત પ્રીતિવાળાં થવું. પતિના ગૃહમાં જે સુખનાં સાધનઆદિ હોય તેમાં સંતોષ માનીને ગૃહવ્યવહારમાં નિપુણતા મેળવીને સદાચરણથી વર્તતાં પોતાના ગૃહનો સર્વ વ્યવહાર ઉત્તમ પ્રકારે સંભાળવો. રોષયુક્ત ઉંચા સ્વરથી કે કઠોર શબ્દોમાં કદી બોલવાનો અભ્યાસ રાખવો નહિ. ઘટિત ઉંચા સ્વરથી તથાપિ કોમલ પ્રિય વચનોવડે બોલવાનો અભ્યાસ રાખવો.પતિ સમક્ષ હોય તોપણ પિતા બંધુઆદિ નિકટ સંબન્ધવિનાના પર પુરુષસંમુખ જોઇને સુશીલ સ્ત્રીયે વાર્તા કરવી નહિ. જ્યારે પતિની સંનિધિમાં પણ પરપુરુષથી વાર્તા ન કરવી તો પતિ ન હોય એવા સમયમાં તો અન્ય પુરુષથી સંભાષણ કેમ જ થાય? અર્થાત્ ન જ કરવું. કદાચિત્ કષ્ટપ્રસંગ હોય તો જ સાધ્વી કુલવતી યુવતીએ પતિ કે પિતાઆદિ પૂજ્ય વડિલના સમક્ષ આવશ્યકતાપ્રમાણે

અંતરૂપટે રહીને કે મર્યાદાથી દૂર રહીને ભાષણ કરવું, સ્ત્રીજાતિને પોતાની ઇચ્છાપ્રમાણે જ વર્તન કરવું એ અત્યંત દોષરૂપ છે. તેથી સદા સર્વ ઘટિત વ્યવહારને પતિ, પિતા, આદિ પૂજ્ય પુરુષની આજ્ઞા પ્રાપ્ત કરીને સેવવા. ઉભય કુલના અર્થાત્ પિતાના તથા પતિના કુલના કલ્યાણાર્થે સ્ત્રીજાતિએ પરગૃહે નિવાસ કદાચિત્ પણ કરવો નહિ. કષ્ટના સમયે ખાસ પ્રયોજન જણાય તો આપણા પતિ કે પિતા આદિ પૂજ્ય વડિલની સંમતિથી તથા સદાચરણમાં પ્રસિદ્ધ એવી સાવધાનતાવાળી આપણા નિકટ સંબન્ધની કોઈ વૃદ્ધ સ્ત્રીને સમીપ રાખીને અલ્પ કાલ અન્ય સ્થલે નિવાસ કરવો ઘટિત હોય તો કરવો. આ પ્રકારે કલ્યાણની ઇચ્છાવાળી કુલવન્તી યુવતિઓએ દોષનો ત્યાગ તથા ગુણનું ગ્રહણ કરવું.

**મનોહર :** ( ઇષ્ટસ્મરણ કરીને ) તે પરમ પવિત્ર મતિવાળો યજ્ઞપુરુષ પોતાની પતિવ્રતા સ્ત્રી સરસ્વતીને કહે છે : હે કલ્યાણની ઇચ્છાવાળી! તે સર્વ નીતિનિયમને જાણનારી તથા સદા શાસ્ત્રાનુકૂલ વર્તનારી દૈવજ્ઞા શ્રીશુક્રનીતિનાં વચનોનો ભાવ કહ્યા પછી આગળ આ પ્રકારે અન્ય ધર્મપ્રતિપાદક ગ્રંથોનાં વચનોનો ભાવ કહેવા લાગી.

દૈવજ્ઞા કહે છે ; હે સ્વધર્માચરણમાં પ્રીતિવાળી બહેનો ! વિષ્ણુસ્મૃતિમાં પણ આપણા સ્ત્રીજાતિના ધર્મકર્મસંબન્ધમાં આ પ્રમાણે લખ્યું છે : સ્ત્રીજાતિએ તો જે વ્રત પોતાનો પતિ કરે વા કહે તે વ્રત જ પતિની આજ્ઞાથી કરવું. સ્ત્રીયે પોતાના ગૃહમાં રહિને પતિનું તથા સાસુ સસરો ગુરુદેવ તથા અતિથિ એમનું યથાઘટિત પૂજન કરવું. ગૃહનાં પાત્રાદિ પદાર્થોને શુદ્ધ રાખવા. શક્તિથી વિશેષ વ્યય કરવાનો અભ્યાસ રાખવો નહિ અર્થાત્ અવિવેકથી ખર્ચ કરવાની ટેવ રાખવી નહિ યથાશક્તિ વિવેકવડે પોતાના ઘરમાં પતિએ પ્રાપ્ત કરેલા ધનના શેષને ઘરમાં કોઈ સ્થલે ગુપ્તપણે સંચય કરી રાખવો. મન્દમતિવાળી મૂર્ખ સ્ત્રિયોની કે કોઈ પણ મૂર્ખની આજ્ઞાથી અથવા પોતાની મૂર્ખતાથી સ્ત્રીયે પોતાના પતિને કે અન્ય સમ્બન્ધીને અર્થે મારણવશીકરણઆદિ મંત્રતંત્રના પ્રયોગો કોઈ પ્રકારે પણ કરવા નહિ. સ્ત્રીયે સદા મંગલરૂપ આચારમાં તત્પર રહેવું. જે સ્ત્રીનો પતિ પ્રવાસે ગયો હોય તે પતિના વિયોગવાળી સ્ત્રીયે શરીરના સંસ્કાર કરવા નહિ અર્થાત્ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરવા વગેરેથી શરીરને શોભાવવું નહિ. પારકે ઘેર જવું નહિ. પોતાના ઘરના બારણામાં ઓટલાઉપર કે બારી આગળ બેસવાનો અભ્યાસ રાખવો નહિ. વિશેષે કરીને સર્વ વ્યવહારો પતિ આદિ વડિલની યથાઘટિત આજ્ઞાઓ મેળવીને કરવા;

અર્થાત્ સ્વતંત્ર વર્તવું નહિ. પ્રથમ બાલક અવસ્થામાં પિતાની આજ્ઞાને અધીન વર્તવું. મધ્યાવસ્થામાં એટલે યુવાવસ્થામાં પાણિગ્રહણ થયા પછી પતિને અધીન વર્તવું અને પતિના અભાવે વૃદ્ધાવસ્થામાં પુત્રની કે આપણું રક્ષણ કરનાર બંધુવર્ગની સંમતિ મેળવીને તેના કહ્યા પ્રમાણે વર્તવું. પતિના મરણપછી વિધવા સ્ત્રીયે પતિસહ બળવું અથવા બ્રહ્મચર્યના દૃઢપણે પાલન-પૂર્વક મોક્ષસાધનોને સેવવાં. સ્ત્રીજાતિને પતિથી વિરુદ્ધપણે કરવા યોગ્ય પૃથક્ કોઈ પણ યજ્ઞ,વ્રત કે ઉપવાસનું વિધાન ક્યાંહિ કહ્યું નથી.માત્ર પતિની સેવાથી જ સ્ત્રી શ્રેષ્ઠ ગતિરૂપ સ્વર્ગને મેળવે છે. પતિ જ્યારે વિદ્યમાન હોય ત્યારે અર્થાત્ સૌભાગ્યવતી સ્ત્રીયે ઉપવાસવ્રત કરવું નહિ, કારણ કે તે ઉપવાસ કરનારી સ્ત્રી પોતાના પતિનું આયુષ્ હરનારી ગણાય છે, અને અધમ ગતિરૂપ નરકને પામે છે.જે વિધવા સ્ત્રી પોતાના પતિના મરણપછી બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન રહીને યથાર્થ રીત્યા મોક્ષધર્મને સેવે છે તે સ્ત્રી અપુત્રવતી હોય તો પણ જેમ જન્મથી બ્રહ્મચર્યાશ્રમને મરણપર્યંત સેવ-નાર બ્રહ્મચારીઓ સ્વર્ગને પામે છે તેમ સ્વર્ગને પામે છે.

**શ્રીવ્યાસ**સંહિતામાં પણ સ્ત્રીના ધર્મકર્માદિ સંબન્ધમાં આ પ્રકારે લખે છેઃ—સ્ત્રીજાતિને ધર્મ, અર્થ તથા કામરૂપ ત્રિવર્ગની સિદ્ધિને અર્થે પતિથી પૃથક્પણે કરવા યોગ્ય કોઈ પ્રકારનો પણ વિધિ હોતો નથી, એવો શાસ્ત્રનો લેખ છે. સ્ત્રીજાતિએ પતિના જાગ્યા પૂર્વે જાગીને પોતાના ગૃહ-વ્યવહારમાં પ્રવેશ કરવો. પ્રથમ પથારી વગેરે ઉઠાવીને નિયત સ્થાને મૂકવાં, મુખશુદ્ધિઆદિથી નિવૃત્ત થવું. પછી ઘરને વાળીને સ્વચ્છ કરવું. માર્જન તથા લેપનવડે અગ્નિશાલાને તથા આંગણાને શુદ્ધ કરવાં. અગ્નિહોત્ર-આદિસમ્બન્ધનાં પાત્રોને સ્વચ્છ કરવાં. તેમાં ઘૃતાદિથી ચીકણાં થયેલાં વાસણોને ઉના પાણીથી સ્વચ્છ કરી પછી શુદ્ધ જલે ધોઈને યોગ્ય સ્થલે ગોઠવવાં. જે જે પાત્રો જોડકાંરૂપ અર્થાત્ બે વિભાગમાં હોય તેવાંને છૂટાં પાડીને મૂકવાં નહિ, પણ તે સર્વ પાત્રને અજવાળીને સ્વચ્છ કરી જે જે વસ્તુઓ તેમાં ભરવાની હોય તે તે તેમાં ભરીને મૂકવાં. જે જે રસોડાનાં પાત્રો હોય તેને રસોડા ( મહાનસ ) થી બહાર લઈ જઈને ઉત્તમ પ્રકારે અજવાળીને વીંછળી નાંખવાં. જે વાસણોનો રસોઈમાં ઉપ-યોગ હોય તેને તથા અન્ય ઉપયોગનાં વાસણોને તે તે રસજલાદિ સામગ્રી ભરીને જ્યાંનાં ત્યાં, સ્મરણ રાખી, મૂકવાં. ચુલાને માટીવડે લીંપી શુદ્ધ કરીને પશ્ચાત્ તેમાં અગ્નિનું સ્થાપન કરવું. આ આદિ પ્રથમ પ્રહરનું બધું કામ કરીને પછી સાસુસસરાઆદિ પૂજ્ય વડિલોને વિનયથી પગે લાગવું. સ્નાનાદિથી પવિત્ર થઈને પોતાના પતિએ વા સાસુસસરાએ તથા પોતાનાં

માતાપિતા, ભાઈ, મામા, કાકા, આદિ સમ્બન્ધીવર્ગે આપણને અર્પેલાં વસ્ત્રાલંકાર તથા રત્નાદિ જે હોય તેને ધારણ કરવાં. મન, વાણી તથા કર્મવડે શુદ્ધ રહીને પતિની આજ્ઞાને અનુસરનારી સ્ત્રીયે છાયાની પેઠે પતિની પાછળ વર્તવું, અર્થાત્ તેની ઇચ્છાનુકૂલ સર્વ વ્યવહારમાં પ્રવૃત્તિ કરવી અને કલ્યાણનાં કાર્યોમાં સખીનીપેઠે સ્વચ્છ આશયયુક્ત રહેવું,તેપછી રસોઇ કરીને વડિલ જમનારને તે સમાચાર જણાવવા. પતિ વા અન્યવડે વૈશ્વદેવ કરાયા પછી પતિને તથા અન્ય વડિલને તથા અતિથિઆદિ જે કોઈ જમનાર હોય તેમને જમાડીને પછી પતિની આજ્ઞા લઇને અવશિષ્ટ અન્નનું પોતે ભોજન કરવું. આ આદિ સર્વ કાર્યથી તથા ગૃહના અન્ય કરવાયોગ્ય આવશ્યક વ્યવહારથી નિવૃત્ત થઇને શેષ રહેલો સમય પોતાના દ્રવ્યના આવકજાવકબન્ધના વિચારમાં ગાળવો.એ પ્રકારે સાયંકાલે અને પ્રાતઃકાલે પ્રતિદિવસ નિયમાનુસાર ગૃહશુદ્ધિ કરવી,તથા પતિના ભોજનાદિ વ્યવહારને રુડે પ્રકારે સાધવા. પોતે અર્થાત્ સ્ત્રીયે તૃપ્ત થતા છતાં દાબીને આહાર કરવો નહિ. આ પ્રકારે સવારસાંજ ભોજનાદિનો વિધિ થયા પછી રાત્રે ગૃહના પદાર્થોને ઢાંકવાઆદિની વ્યવસ્થા કરીને પતિને અર્થે સુન્દર શયન તૈયાર કરીને પતિ નિદ્રાવશ થતા પર્યંત તેમની સેવામાં તત્પર રહેવું. જ્યારે પતિ નિદ્રાવશ થાય ત્યારપછી પતિના સ્વરૂપમાં પોતાના ચિત્તને સ્થાપીને તેની સન્નિધિમાં નિદ્રાર્થે પવિત્ર વસ્ત્ર ધારણ કરીને શયન કરવું. પ્રમાદરહિતપણું અર્થાત્ સાવધાનપણું રાખવું. નાના પ્રકારની ઇચ્છાઓને નિવૃત્ત કરતાં અર્થાત્ વશ વર્તાવીને જિતેન્દ્રિય રહેવું.ગૃહવ્યવહારના સંબન્ધમાં જ્યારે જ્યારે પતિ વગેરે સાથે બોલવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે ઉંચા સ્વરથી બોલવું નહિ. કઠોર તથા પતિને અપ્રિય ભાસે એવાં વચનોને સ્ત્રિયે કદાચિત્ પણ બોલવાં નહિ. પ્રયોજનવિનાનું વા પ્રયોજનથી અધિક મિથ્યા બોલબોલ કરવું નહિ. ગૃહનાં મનુષ્યથી વા જેની સાથે બોલવામાં વિરોધ ન હોય એવા કોઈ મનુષ્યોસાથે પણ યોગ્ય પ્રયોજનથી અધિક વા મર્યાદાથી અધિક કે નિઃસાર પ્રસંગમાં વાદવિવાદ કરવો નહિ. પોતાની મેળે જ એકલાં બેશીને વા ગૃહકાર્ય કરતાં પોતાના મનથી જ મિથ્યા કંઈ પણ બડબડવું નહિ. અંતરમાં કોઈ કોઈ પણ વિરોધી કારણોનું કે પ્રતિકૂલ પ્રસંગોનું સ્મરણ કરી કરીને, અથવા વિવિધ કલેશનાં કારણો પ્રાપ્ત થવાથી ધૈર્ય ત્યજીને રડવું નહિ.વધારે ખરચાળ સ્વભાવ રાખવો નહિ. જે જે યોગ્ય વ્યવહારથી પતિના ધર્માર્થની સિદ્ધિ થતી હોય તેમાં પ્રતિકૂલ થવું નહિ. અસાવધપણું, ઉન્મત્તપણું, ક્રોધ, ઈર્ષ્યા, (અદેખાઈ) વંચન (ઠગાઈ), પોતાની વડાઈ માનવાપણારૂપ ગર્વ,

પિશુનતા (ચાડી કરવાપણું), મન વાણી અને શરીરથી અન્યને નિષ્પ્રયોજન પીડા કરવારૂપ હિંસા, અકારણ વૈર રાખવારૂપ દ્વેષ, સર્વને તુચ્છ ગણીને મારા સમાન કોઈ નથી, એવું મહા અભિમાન ધરવું, ધૂર્તપણું, નાસ્તિકપણું, સાહસ અર્થાત્ અવિચારથી એકાએક કાર્યનો આરંભ કરવાપણું, ચોરી અને પોતાનામાં જે જે ગુણો ન હોય તે પોતાનામાં છે એવું મિથ્યા ડોળ દેખાડવારૂપ દંભ—આ આદિ જે જે દુર્ગુણો છે તેને તો નિરંતર સદાચરણમાં પ્રીતિવાળી તથા સુખની અભિલાષાવાળી સ્ત્રીયે ત્યજવા. આ પ્રકારે ઉત્તમ દેવરૂપ પતિની સેવા કરનારી સ્ત્રી આ લોકમાં સુખ તથા યશને મેળવે છે, તથા પરલોકે પણ ઇપ્સિતાર્થને પ્રાપ્ત કરે છે. પતિના વિયોગના સમયે શોભિતાં વસ્ત્રાલંકારથી રહિત અર્થાત્ રૂપને પણ વિરૂપસરખું પ્રતીત કરાવતાં દીનતાવડે ઘટિતઆહારાદિકને સેવતા રેહેવું અને વિધવાએ પતિસહ અગ્નિમાં પ્રવેશ કરવો; અને તેમ ન કરતાં જીવતું રહેવું તો શૃંગારચિહ્નથી રહિત રહીને બ્રહ્મચર્ય તથા વિવેકવિરાગાદિ સાધનોના પાલનથી દેહશુદ્ધિ રાખતાં મોક્ષસાધનોને સેવવાં.

હે સખિઓ ! વળી **મનુસંહિતામાં** પણ આપણા સ્ત્રીજાતિના ધર્મકર્માદિસંબન્ધમાં આ પ્રકારે કહ્યું છે : સાવધાનતાવાળી ચતુર સ્ત્રીયે ગૃહકાર્યમાં સદા પ્રસન્ન રહેવું. પાત્રાદિ પદાર્થોની શુદ્ધિ તથા વ્યવસ્થા રાખવી. ખર્ચ કરવામાં હાથ છૂટો રાખવો નહિ, અર્થાત્ વિવેકથી વ્યય કરનારાં થવું. સર્વાવસ્થામાં પિતા, પતિ કે ભાઈઆદિએ સ્ત્રીનું રક્ષણ કરવું. પિતા, પતિ અથવા પુત્રના વિયોગની ઇચ્છા સાધ્વી સ્ત્રિયોએ રાખવી નહિ. કારણ કે પતિ તથા પુત્રાદિના રક્ષણવિના રહેતી સ્ત્રિયો પ્રસંગે પતિના તથા પિતાના એમ ઉભય કુલને અપયશ પ્રાપ્ત કરાવનાર નિમિત્તને પ્રાપ્ત કરે છે. આ આદિ કારણોથી બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેવું, યુવાવસ્થામાં પતિને વા તેમના અભાવે પિતા, ભાઈઆદિ વડિલને અધીન રહેવું; અને વૃદ્ધાવસ્થામાં પતિના અભાવે પુત્રાદિના સંરક્ષણને પ્રાપ્ત કરી રહેવું, પણ સ્ત્રીયે સ્વતંત્રતાથી એકાકી રહેવા ઇચ્છવું નહિ. બાલાએ, યુવતિએ તેમ જ વૃદ્ધાએ ઘરમાં પણ કેવલ સ્વતંત્રતાથી કાંઈ પણ કાર્ય અર્થાત્ મહત્વનું કાર્ય કરવું નહિ.

પિતાએ અથવા પિતાની અનુમતિથી ભાઈઓએ જે યોગ્ય પુરુષને પોતાનું દાન આપ્યું હોય તે પુરુષ જ સ્ત્રીનો પતિ છે. તે પતિ જ્યાંસુધી જીવે ત્યાંસુધી તેની એકનિષ્ઠાથી સેવા કરવી,અને પરિણામે જ્યારે તે મરણને પ્રાપ્ત થાય ત્યારે પછી સદા સાવધાનતાવડે દુષ્ટાચારથી રહિત રહીને તથા

બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન રહીને મોક્ષનાં સાધનોને ઉત્તમ પ્રકારે સેવતાં રહેવું. કદાચિત્ પોતાનો પતિ સર્વ શુદ્ધાચારનું યથાવિધિ નહિ પાલન કરનારો હોય, સ્વેચ્છાચારી અર્થાત્ પોતાની ઇચ્છાપ્રમાણે જ હઠથી વર્તનારો હોય અથવા સત્યાદિ સર્વ શુભ ગુણોને નહિ સેવનારો હોય તોપણ તેવા પતિને પણ પતિવ્રત પાલન કરનારી કુલવતી સ્ત્રીયે સર્વદા દેવવત્ ગણીને પૂજવો જોઈએ, અર્થાત્ તેને શરણ રહેવું જોઈએ.

જે સ્ત્રી પોતાનું દાન અપાયું તે કાલથી તે પોતાના મરણપર્યન્તના કાલસુધી પતિવ્રત પાલન કરનારી હોય તે પુણ્યવતી સ્ત્રી અરુંધતીની પેઠે ભર્તાના લોકને ત્યજતી નથી, અર્થાત્ પરલોકમાં પણ પોતાના પતિની સન્નિધિમાં જ રહે છે.

પતિસહ યજ્ઞાદિ કર્મને સાધનારી સ્ત્રીજાતિને ત્રિવર્ગની સિદ્ધિઅર્થે પૃથક્ યજ્ઞ, વ્રત કે ઉપવાસ કહ્યા નથી, પણ પતિને અનુકૂલ વર્તતાં પતિસેવારૂપ કર્મથી જ સાધ્વી સ્ત્રી ત્રિવર્ગરૂપ ઉત્તમ ગતિને પામે છે. પોતાના પતિસહ ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી પતિવ્રત પાળનારી સ્ત્રીયે જેમ પતિના જીવતાં પતિનું અનિષ્ટ કરે એવી ક્રિયાઓ કરી હોતી નથી તેમ જ પતિના મરણપછી પણ જે જે ક્રિયાઓ પતિનું અનિષ્ટ કરે એવી હોય તે તે ક્રિયાઓથી સદા નિવૃત્ત રહેવું.

મન, વાણી અને શરીરને નિયમમાં પ્રવર્તાવતી જે સ્ત્રી પોતાના પતિને ત્યજતી નથી તે સ્ત્રી પતિસહ ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે; અને આ લોકમાં પણ સર્વ વિવેકી મનુષ્યો તે સ્ત્રીને સાધ્વી કહે છે.

વિરુદ્ધ સંકલ્પાદિથી મનને રહિત રાખીને તથા સર્વઇન્દ્રિયોસહિત વાણીને, અને સર્વ પ્રકારના સુખદુઃખના સમયમાં દેહને જે સ્ત્રી સહન કરવાના સ્વભાવવડે વશ વર્તાવનારી હોય છે તે સ્ત્રી પોતાના ઉત્તમ ધર્મોને પાલન કરતી આ લોકમાં યશકીર્તિને પ્રાપ્ત કરે છે અને પરલોકમાં પણ ઇપ્સિત મેળવે છે.

પતિવ્રત પાલન કરનારી વિધવા સ્ત્રીયે પરપુરુષનું નામોચ્ચારણ ન કરતાં પવિત્ર પુષ્પ, મૂલ, ફલાદિના આહારવડે શરીરને ક્ષીણ કર્યા કરવું, અર્થાત્ ઉન્મત્ત થવા દેવું નહિ, પણ મોક્ષસાધનને અનુકૂલ રાખવું. જન્મ ધરીને એક જ પતિ છે જેનો એવી અર્થાત્ એક પતિની જ પત્ની થઈ રહેવારૂપ ધર્મ છે જેનો એવી પ્રતિવ્રતાનો જે સર્વોત્તમ ધર્મ છે તેને ધારણ કરી રાખવાની ઇચ્છાવાળી સ્ત્રીયે બ્રહ્મચર્યનું પાલન કરવું. ચિત્તને સમાધા-

નમાં રાખનાર ક્ષાંતિઆદિ શુભ ગુણોને સેવવા, તથા અન્ય સર્વ યોગ્ય નિયમોનું પાલન કરવું.

જેમ કુમારાવસ્થાથી તે મરણપર્યન્ત કેવલ બ્રહ્મચર્યાશ્રમને જ પાલન કરનારા તથા ગૃહસ્થાશ્રમને ધારણ કરયા છતાં પુત્રપૌત્રાદિ પ્રજાથી રહિત રહેલા પુરુષો મોક્ષનાં સાધનોને સેવતાં જ્ઞાનાગ્નિવડે સર્વ વાસનાને દગ્ધ કરીને શ્રેષ્ઠ ગતિને પામ્યા છે, તેમ પતિના મરણપછી બ્રહ્મચર્યાદિ મોક્ષનાં સાધનોને સેવતી સ્ત્રી, પુત્રાદિ પ્રજાથી રહિત છતી પણ પુરીઅષ્ટકના ક્ષયપૂર્વક સર્વોત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

હે સાધ્વી સખિઓ! આ પ્રકારનાં જ અનેક વાક્યો વિવિધ સ્મૃતિઆદિ ધર્મપ્રતિપાદક ગ્રંથોમાં સ્ત્રીના ધર્માદિને કથન કરનારાં છે, તે સર્વને પુનઃ પુનઃ એક જ અર્થની આવૃત્તિ ન કરવાના આશયથી હવે કહેતી નથી. આટલું કહ્યું છે તેમાં પણ એક જ અર્થને ભિન્ન ભિન્ન ગ્રંથથી કહીને,મારી વાણીને પુનરાવૃત્તિદોષયુક્ત કરી ભાસે છે; તથાપિ તે દોષરૂપ ગણાવી ઘટતી નથી. કારણ કે સર્વ શાસ્ત્રકારોના આશયની એકતા જણાવવાઅર્થે જ તે એક જ અર્થનાં પ્રતિપાદક વાક્યોને વિવિધ ગ્રંથોથી કહ્યાં છે. વળી અવશ્ય ધારણ કરવાયોગ્ય જે ધર્મ હોય છે તેનું પુનઃ પુનઃ કથન કરતું તે અભ્યાસરૂપ હોવાથી દોષરૂપ મનાતું નથી.બહેનો આટલેસુધી તો આપણને સ્ત્રીજાતિને કરેલી આજ્ઞાઓનું વિશેષે કરીને કથન કર્યું છે; પરન્તુ હવે તે નિષ્પક્ષપાત અને સર્વ પ્રાણિના હિતને સાધવાની ઇચ્છાવાળા પરોપકારી ધર્મલેખક મહાપુરુષોએ આપણા પ્રતિ પુરુષોએ કેમ વર્તવું તથા આપણી કેટલી મહત્તા છે, એ આદિ સંબન્ધમાં જે કાંઈ લખ્યું છે તે સ્વલ્પમાં કહું છું, જે અવશ્ય લક્ષમાં લેવા યોગ્ય છે.

**વ્યાસસંહિતામાં** કહ્યું છે કે આ લોકમાં ધર્મ અર્થ અને કામરૂપ ત્રિવર્ગની ભારે ધુંસરી સ્ત્રીવિના અન્ય કોઈથી વહન થઈ શકે એમ નથી જ, માટે પુરુષોએ પોતાના ચિત્તને સદા નિયમમાં રાખીને ત્રિવર્ગજનિત ફલની સિદ્ધિઅર્થે કન્યાનો પાણિગ્રહણ કરીને તે પત્નીનું રુડે પ્રકારે ભરણપોષણ કરવું.

**શ્રીબ્રહ્માએ** પૂર્વે એક દેહ હતો તેના બે વિભાગ કરયા છે, અને તે એક અર્ધથી પતિવર્ગ થયો છે તથા બીજા અર્ધથી પત્નીવર્ગ થયો છે એમ વેદશ્રુતિથી વર્ણાયું છે; તેથી જ્યાંસુધી પુરુષને સ્ત્રી પ્રાપ્ત થઈ નથી ત્યાંસુધી પુરુષ અર્ધ રહે છે, અને અર્ધરૂપ તે પુરુષ કલ્યાણકારી ગૃહસ્થાશ્રમના ઉત્તમ ફલને પ્રાપ્ત કરી શકતો નથી. પરન્તુ શ્રુતિ તો એમ વદે છે

કે સર્વાર્થસિદ્ધિપ્રદ પુત્રપૌત્રાદિની પ્રાપ્તિદ્વારા ગૃહસ્થાશ્રમની સિદ્ધિ અવશ્ય કર્તવ્ય છે. જેથી પુરુષે યોગ્ય રૂપ, ગુણ, વય, તથા કુલશીલાદિથી યુક્ત કન્યાનો પાણિ ગ્રહણ કરવો.

પાણિગ્રહણ થયા પછી તે સ્ત્રીપુરુષરૂપ દંપતીએ સમાન વ્રત કરવાની વૃત્તિ રાખી ઉત્તમ પ્રકારે નિરન્તર એક ચિત્તથી વર્તવું. આ વચનનો ભાવ એવો છે કે કદાચિત્ પતિવ્રતા સ્ત્રી પોતાને પતિની સેવા કરનાર હોવાથી ન્યૂન સત્તાવાળી સ્વીકારી લે તોપણ પતિએ તેને સમાનભાવથી સદા પૂછીને વ્યવહાર કરવો.

દક્ષસંહિતામાં કહ્યું છે કે જેમ વાદી સર્પને રાફડામાંથી બલવડે ઉંચે ખેંચી લે છે તેમ પતિવ્રત પાલન કરનારી સાધ્વી સ્ત્રી પોતાના પતિનો આ ક્લેશપ્રદ સંસારરૂપ રાફડામાંથી ઉદ્ધાર કરીને સદા સુખાનુભવ આપે છે. જેથી મતિમન્ત પુરુષોએ તો ક્લેશરહિત થવાને સુખના સાધનરૂપ ગૃહસ્થાશ્રમને અવશ્ય સેવવો.

જે પુરુષ પાણિગ્રહણસમયની પ્રતિજ્ઞાને સ્વીકારીને પછી તે પોતાની પત્નીના ન નિવારણ કરી શકાય એવા કોઈ મોટા દોષોને જોયા-જાણ્યાવિના અર્થાત્ સાક્ષાત્ નિર્ણય કરયા વિના કેવલ શંકાયુક્ત કે ભ્રમિત સ્વભાવથી કે ઉન્મત્તપણાથી પ્રથમાવસ્થા વા મધ્યમાવસ્થામાં પોતાની સ્ત્રીનો ત્યાગ કરે તો તે પુરુષ વર્તમાન દેહના અવધિએ સ્ત્રીના જન્મને પામે છે તથા પ્રજા-રહિત રહેવારૂપ વન્ધ્યદોષને પામે છે અર્થાત્ નાના દુઃખનો અનુભવ કરે છે. આ વચન પતિએ સ્ત્રીને સદા નિર્દોષ રાખીને અનુકૂલ વર્તાવવાનો પ્રયત્ન રાખવો જોઈએ પણ સ્ત્રીનો ત્યાગ તો ન જ કરવો જોઈએ, એમ સૂચવે છે.

સ્ત્રી જો નિર્દોષ હોય છે તો જ ધર્મપત્ની કહેવાય છે, અન્યથા નહિ. માટે સ્ત્રીને દોષરહિત રાખવા ઘટતી સાવધાનતા પુરુષે સદા રાખવી.

શંખસંહિતામાં પણ કહ્યું છે કે પતિસાથે સ્ત્રી અગ્નિહોત્રને ધારણ કરે છે તેથી તે ભાર્યા કહેવાય છે, અને પતિવ્રતને પાલન કરનારી હોવાથી જ સ્ત્રી પત્ની કહેવાય છે, જેથી ગૃહસ્થાશ્રમની સિદ્ધિરૂપ અને પતિના સુખના આધારરૂપ હોવાથી સ્ત્રી પતિના પ્રાણરૂપ પણ છે; માટે પતિએ તેને સદા સંતોષ આપવો.(મન્દમન્દ હસતાં કહે છે) આપણા પિતારૂપ આ વૃદ્ધ મહાત્મા આપણા સ્ત્રીજાતિના સ્વભાવઆદિનો વિચાર કરીને એક આ પ્રકારનું વચન પણ પુરુષોપ્રતિ આજ્ઞારૂપે વદ્યા છે કે સર્વદા સ્ત્રીનું લાલન કરવું તથા તે જ પ્રમાણે તાડન પણ કરવું; અર્થાત્ જ્યારે જ્યારે અપરાધરહિત હોય ત્યારે ત્યારે લાલન કરવું, અને જ્યારે જ્યારે અપરાધ-

યુક્ત હોય ત્યારે ત્યારે તાડન કરવું. કારણ કે લાલનને તથા તાડનને સમયે સમયે અનુભવતી સ્ત્રી લક્ષ્મી થાય છે, અન્ય પ્રકારે તેવી થતી નથી; અર્થાત્ લાલનવડે પ્રતીત કરાવાતા પ્રેમવડે તથા તાડનવડે પ્રતીત કરાવાતા ભયવડે ઉત્તમ શિક્ષણને પ્રાપ્ત થતી સ્ત્રી લક્ષ્મીસમાન થાય છે. આ પ્રકારના વચનથી તથા વ્યવહાર જોવાથી ભાસે છે કે ન્યૂન વિચાર-સામર્થ્યવાળા અવિવેકને પ્રાપ્ત રહેલા પુરુષો પોતાની સ્ત્રીને હસ્ત, પાદ, કે જ્યેષ્ટિકાઆદિથી તાડન કરે છે; પણ પ્રાપ્તવિવેક પુરુષો તો સમયપરત્વ પોતાના વર્તનથી કે વાણીથી જ માત્ર સ્ત્રીને તાડન કરે છે. તે નીતિધર્મને જાણનાર ઉદાર પુરુષો કાંઈ પોતાની સ્ત્રીને લાકડીથી, થાપટથી, કે કાટાદિથી મારતા નથી.

જેમ પુરુષોમાં પણ સ્વભાવાદિના ભેદથી વિવિધ જાતિ રહી છે તેમ આપણી સ્ત્રીજાતિમાં પણ સ્વભાવાદિનિમિત્તથી અનેક ભેદ રહેલા છે. તેમાં કોઈ દુષ્ટ સ્વભાવના પુરુષનો અને તેવી જ દુષ્ટ સ્વભાવની સ્ત્રીનો પતિ-પત્નીસંબન્ધ બંધાયો હોય છે તો વિશેષે કરીને લાલનનો પ્રસંગ નહિ છતાં નિરંતર તાડનનો પ્રસંગ જ પ્રાપ્ત હોય છે. આપણે યોગ્ય વિચારથી જોઈએ તો આપણા વિરુદ્ધમાં લખાયલાં આ આદિ વચનો પણ વસ્તુત: હિતકર હોવાથી અવિરુદ્ધ જ ભાસે છે.

અત્રિસંહિતામાં કહ્યું છે કે સોમે સ્ત્રિયોને પવિત્રતા આપી છે, ગંધર્વ અંગિરા અને અગ્નિએ પ્રીતિપાત્ર ગુણો તથા પૂજ્યત્વ આપ્યું છે, તે માટે સ્ત્રિયો સદા વિવિધોપચારથી પૂજવા યોગ્ય છે,અર્થાત્ સર્વદા સંતોષને પ્રાપ્ત રાખી પ્રસન્ન કરવા યોગ્ય છે.

શુક્રનીતિમાં તો કહ્યું છે કે સોળ વર્ષપછી પુત્રને અને બાર વર્ષપછી પુત્રી અર્થાત્ સ્ત્રીજાતિને મારવાનો અભ્યાસ કદાચિત્ પણ રાખવો નહિ, તેમ જ કઠોર વચનોવડે પુત્રવધૂઆદિ ગૃહમાં વસતી સ્ત્રિયોને સંતાપ આપવો નહિ. સર્વદા પુરુષે સ્ત્રીનું તેમ જ પુત્રાદિનું વસ્ત્રવડે, અન્નવડે, આભૂષણવડે,મિષ્ટ વાણીવડે તથા નિરંતર સહવાસવડે ઉત્તમ પ્રકારે શક્તિઅનુસાર રક્ષણ કરવું.

પતિએ, પિતાએ, પુત્રે, સસરાએ, બન્ધુએ તેમ જ રાજાઆદિ રક્ષક પુરુષે પોતાના રક્ષણમાં રહેનાર સ્ત્રિયોને ગૃહસંબન્ધી કાર્યવિના એક ક્ષણ પણ વ્યર્થ આપવી નહિ; અર્થાત્ કાર્યરહિત સ્ત્રિયોનું મન અવકાશ પ્રાપ્ત થવાથી નાના પ્રકારના મિથ્યા મનોરથોને ઉપજાવી ક્લેશને પામે છે તથા સંબન્ધીને પમાડે છે.માટે તેમને ગૃહાદિના કાર્યમાં એવી વ્યવસ્થાથી રોકવી કે તેને સ્વતંત્રતાથી મનને વેગ આપવાનો અવકાશ રહે નહિ.

જે પતિ પોતાની પત્નીને મારવાના સ્વભાવવાળો હોય છે, પ્રીતિથી રહિત હોય છે, દીર્ઘ કાલ પ્રવાસ જ કરનારો હોય છે, પ્રમાદાદિ દોષયુક્ત રહી અત્યંત દરિદ્રાવસ્થામાં જ દિવસ કાઢનારો હોય છે, રોગી અથવા અનિશ્ચિત મનવાળો હોય છે, તે પતિ પોતાની પત્નીને પોતાના ઉપરના પ્રેમથી રહિત કરનાર થાય છે, તેમ જ પત્નીના અંતરમાં દોષોનો આવિર્ભાવ કરનાર થાય છે. માટે પુરુષે એ પ્રકારના દોષોને સાવધાનતાથી તજીને ઉત્તમ પ્રકારના પ્રયત્નવડે સ્ત્રિયોનું સદા રક્ષણ કરવું.

સ્ત્રીપુરુષરૂપ દંપતીએ પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાઉપર અધિક સ્નેહ દાખવ્યો હોય છે, અને પુત્રીના પુત્રોને, ભાઈના પુત્રોને, તથા નાનાં ભાઈબહેનઆદિને ન્યૂન સ્નેહ દેખાડયો હોય છે તો તેમને અન્તરમાં પ્રતિકૂલતા ભાસે છે, માટે વિવેકને પ્રાપ્ત દંપતીએ પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાકરતાં પણ તેમના ઉપર અધિક સ્નેહ રાખવો. તેમજ આપણી પુત્રી કરતાં પુત્રની વહુને, બ્હેનને અને ભાઈની સ્ત્રીને ન્યૂન અધિકારવાળાં ગણી ન્યૂન ભાવ જણાવવો નહિ. કારણ તેમને પ્રતિકૂલતા ભાસવાથી અનર્થ થાય છે, માટે પુત્રીકરતાં પણ તેમને અધિકભાવે ગણવાં.

આ નીતિ લખનારે આપણા સ્ત્રીજાતિના સ્વાભાવિક દોષોની ગણના કરતાં કહ્યું છે કે અસત્ય ભાષણ, સાહસ, વંચના, મૂર્ખત્વ, અતિલોભ, અપવિત્રતા, નિર્દયત્વ અને ગર્વઃ એ આઠ સ્ત્રિયોમાં સ્વાભાવિક દોષો રહ્યા છે. આ વચનથી એમ નથી સમજવાનું કે સર્વ સ્ત્રિયોમાં જ આ દોષ છે,અને પુરુષોમાં એ દોષ રહેલા નથી. પણ આ વાક્યનો ભાવ એવો ભાસે છે તથા ગ્રહણ કરી શકાય છે કે આ આઠ લક્ષણ, પછી ગમે તો સ્ત્રીમાં હોય કે પુરુષમાં હોય તો પણ તે એમાંનું ગમે તે પણ સ્ત્રીતુલ્ય અર્થાત્ પુરુષના સમુદાયમાં ગૌણ અધિકારવાળું છે એમ જાણવું. આથી સ્ત્રિયોએ જ માત્ર અસંતોષ ધરવાનું કારણ નથી. વળી સર્વ સ્ત્રિયો ઉત્તમ ગુણવાળી જ હોય છે એવો આપણી જાતિમાં નિયમ નથી; તેથી પણ આ વચન દોષવાળાંને દોષયુક્ત કહે એમાં અયોગ્ય કાંઈ જ નથી.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ આચારાધ્યાયમાં કહ્યું છે કે સ્ત્રિયોને સોમે પવિત્રતા આપી છે, ગંધર્વે શુભ વાણી આપી છે, અને અગ્નિએ સર્વપૂજ્યત્વ આપ્યું છે, તેથી સ્ત્રિયો સદા સંમાન પામવા યોગ્ય છે.

કુલવન્તી સ્ત્રિયોને સ્વતંત્ર ઉદ્યોગ કરી સ્વતંત્ર નિવાસ કરી રહેવાનો અધિકાર કહ્યો નથી; માટે પ્રથમ તેના પિતાએ,પછી તેના પતિએ, પછી તેના પુત્રે, તે ન હોય તો તેના ભાઇએ, તે ન હોય તો અન્ય નિકટના સંબ-

ન્ધીએ અને સર્વના અભાવે તેના જ્ઞાતિવર્ગે સ્ત્રીના રક્ષણની અર્થાત્ ભરણ-પોષણની વ્યવસ્થા કરવી.

જે સ્ત્રીના પતિએ યોગ્ય કારણવશાત્ અન્ય સ્ત્રીનો પાણિગ્રહણ કર્યું હોય તેણે તે પ્રથમ સ્ત્રીનો નિર્વાહ અવશ્ય કરવો જોઇએ, નહિ તો મહાપાપનો અધિકારી તે પતિ થાય છે.

જ્યાં દંપતીનો પરસ્પર અનુરાગ હોય છે ત્યાં ધર્માર્થકામની વૃદ્ધિ થાય છે. માટે પતિપત્નીએ સદા પરસ્પર પ્રેમયુક્ત રહેવું.

જે પુરુષ પોતાની આજ્ઞાનું પાલન કરનારી, ગૃહવ્યવહારમાં કુશલ, પરાક્રમી પુત્રોને જન્મ આપનારી અને પ્રિય વદનારી સ્ત્રીને ત્યજે, તેનું દ્રવ્ય લેઇને રાજ્યે તૃતીય ભાગ તે સ્ત્રીના નિર્વાહાર્થે આપવો.

અનન્ત લોકની પ્રાપ્તિ અર્થાત્ સર્વોત્તમ ગતિ, અથવા પુત્રપૌત્ર-પ્રપૌત્રાદિવડે પોતાના કુલની વૃદ્ધિ તથા અન્તમાં સ્વર્ગરૂપ શ્રેષ્ઠ ગતિ ધર્મ-પત્નીવડે જ પ્રાપ્ત થાય છે. માટે સર્વાર્થસિદ્ધિરૂપ સ્ત્રીનું સદા સંમાન કરવું, અને રુડે પ્રકારે રક્ષણ કરવું.

ગૃહસ્થાશ્રમના મૂલરૂપ સ્ત્રીજાતિનો તેમના પિતાએ, પતિએ, ભાઇએ, સાસૂસસરાએ, જેઠ કે દિયરે તેમ જ અન્ય બંધુવર્ગે અને સર્વના અભાવે જ્ઞાતિએ તેમ જ એ સ્થલે ગણાવવા યોગ્ય શેષ રહેલા પરોપકારી સજ્જન ધર્મજ્ઞ પુરુષોએ કે રાજાએ પણ વસ્ત્રાભૂષણ તથા અન્નવડે સત્કાર કરવો.

પતિના મરણપછી જે પતિવ્રતા સ્ત્રી શુદ્ધાચરણવડે મોક્ષનાં સાધ-નોને સેવે છે તે જગતની ઇશ્વિરી **પાર્વતી**સમ આનન્દાનુભવ કરે છે.

**મનુ**સંહિતામાં પણ આ પ્રકારનાં વચનો કહ્યાં છેઃ વ્યવહારમાં સર્વો-ત્કૃષ્ટ કલ્યાણની ઇચ્છા રાખનાર પિતાઓએ, ભાઇઓએ, પતિઓએ તથા દિયરઆદિ પુરુષોએ પોતપોતાના સંબન્ધથી પુત્રીને, બહેનને, પત્નીને, તથા ભોજાઇને – આ આદિ વિવિધ સંબન્ધથી જે જે સ્ત્રીના પાલકરક્ષકરૂપ જે જે પુરુષો હોય તેમણે સ્ત્રીજાતિને માન આપવું જોઈએ અને અલંકાર-આદિથી સંતોષને પ્રાપ્ત કરવી જોઈએ.

જે ગૃહમાં સ્ત્રિયોની પ્રતિષ્ઠા જળવાય છે તે ગૃહમાં દેવતાઓ પ્રસન્નતાપૂર્વક વસે છે. જ્યાં તેમનું અર્થાત્ સ્ત્રિયોનું યોગ્ય સન્માન થતું નથી ત્યાં સઘળી વ્યવહારધર્મસંબન્ધી ક્રિયાઓ નિષ્ફલ જાય છે.

જે કુલમાં ભગિનીઆદિ સ્ત્રીવર્ગ ખાનપાનવસ્ત્રઆચ્છાદનાદિ નહિ મળવાથી શોક કરે છે તે કુલનો સત્વર વિનાશ થાય છે. પણ જ્યાં

સ્ત્રીવર્ગ તેમને યોગ્ય પ્રકારે સંતોષ અપાયાથી શોક કરતો નથી ત્યાં સદા સુખસંપત્તિઆદિની વૃદ્ધિ જ થાય છે.

જે કુટુંબને સંમાન નહિ પામેલો સ્ત્રીવર્ગ અંતરમાં દુઃખવડે સંતાપીને શાપ આપે છે તે કુટુંબ જાણે મારણપ્રયોગથી હણાયું નહિ હોય તેની પેઠે સર્વ પ્રકારે વિનાશને પામે છે.

આ પ્રકારે હોવાથી અભ્યુદયની ઇચ્છા રાખનાર પુરુષોએ વસ્ત્રાભૂષણ અને અન્નવડે સ્ત્રિયોને સદા સંતોષવી જોઈએ, તથા વ્યવહારમાં જ્યારે જ્યારે સ્ત્રિયોનો સત્કાર કરવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે ત્યારે અને વિવાહાદિ ઉત્સવના પ્રસંગોમાં તેમનું સંમાન અવશ્ય કરવું જોઈએ.

જે કુલમાં દંપતી સંતુષ્ટ રહે છે અર્થાત્ પતિથી પત્ની અને પત્નીથી પતિ સંતુષ્ટ રહે છે તે કુલનું સર્વદા કલ્યાણ જ થાય છે, એમાં સંશય નથી.

જે દંપતી અર્થાત્ પતિપત્ની પરસ્પરની રુચિઅનુકૂલ વર્તન કરતાં પ્રસન્ન રહે છે તે સ્ત્રીપુરુષ જ આ લોકમાં ધર્મ અર્થ તથા કામરૂપ ત્રણ પુરુષાર્થ જેને શાસ્ત્ર ત્રિવર્ગ કહે છે તેની સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

જ્યારે સ્ત્રી પ્રસન્નતાથી શોભે છે, ત્યારે આખું કુટુંબ પણ શોભી રહે છે, પણ જ્યારે સ્ત્રિયો ગ્લાનિયુક્ત હોય છે અર્થાત્ શોકમાં ડુબેલી હોય છે ત્યારે સર્વ કુટુંબ પણ શોભાવાળું ભાસતું નથી.

હે સદાચરણી માનિનિઓ ! આ આદિ અનેક સ્થલે સ્ત્રિયોનાં રક્ષણસંમાનાદિના સંબન્ધમાં વિવિધ વચનો પૂર્વમહાપુરુષોએ સ્થાપેલાં છે. તેવાં સર્વ વિશેષે કરીને એક પ્રકારનાં અર્થનાં વચનોને અત્ર પુનઃ પુનઃ વદવાયોગ્ય ગણ્યાં નથી. આ ક્ષણપર્યન્ત આપણે સ્ત્રિયોનાં નીતિ, ધર્મ, કર્મ તથા અધિકાર આદિના સંબન્ધમાં શાસ્ત્રે પ્રતિપાદન કરેલું ઘણું ખરું કહેવા યોગ્ય કહ્યું છે. હવે પછી એ સર્વ કહેલા વિષયની વ્યવસ્થા કરતાં કાલાનુસાર જે જે કહેવા યોગ્ય છે તે તે હું સ્વતંત્ર રીતે કહીશ.

જે સમયે આપણા સ્ત્રીજાતિના સંબન્ધમાં તેમ જ અન્ય સર્વના સંબન્ધમાં આ ધર્માદિનું પ્રતિપાદન કરનાર વચનો સ્થપાયાં છે તે સમય અને આ સમયવચ્ચે ઘણો કાલ વ્યતીત થયો અનુમાન કરાય છે. તે કાલે જે જે સામાન્યવિશેષ નિયમો વ્યવહારાદિના સંબન્ધમાં સ્થપાયા હશે તે તે, તે કાલની પ્રજાની સ્થિતિઆદિના વિચારપૂર્વક સ્થપાયા હોવા ઘટે છે. ધર્મવ્યવહારસંબન્ધી શાસ્ત્રના બંધારણમાં મુખ્ય આધારરૂપ વેદ મનાય છે, તેમ જ તે વેદના બંધારણમાં મુખ્ય આધાર જોવા જતાં આ જગતના મૂલ

કારણરૂપ વસ્તુગત ધર્માદિ હોવા ઘટે છે, અને તે મૂલ વસ્તુગત ધર્માદિનું જ્ઞાન સ્વભાવથી તો સર્વજ્ઞ ઈશ્વરના વિના અન્યને હોવું ઘટતું નથી, તેથી તે કારણગત ધર્માદિના જ્ઞાનરૂપ આ વેદ ઈશ્વરદત્ત છે એમ મનાય છે.

વ્યવહારસંબન્ધી ઘણી ખરી આજ્ઞાઓ તો દેશ, કાલ તથા રૂઢિઆદિના વિચારથી કરાયલી હોય છે. તે આજ્ઞાઓ તો કાલે કરીને અસ્થિર રૂઢિ, કુલાચાર,રાજ્યસત્તા તથા મનુષ્યોનાં અન્તઃકરણના યોગે યોગ્યઅયોગ્ય ગણાય છે. અને ઉત્તરોત્તર કાલ જતાં ઘણે કાલે તે પૂર્વપ્રતિપાદિત શાસ્ત્રવચનો કેવલ ગૌણ થઈ જાય છે, અને તે સમયમાં ચાલતો આચાર તથા રૂઢિ રૂપાંતરને પ્રાપ્ત થતાં તે સમયમાં વિદ્યમાન રહી હોય તે રૂઢિ મુખ્ય મનાય છે.

આપણા શાસ્ત્ર લખનારાઓએ તે કાલની પ્રજાનાં બુદ્ધિબલ તથા શ્રદ્ધાઆદિ કારણોના વિચારથી કે કોઈ અન્ય અભિપ્રાયથી પણ પ્રત્યેક ધર્મ કે વ્યવહારસંબન્ધી આજ્ઞાઓની સાથે જ તે સર્વ આજ્ઞાઓનાં યોગ્ય કારણો સ્પષ્ટ કરીને લખ્યાં હોતાં નથી. કોઈ કોઈ સ્થલે કારણો પ્રતિપાદન કરેલાં હોય છે, પણ તેમાંનાં કેટલાંક તો સર્વને સામાન્ય પ્રકારે અસંતોષ આપનાર હોય છે.

ઉત્તરોત્તર કાલની થતી પ્રજામાંની ઘણી ખરી પ્રજા કાં તો બુદ્ધિની મન્દતાથી કે કાં તો અશ્રદ્ધાથી કે કાં તો અજ્ઞાનથી પ્રકટેલા સર્વત્ર અવિશ્વાસથી કે એવાં જ અનેક કારણોમાંનાં કોઈ કોઈ કારણથી પણ કેવલ વિધિવાક્યોવડે સંતોષને પ્રાપ્ત થતી નથી. તે પ્રત્યેક આજ્ઞાનાં કારણોનો વિચાર કરવા જાય છે, તથા તેની કયા પ્રકારે યથાર્થતા છે તેનો નિર્ણય કરવા જાય છે, અને અન્તમાં જ્યારે તે નિર્ણયો થતા નથી ત્યારે અસંતોષવડે પ્રસંગે પોતાના અજ્ઞાનથી વિશ્વાસ કરવાયોગ્ય નિયમોમાં પણ અવિશ્વાસ કરે છે,અને તેથી અન્તે તેમને અનર્થ પ્રાપ્ત થાય છે. આપણને પૂર્વ પૂર્વથી પ્રાપ્ત જે શાસ્ત્રભંડાર છે તે કોઈ પ્રકારે પણ અપૂર્ણ નથી. સર્વનાં બીજ મૂલ ભૂમિરૂપ વેદમાં છે, અને તેથી વિસ્તરેલા વૃક્ષ સ્કંધ શાખા પત્ર પુષ્પ ફલાદિરૂપ ગ્રંથો આ ક્રમવડે પૂર્ણ રૂપમાં અર્થ સિદ્ધ કરનાર સર્વ વસ્તુરૂપ છે. આમ છતાં પણ આપણા વેદાદિ ધર્મપ્રતિપાદક ગ્રંથોનો સમૂહ અપાર સાગરસરખો છે, અથવા મહા અરણ્યસરખો છે, જેથી સર્વ મનુષ્યો સ્વપરાક્રમથી તેના યથાર્થ સ્વરૂપનો નિર્ણય કરી કૃતાર્થતાને પામે એમ સંભવતું નથી.

ઘણા પૂર્વમહાપુરુષો પોતપોતાના સમયમાં પ્રજાના અધિકારઆદિના વિચાર કરીને પૂર્વપ્રતિપાદિત આજ્ઞાઓનું સ્પષ્ટીકરણ કરતા ગયા છે. આ કાલે પણ તેવા મહાપુરુષો કાલના તથા પ્રજાના અધિકારાદિના વિચારથી ઘટિત સ્પષ્ટીકરણ કરતા જાય છે, અને આગળ પણ કરશે.તથાપિ સન્દેહ-રહિતપણે એવી આશા રખાતી નથી કે સર્વ મનુષ્યો શાસ્ત્રના સંપૂર્ણ રહસ્યને કોઈપણ એક કાલમાં યથાવત્ જાણીને તદનુસાર વર્તતાં થશે.

આવી આશા ન રખાવામાં મુખ્ય હેતુરૂપે તો આ જીવોના વિચિત્ર સંસ્કાર જ છે. વિવિધ પ્રકારનાં સુખદુઃખને આપનાર સર્વ જીવોનાં કર્મ એકે કાલે એકસરખું ફલ આપવા અભિમાનીને જાગ્રત્ કરી વેગને પ્રાપ્ત થાય એ અસંભવસરખું છે; જેથી જીવોના સંસ્કારવશાત્ સુખદુઃખભોગ અને મતિ સર્વને વિલક્ષણ જ હોવાં ઘટે છે.

આ પ્રમાણે હોવાથી કોઈ બુદ્ધિમાન્ મનુષ્યે એવા વિચાર કરીને શોકવશ થવું ઘટતું નથી કે અરે ! આ જીવો સર્વ એકસરખી સમજણ-વાળા શી રીતે થાય ? વા કેમ થતા નથી? અરે ! આ આખા જગતને સાચું સુખ સરખી રીતે કેમ થતું નથી વા શી રીતે કરવાથી થાય ? આવા કોઇ વિચારદ્વારા શોકમગ્ન થવામાત્રથી, કોઈનું હિત થતું નથી.તેથી સર્વની ચિન્તા ન કરતાં જેને અર્થે ઉદ્યોગ જેનાથી થઈ શકે એવું હોય તેણે તેમને દુઃખદ વિરોધી આચરણોથી મુક્ત રાખીને સદાચરણમાં જોડવાં, એ જ પરોપકારી મનુષ્યે જગતમાં કરવા યોગ્ય છે.

પ્રિય બહેનો ! આપણને સર્વ અજ્ઞાન મનુષ્યોને આ વાર્તા સ્પષ્ટપણે જણાતી કે સમજાતી નથી કે આ સંસારમાં આ જીવો ક્ષણે ક્ષણે જે જે ક્રિયાઓ કરે છે તે તે ક્રિયાઓનું શું શું ફલ કેવા નિયમથી અને ક્યારે મળે છે. આ કારણથી મન્દમતિવાળાં મનુષ્યો દુઃખનાં કારણોને ઉપજાવતાં દુઃખનાં ભાગી થાય છે. જો જીવોને આ વાર્તા સ્પષ્ટ હોત તો કોઈપણ મનુષ્ય નિંદ્ય વ્યવહાર કે દુઃખના કારણરૂપ ક્રિયાને કદાચિત્ પણ કરત નહિ.

આમ છતાં પણ જે સંસ્કારી મનુષ્યને અન્તઃકરણમાં ઉજ્જવલ સંસ્કા-રરૂપ સંપત્તિ પ્રાપ્ત હોય છે તથા જેમને શાસ્ત્રરૂપ નેત્ર છે, તેમ જ જેમને શ્રીસદ્‌ગુરુરૂપ સહાય છે તેવાં મનુષ્યો તો જાણે જ છે કે પાપાચરણ દુઃખ આપે છે અને સદાચરણ યથાર્થ સુખ આપે છે. તે પાપાચરણ તથા સદાચરણ કોને કહેવાં તે પણ દેશકાલકુલઆદિના વિવેકથી વર્ણાયલાં તથા સર્વસામાન્યરૂપે વર્ણાયલાં શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તથા ગુરુજનો પણ જ્યાં

ત્યાં પોતાની પરંપરાવડે પ્રસિદ્ધ કરતા જ રહે છે. જેથી સુખની ઇચ્છાવાળાંએ યોગ્ય વિચારાદિથી સુખદુઃખનાં કારણરૂપ પુણ્યપાપને જાણીને તેમને વિવિધ પ્રકારથી ઓળખીને પુણ્યને રચવા તથા પાપથી બચવા માટે ઉદ્યોગી થવું ઘટે છે.

પ્રિય સખિઓ ! અજ્ઞાનાવસ્થામાં રહેતાસુધી જીવને પોતાનું જીવપણું દુઃખાનુભવ કરાવ્યા વિના રહેતું નથી. તેથી આ જીવપણાસહિત અજ્ઞાનાવસ્થાનો ત્યાગ કરીને જીવસંજ્ઞાથી રહિત થવું ઉચિત છે. ખરું જોતાં અલ્પજ્ઞપણું જ જીવત્વ છે, અને તે અવિદ્યાની મર્યાદાથી છૂટયા વિના છૂટતું નથી, તેથી જે જે ક્રિયાઓવડે વા જે વિચાર કે સ્થિતિવડે અવિદ્યાની મર્યાદામાંથી છૂટાય છે તે જ ક્રિયા વિચાર કે સ્થિતિને આપણે સેવીને અવિદ્યાની દુઃખના કારણરૂપ મર્યાદાથી છૂટીને સુખી થવું જોઈએ.

જેમ પુરુષે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં ઉપનયનસંસ્કારપછી ગુરુકુલે વાસ કરીને વેદાદિ વિદ્યાનું અધ્યયન કરીને તથા ગુરુશુશ્રૂષા કરતાં યમનિયમાદિનું પાલન કરતાં મન તથા ઇન્દ્રિયઆદિના જયનું સામર્થ્ય પ્રાપ્ત કરવું છે તેમ આપણે સ્ત્રિયોએ પણ મન તથા ઇન્દ્રિયાદિના જયનું સામર્થ્ય બ્રહ્મચારીની પેઠે જ યમનિયમાદિ ધર્મોના પાલનપૂર્વક યથાર્થ પ્રાપ્ત કરવું છે. પૂર્વગ્રન્થોથી વિચારતાં કોઈ કોઈ સ્થલે આ પ્રકારના મતભેદ ભાસે છેઃ કોઈ તો કહે છે કે પુત્રની પેઠે કન્યાને ઉપનયનસંસ્કાર, ગુરુકુલે વાસ, તથા વેદાધ્યયન હોય; અને કોઈ સ્થલે કહ્યું છે કે સ્ત્રીજાતિને વિવાહનો જે વેદમંત્રોક્ત સંસ્કાર છે તે જ ઉપનયનને સ્થાને છે; સ્ત્રીયે લગ્નપછી પતિને ઘેર વસવું એ જ ગુરુકુલવાસ છે; પતિદ્વારા વા પતિની આજ્ઞાથી અન્ય પૂજ્યદ્વારા ગૃહસ્થાશ્રમના વાસ્તવિક ધર્મનિયમાદિનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ સ્ત્રિયોને વેદાધ્યયનરૂપ છે; ગૃહનાં સર્વ કાર્યો જેવાં કે પાકયજ્ઞાદિના સાહિત્યને કે સામગ્રીને ગૃહમાં વ્યવસ્થાથી મૂકવી, તથા તેમનું રક્ષણ કરવું તથા પતિને અનુકૂલ ભોજ્યાદિ પદાર્થો તૈયાર કરી આપવા અને ગૃહના અન્ય સર્વ વ્યવહાર કરવા એ જ સ્ત્રીજાતિએ સમિધ્ આણી આપવા તુલ્ય છે. યમનિયમાદિ તો ઉભયને સમાનરીત્યા પાલન કરવાનાં છે જ. આ પણ વિદ્વાનોમાં વિવાદનો વિષય છે, તેથી સ્ત્રીજાતિને ઉપનયનાદિનો અધિકાર છે વા નથી, એ નિર્ણય કરવાનું આ ક્ષણે આ પ્રસંગમાં આપણે અતિ ઉપયોગી ગણ્યું નથી, તેથી એ પ્રસંગને બાજુએ રાખી આગળ કહું છું કે આપણે સ્ત્રીજાતિએ ધર્મ અર્થ અને કામરૂપ ત્રણ

પુરુષાર્થની સિદ્ધિઅર્થે વિધિપૂર્વક અર્થાત્ પતિસેવા વગેરે ધર્મોના પાલનપૂર્વક ગૃહસ્થાશ્રમને સેવવો. પૂર્વપુરુષોએ ધર્માર્થકામમાં જ સર્વ પક્ષે પતિથી પૃથક્ સ્ત્રીને અર્થે યજ્ઞવ્રતાદિનું વિધાન નથી એમ કહ્યું છે. તેથી સ્ત્રીયે મોક્ષરૂપ ચતુર્થ પુરુષાર્થની સિદ્ધિઅર્થે પતિસહ અથવા પતિના અભાવે આપણા કુલમાં વસીને વનિના મુખ્ય ધર્મો જે મોક્ષમાં અર્થાત્ વાસનાક્ષયમાં ઉપયોગી છે તેમનું વિધિવડે પાલન કરવું, અને પછી દેશ, કાલ, કુલાચાર તથા સંબન્ધીના સુખાદિનો વિચાર કરીને ચતુર્થાશ્રમને અથવા મોક્ષમાં અને જીવન્મુક્તિમાં ઉપયોગી એવાં મનોજય, વાસનાક્ષય તથા તત્ત્વજ્ઞાનના એકતંત્રે અભ્યાસાદિરૂપ ચતુર્થાશ્રમીનાં ધર્મોને આપણે સ્ત્રીજાતિએ પોતાના ગૃહમાં જ રહીને સેવવા, અને સ્વરૂપસુખાનુભવ કરતાં આ પુરીઅષ્ટકરૂપ કારણશરીરને જ્ઞાનાગ્નિવડે દગ્ધ કરીને કૃતકૃત્ય થવું;જેથી પુરુષની પેઠે આપણે સ્ત્રીજાતિ પણ આ જન્મમૃત્યુરૂપ દુઃખથી યુક્ત સંસારના પારને પામી નિત્યતૃપ્ત થઈ નિરતિશય સુખને પામીએ.

હે સ્વધર્મમાં પ્રીતિવાળી પ્રિય ભગિનીઓ ! આ ચતુર્થ પુરુષાર્થરૂપ મોક્ષના સંબન્ધમાં તથા તેના સાધનસંબન્ધમાં વિશેષ સ્પષ્ટ કરીને જે જે મારે કહેવાનું છે તે તે તો હું મારા આ કહેવા યોગ્ય સર્વ વિષયના અન્તમાં કહીશ. પણ તે પૂર્વ હજી મારે ઘણું કહેવાનું છે. પ્રથમ શાસ્ત્રવચનવડે મેં કહ્યું છે કે ઉંચી વર્ણે નીચી વર્ણનાને ગુરુ કરવા નહિ, તો તે શા હેતુથી ન કરવા, અર્થાત્ ઉંચી વર્ણનાં મનુષ્ય નીચી વર્ણનાને જો ગુરુ કરે તો કેવા પ્રકારથી અને શી હાનિ થાય છે એ હું વર્ણવ્યવસ્થાવિચારસહ તમને કહીશ.તેમ જ તે સાથે આ ક્ષણપર્યન્તમાં મેં પ્રતિપાદન કરેલા વિષયમાંથી જે જે વિષયસંબન્ધે અધિક સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા હશે તે તે વિષયને પણ સ્પષ્ટ કરી કહીશ.વળી જે જે સદ્‌ગુણોને સ્ત્રીજાતિએ તો અવશ્ય ધારણ કરવા છે તેમનાં સ્પષ્ટ સ્વરૂપોને તથા તે ધારણ કરવામાં ઉપયોગી યુક્તિઓને પણ કહીશ. તે જ પ્રમાણે આપણે સ્ત્રીજાતિએ અવશ્ય ત્યજવાયોગ્ય જે દોષો છે તે તે દોષો સ્પષ્ટ કરીશ તથા તે તે દોષોને ત્યજવામાં ઉપયોગી યુક્તિઓને પણકહીશ.વળી ઉત્તમ સ્ત્રીયે પતિઆદિસાથે ગૃહીઅવસ્થામાં ક્લેશરહિત રહી કેવા પ્રકારથી વર્તવું તથા ઉત્તમ પતિએ કુલવતી સ્ત્રીસહ કેવે પ્રકારે ક્લેશનાં કારણોને શમાવતાં વર્તીને ગૃહસ્થાશ્રમને તરવો એ પણ દૃષ્ટાન્તસહિત વિસ્તારથી કહીશ. આજે તો કહેવા યોગ્ય કહ્યું છે, અને યોગ્ય સમય થયો છે તેથી આ સ્થલથી જ મારું બોલવું હું અટકાવું છું.

યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે : હે સન્મતિવાળી ! આ પ્રકારે બોલીને તે દૈવજ્ઞા મૌન ધરી રહી. પછી સર્વ સ્ત્રિયો પ્રસન્ન ચિત્તથી પોતપોતાને ઘેર ગઈ. રાણીએ પણ વાહનાદિની વ્યવસ્થાપૂર્વક પ્રથમ દૈવજ્ઞાદેવીને પોતાને સ્થલે વિદાય કરીને અન્ત:પુરમાં પ્રવેશ કરચો.

મનોહર કહે છે, પછી તે યજ્ઞપુરુષ તથા સરસ્વતી નિત્યનિયમાનુસાર સુખવાર્તા કરતાં કરતાં ઇષ્ટસ્મરણપૂર્વક નિદ્રાને સેવવા ગયાં. જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ. સીતાના મહિનાનો લય.**

હે ઇશ સદા જગમાંહિ, સુસંગતિ આપજો,
ટાળી દુષ્ટપણું, ઉરમાંહિ,–સુમતિને સ્થાપજો.
નાના વિધિના ઉરના કલેશ, કૃપા કરી કાપજો,
દુષ્પ્રાપ્ય પ્રભુનું સ્વરૂપ, હૃદયમાં છાપજો.
દુર્જનતાથી ધરી દૂર, સુજનતા આણજો,
તેથી આપી અવિચલ સુખ, સ્વરૂપપ્રતિ તાણજો.
આ જગમાં જ્યાં ત્યાં દુ:ખ, અનુભવ થાય છે,
તોપણ આ મન છે મૂઢ, તે વળી ત્યાં જાય છે.
માટે મનની શુદ્ધિ આપ, કૃપા કરીને કરો,
એ મનના સઘળા દોષ, અનુગ્રહથી હરો.
સુખદુ:ખથી હર્ષ કે શોક, ઉરે આવી નવ અડે,
એવું સામર્થ્ય આપો તાત ! આ જીવ પાયે પડે.
આ જગજન તો સઉ દીન, કાલાધીન ભાસતા,
તેથી આપ શરણ જગદીશ, ગ્રહું અતિ ત્રાસતાં.
ગણી શરણાગત હે મહેશ, કલેશસિન્ધુ તારજો,
મનહર પ્રભુ રહીને ઉદાર, ભવપાર ઉતારજો.

**વિઠ્ઠલજી:** જય જય શ્રીસદ્‌ગુરુદેવ. (સર્વ બોલે છે. પછી) શેઠ ! આજે તો સમય થયો છે, માટે સર્વ ઉઠો હવે, કેમકે ભટ્ટજીને તો નિત્યનો શ્રમ રહ્યો. [એમ બોલી નમીને ઉઠે છે. દાસ પણ 'બોલો સી કુંજબિહારીલાલકી જે' એમ બોલી ભટ્ટજીને નમન કરી ઉઠે છે. પછી વારાફરતી સર્વ નમન કરીને જાય છે.]

---



# दिवस : ३५.

વિજયા : (પ્રભાત ગાય છે.)

### પ્રભાત.

પરમપદ પામવા પ્રેમ ઉરમાં વસે, પણ પ્રભુપદ યત્ન્યાવિણ ન પામે,
નિયમ એ જાણીને જીવ સન્મતિ ધરી, કેમ હજી આત્મપદમાં ન જામે.
દશ્ય આ સકલ તો પલપલે પ્રકટીને, નષ્ટ થાતું અરે જીવ ! જોને,
ક્ષણિક આ વિષયની આશના પાશથી, મુક્ત થઈ ઈશિપદમાં જ મ્હોને.
જ્યાંલગી વાસના વિષયની નવ ટળે, ત્યાંલગી ચિત્ત વિક્ષિપ્ત રહેતું,
વિષયમાં સુખમતિ દૃઢ રહે જ્યાંલગી, ત્યાંલગી મન સદા ત્યાં જ વહેતું.
જગત્ શું ને સ્વરૂપ શુદ્ધ શું જગત્નું, તે વિવેકે વિચારી ન જાણે,
હું અને આ સકલ શું અને શાવડે, ઉપજી રહીને ખપે તે ન નાણે.
એમ અજ્ઞાનવશ વર્તતાં જીવ તો, દુઃખનો અન્ત કદીએ ન આણે,
(માટે) રે અધમ જીવ ! તું જીવપદ મેળવી, ક્યાંલગી વહીશ આ વિવિધ ખાણે.
શ્રીગુરુદ્વારથી શાસ્ત્રનો સાર લહી, યત્ન શુભ આદરી પ્રભુ ઉપાસે,
તો અભયપદવિષે પ્રાપ્ત રહી વિશ્વમાં, દેહ શમતાં સુખસ્વરૂપ થાશે.
જાણ રે જાણ તું જીવ ! આ વિષય તો, દુઃખ આપી સદા નાશ થાતા,
સુજન સઉ એ લહી દુઃખ હણવા સદા, નિત્ય નિજ આત્મસુખસ્વરૂપ ગાતા.
વિશ્વના ઈશિને જીવ તું શરણ જા, એ વિના અન્ય નથી માર્ગ એકે,
તે જ મનહર પ્રભુ મહતી કરુણાવડે, તારશે સદ્ય સ્થાપી વિવેકે.

**રામ૦ :** [પેલા અતીતવાળા ઘરમાં નિયમપ્રમાણે જઈને, આવેલા શ્રોતાઆગળ કથા કરીને 'અચ્યુતં કેશવં' બોલી જય બોલાવે છે; એટલામાં મુકુંદદાસ આવે છે, તેને જોઈને ] કેમ શેઠ ! હજી કંઈ તમારી ઉંઘ વહેલી ઉડતી નથી કેમ ? તમારા કર્મમાં કથાશ્રવણ કરવાનું લખાવી જ નથી લાવ્યા કે શું ?

**કેવળ :** રે ટો પુડાનીબાવા ટમે જાનો કે અમાડા સેઠ જાને ?

**રામ૦ :** અલ્યા કેવળભાઈ! તું આવડો મોટો થયો પણ હજી તને ઉગ્યાઆથમ્યાની ખબર પડી નહિ, એથી મને બહુ સંતાપ થાય છે.

**મુકુંદ૦ :** પુરાણીમહારાજ ! માફ કરજો, મોડું થયું છ તે. પણ આ કેવલભાઈએ સું ખોટું કહ્યું જે તેને તમે ઠપકો આપો છ ?

**રામ૦ :** અરે રામ રામ ! 'ઇશ્વિરે બનાવ્યો જોડો તે એક આંધળો ને બીજો ખોડો,' એવી વાતવાળા તમે બંને શું થાઓ છો મારા ભાઈ ! અલ્યા શેઠ ! આ કેવળ તો જાણે જડમતિજેવો છે તે ના જાણે, પણ તમેએ નથી જાણતા કે કર્મસંબન્ધી શુભાશુભ વાર્તા તે ગ્રહ જોઇને જોશી કહી જાણે કે પુરાણી ? અલ્યા ભાઈઓ ! આટલું તમે હજી જાણતા નથી તે તમારાં આટલાં વર્ષ તે તમે કોને આપ્યાં ?

**ગોવર્દ્ધન :** અરે પુરાણીબાવા ! તમે અમથા શાસારુ ગભરાઓ છો ? જોશી જોઈતા હોય તો આ આપણા **ધીરજ**રામ જોશી બેઠા, કેમ જોશી ! બોલતા નથી ?

**ધીરજરામ :** ભાઈ ! સભામાં બોલાવ્યાવિના બોલવું એ પુરુષનું ભૂષણ નથી. આ સભામાં અધ્યક્ષ પુરાણી છે એટલે એમની આજ્ઞા થાય ત્યારે બોલાય.

**રામ૦ :** ભાઈ ! તમારા બોલ્યાવિના જો કાંઈ અધુરું રહેતું હોય તો તેટલું તમે બોલીને પૂરું કરો. જોશી મહારાજ ! પુરાણીએ ક્યારે ના કહ્યું છે જે તમે બોલશો નહિ ? જોજો રે ભાઈઓ ! કોઈના મનમાં કાંઈ બોલવાની હોંસ રહી ના જાય !

**ધીરજ૦ :** પુરાણીમહારાજ ! લગાર શાન્ત પ્રકૃતિ રાખો. જુઓ મહારાજ ! તમારી પાસે તો સમજુઅણસંજુ સઉ આવીને બેસે. તમારે તો મોટું પેટ રાખવું જોઇએ.

**રામ૦ :** અલ્યા ભાઇ ! તારું તો નામ **ધીરો** જોશી છે તોએ ઉતાવળો શીદ થાય છે ? લગાર વસ્તુપરીક્ષાનો ગુણ કોઈ વિદ્વાન્પાસે શીખી લે ને પછી વિદ્વાન્સાથે વાતો કરવાની ટેવ રાખતો રહે. જુઓ સાંભળો. કોઈ વિદ્વાને પુરુષોનાં અંતરવિષે કહ્યું છે કે—

उपरि करवालधाराकाराः क्रूरा भुजंगमपुंगवात् ।
अन्तः साक्षाद्द्राक्षादीक्षागुरवो जयन्ति केऽपि जनाः ॥[1]

**ભાવાર્થ**—તરવારની ધારસરખા અને ક્રૂર સર્પસરખા ઉપરથી ભાસતા એવા પણ કોઈ કોઈ પુરુષો અંતરમાં સાક્ષાત્ દ્રાક્ષને પણ દીક્ષા આપનાર ગુરુજેવા અર્થાત્ અત્યન્ત મધુરતાવાળા હોય છે, તાત્પર્ય એ જે સર્વનું સદા કલ્યાણ ઇચ્છનારા કોમલ અન્તઃકરણવાળા હોય છે. સાંભળ્યું **ધીરા**ભાઇ ! આ પ્રમાણે છે.

**ધીરજ૦** : એ પ્રમાણે હોય તો ઠીક છે. પણ જુઓ મહારાજ ! વિવેકી પુરુષે ઉપરથી કે અંતરથી પણ દોષ શાસારુ રાખવો જોઇએ ? સમજીને દોષ સંગ્રહવો એનું ફલ શું ? તમે આ વિદ્વાન્નું વચન કહ્યું પણ એ વિદ્વાનનું એમ પણ કહેવું છે કે એક પણ દોષ રાખેલો ખોટો; કારણ કે એક દોષ પણ ઘણા ગુણોને ઢાંકવાને સમર્થ હોય છે. સાંભળો મહારાજ ! હું તો મોટો વિદ્વાન્ નથી, પણ આપજેવાપાસે પ્રસાદી મેળવેલી તે કહું છું. કહ્યું છે કે

सौरभ्यं भुवनत्रयेऽपि विदितं शैत्यं नु लोकोत्तरम्
कीर्तिः किञ्च दिगंगनाङ्गणगता किं त्वेतदेकं शृणु ।
सर्वानेव गुणानियं निगिरति श्रीखंड ते सुन्दरा-.
नुज्झन्ती खलु कोटरेषु गरलज्वालां द्विजिह्वावली ॥[2]

સાંભળો ભાઈઓ ! હવે આમાં શું કહ્યું છે તે યથામતિ કહું છું. એ વિદ્વાન્ ચંદનના ઝાડનો દૃષ્ટાન્ત આપીને ગુણવાન્ મનુષ્યોને કહે

---

૧ **અર્થ**—જેઓ શ્રેષ્ઠ સર્પથી પણ અધિક ક્રૂર અને તેથી ખડ્ગની તીક્ષ્ણ ધારાસમાન આકારવાળા બહારથી હોય છે, તથા અંતરમાં તો સાક્ષાત્ દ્રાક્ષને પણ માધુર્યની દીક્ષા આપનાર ( માધુર્ય શિખવનાર ) ગુરુરૂપ છે, તેવા વિરલ પુરુષો વિજયી છે.

૨ **અર્થ**–હે ચંદન ! તારો સુગંધ ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ છે. તારી શીતલતા અપૂર્વ છે, અને વળી તારી કીર્તિ દિશારૂપ અંગનાના અંગણમાં પ્રસરેલી છે. છતાં આ એક વાર્તા તું શ્રવણ કર. ( તારે આશ્રયે રહેલા ) અસંખ્ય સર્પો તારાં કોટરોને વિષમ વિષની જ્વાલાથી પુરી આ તારા સર્વ સુંદર ગુણોને ગળી જાય છે, અર્થાત ઢાંકી દે છે.

છે કે તમારે એક પણ દોષને સમીપ રાખવો નહિ. કહે છે કે હે ચન્દન ! આ ત્રિલોકમાં સર્વત્ર તારો સુગંધ સુજ્ઞાત છે.અર્થાત્ સર્વ સારી રીતે જાણે છે. તારી શીતલતા પણ અપૂર્વ છે, અર્થાત્ અમર્યાદ છે, અને તારી કીર્તિ દિશાઓના અન્તપર્યંત પ્રસરી છે. પણ એક વાર્તા હું કહું તે શ્રવણ કર. તારા થડમાં વિષની જ્વાલાવાળા સર્પો રહે છે, તેથી તારા સર્વ ઉત્તમોત્તમ ગુણો નિશ્ચય આચ્છાદિત રહે છે, અર્થાત્ વ્યર્થજેવા થાય છે. કેમ પુરાણીબાવા ! યોગ્ય છે કે અયોગ્ય ?

**રામ૦** : ઓહો ધીરાભાઈ ! તમે પૂરા પંડિત પણ દેખાઓ છો ! હવે મારાથી તમારી વાર્તાને અયોગ્ય કેમ કહેવાય ? પણ જુઓ ભાઈ ! એ વિદ્વાને એવું પણ કહ્યું છે કે

**विश्वाभिरामगुणगौरवगुम्फितानां**
**रोषोऽपि निर्मलधियां रमणीय एव ।**
**लोकम्पृणैः परिमलैः परिपूरितस्य**
**काश्मीरजस्य कटुताऽपि नितान्तरम्या ॥**[1]

સાંભળો ભાઈ ! આ મારા મોટા પંડિત જોશી બાવાને એ વિદ્વાનના વચનથી જ ઉત્તર આપું છું. આ વચનનો અર્થ એવો થાય છે કે આ સંસારમાં સર્વોત્તમ ગુણોથી યુક્ત નિર્મલ મતિના મોટા પુરુષોનો રોષ પણ ઉત્તમ શોભા આપનાર જ હોય છે. કોની પેઠે ? જેમ સર્વનાં અન્તઃકરણને પોતાના સુવાસથી પૂર્ણ કરનાર અર્થાત્ ભરી દેનાર આ કાશ્મીર દેશમાં ઉપજેલા કેસરની કડવાશ પણ અતિ સુન્દર જ હોય છે. કેમ જોશીબાવા ! પંડિતરાજ ! આ વચન પણ યોગ્ય છે કે અયોગ્ય ?

**ધીરજ૦** : પુરાણીમહારાજ ! આપનાં સર્વ વચન યોગ્ય જ છે. એ સંબન્ધમાં મારું કાંઈ બોલવું નથી. માત્ર આપનો લગાર ક્રોધયુક્ત સ્વભાવ જ્યારે જણાય છે ત્યારે સઉને દુર્વાસાના ક્રોધની પેઠે તે સ્વભાવ ભય આપે છે. માટે જો એટલા ક્રોધને આપ ત્યજો તો આપની શોભા અનુપમ છે. જુઓ મહારાજ ! વળી એ વિદ્વાને બીજા દૃષ્ટાંતથી પણ બોધ આપ્યો છે કે

---

૧ **અર્થ**–આ અખિલ વિશ્વમાં જે સુંદર ગુણો છે તે સર્વથી યુક્ત નિર્મલ મતિના મહાપુરુષોનો રોષ પણ રમણીય જ છે. લોકને સંતોષનાર સુવાસથી પૂર્ણ કાશ્મીરકુંકુમની કડવાશ પણ અત્યંત રમણીય છે, એ પ્રસિદ્ધ છે.

स्वर्लोकस्य शिखामणिः सुरतरुग्रामस्य धामाद्भुतं
पौलोमीपुरुहूतयोः परिणतिः पुण्यावलीनामसि ।
सत्यं नंदन किन्त्विदं सहृदयैर्नित्यं विधिः प्रार्थ्यते
त्वत्तः खाण्डवरङ्गताण्डवनटो दूरेऽस्तु वैश्वानरः ॥[1]

જુઓ ભાઈઓ ! આ વચનમાં ભાવ એવો છે કે હે નન્દનવન ! તું સ્વર્ગના મસ્તકના મણિરૂપ છું. આ દેવતાઓના વૃક્ષસમૂહનું તું એક અદ્દ્ભુત ધામ છું–અર્થાત્ સ્થાન છું. તથા ઇન્દ્ર અને ઇન્દ્રાણી જે દેવલોકનાં તો શું પણ ત્રણે લોકના રાજારાણી છે તેમનાં પુણ્યની પંક્તિરૂપ છું, અર્થાત્ તેમનાં કોઈ મહાપુણ્યના ફળરૂપ છું. આ સર્વ સાચું છે, પણ સુજ્ઞ મનુષ્યો તને સદા પ્રાર્થના કરીને એ જ કહે છે કે આ ખાંડવવનરૂપ રંગભૂમિમાં નૃત્ય કરનાર આ અગ્નિદેવ તારાથી દૂર રહો અર્થાત્ તું તેનાથી રહિત સદા રહેજે. આ પ્રમાણે છે. માટે પુરાણી મહારાણ ! આપ તો નંદનવન જેવા છો. અને આ ક્રોધ તો ખાંડવવનને બાળનાર અગ્નિજેવો છે, માટે તમારી શોભાને હરે એ સારું નહિ, એમ અમે સર્વ ઇચ્છીએ છીએ.

**રામ૦ : ધીરાભાઈ** ! તમે કહેલી વાત ખોટી નથી. પણ બીજું એક છે કે તમે જાણતા નથી. લગાર ધીરજ રાખીને સાંભળો, કહું છું. એ વિદ્વાને જ કહ્યું છે કે

गीर्भिर्गुरूणां परुषाक्षराभिस्तिरस्कृता यान्ति नरा महत्त्वम् ।
अलब्धशाणोत्कषणा नृपाणां न जातु मौलौ मणयो वसन्ति ॥[2]

---

૧ હે નન્દનોદ્યાન ! તું ઇન્દ્રલોકનું શિરોરત્ન છે, તથા દેવતરુસમૂહનું આશ્ચર્યકારક સ્થાન (આશ્રય) છે; તેમ જ ઇન્દ્ર તથા શચી (ઇન્દ્રાણી)નાં સુકૃતપંક્તિનું પરિપક્વ ફળ છે, એ વાત સાચી, તથાપિ સહૃદય પુરુષો વિધિની નિરંતર પ્રાર્થના કરી એ જ યાચે છે કે ઇન્દ્રના ખાંડવવનરૂપ રંગભૂમિપર ઉદ્ધત નૃત્યરૂપ તાંડવને કરનાર નટરૂપ જે દાવાગ્નિ તે તારાથી દૂર રહો.

૨ કઠોર અક્ષરવાળી શ્રીગુરુની વાણીથી તિરસ્કારને પામેલા પુરુષો મહત્તાને પામે છે, સરાણથી ઘર્ષણને ન પામેલા મણિઓ કદાચિત્ રાજાના મુકુટપર વસતા નથી.

ગુણો તારામાં છે. પરન્તુ જો તું માત્ર ઇચ્છાવાળાની યોગ્ય ઇચ્છાનો વિવેક કરીને આપવાના વિધિને સેવવાપણું રાખે તો એ તારા સર્વ ગુણો શોભાને પામે એમ છે. આ વિના વળી બીજું પણ એવું જ કહ્યું છે કે એક દોષ જો પ્રકટ હોય તો તેના ઘણા ગુણો ઢંકાય છે, અને દોષ જ આગળ પડે છે. સાંભળો:

**अमितगुणोऽपि पदार्थो दोषेणैकेन निन्दितो भवति ।**
**निखिलरसायनमहितो गन्धेनोग्रेण लशुन इव ॥[1]**

આ વચનનો ભાવ એવો છે કે ન ગણી શકાય એટલા બધા ગુણોવાળો પદાર્થ પણ એક દોષથી નિન્દાને પાત્ર થાય છે. કોની પેઠે? જેમ સર્વ રસાયનોમાં શ્રેષ્ઠ એવું જે આ લસણ છે તે માત્ર તેના એક ઉગ્ર વાસરૂપ દોષથી જ નિન્દવાયોગ્ય ગણાયું છે. આ પ્રમાણે છે, માટે આપણે તો પુરાણીમહારાજને વિનવીને કહ્યું છે. પછી એ મોટા છે. જે એમને રુચે તે ખરું.

**રામ૦ :** અલ્યા એ ધીરા જોશી! તું બધું ઠીક કહે છે. પણ લગાર આ વચન તો સાંભળ ભાઈ! તું તારું જ ઝુડ ઝુડ શું કરે છે!

**नैर्गुण्यमेव साधीयो धिगस्तु गुणगौरवम् ।**
**शाखिनोऽन्ये विराजन्ते खण्ड्यन्ते चन्दनद्रुमाः ॥[2]**

શું કહ્યું એમાં, સમજાયું? સાંભળજે અલ્યા ભટ! એમાં એમ કહ્યું છે કે અન્ય સર્વ સામાન્ય વૃક્ષો પોતાના સ્થાનમાં જેમનાં તેમ શોભે છે, અને ઘણા ગુણોવાળાં ચંદનનાં વૃક્ષો કપાય છે. માટે આ જગત્માં નિર્ગુણપણું જ શ્રેષ્ઠ હોવાથી મેળવવા યોગ્ય છે. ગુણના મોટાપણાને ધિક્કાર હો. ભાઈ જોશી! સમજવું હોય તો સમજી રહેજે.

**ગોવિંદ૦ :** પુરાણીમહારાજ! તમે ઠીક કહો છો, પણ હું એમ કહું કે આ જોશીનું કહેવું કંઈ ખોટું છે? એમના મોંમાંથી જેટલા અક્ષર નિકળ્યા છે એમાંનો એક શબ્દ ખોટો નિકળ્યો હોય તો કહો. અમને તો બધું ખરું જ ભાસે છે.

---

૧ અસંખ્ય ગુણથી ગુંફિત થયેલો હોય તોપણ એક દોષમાત્રથી પદાર્થ નિન્દાનું પાત્ર થાય છે. સર્વ રસાયનમાં શ્રેષ્ઠ એવું લસણ માત્ર એક ઉગ્ર વાસરૂપ દોષથી તિરસ્કારને પામે છે.

૨ ગુણરહિત થવું એ જ સારું છે. ધિક્કાર છે ગુણસમૂહને! અન્ય વૃક્ષો જ્યારે જેમનાં તેમ રહે છે ત્યારે ચંદનવૃક્ષો ખંડશઃ છેદાય છે.

**રામ૦ :** જુઓ દવેજી! એ જોશી ખોટું બોલ્યા છે એમ તો મારું કહેવું નથી જ. પણ હવે તમે પણ મહીં લગાર ટાપસી પૂરવા માંડી, ત્યારે હવે કહું છું કે વિદ્વાન્‌નો એવો અભિપ્રાય છે કે આ જગત્‌માં વિદ્વાન્‌માં ખપવા જનારા તમારા જેવા વેદીયાનાં તથા આ જોશી અને પેલા વૈદ્યનાં મોઢાં ખોટા શબ્દોને રહેવાનાં સ્થાનરૂપ જ છે. પછી તમે ન માનો તો ભલે. વળી તમે કહેશો કે અપ્રમાણ અમે માનતા નથી તો આ મોટા પુરુષનું વચન પ્રમાણરૂપે કહું છું, સાંભળો :

**गणकचिकित्सकपाठकमुखगह्वराणि यदि हि न स्युः ।**
**व्याकरणसिंहभीता अपशब्दमृगाः क्व विचरेयुः ॥[1]**

આ આપણા ધીરાભાઈ ગણક એટલે જોશી, અને આપણા આ યોગીભાઈ ચિકિત્સક એટલે વૈદ્ય, અને દવેજી! આપજેવા બીજા જે કોઈ માત્ર વેદના તથા ન્યાયશાસ્ત્ર આદિ શાસ્ત્રોના સાધુઅસાધુ શબ્દોનાં સ્વરૂપને જાણ્યાવિના પાઠ કરનારા છે તે પાઠક – એ ત્રણનાં મોઢાંરૂપી ગુફાઓ જો આ સંસારમાં ના હોત તો વ્યાકરણરૂપ સિંહથી બીનેલા એવા જે ખોટા શબ્દોરૂપી મૃગો એટલે હરણાં તે ક્યાં જાત? સમજ્યા કેની? આ કંઈ હું નથી કહેતો. કોઈ વિદ્વાને કહ્યું છે.

**ગોવર્દ્ધન :** પુરાણીમહારાજ! લો હવે બધી સભામાં તમારી જિત થઈ. પણ એમ કહું છું કે તમે સર્વ જાણનારા છતાં આ પ્રમાણે શામાટે વર્તો છો તે કહો એટલે થયું.

**રામ૦ :** જો ભાઈ! એ તો જેવું સ્થાન અને જેવો સમય તેવું વર્તવું. એ વિવેકીનું ભૂષણ છે. હવે આ છેલ્લું વચન તને મર્મરૂપ કહું છું. તેમાં આ જોશી, દવેજી, પેલો વૈદ્ય એમ બધાએ સમજી લેશે. કોઈ વિદ્વાને કહ્યું છે કે:—

**युक्तं सभायां खलु मर्कटानां शाखास्तरूणां मृदुलासनानि ।**
**सुभाषितं चीत्कृतिरातिथेयी दंतैर्नखाग्रैश्च विपाटितानि ॥[2]**

---

૧ જો જોશી, વૈદ્ય તથા પાઠકનાં મુખરૂપ ગુહા ન હોત તો વ્યાકરણરૂપ મૃગેન્દ્રથી ભીતિને પામેલા અપશબ્દરૂપ મૃગો ક્યાં સુખેથી આશ્રય કરી–રહી – શકત?

૨ વાંદરાઓની સભામાં વૃક્ષની શાખા તે સુકુમાર આસન થાય, તેમની કીકીયારી તે સુભાષિત થાય, તથા દાંત તથા નખથી પરસ્પરને વતરડવું આતિથ્યમાં થાય, એ યોગ્ય જ છે.

સાંભળજો ભાઈ! એનો ભાવ હવે કહું છું તે. એમાં એવું કહ્યું છે કે જ્યાં વાંદરાની સભા મળે ત્યાં ઉત્તમોત્તમ આસનો તે ઝાડની ડાળીઓ જ હોય. તેમનાં પરસ્પરનાં સુન્દર ભાષણમાં તો તેમની દાંતો કકડાવીને કરાતી કીકીયારીરૂપ ચીસો હોય; અને તે સભામાં આતિથ્ય એટલ પરોણાગત શી હોય કે દાંતથી ને નખથી એકબીજાને વતડવું. સમજણ પડી કેની? લો બોલો ભાઇઓ! સર્વ જય જય. કેમ રે અલ્યા ભગત! રોજ તો ડા'પણ ડો'ળતો'તો ને આજે 'જે' બોલાવતો નથી?

**ભીખો ભગત :** બોલાવું છું માબાપ! ગુસ્સો કરશો નહિ, બોલો ભાઈઓ! દેવદેવીકી જે. (સર્વ બોલે છે.)

**રામ૦ :** (પોથી બગલમાં મારીને ઉભા થતાં) ભાઈઓ! સર્વ ક્ષમા કરજો હોં કે. મારો સ્વભાવ એક ઘાએ બે કડકા કરવાનો છે. કંઈ તમારા ઉપર વૈર નથી, સાંભળ્યું ધીરાભાઈ! યોગીભાઈ! દવેજી!

**ગોવર્દ્ધન :** એ તો બધાએ તમને જેવા છો તેવા જાણે છે. ચિન્તા રાખશો નહિ. કંઈ ઉના પાણીએ ઘર બળવાનું નથી. લો ચાલો હવે.

**રામ૦ :** હું તો ભાઈ! સર્વ સજ્જનોનો દાસ છું. (એમ કહી ચાલે છે.)

**કેવળ૦ :** પુડાની! ટમાડા મોંમાં ખોટો અકસડ પેસે નહિ કે?

**રામ૦ :** ઓહો કેવળભાઈ! તને પણ ધન છે, કે તું અત્યાર સુધી મુગો બેશી રહ્યો. જો ભાઈ! જ્યાં જ્યાં આવી સભા હોય ને જ્યાં તારા જેવા પડોશીજોડે વાત કરવાની હોય ત્યાં તો મારા મોંઢામાંથી અશુદ્ધ શબ્દો નિકળે પણ ખરા, ને પેસે તો નહિ જ.લે ચાલ હવે, કંઈ ઘેર કામધંધો છે કે નહિ? આ કથા તો હવે આપણે રોજની થઈ. લો મુકુંદ શેઠ! ઉઠો ઘેર જાઓ. (એમ બોલી ઉઠે છે ને બીજા પણ સર્વ ઉઠે છે.)

**મુકુંદ૦ :** (નીચે ઉતરીને) પુરાણીમહારાજ! અમે બધાં સુધરીએ એવું કરજો.

**રામ૦ :** શેઠ! આ પગરણ તેનાં જ મંડાયાં છે. નિશ્ચિંત રહેજો.

(પછી સઉ સઉને ઘેર જાયછે.)

[ વિજ્યા પોતાના ગૃહકાર્યથી નિવૃત્ત થઈને આગળના ભાગમાં બેસે છે.પછી કથાનો સમય થયાથી ચંચળા ભાગીરથી તથા વિજળીઆદિ સ્ત્રિયો આવે છે. વિજ્યા સર્વને આવકાર દઈ બેસાડે છે ]

**ચંચળા :** (ભાગી૦ને) હે **ભાગીરથીબહેન** ! આ સંસારમાં આપણે આ ઘરમાં, ધનમાં, છોકરાંમાં, સગાંવહાલાંમાં અને આપણા શરીરમાં જે બધો મોહ રાખીએ છીએ તે ખોટો જ કેની ? આપણને દુઃખ પણ બધું એનાથી જ થાય છે કેની ?

**ભાગી૦:** જુઓ ચંચળબહેન ! આ જે બધા સંસારી જીવ છે તે તો એ પદાર્થોથી સુખ પણ માને છે ને દુઃખ પણ માને છે; માટે એ પદાર્થોઉપર આપણી પ્રીતિ રહે છે એ આ સંસારી દશામાં તો કેવળ ખોટી ગણાય નહિ. તેમ છતાં આપણે જે પારવિનાનો એ બધામાં મોહ રાખીએ છીએ તે આપણને આગળ જતાં જ્યારે જ્યારે તે તે મોહના પદાર્થોનો નાશ થાય છે ત્યારે ત્યારે બહુ દુઃખ આપનાર થાય છે. તેથી પ્રથમથી જ જો વિચાર કરીને ઓછો મોહ રાખીએ તો પાછળથી દુઃખ ઓછું ખરું.

**ચંચળા :** મારે કહેવાની વાત તો એ જ છે કે ઓછો મોહ હોય તો ઓછું દુઃખ, અને જો બધો મોહ છૂટી જાય તો બધું દુઃખ મટે કેની ?

**ભાગી૦ :** એ તો ખરું જ. પણ આ દુઃખમાત્ર મોહથી જ થાય છે ને ?

**વિજળી :** એ તો ખરું. પણ આ જે મોહ આપણે કરીએ છીએ તે કંઈ આપણો કરયો થાય છે ? એ તો જેમ જેમ આપણે મોટાં થઇએ છીએ ને સમજણ આવતી જાય છે તેમ તેમ આપણને મોહ વધતો જાય છે.

**ચંચળા :** જો ! વિજળીબહેન ! હું તો એમ જાણું છું કે જો ખરી સમજણ આવતી જાય તો તો મોહ વધતો જાય નહિ. પણ ખોટી સમજણથી જ આ મોહ વધતો જાય છે ને તે પણ ખરું જોતાં તો દેખાદેખી ને બીજાના સંગથી મોહ વધતો હોય એમ જણાય છે, જોને, આપણે કોઈ પણ સારું લૂગડું કે ઘરેણું કોઇનું જોઈએ છીએ ત્યારે તેની આપણને ઇચ્છા થાય છે ને પછી તેમાં મોહ થાય છે. અજાણી જણસની ઇચ્છા થતી નથી; અને સારું છે એમ માન્યાવિના મોહ થતો નથી. કેમ **ભાગીરથીબહેન** ! ખરું કેની ?

**ભાગી૦** : એ તો ખરું જ છે કે આપણને નવું નવું જોવા જાણવામાં આવે છે, ને તેથી પછી ઇચ્છા ને મોહ પ્રકટ થઈને ધીરેધીરે વધે છે.

**વિજળી૦ :** હશે એ મોહ ગમે ત્યાંથી આવતો હશે ને ગમે તેમ વધતો હશે, પણ જો એને ઓછો કરવામાં કે કાઢી નાંખવામાં સુખ છે તો હવે આપણે તેને ઘટાડવાના ને ત્યજવાના ઉપાય જ શોધવા જોઈએ.

**ચંચળા૦ :** હા હવે બોલી તે ખરું, કહો **ભાગીરથીબહેન** ! હવે એનો શો ઉપાય ?

**ભાગી૦ :** જુઓ બહેન ! આટલા દિવસથી આપણી કથા સાંભળીને મેં તો એટલું નક્કી કરયું છે કે ખરી રીતે સુખદુઃખનાં સ્વરૂપનો તથા સુખદુઃખનાં કારણનો વિચાર કરવાથી, આ સંસારનું ખરું સ્વરૂપ શું તે સમજવાથી, દુર્જનનો સંગ છૂટવાથી અને સજ્જનનો સહવાસ રહેવાથી તથા પરમેશ્વરના સ્મરણચિન્તનમાં આપણું મન જોડાવાથી આ મોહ ઓછો થતો જાય છે, અને આ બધાંનો સંગ છૂટીને કેવળ પરમેશ્વરમાં ચિત્ત જોડી રાખવાથી એ મોહનો અન્તે નાશ થાય છે.

**ચંચળા :** મોહ ઓછો થવાનો જે ઉપાય કહ્યો તે તો આપણાથી હમણાં થાય એવો છે, પણ આ બીજો જે મોહનો નાશ થવાનો ઉપાય છે તે તો આપણાથી આ દશામાં થાય એવું જણાતું નથી. કેમ ખરું કે નહિ ?

**ધનલક્ષ્મી :** જુઓ બહેન ! મનુષ્ય જે કાંઈ ધારે તે કરી શકવાને સમર્થ છે, પણ ધીરે ધીરે સર્વ થાય છે. એકે કાળે જો કોઈ માણસ કાંઈ પણ પોતાની શક્તિઉપરાંતનું કામ કરવા જાય છે તો તે નિષ્ફલ થાય છે એટલું જ નહિ; પણ, પ્રસંગે અનિષ્ટ ફળ મેળવી લે છે. માટે સઉએ પોતપોતાની સ્થિતિ અને શક્તિઅનુસાર દોષોને જાણીને ત્યજવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેમ **વિજયાલક્ષ્મીબહેન** ! એ જ યોગ્ય છે કે નહિ ?

**વિજયા :** હા યોગ્ય તો એ જ છે. કોઈ પણ મનુષ્યથી કોઈ પણ કાર્ય, પછી તે વ્યાવહારિક હોય કે પારમાર્થિક, પરન્તુ શક્તિથી બહારનું હોય તો તે થઈ શકતું નથી; અને બલાત્કારે કરવા જતાં શ્રમ વ્યર્થ થતાં અધિકમાં કંઈ અનર્થ પ્રાપ્ત કરી લેવાય છે. માટે સ્વશક્તિઅનુસાર સર્વ મહત્વનાં કાર્ય કરવામાં ઉત્સાહ રાખવો, એ જ ઉચિત ગણાયું છે.

**ચંચળા :** કેમ **ભાગીરથીબહેન** ! હવે સઉ આવી રહ્યાં છે, ત્યારે આપણે હવે કથાનો આરંભ કરાવશું ?

**ભાગી૦ :** હા વિજ્યાલક્ષ્મીબહેન પ્રથમ પદ ગાઇને મંગલ કરે તો પછી કાલે અટક્યું છે ત્યાંનું હું સ્મરણ આપું. બોલો સઉ જય જય શ્રીસદ્દગુરુદેવ. ( સઉ બોલે છે. )

**વિજયા :** ( ઇષ્ટ સ્મરીને પદ બોલે છે. )

**પદ. ગરબી.**

હે જગદીશ્વર દીનદયાલુ, નિજ જનપ્રતિ પ્રભુ ભાળો જી,
અબળતણા દોષો સઉ ટાળી, બાલકવત્ લહી પાળો; કરુણા આણી જી.
અભયવરદ વિભુ આપ સદા છો, જીવોદ્ધારક તાત જી,
શરણાગત લહી કર ગ્રહી તારો, વિનવું છું સાક્ષાત્; ત્રાતા જાણી જી.
તાપ ત્રિવિધિથી દગ્ધ થતાને, શાંતિ દઈ પ્રભુ ઠારો જી,
જન્મમૃત્યુ આદિ દુઃખોથી, અકલ ગતિથી ઉગારો; કરુણા૦
આપવિના આ ભવસાગરમાં, તારક નથી કો જાણું જી,
તેથી નિશદિન પ્રેમ ધરી ઉર, પ્રભુના ગુણ વખાણું; ત્રાતા૦
શેમાં ને શું સુખ સાચું છે, અલ્પજ્ઞ જીવ ન લહેતા જી,
સુમતિ આપી શરણે સ્થાપી, દો એ ટળીએ વહેતા; કરુણા૦
આપ વિરોધી થઈ બહુ જીવો. નીચી ગતિએ જાતા જી,
એ જોતાં ભયથી આશ્રય લઈ, સુજન પ્રભુગુણ ગાતા; ત્રાતા૦
મન્દમતિ આ આપ પ્રભુનો, લહે નવ મહિમા મોટો જી,
માગું એ વ્યાપાર સધાવો, (જે) અંતે ના'વે તોટો; કરુણા૦
દુષ્ટ વિરોધી નથી હું દાતા, આપ શરણને ઇચ્છું જી,
**નરહરિ** પ્રભુપદ પ્રેમ ધરું હું, સુખદ અવર નવ પ્રીછું; ત્રાતા૦

**ભાગી૦ :** જય જય **શ્રીસદ્દગુરુદેવ**. (સર્વ બોલે છે પછી) કાલે તો અન્તમાં એ આવ્યું હતું કે પેલા **મંગલશેઠને** સમુદ્રમાંથી **શ્રીકંઠ** જડયો તેને પુત્રરૂપ ગણીને તે **મંગલશેઠ** ઘણું પ્રસન્ન થયા,અને પછીતે **શ્રીકંઠને** લઇને સમુદ્રના તીરઉપર મંગલ ગીત ગાતા ગાતા આવી પહોંચ્યા. અને એટલામાં સાવધાન થયેલા **શ્રીકંઠના** સમાચારથી જાણીતા થએલા તે **મંગલ** શેઠ **શ્રીકંઠના** કુલરૂપગુણઆદિથી બહુ પ્રસન્ન થયા. પછી તીરે તૈયાર રાખેલાં પોતાનાં વાહનોમાં સર્વસહ **શ્રીમંગલશેઠ** **શ્રીકંઠને** લઇને બેઠા અને આનન્દથી પોતાના ગૃહપ્રતિ ચાલતા થયા.

**વિજયા :** (ઇષ્ટસ્મરણ કરીને) ત્યારપછી તે **શ્રીમંગલશેઠ** **શ્રીકંઠને** તેડીને આનંદથી **ભદ્રિકા** નગરીમાં પોતાને ઘેર આવી પહોંચ્યા. ઘરમાં પ્રવેશીને તત્કાલ **શ્રીમંગલ** શેઠે પવિત્ર બ્રાહ્મણોને ઘણાં મહાદાનો આપ્યાં,

અને ભોજન કરાવ્યું. આખી નગરીમાં શ્રીમંગલશેઠની વાર્તા થવા લાગી કે એમનાં પુત્ર અને વહુ સમુદ્રમાં દેહ મૂકીને દિવ્ય દેહ ધરીને પોતાની ઇચ્છાથી સ્વર્ગે ગયાં, અને સમુદ્રમાંથી એક દેવસરખો પુરુષ જડ્યો છે તેને પુત્ર કરીને ઘેર લાવ્યા છે.

શ્રીમંગલશેઠે શુભ સમય જોવડાવીને તે નગરીના રાજાને તથા સર્વ સભ્ય પુરુષોને આમંત્રણ કરીને મોટી સભા ભરી; અને સર્વ વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવીને શ્રીકંઠને વિધિવડે પોતાનો વારસ કર્યો, અર્થાત્ દત્તવિધાન કરયું; અને તે નિમિત્તે પુનઃ અધિક પુણ્યદાન કરયું.

શ્રીકંઠે પોતાની સર્વ વાર્તા તે મંગલ શેઠને કહી હતી તથા તેમની આજ્ઞાથી પોતાના કુશળ સમાચાર આદિનું પત્ર લખીને, ત્યાંથી પંથ કરવામાં સાવધાન અને ચતુર એવા માર્ગના ભોમીયાને આપીને ગૃહપ્રવેશ કરચા પછી, વાહનસહિત તત્કાલ વિદાય કાર્યો હતો, એ આલસ્ય ત્યજીને માર્ગ કાપતો જતો હતો.

આ પ્રકારે શ્રીરંગશેઠના ત્રણ પુત્ર તેમના ઉગ્ર પુણ્યથી મહાભયમાંથી ઉગરીને મોટી સંપત્તિને પામ્યા, તથા સુખમાં દિવસ ગાળવા લાગ્યા. પણ તેમના સુખસમાચાર જેમને હજી મળ્યા નથી એવા શ્રીરંગશેઠ તે ત્રણે પુત્રની માતા, અને તે ત્રણે પુત્રની ત્રણ સ્ત્રિયોસહિત અતિ ખેદથી સમુદ્રના તીરઉપર આવેલા પોતાના બાગમાં રહીને તથા શિવાર્ચનાદિ સત્કર્મ કરવાનો આરંભ કરીને વિવિધ પુણ્યદાન કરતા તથા વ્રતાદિ દેહદમન કરતા દિવસ વ્યતીત કરતા હતા.

દિવસઉપર દિવસ જવા લાગ્યા અને કોઈના પણ સમાચાર આવ્યા નહિ ત્યારે તે ત્રણે પુત્રની સ્ત્રિયોએ પોતાનાં સાસુને રુદન કરતાં કહ્યું: હે ધર્મમાતા! હવે અમારાં હૃદયમાં ધૈર્ય રહેતું નથી, તેથી તમે અમને અનશન વ્રત કરીને શરીર પાડવાની આજ્ઞા આપો.

આ પ્રકારનાં પુત્રવધૂનાં વચન સાંભળીને તથા તે પુત્રવધૂનાં નેત્રમાંથી અખંડિત વહ્યા કરતી અશ્રુની ધારાઓને જોઈને તથા શોક અને કષ્ટથી રુધિરાદિ ધાતુઓનાં શોષણથી અતિકૃશ થયેલાં તેમનાં શરીરોને જોઇને હૃદયમાં પુત્રવિરહની જ્વાલાવાળી તે શ્રીરંગ શેઠની પત્ની શ્રીમતી, તે પુત્રવધૂને ઉત્તર આપતાં સંકોચ પામીને પોતાના પતિસમીપ દીન મુખવાળી તે વધૂઓને સમીપ રાખીને આવી બેશીને આ પ્રકારે વદવા લાગી.

શ્રીમતી કહે છે: હે ભગવન્! શ્રીસાગરને શોધવા ગયેલો મુનીમ તથા આપ પાછા આવ્યા તેને પણ વધારે દિવસ થવા આવ્યા; તોપણ હજી

પુત્રોના સમાચાર આવ્યા નહિ તેથી હવે આ મારું હૃદય તથા આ પુત્રવધૂઓનાં હૃદય ધીરજ ધરતાં નથી. અરેરે ! સમુદ્રના ઉંડા જલમાં પડેલા મારા પુત્રો કુશળ શી રીતે આવે ? જગતના પતિ પરમેશ્વરવિના એવા સ્થાનમાં મારા એ રંક પુત્રોનું રક્ષણ કોણ કરે ? અરેરે ! હું હીનભાગ્યવાળીની તથા આ સુકોમળ હૃદય અને શરીરવાળી સદાચરણી વહૂઓની હજી દૈવને દયા કેમ આવતી નથી ? અરે ! દેવના સરખા રૂપગુણવાળા, ઘણે કષ્ટે ઉછરેલા, પ્રાણથી પણ પ્રિય માનેલા, અને જેમને મેં કદી પણ દૃષ્ટિથી દૂર નથી કર્યા એવા પુત્રોનું સમુદ્રમાં પડવું સાંભળીને આ મારું હૃદય ફાટયું નહિ એ તે કેવું કઠોર હશે ? અરે ! આ રાત્રિદિવસમાં નહિ મીચાતાં નેત્રમાંથી વહેતી ઉષ્ણ જલની અખંડ ધારાઓ જતાં પણ મારો અંતરનો અગ્નિ ઓલાતો નથી, અને આ પ્રાણ પણ છુટતા નથી ! કુલવન્તી આ પુત્રવધૂઓને રાત્રદિવસ રુદન કરતી અને ટળવળતી જોઇને પણ આ દુષ્ટ જીવાત્મા દેહ ત્યજીને જતો નથી ! હવે હું શું કરું અને કયાં જાઉં ? અરેરે ! સમુદ્રના ઉંડા જલમાં વસેલા મારા પુત્રોનાં, હે માતા ! એમ વદતાં પ્રસન્ન મુખ હવે મને કોણ દેખાડે ? મારા દુઃખની દાઝ જાણનારા અને સદા આજ્ઞાનું પાલન કરનાર મારા પુત્રો કુશળ છે અને આવે છે એવી વધામણીના શબ્દો હું દુર્ભાગીણીને કાને કયાંથી પડે ? હે પતિ ! હવે તો મને તથા આ પુત્રવધૂઓને અનશન વ્રત કરીને આ શિવાલયમાં શરીર પાડવાની આજ્ઞા આપો. મારો સુખદાતા સૂર્ય અસ્ત પામ્યો છે, અને દુઃખ આપનારી રાત્રિ જીવનમાં આવી છે તે ટળશે અને સુખદાતા સૂર્ય પાછો ઉગશે એવી આશા મને બંધાતી નથી. અરેરે ! જો હું જાણતી હોત કે મારા પુત્રોને આ વિકરાલ સમુદ્ર પોતાના ઉદરમાં લઇને પાછો આપવાનો નથી તો હું કુમકુમનાં ચાંદલા કરીને અક્ષત ચોઢીને મારા લાડમાં ઉછેરેલા દિકરાઓને વહાણે ચઢવા વિદાય કરત નહિ.

અરે ! જેનાં ઇંડા સમુદ્રે લીધાં હતાં તે ઇંડાં મૂકનાર રાંક ટિટ્ટિભ પક્ષીની દયા પણ એ સમુદ્રને આવી ન હતી. જ્યારે તે ટિટ્ટિભીના પતિ ટિટ્ટિભ પક્ષીએ સમુદ્રને શોષીને પોતાની પ્રજા પ્રાપ્ત કરવાનો દૃઢ ઉદ્યોગ કર્યો ત્યારે ગરુડજીના સાહાય્યથી ભય પામેલા એ સમુદ્રે તેનાં ઇંડાં પાછાં આપ્યાં હતાં. તે રાંક ટિટ્ટિભીની પેઠે હું રાંકના પુત્રોને સમુદ્રે લીધા છે, તે મારી દયાથી પાછા આપે એમ જણાતું નથી. માટે હે ભગવન્ ! આપ તે ટિટ્ટિભ પક્ષીની પેઠે કાંઇપણ દૃઢ ઉદ્યોગ કરો. અને તેણે જેમ ગરુડના સાહાય્યથી સમુદ્રને ભય પમાડ્યો હતો તેમ આપ તે ગરુડના પતિ ભગ-

વાન્‌નું સાહાય્ય પ્રાપ્ત કરીને એ સમુદ્રને ભય આપો, અને મારા પુત્રો મને અપાવો. હવે પુત્રોને દીઠા વિના મને શાન્તિ થવાની નથી.

હે સ્વામિન્! આ હું તો આપના આગળ મારા હૃદયની વેદનાને પ્રકટ કરું છું, પણ જેને પોતાનું હૃદય કોઈના આગળ પણ ખાલી કરવાનું રહ્યું નથી એવી આ પુત્રવધૂઓની અંતરૂની જ્વાલાઓ કેવે પ્રકારે શમે એનો આપ વિચાર કરો. જેમ કૂપની છાયા કૂપમાં જ શમે છે તેમ એમનો અંતરગ્નિ અંતરૂમાં જ પ્રજ્વલિત રહે છે. એમનું દુ:ખ જોઈને મારાથી સહન થતું નથી.

આ પ્રકારનાં પોતાની સ્ત્રીનાં ચિત્તવેધક વચનો શ્રવણ કરીને **શ્રીરંગ** શેઠ બોલ્યા : હે સ્ત્રિ ! તું થોડું ધૈર્ય રાખ. મને વિશ્વાસ છે કે **પર**માત્મા આપણાં સર્વનાં અન્તઃકરણને શાન્તિ આપશે. તમારા સર્વનાં દુઃખને હું જાણું છું પણ નિરુપાયથી તે સહન કરી રહ્યો છું. મારું તેમ અન્ય સર્વનું અંતર્ એમ જ જણાવે છે કે આપણા પુત્રને કુશલ છે. સંસારમાં દુઃખનું આવવું એ કાંઈ આશ્ચર્ય પમાડનાર નથી. સર્વને દુઃખ તો આવે છે અને આપણને પણ આવ્યું છે. જેમ આવેલો મોટો રોગ તત્ક્ષણ મટતો નથી તેમ આવી પડેલી મોટી આપત્તિ કે દુઃખ તત્ક્ષણ મટતું નથી, પણ ધીરે ધીરે મટે છે. માટે હે સ્ત્રિ ! તું ધૈર્ય રાખ અને સર્વને પણ ધૈર્ય આપ. આપણા પુત્રો કુશળ આવે અને આપણા કુટુંબનો આ પ્રકારે શોકથી નાશ થયો જાણે તો તે તત્કાલ શરીર પાડી નાંખે અને તેથી મોટો અનર્થ થાય. માટે શાન્તિને પામો, અને જેમ આટલા દિવસ કાઢ્યા છે તેમ વળી થોડા કાઢો. આપણા દુઃખથી ઘણા સજ્જનો દુઃખી છે, પણ તેમનો કોઈનો આ સ્થળે ઉપાય ચાલે એમ નથી. હે સુવિચારવાળિ ! તું વિચાર કર અને પુત્રવધૂઓને સમાધાન આપ. મને રાત્રિમાં નિદ્રા આવતી નથી તો પણ સ્વપ્નાવસ્થા આવે છે તેમાં હું નિત્ય સુસ્વપ્નને જોઉં છું, તેથી પણ મને વિશ્વાસ છે કે કોઈ પ્રકારે અનિષ્ટ થયું નથી. મારી એ જ આજ્ઞા છે કે તમે સર્વ ચિત્તની પ્રસન્નતા જાળવો અને એકચિત્તથી વિઘ્નમાત્રના હરનાર વિઘ્નવિનાશક ઇશ્વરનું સ્મરણ કરો. આપત્તિ તથા દુઃખથી મુક્ત થવાનો એ જ મુખ્ય ઉપાય છે.

આ પ્રકારનાં પતિનાં વચનોને શ્રવણ કરીને **શ્રીમતી** બોલ્યાં : હે ભગવન્! આપ વદો છો, તેમ અમે સર્વ વિચારીને આજસુધી તો ધૈર્ય ધરી રહ્યાં છીએ, પણ હવે એ ધૈર્ય ટકી રહેતું નથી. આપને પાછા પધારયે આજે પૂરા પચીશ દિવસ થયા છે તો પણ હજી ત્રણમાંથી કોઈના પણ

સમાચાર આવ્યા નહિ. કહો હવે અમારું સ્ત્રીજાતિનું કેટલું ગજું કે અમે ધૈર્ય રાખીએ ? માટે જેમ ઘટે તેમ કોઈ વિશેષ ઉપાય લક્ષમાં આવે તો કરો, અને અમારા દુઃખનો અન્ત આણો.

શ્રીરંગશેઠ કહે છે: હે કલ્યાણિનિ ! તારું કલ્યાણ જ છે એમ જાણ. તને આ સત્ય વચન ઈશ્વિરસત્તાથી કહું છું કે જેમ આ પચીશ દિવસ ગાળ્યા તેમ બીજા પાંચ દિવસ ગાળો, અને પછી જો કાંઈ ભાઇઓના રુડા સમાચાર ન આવે તો આપણે સર્વ જેમ તને રુચશે તેમ કરશું; પણ મને નિશ્ચય ભાસે છે કે પાંચ દિવસમાં ઈશ્વિર આપણ સઉને હસતે મોંઢે ઉઠાડશે. તમે સર્વ ચિન્તારહિત રહો.

આ પ્રકારે વાર્તા કરે છે, એટલામાં સેવકે આવીને કહ્યું કે મહાદાન લેવાની આશાથી ત્રણ પ્રવાસી બ્રાહ્મણો આવીને દ્વારમાં ઉભેલા છે. આજ્ઞા હોય તો બોલાવું. શ્રીરંગશેઠે પૂજનાદિની સામગ્રી તૈયાર કરાવીને આજ્ઞા આપી કે એક એક બ્રાહ્મણને વારા ફરતી બોલાવ, અને બીજાને બોલાવતાસુધી બાકીનાને માનથી ત્યાં બેસાડ. સેવકે બોલાવી આણેલો એક બ્રાહ્મણ આવીને આશીર્વાદ આપીને આપેલા આસને બેઠો. તેને શ્રીરંગશેઠે પૂછ્યું: હે પવિત્ર બ્રાહ્મણ ! આ સંસારના સ્વરૂપસંબન્ધે તમે શો નિશ્ચય કર્યો છે ?

પ્રથમ બ્રાહ્મણ કહે છે: હે શ્રીમાન્! હે દાતા ! જેમ આ વાયુમાં સ્પન્દ થાય છે, જેમ અગ્નિથી વિસ્ફુલિંગ પ્રકટે છે,જેમ જલમાં તરંગાદિ ઉપજે છે, અને જેમ આ મનમાં નાનાવિધિ સંકલ્પો ઉઠે છે, તેમ મૂલ પ્રકૃતિમાં વ્યાપી રહેલ ચેતનસત્તાબળથી વેગવડે પ્રકૃતિસ્વભાવ જાગ્રત્ થવાથી તે પ્રકૃતિસ્થાનમાં આ વિચિત્ર પ્રતીત થતું જગત્ ઉપજી આવે છે અને તે પ્રકૃતિમાં સ્ફુટ થએલો મૂળ એક વેગ પોતાનાં પરંપરાએ થતા વેગોને જ્યારે શમાવતો નિઃસત્ત્વ થઈ શમે છે ત્યારે આ પ્રતીત થતું જગત્ કારણાકાર થતું મૂલ પ્રકૃતિમાં પુનઃ શમી રહે છે. આ પ્રકારે ઉપજતું જગત્, જ્યાંસુધી જીવત્વનું નિર્વાહક 'આ હું છું' 'આ અન્ય છે' એવું પૃથક્ અભિમાન બલપૂર્વક વિદ્યમાન હોય છે ત્યાંસુધી તે વ્યષ્ટિભેદવાળું હોય છે, અને એ વ્યષ્ટિભેદ જ્યાં સુધી છે ત્યાંસુધી ભય અને દુઃખવાળું છે, જેથી ભેદભાવની નિવૃત્તિપૂર્વક અભિમાનનો અભાવ તે જગદભાવ છે, અને ભેદભાવપૂર્વક જે અહંસ્ફૂર્તિ છે તે આ જગત્ છે.આ પ્રકારનું તો આ સંસારનું સ્વરૂપ ગણાયું છે.એ સંસારનો નિર્વાહક હેતુ પ્રવૃત્તિ છે. અહંપૂર્વક જ્યાંસુધી પ્રવૃત્તિ થતી હોય છે,ત્યાંસુધી આ જગત્ ટકી રહે

છે. જે સદા પ્રવાહની પેઠે વહ્યા જ કરે છે, તથા જે કદાચિત્ પણ નિ-ર્વિકારપણે સ્થિર હોય નહિ તે સંસાર છે. આવા પ્રવાહરૂપ અને વિકારી સંસારને અનુભવતો જે પ્રવૃત્તિયુક્ત છે તે સંસારી છે. જ્યાંસુધી સંસારી-પણામાં સ્થિત છે ત્યાંસુધી તે દુઃખી છે. સંસારીપણાના અભાવે દુઃખા-ભાવ હોય છે. પ્રવૃત્તિના અભાવે સંસારીપણાનો અભાવ અને સંસારી-પણાના અભાવે મુક્તત્વ છે. હે દયાલો! આ સૂક્ષ્મમાં જેવું જાણ્યું છે તેવું સંસારનું સ્વરૂપ કહ્યું છે.

**શ્રીરંગ** શેઠે પૂજન કરીને તેને મહાદાન આપીને નમસ્કાર કરી વિદાય કર્યો અને બીજા બ્રાહ્મણને બોલાવ્યો. તે આવીને આપેલા આ-સને બેઠો ત્યારે **શ્રીરંગ** શેઠે પૂછ્યું : હે બ્રહ્મન્! આ જગતમાં પ્રાપ્તવ્ય-સંબન્ધમાં શો નિશ્ચય કર્યો છે તે કૃપા કરીને કહો.

બીજો બ્રાહ્મણ કહે છે : હે ધનદ! આ સંસારમાં દુઃખનો અભાવ અને સુખાનુભવ એ બેને સર્વ સમર્થ પુરુષોએ મેળવવા યોગ્ય ગણ્યું છે. કેમકે દુઃખ કોઈની પણ પ્રીતિનો વિષય નથી. અને સુખ સર્વની પ્રી-તિનો વિષય છે. જીવત્વનું જાગવું થયેથી પ્રથમ પ્રાપ્તવ્યરૂપ વિષયસુખ છે. ઉત્તમોત્તમ વિષયસુખની અભિલાષા એ જીવભાવનો પ્રથમ ઉઠતો વેગ છે. તે અભિલાષા પૂર્ણ કરવાને અર્થાત્ ઉત્તમોત્તમ વિષયસુખોને પ્રાપ્ત કરવામાં ધનાદિ સંપત્તિની આવશ્યકતા હોય છે તેથી બીજું પ્રાપ્તવ્યરૂપ ધનાદિ સંપત્તિ છે.તે ધનાદિ વિષયપદાર્થ વિદ્યાકલાઆદિ અનેક ગુણોવિના પ્રાપ્ત થતા નથી તેથી ત્રીજું પ્રાપ્તવ્ય વિદ્યાકલાઆદિ ગુણો છે. ગુણોથી તથા વિષયોથી પણ રોગીને દુર્બલ કે અલ્પ આયુષ્યવાળાને ઘટિત સુખા-નુભવ થતો નથી, તેથી નીરોગતા, ઉત્તમ પ્રકારનું શારીરક તથા માનસ બલ અને દીર્ઘ આયુષ્ એ ચોથું પ્રાપ્તવ્ય છે. રોગરહિતપણું, બલ તથા આયુષ્ અને વિષય પ્રાપ્ત હોય તો પણ વિષયવિષયીનો સંબન્ધ નિત્ય નથી, તેમ જ મનના અસ્થિરપણાથી પ્રાપ્તવિષયમાં જ સુખબુદ્ધિ હોતી નથી, તેથી વિષયવિષયીનો નિત્ય સંબન્ધ તથા મનની સ્થિરતા એ પાંચમું પ્રાપ્તવ્ય છે. આ વિષયો વિકારી છે,અને તેની અપેક્ષાથી સઉ વિષયી પણ વિકારી છે, તેથી તે વિકારી પદાર્થની નિત્ય નિર્વિકાર સ્થિતિ હોતી નથી; તેમ જ વિકારીના સંબન્ધવાળું મન પણ વિકારી અવસ્થારૂપ અસ્થિરતાને ત્યજતું નથી, તેથી નિર્વિકાર અને નિત્ય એવો જે વિષય, તેની અપેક્ષા-વાળી વિષયીની અવસ્થા, તથા મનના અને વિકારી વિષયના સંબન્ધનો ઉચ્છેદ એ છઠ્ઠું પ્રાપ્તવ્ય છે, અને તે વિકારી વિષયના સંબન્ધના અ-

ભ્યાસવાળા મનને વિકારી સંબન્ધથી રહિત કરવા અર્થે સર્વ વિકારી વિષયમાં દુઃખરૂપતાનો નિશ્ચય એ સાતમું પ્રાપ્તવ્ય છે. દુઃખરૂપતાના નિશ્ચયથી પ્રાપ્ત થતી વિવેકવિરાગાદિ સંપત્તિ એ આઠમું પ્રાપ્તવ્ય છે. તે સંપત્તિદ્વારા પ્રાપ્ત થતો નિર્વિકાર નિત્યસ્વરૂપનો સંબન્ધ એ નવમું પ્રાપ્તવ્ય છે. અને તે સંબન્ધથી પ્રાપ્ત થતો નિત્ય નિર્દોષ સ્વરૂપસુખાનુભવ એ દશમું પ્રાપ્તવ્ય છે. હે જ્ઞાતા ! આ નિત્ય સ્વરૂપસુખાનુભવ એ જ આ જગત્માં અન્તિમ પ્રાપ્તવ્ય છે. એથી અન્ય કોઈ વસ્તુ પ્રાપ્તવ્ય નથી. આ સૂક્ષ્મમાં જેવો જાણ્યો છે એવો પ્રાપ્તવ્યનો નિશ્ચય કહ્યો છે.

આટલું બોલીને મૌન રહેલા તે બ્રાહ્મણને શ્રીરંગશેઠે મહાદાન આપીને નમન કરીને વિદાય કર્યો. પછી ત્રીજા બ્રાહ્મણને બોલાવ્યો. તે આપેલા આસને બેઠો. પછી તેને શ્રીરંગશેઠે આ પ્રમાણે પૂછ્યુંઃ હે બ્રાહ્મણ ! આ જગત્માં કર્તવ્યસંબન્ધમાં આપે શો નિશ્ચય કર્યો છે, તે કૃપા કરીને કહો.

ત્રીજો બ્રાહ્મણ કહે છે: આ સંસારવૃક્ષને સુખ તથા દુઃખ એમ બે ફલ છે. તેમાં સુખ ધર્મથી અને દુઃખ અધર્મથી પ્રાપ્ત થાય છે, તેથી તેમ જ સુખ સર્વની ઇચ્છાનો વિષય છે તેથી મનુષ્યને સુખ આપનાર ધર્માચરણ જ કર્તવ્યરૂપ છે. પ્રથમ પોતપોતાના વર્ણાશ્રમધર્મનું પાલન કરવું ઉચિત છે. ચોરી અને છલ ત્યજીને વ્યવહારધર્મને સેવવા. મોહ ત્યજીને ધનાદિ પદાર્થોનો ભોગ તથા સદ્વ્યય કરવો. પરોપકાર કરવો. પ્રાણિમાત્રપર સામાન્ય સ્નેહ રાખવો. સર્વ પ્રાણિપર દયા રાખવી. સદા ચિત્તની પ્રસન્નતા રાખવી. દોષવાનના દોષ જાણીને તેની ઉપેક્ષા કરવી. તેમના સંસર્ગથી રહિત રહેવું. પદાર્થમાત્ર નાશવાન્ છે, અને અવિનાશી ઈશ્વર છે, માટે સઘળા નાશવાન્ પદાર્થોપ્રતિની આસક્તિ છોડવી અને પરમેશ્વરમાં પ્રીતિ સ્થાપવી. ઉપાધિજન્ય જગત્સુખની અધિક સ્પૃહા ન કરતાં વાસ્તવ સુખની સાચી સ્પૃહા કરવી.તાપ વૃષ્ટિ અને શીત,તથા અન્ય આધિવ્યાધિઆદિથી જન્ય દુઃખને સહન કરવાનો સદા સ્વભાવ રાખવો. ઇન્દ્રિય તથા અન્તઃકરણનો નિગ્રહ રાખીને તેમનો જય કરવો. સત્યવ્રત આગ્રહપૂર્વક પાળવું. સદ્ગુરુ તથા સત્શાસ્ત્રમાં વિશ્વાસ રાખવો. એક દિવસ મૃત્યુસમયે જ્યારે આ સર્વ પ્રાણિઓનો આશ્રય છૂટે છે ત્યારે સર્વના આધારરૂપ માત્ર ઈશ્વર જ છે,અને તેથી કરીને તેજ નિરન્તર આશ્રય કરવા યોગ્ય છે દૃઢ એવો નિશ્ચય કરવો. સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્રઆદિ પદાર્થો, મારા

છે, અને હું એમનો છું, એમના દુઃખે હું દુઃખી, અને તેમના સુખે હું સુખી એવા પ્રકારના ભાવથી જે દૃઢ મમત્વભાવ બંધાય છે, તેનાથી મુક્ત થવું. વળી દૃઢ મમત્વ તથા દૃઢ અહંકાર જો જીવને પ્રાપ્ત હોય છે તો પછી તે અહંમમ સહસા જીવથી ન છૂટી શકે એવી ગ્રંથીરૂપ થઈ રહે છે; જેને વિદ્વાનોએ મહામોહ કહ્યો છે, તેનાથી પણ છૂટવું. વિષયપદાર્થસમ્બન્ધી ઉઠતી વાસનાને શુદ્ધ મોક્ષવાસનાવડે ત્યજવી; અને અન્તમાં તે મોક્ષવાસનાના વિલાપનપૂર્વક જીવન્મુક્ત થઈ સ્વરૂપે સ્થિત થવું, એ જ કર્તવ્ય છે. હે પ્રાપ્તવિવેક મહાપુરુષ ! જે કલ્યાણની ઇચ્છાવાળો પુરુષ પૂર્વ પૂર્વ સાધનોને સિદ્ધ કરતો ઉત્તર ઉત્તર સાધનોનો અધિકારી થાય છે તેને જીવન્મુક્તિસુખઅર્થે આ જગતમાં જે જે પ્રકારની અંતર્બહિર્ ક્રિયાથી વાસનાક્ષય, મનોલય, અને તત્ત્વજ્ઞાન થાય છે, તે તે સર્વ ક્રિયાઓ અંતિમ કર્તવ્યરૂપ છે. અદૃષ્ટ બલથી પ્રાપ્ત—અપ્રાપ્ત પદાર્થોમાં સંતોષ માનીને વિહિત આચાર સેવવાનો અભ્યાસ રાખનાર મનુષ્ય જો વ્યવહારભારને ક્રમપૂર્વક વહન કરી રહ્યો હોય છે તો સહજમાં આ સંસારને તરે છે. દુસ્તર દુઃખરૂપ સંસારને તરવો એ જ જીવમાત્રનું મુખ્ય કર્તવ્ય છે. હે શાન્તાત્મન્ ! આ પ્રકારનો કર્તવ્યનો નિશ્ચય જાણવામાં છે તે સંક્ષેપમાં કહ્યો છે.

એમ બોલી મૌન રહેલા તેને **શ્રીરંગ**શેઠે વિધિવત્ મહાદાન અર્પ્યું. તે લઈને તે બ્રાહ્મણ આશીર્વાદ વદીને ગયો.

સાયંકાળ થવાથી સર્વ વ્યવહારથી નિવૃત્ત થઈને પછી તે સર્વ દુઃખગ્રસ્ત પ્રાણિઓએ તપ્ત અન્તઃકરણ તથા અપ્રસન્નતાવડે પ્રાણના પોષણાર્થે, ઈશ્વરના પ્રસાદરૂપ ગણીને રુચિપ્રમાણે આહાર કર્યો. અને સૂર્યાસ્ત થયા પછી પોતપોતાને સ્થાને ઇષ્ટસ્મરણ કરતાં અસ્વસ્થપણે રાત્રિ વ્યતીત કરી. બીજે દિવસે સૂર્યોદય થતાં પૂર્વે સ્નાન કરીને તે સર્વ પોતપોતાનું કર્તવ્યકર્મ કરવા લાગ્યાં. તે રાત્રે સર્વને સુસ્વપ્ન થયાં તેની વાર્તા એકબીજાને કરવા લાગ્યાં, અને તેથી પરસ્પરને ધૈર્ય આપતાં ઈશ્વર આપણું શુભ સત્વર કરશે એવો નિશ્ચય કરવા લાગ્યાં. તે પુત્રવધૂઓનાં સ્વપ્નની વાર્તા જાણીને **શ્રીમતી શ્રીરંગ**શેઠને કહેવા લાગ્યાં : હે ભગવન્ ! આ રાત્રે મને તથા આ ત્રણે પુત્રવધૂઓને સુસ્વપ્ન થયાં છે. તે એવાં કે જાણે ત્રણે પુત્રને મેં ઘરમાં ફરતા જોયા. પુત્રવધૂઓએ મારા ત્રણે પુત્રોને હસ્તિઉપર ચઢેલા અને શોભાથી દ્વારસમીપ આવેલા જોયા. એ ત્રણેને એક પ્રકારનું સ્વપ્ન થયું એ આશ્ચર્યવાર્તા છે. આ સ્વપ્ન જોયાથી નિત્યકરતાં એ ત્રણેને આજે ઓછો સંતાપ થતો હોય એમ મને ભાસે છે. આ પ્રકારનાં સ્ત્રીનાં વચનો શ્રવણ કરીને તે **શ્રીરંગ**શેઠ

બોલ્યા: હે ભદ્રે ! આ રાત્રે મને પણ સ્વપ્ન થયું છે. તે એવું કે જાણે કોઈ મારા પુત્ર કુશલ છે એવા સમાચાર લાવ્યું અને મેં પ્રસન્ન થઇને તેને વધામણીમાં મૂલ્યવન્ત પદાર્થો આપ્યા.આથી એમ ભાસે છે કે આપણુને સર્વને સુસ્વપ્ન થયાં છે તેથી હવે સુખના દિવસ સમીપ છે.

આ પ્રમાણે વાર્તા કરીને **શ્રીરંગ**શેઠ પ્રસન્ન ચિત્તથી ઉત્સાહવડે દાન આપવા બેઠા અને નિત્યનિયમપ્રમાણે બ્રાહ્મણો પોતપોતાનું કર્તવ્યકર્મ જે પૂજનજપપાઠાદિ હતું તે કરવા લાગ્યા. આ પ્રમાણે પોતપોતાના વ્યવહાર કરતાં, દિવસના ત્રણ પ્રહર વ્યતીત થયા એટલામાં એક પ્રવાસી મનુષ્ય ઘોડો દોડાવતો **શ્રીરંગ**શેઠનું નામ પૂછતો પૂછતો ત્યાં આવી પહોંચ્યો. સેવકે **શ્રીરંગ**શેઠની આજ્ઞા મેળવીને તેને પ્રવેશ કરાવ્યો. તેણે નમન કરી **શ્રીરંગ**શેઠનાં હસ્તમાં પત્ર મૂક્યું.પત્રના ઉપર **શ્રીકંઠ**ના હસ્તાક્ષર જોઈને શેઠ એકાએક હર્ષથી ‘ અરે ! આ તો **શ્રીકંઠ**ના સમાચારનું પત્ર છે’ એમ બોલી અન્તઃપુરમાં પ્રવેશતાં વાંચવા લાગ્યા. **શ્રીમતી**ને અને અન્ય સર્વને જાણ થવાથી તેઓ હર્ષાશ્રુસહિત સન્મુખ દોડી આવ્યાં, અને **શ્રીરંગ**શેઠે પત્ર સર્વ સાંભળતાં વાંચ્યું. **શ્રીકંઠે** સમુદ્રમાં પડ્યો ત્યારથી તે જે પ્રકારે સમુદ્રમાંથી નીકળીને **શ્રીમંગલ** શેઠને ઘેર ગયો તથા ત્યાં જે જે થયું તે તથા **શ્રીમંગલ**શેઠનો અભિપ્રાયઆદિ સર્વ લખ્યું હતું. તે વાંચતાં **શ્રીરંગ**શેઠનાં તથા અન્ય સર્વનાં નેત્રમાંથી હર્ષાશ્રુની ધારાઓ ચાલી અને રોમાંચ થયાં. બાગમાં અને નગરમાં અલ્પ કાલમાં આ વાર્તા વિજળીના ચમકારાની પેઠે પ્રકટ થઈ ગઈ, તેથી રાજાસહિત સર્વ સજ્જનો પ્રસન્ન થયા. **શ્રીકંઠ**ની સ્ત્રીને આનન્દનો પાર રહ્યો નહિ. હર્ષથી શરીરમાં એકાએક જાણે નવીન સામર્થ્ય અને શોભાનો પ્રવેશ થયો હોય એમ ભાસવા લાગ્યું. **શ્રીરંગ**શેઠે પોતાની સ્ત્રીને તથા **શ્રીસાગર** અને **શ્રીભદ્ર**ની સ્ત્રીને ધૈર્ય આપતાં કહ્યું કે તમે સર્વ ચિન્તામુક્ત રહી પરમાત્માનું સ્મરણ કરો. ઈશ્વર તમારું અલ્પ કાલમાં કલ્યાણ કરશે. ત્યાર પછી **શ્રીરંગ**શેઠે બહાર આવીને પત્ર લાવનારને તત્કાલ વસ્ત્રાલંકાર આપીને ઉતરવાનું સ્થાન અપાવ્યું, તથા તેમનું આતિથ્ય કરવા તેમને સ્વતંત્રપણે સેવકો સોંપ્યા. એ દિવસ પુણ્યકર્મ કરતાં વ્યતીત થયો, અને તે જ પ્રમાણે રાત્રિ વ્યતીત થતાં સૂર્યોદય થયો. સૂર્યોદય થયેથી નિત્યનિયમાનુસાર **શ્રીરંગ**શેઠ આનન્દથીદાન અર્પવા બેઠા છે એટલામાં સેવકે આવી સમાચાર કહ્યા કે વિદેશી મનુષ્ય દ્વારે આવી પ્રવેશવા ઇચ્છે છે. તેને આજ્ઞા આપી અને સેવકે તે પ્રવાસીનો ત્યાં પ્રવેશ કરાવ્યો. પ્રવેશીને પ્રવાસીએ **શ્રીરંગ**શેઠના હસ્તમાં પત્ર આપીને નમન કર્યું. પત્રને જોતાં જ **શ્રીરંગ**શેઠ મોટા હર્ષપૂર્વક બોલી ઉઠ્યા કે અરે !

આ તો શ્રીભદ્રના હસ્તાક્ષરનું પત્ર છે. ગૃહમાં પ્રવેશતાં હર્ષઘેલાસરખા તે શ્રીરંગશેઠ શ્વાસભરચા અન્તઃપુરમાં આવે છે તેવામાં સમાચાર સાંભળી સન્મુખ આવતાં સર્વને જોઈને વદ્યા કે અરે! આ તો શ્રીભદ્રના કુશલ-સમાચાર આવ્યા છે, સર્વ શ્રવણ કરો. પત્ર વાંચ્યો તેમાં સમુદ્રમાં પડ્યા ત્યારથી તે વૃદ્ધ રાજાને ત્યાં પ્રાપ્ત થતા સુધીનું તથા તે રાજાના અભિ-પ્રાયસહિત ત્યાં થયેલા સમારંભનું સર્વ વર્ણન આવ્યું તે વાંચતાં અને સાંભળતાં સર્વને અપરિમિત આનન્દ થયો. શ્રીભદ્રની સ્ત્રીને તો જે સુખનું ભાન તે ક્ષણે થયું તે તો અવર્ણનીય જ હતું. આ પ્રકારે જેમનું કાલબલ અનુકૂલ થયું છે એવા એ શ્રીરંગશેઠ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા કે હે સ્ત્રિ! જો તારી ઇચ્છા હોય તો હવે વાદ્યાદિના મંગલનાદ કર-વાની અને ઉત્સવનાં ચિહ્નો સ્થાપવાની આજ્ઞા સેવકોને આપું. તે સાંભ-ળીને તે ધર્મપત્ની બોલ્યાં: હે ભગવન્! સર્વથી પ્રથમ જેના દુઃખપ્રદ સમાચાર સાંભળ્યા છે, અને જે શોધતાં પણ જડયો નથી, એવા મારા શ્રીસાગરના સુખસમાચાર જાણ્યાવિના મને પૂર્ણ આનન્દ શી રીતે થાય? આપ વિચાર કરો. હું માતાને સર્વ સમાન છે. વળી જેનું હૃદય નિરન્તર ક્લેશથી પ્રજળ્યા કરે છે એવી આ શ્રીસાગરની સ્ત્રીનું મન પ્રસન્ન થયા વિના આપણા દ્વારમાં થતા વાદ્યંત્રના નાદ શોભાને કેમ પામે? તેમ તે આપણા અન્તઃકરણને પણ સુખ કેમ ઉપજાવે? માટે શ્રીસાગરના સમા-ચાર આવવા દો. શ્રીરંગશેઠે કહ્યું: હે કુલવતિ! મને વિશ્વાસ છે કે આ-પણો શ્રીસાગર કુશલ છે, અને તેના શુભ સમાચાર લાવનારનાં પણ જાણે પગલાં વાગી રહ્યાં છે. તો પણ ભલે તારી એમ ઇચ્છા છે તો તેના સમાચાર આવ્યા પછી સર્વ થઈ રહેશે. આ પ્રમાણે વદીને બહાર આ-વીને સમાચાર લાવનારને વસ્ત્રાભૂષણ આપીને વિધિવડે ઉતારો અપાવ્યો, અને વળી પોતાનાં ધર્મકૃત્ય કરવા લાગ્યા. આ વાર્તા પણ વાયુવેગે આખા નગરમાં પ્રસરી ગઈ,અને રાજાસહિત સર્વ સજ્જનો સવિશેષ પ્રસન્ન થયા. શ્રીરંગશેઠ ઉત્સાહપૂર્વક દાન કરવા બેઠા,અને યાચકોનાં મન પ્રસન્ન કરતાં કરતાં દિવસનો અન્ત આણ્યો. ઇષ્ટસ્મરણ કરતાં રાત્રિ વ્યતીત થઈ. શ્રીસાગરની સ્ત્રીને સર્વ નાના પ્રકારથી સમાધાન આપતાં હતાં, અને સદ્વિ-ચારના સામર્થ્યવાળી તે સ્ત્રી પણ વિચારબલથી ઇષ્ટના વિશ્વાસે તે સમાધાન માનતી હતી. શ્રીરંગશેઠે નિત્યનિયમાનુસાર કરવાના વિધિને કરીને પછી દાન આપવાનો આરંભ કર્યો. તે દિવસના પણ ત્રણ પ્રહરપર્યંત વિવિધ દાન બ્રાહ્મણોને આપ્યાં.ચોથો પ્રહર થયો પણ શ્રીસાગરના કાંઈ સમાચાર

આવ્યા નહિ,તેથી સર્વ અંતરમાં આશા અને ચિન્તાપૂર્વક ઇષ્ટસ્મરણ કરતાં હતાં એટલામાં એ દિવસથી જાણી રહેલા સેવકે નવીન પ્રવાસીને **શ્રીરંગ**-**શેઠને** પૂછતો આવતો જોયો કે તત્કાલ તેને પ્રથમ **શ્રીરંગશેઠની** આજ્ઞા મેળવ્યા પૂર્વે જ **શ્રીરંગશેઠ**સમીપ આણ્યો. પ્રવાસીએ પત્ર હાથમાં કાઢ્યો ત્યાંથી જ **શ્રીરંગશેઠને** હર્ષ પ્રકટ્યો. **શ્રીસાગરનો** જ એ પત્ર હશે એવા અનુમાનથી તત્કાલ પત્ર લીધો અને જોતાં તરત **શ્રીસાગરના** હસ્તાક્ષર ઓળખ્યા, અને પ્રસન્ન થઈ બોલ્યા કે અરે ! આ **શ્રીસાગરના** કુશલસમાચાર આવ્યા છે. તે સાંભળતાં જ ઘરમાંથી **શ્રીસાગરની** માતા તથા તેની સ્ત્રી હર્ષથી દોડી આવ્યાં; અને તેમના પાછળ સર્વ આવ્યાં. સર્વનાં નેત્રમાંથી હર્ષાશ્રુની ધારાઓ ચાલવા લાગી. **શ્રીરંગશેઠે** સર્વ સાંભળતાં પત્ર વાંચ્યું. **શ્રીસાગર** સમુદ્રમાં પડ્યો ત્યાંથી તે **શ્રીભદ્રને** મળ્યો ત્યાં સુધીનું સર્વ વર્ણન વાંચીસાંભળીને સઉનાં મન અતિ પ્રસન્ન થયાં.**શ્રીરંગ**-**શેઠે** પોતાના ગૃહદ્વારે તથા દેવદ્વારે વાદ્યંત્રના નાદ કરાવવાની આજ્ઞા આપી. **શ્રીસાગરના** પત્રમાં **શ્રીભદ્રને** રાજ્ય આપનાર વૃદ્ધ રાજાએ અતિ આગ્રહથી **શ્રીરંગશેઠને** લખાવ્યું હતું કે આ પત્ર પહોંચ્યેથી સર્વ કુટુંબ તથા સજ્જનવર્ગસહિત અત્ર પધારવું, અને આ પત્ર લઈ આવેલા મનુષ્યજોડે પ્રથમથી સમાચાર મોકલવા. આ વચનો વાંચીને સર્વના અન્તઃકરણમાં પ્રયાણની ઇચ્છા થઈ. તત્કાલ તો તે મનુષ્યને વસ્ત્રાલંકાર આપીને ઉતરવાને સ્થાને સેવકસહિત મોકલ્યો. આ **શ્રીસાગરની** વાર્તા પણ ક્રમે કરીને આખા નગરમાં પ્રસરી ગઈ. રાજા અને પ્રધાન પણ **શ્રીરંગશેઠના** ત્રણે પુત્રોના સમાચાર જાણીને ઘણું પ્રસન્ન થયા.

આજે ઘણે દિવસે **શ્રીરંગશેઠના** ગૃહમાં ક્લેશ નિર્મૂલ થયો, અને ઘરનાં સર્વ મનુષ્યોનાં અંતરમાં આનન્દ આનન્દ પ્રસરી રહ્યો.નાના પ્રકારનાં દાનો સ્ત્રીવર્ગે પણ આપ્યાં અને મહાપૂજનની સમાપ્તિએ સર્વ મનુષ્યોસહિત **શ્રીરંગશેઠ** પ્રસન્ન ચિત્તથી મિષ્ટ ભોજન જમ્યા.

**શ્રીસાગર**આદિની જન્મપત્રિકા જોનાર જ્યોતિષીને હર્ષનો પાર રહ્યો નહિ. તેમણે આવીને **શ્રીરંગશેઠને** આશીર્વચન વદ્યું અને કહ્યું કે ઇશ્વિરકૃપાથી આજ મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ, એથી મારો આત્મા બહુ પ્રસન્ન થયો છે. આપના ઉગ્ર પુણ્યના પ્રભાવથી પુત્રોને આવેલાં વિઘ્નોથી મહેશ્વરે ઉગાર્યા છે, તેથી આખા નગરમાં આનન્દ વર્તાયો છે. **શ્રીરંગશેઠે** જોશીને ઘણું માન આપીને વસ્ત્રાલંકાર અર્પ્યા અને ઉપર દક્ષિણા આપી પ્રસન્ન કર્યા.

આ પ્રકારે આનન્દ થયાથી તે રાત્રે હર્ષથી સુખવાર્તા કરતાં અને પુત્રોને મળવા જવાના વિચારમાં નિદ્રા લેવાઈ નહિ; પરન્તુ નિદ્રારહિત રહેતાં છતાં તે રાત્રિ સર્વને સુખરૂપ ગઈ. બીજે દિવસે **શ્રીરંગ**શેઠની આજ્ઞાથી મન્દિરે ધ્વજાઓ ચઢાવી અને નાના વાદ્યો સમયે સમયે વાગવા લાગ્યાં. રાજાને તથા પ્રધાનને મળીને **શ્રીરંગ**શેઠે પોતાના ત્રણે પુત્રનાં પત્ર વંચાવ્યાં તથા સમાચાર કહીને પોતે પુત્રસમીપ જવાની ઇચ્છા જણાવી. રાજાએ **શ્રીભદ્ર**ને રાજ્ય મળ્યાના સમાચાર જાણીને અધિક પ્રસન્નતા જણાવી; તથા પ્રધાનને આજ્ઞા આપી કે આપણા નગરમાં સ્થલે સ્થલે ધ્વજાઆદિ માંગલિક ચિહ્નો સ્થાપવાં, અને **શ્રીરંગ**શેઠની સાથે આપણી મુખ્ય સેનાનું એક સહસ્ર મનુષ્ય લઈને તમે જવાનો નિશ્ચય કરો. પગ-માર્ગે જવાનો નિશ્ચય કરીને જ્યાં જ્યાં મુકામ થવાનો સંભવ હોય ત્યાં ત્યાં આગળથી સાવધાન મનુષ્યોને જવા આજ્ઞા આપો. તેમણે ઉત-રાની સઘળી વ્યવસ્થા રાખવી તથા સ્થલે સ્થલેથી મનુષ્યો કાઢીને તેમના પાસે માર્ગમાં જે જે સ્થલે અસુગમતા હોય તે તે સ્થલે સ્વચ્છ કરાવી સુગમતા કરાવવી. તથા જ્યાં જ્યાં પરરાજ્યની મર્યાદા આવતી હોય ત્યાં ત્યાં આગળથી સમાચાર મોકલી ઘટિત વ્યવસ્થા કરાવવી, અને જેમ હું જતો હોઉં અને મને શોભા ઘટે તેવી શોભા તથા પ્રતિષ્ઠાથી તમારે **શ્રીરંગ**-શેઠને એમના પુત્રોને મેળવીને સુખરૂપ પાછા આવનાર સર્વસહિત તેડી લાવવા.

આ પ્રકારની રાજાની આજ્ઞા શ્રવણ કરીને **શ્રીરંગ**શેઠ બહુ પ્ર-સન્ન થયા; અને સાથે આણેલી મૂલ્યવાન્ ભેટ રાજાસમીપ મૂકીને આજ્ઞા લેઈ પોતાને ઘેર આવ્યા. ઘરનાં સર્વ મનુષ્યોને તે વાર્તા કહી તેથી તે સર્વ પણ પ્રસન્ન થયાં. પ્રધાને પણ રાજાની આજ્ઞા સ્વીકારીને પ્રસન્નતા-પૂર્વક સર્વ પ્રકારની વ્યવસ્થા કરી લીધી.

નગરમાં જ્યાં ત્યાં આનન્દનાં ચિહ્નો પ્રકટ થયાં. **શ્રીરંગ**શેઠે હસ્તિ-ઓઉપર સાકર ભરીને નગરમાં સર્વને વહેંચવા માંડી. તેથી જાણે આજે જ **શ્રીરંગ**શેઠને ત્યાં પુત્ર પ્રકટ થયા હોય અને લોકનો ઉત્સાહ થાય એવો હર્ષ સર્વ સદ્‌ગુણી સજ્જન મનુષ્યોને થયો.

એક માસ પૂર્ણ થતાસુધી પૂર્વસંકલ્પાનુસાર પુણ્યદાન તથા મહા-વિષ્ણુ અને મહારુદ્રનું મહાપૂજન ચાલતું રાખ્યું. છેલ્લે દિવસે મોટા ઉત્સવ-સહિત તે સર્વ કર્મની સમાપ્તિ કરી. પછી પુત્રસમીપ જવાની તૈયારી

પ્રમાણે પ્રધાનને સૂચના આપી. પ્રધાને સર્વ વ્યવસ્થા કરી રાખી હતી, તેથી તે દિવસ પ્રાપ્ત થવાથી **શ્રીરંગ**શેઠસહ શુભ સમયે પ્રયાણ કરવું. તે પ્રયાણસમયે કરેલી વ્યવસ્થાથી જાણે કોઈ રાજાની સ્વારી જતી હોય એવું સર્વ જોનારને ભાન થતું હતું. **શ્રીરંગ** શેઠે પોતાના ઘરની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરીને ઘરનાં સર્વ મનુષ્યોને સાથે લીધાં હતાં, તેમ જ પોતાના અને પુત્રોના મુખ્ય મુનીમોને, અને પોતાના તથા પુત્રોના મુખ્ય મિત્રોને પણ સાથે લીધા હતા. **શ્રીસાગર**, **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ**ની સ્ત્રિયોને આ સમયે જે આનન્દ થતો હતો તે અવર્ણનીય હતો. સાસૂસસરાની આગ્રહયુક્ત થયેલી આજ્ઞાથી તે ત્રણે પુત્રવધૂઓએ પતિસમીપ જવાના આ પ્રયાણપ્રસંગે ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર પણ ધારણ કર્યાં હતાં. મોટી શોભાથી આ સ્વારીને યોગ્ય દિશામાં યોગ્ય સમયે ચાલતી કરી. જોશીને તથા પોતાના કુલગુરુને પણ સાથે લીધા હતા.

પત્ર લઈ આવેલાં મનુષ્યોને તો શ્રમમુક્ત થયેથી તત્કાલ જ વિદાય કર્યા હતાં, અને અમુક દિવસે સર્વસહિત અમે અત્રથી નીકળી તમારા સમીપ આવીએ છીએ ઇત્યાદિ લખવાયોગ્ય સર્વ લખીને તે મનુષ્યોસાથે **શ્રીરંગ** શેઠે પત્રો પણ આપ્યાં હતાં. તેઓ ત્વરાથી માર્ગ કાપતા તેમને મળેલી બક્ષિસથી પ્રસન્ન થતા જતા હતા.

**શ્રીરંગ**શેઠની તથા પ્રધાનની સ્વારી પણ નિયમપ્રમાણે પંથ કરતી દિવસે ચાલતી, અને રાત્રિએ યોગ્ય સ્થલમાં નિવાસ કરતી માર્ગનું અતિક્રમણ કરતી હતી.

**શ્રીસાગરા**દિ ત્રણે પુત્રો પણ પત્ર આપી મોકલેલાં મનુષ્યોની વાટ જોતા સુખમાં દિવસ નિર્ગમન કરતા હતા. અને પોતપોતાના પ્રાપ્ત વ્યવહારને કરતા ઇષ્ટસ્મરણપૂર્વક પ્રસન્ન રહેતા હતા.

**શ્રીમંગલ**શેઠને ઘેર **શ્રીકંઠ**ના આવવાથી મંગલ મંગલ વર્તી રહ્યું હતું. વિવિધ ધર્મકૃત્યો તથા પવિત્ર બ્રાહ્મણ અતિથિ આદિનાં પૂજનો થતાં હતાં. **શ્રીકંઠ**ને **શ્રીમંગલ**શેઠે આજ્ઞા આપી કે આ ધનધામ સર્વ તારું છે, માટે હવે તું સર્વ વ્યવહાર જોઈ લઈને સ્વતંત્ર વહીવટ કરવાની ઇચ્છા રાખ. હે ધર્મપુત્ર ! આ મારા શરીરનો હવે વિશ્વાસ નથી. આપણા ઘરમાં એટલું ધન છે કે તે ખાતાંખરચતાં એકાએક ખુટે એમ નથી. માટે વિદેશ વ્યાપારાર્થે ન જતાં આ ગૃહમાં જ રહીને જે થાય તે કરતાં સુખાનુભવ કરજે. આ પ્રમાણે કહીને **શ્રીમંગલ**શેઠે **શ્રીકંઠ**ને પોતાનો ધનભંડાર દેખાડ્યો. તે જોઇને **શ્રીકંઠ** તો દિઙ્મૂઢસરખો થઈ ગયો. હીરા, રત્ન આદિ વિવિધ મ-

આ પ્રકારે આનન્દ થયાથી તે રાત્રે હર્ષથી સુખવાર્તા કરતાં અને પુત્રોને મળવા જવાના વિચારમાં નિદ્રા લેવાઈ નહિ; પરન્તુ નિદ્રારહિત રહેતાં છતાં તે રાત્રિ સર્વને સુખરૂપ ગઈ. બીજે દિવસે **શ્રીરંગ**શેઠની આજ્ઞાથી મન્દિરે ધ્વજાઓ ચઢાવી અને નાના વાદ્યો સમયે સમયે વાગવા લાગ્યાં. રાજાને તથા પ્રધાનને મળીને **શ્રીરંગ**શેઠે પોતાના ત્રણે પુત્રનાં પત્ર વંચાવ્યાં તથા સમાચાર કહીને પોતે પુત્રસમીપ જવાની ઇચ્છા જણાવી. રાજાએ **શ્રીભદ્ર**ને રાજ્ય મળ્યાના સમાચાર જાણીને અધિક પ્રસન્નતા જણાવી; તથા પ્રધાનને આજ્ઞા આપી કે આપણા નગરમાં સ્થલે સ્થલે ધ્વજાઆદિ માંગલિક ચિહ્નો સ્થાપવાં, અને **શ્રીરંગ**શેઠની સાથે આપણી મુખ્ય સેનાનું એક સહસ્ર મનુષ્ય લઈને તમે જવાનો નિશ્ચય કરો. પગમાર્ગે જવાનો નિશ્ચય કરીને જ્યાં જ્યાં મુકામ થવાનો સંભવ હોય ત્યાં ત્યાં આગળથી સાવધાન મનુષ્યોને જવા આજ્ઞા આપો. તેમણે ઉતરાની સઘળી વ્યવસ્થા રાખવી તથા સ્થલે સ્થલેથી મનુષ્યો કાઢીને તેમના પાસે માર્ગમાં જે જે સ્થલે અસુગમતા હોય તે તે સ્થલે સ્વચ્છ કરાવી સુગમતા કરાવવી. તથા જ્યાં જ્યાં પરરાજ્યની મર્યાદા આવતી હોય ત્યાં ત્યાં આગળથી સમાચાર મોકલી ઘટિત વ્યવસ્થા કરાવવી, અને જેમ હું જતો હોઉં અને મને શોભા ઘટે તેવી શોભા તથા પ્રતિષ્ઠાથી તમારે **શ્રીરંગ**શેઠને એમના પુત્રોને મેળવીને સુખરૂપ પાછા આવનાર સર્વસહિત તેડી લાવવા.

આ પ્રકારની રાજાની આજ્ઞા શ્રવણ કરીને **શ્રીરંગ**શેઠ બહુ પ્રસન્ન થયા; અને સાથે આણેલી મૂલ્યવાન્ ભેટ રાજાસમીપ મૂકીને આજ્ઞા લેઈ પોતાને ઘેર આવ્યા. ઘરનાં સર્વ મનુષ્યોને તે વાર્તા કહી તેથી તે સર્વ પણ પ્રસન્ન થયાં. પ્રધાને પણ રાજાની આજ્ઞા સ્વીકારીને પ્રસન્નતાપૂર્વક સર્વ પ્રકારની વ્યવસ્થા કરી લીધી.

નગરમાં જ્યાં ત્યાં આનન્દનાં ચિહ્નો પ્રકટ થયાં. **શ્રીરંગ**શેઠે હસ્તિઓઉપર સાકર ભરીને નગરમાં સર્વને વહેંચવા માંડી. તેથી જાણે આજે જ **શ્રીરંગ**શેઠને ત્યાં પુત્ર પ્રકટ થયા હોય અને લોકનો ઉત્સાહ થાય એવો હર્ષ સર્વ સદ્ગુણી સજ્જન મનુષ્યોને થયો.

એક માસ પૂર્ણ થતાસુધી પૂર્વસંકલ્પાનુસાર પુણ્યદાન તથા મહાવિષ્ણુ અને મહારુદ્રનું મહાપૂજન ચાલતું રાખ્યું. છેલ્લે દિવસે મોટા ઉત્સવસહિત તે સર્વ કર્મની સમાપ્તિ કરી. પછી પુત્રસમીપ જવાની તૈયારી કરવા માંડી. જોશીને બોલાવીને પ્રયાણનો દિવસ નિશ્ચય કર્યો, અને તે

પ્રમાણે પ્રધાનને સૂચના આપી. પ્રધાને સર્વ વ્યવસ્થા કરી રાખી હતી, તેથી તે દિવસ પ્રાપ્ત થવાથી **શ્રીરંગ**શેઠસહ શુભ સમયે પ્રયાણ કર્યું. તે પ્રયાણસમયે કરેલી વ્યવસ્થાથી જાણે કોઈ રાજાની સ્વારી જતી હોય એવું સર્વ જોનારને ભાન થતું હતું. **શ્રીરંગ** શેઠે પોતાના ઘરની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરીને ઘરનાં સર્વ મનુષ્યોને સાથે લીધાં હતાં, તેમ જ પોતાના અને પુત્રોના મુખ્ય મુનીમોને, અને પોતાના તથા પુત્રોના મુખ્ય મિત્રોને પણ સાથે લીધા હતા. **શ્રીસાગર**, **શ્રીભદ્ર** અને **શ્રીકંઠ**ની સ્ત્રિયોને આ સમયે જે આનન્દ થતો હતો તે અવર્ણનીય હતો. સાસૂસસરાની આગ્રહયુક્ત થયેલી આજ્ઞાથી તે ત્રણે પુત્રવધૂઓએ પતિસમીપ જવાના આ પ્રયાણપ્રસંગે ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર પણ ધારણ કર્યાં હતાં. મોટી શોભાથી આ સ્વારીને યોગ્ય દિશામાં યોગ્ય સમયે ચાલતી કરી. જોશીને તથા પોતાના કુલગુરુને પણ સાથે લીધા હતા.

પત્ર લઈ આવેલાં મનુષ્યોને તો શ્રમમુક્ત થયેથી તત્કાલ જ વિદાય કર્યા હતાં, અને અમુક દિવસે સર્વસહિત અમે અત્રથી નીકળી તમારા સમીપ આવીએ છીએ ઇત્યાદિ લખવાયોગ્ય સર્વ લખીને તે મનુષ્યોસાથે **શ્રીરંગ** શેઠે પત્રો પણ આપ્યાં હતાં. તેઓ ત્વરાથી માર્ગ કાપતા તેમને મળેલી બક્ષિસથી પ્રસન્ન થતા જતા હતા.

**શ્રીરંગ**શેઠની તથા પ્રધાનની સ્વારી પણ નિયમપ્રમાણે પંથ કરતી દિવસે ચાલતી, અને રાત્રિએ યોગ્ય સ્થલમાં નિવાસ કરતી માર્ગનું અતિક્રમણ કરતી હતી.

**શ્રીસાગરાદિ** ત્રણે પુત્રો પણ પત્ર આપી મોકલેલાં મનુષ્યોની વાટ જોતા સુખમાં દિવસ નિર્ગમન કરતા હતા. અને પોતપોતાના પ્રાપ્ત વ્યવહારને કરતા ઇષ્ટસ્મરણપૂર્વક પ્રસન્ન રહેતા હતા.

**શ્રીમંગલ**શેઠને ઘેર **શ્રીકંઠ**ના આવવાથી મંગલ મંગલ વર્તી રહ્યું હતું. વિવિધ ધર્મકૃત્યો તથા પવિત્ર બ્રાહ્મણ અતિથિ આદિનાં પૂજનો થતાં હતાં. **શ્રીકંઠ**ને **શ્રીમંગલ**શેઠે આજ્ઞા આપી કે આ ધનધામ સર્વ તારું છે, માટે હવે તું સર્વ વ્યવહાર જોઈ લઈને સ્વતંત્ર વહીવટ કરવાની ઇચ્છા રાખ. હે ધર્મપુત્ર ! આ મારા શરીરનો હવે વિશ્વાસ નથી. આપણા ઘરમાં એટલું ધન છે કે તે ખાતાંખરચતાં એકાએક ખુટે એમ નથી. માટે વિદેશ વ્યાપારાર્થે ન જતાં આ ગૃહમાં જ રહીને જે થાય તે કરતાં સુખાનુભવ કરજે. આ પ્રમાણે કહીને **શ્રીમંગલ**શેઠે **શ્રીકંઠ**ને પોતાનો ધનભંડાર દેખાડ્યો. તે જોઇને **શ્રીકંઠ** તો દિઙ્મૂઢસરખો થઈ ગયો. હીરા, રત્ન આદિ વિવિધ મ-

અમૂલ્ય પદાર્થોસહિત મળેલાં છે. તે વિશ્વજિત્ નગરમાં તે વહાણોસહિત ધન તેના ધણીને શોધીને પાછું આપવાસુધી ત્યાં જ રહેનાર છે, તથા શ્રી-ભદ્રને સમુદ્રમાંથી મેળવીને તે જ નગરનું રાજ્ય ત્યાંના વૃદ્ધ રાજાએ અર્પ્યું છે; અને તમે પણ સુદૈવથી સુખપૂર્વક શ્રીમંગલશેઠના ઉદાર આશ્રયને પામ્યા છો એ જાણી સંતોષ થયો છે-ઇત્યાદિ શ્રીરંગશેઠના પત્રમાં લખેલાં વચનોથી નિશ્ચય થયો કે આ વહાણો તો શ્રીકંઠના ભાઈને જ મળ્યાં છે. આ જાણી શ્રીમંગલશેઠ શ્રીરંગશેઠના કુલની અતિ સ્તુતિ કરતા તે કુટુંબના દર્શનની ઇચ્છા ધારી બહુ પ્રસન્ન થયા. શ્રીકંઠ પણ શ્રીસાગરના તથા શ્રીભદ્રના સમાચાર જાણી તથા શ્રીરંગશેઠસહિત આખું કુટુંબ શ્રીસા-ગરાદિને મળવાના હર્ષથી ઘેરથી નીકળી ત્યાં અલ્પકાલમાં આવશે, એ જાણીને અધિક આનન્દને અનુભવવા લાગ્યો. શ્રીમંગલશેઠની આજ્ઞાથી શ્રીકંઠે શ્રીસાગર તથા શ્રીભદ્રને પોતાના સુખસમાચારનું પત્ર લખ્યું. તેમાં શ્રીસાગરને જણાવ્યું કે તમને જે વહાણોસહિત માલ મળ્યો છે તે અમારા ધર્મપિતા શ્રીમંગલશેઠનો છે. તેમણે તમારી નિષ્ઠા શુદ્ધ જાણીને તે સર્વ માલ તમને બક્ષિસ કરયો છે. અને તે ઉપર પણ બક્ષિસ આપવા-ની ઇચ્છા છે તે અલ્પ કાલમાં સિદ્ધ થશે. અને આપણા પૂજ્ય પિતા શ્રીરંગશેઠ ત્યાંથી અત્ર પધારે ત્યારે તેમની સાથે તમારે અત્ર પધારવું, એવો આ પક્ષનો અતિ આગ્રહ છે એમ જાણવું-ઇત્યાદિ યોગ્ય વચનો લખીને સત્વર જનાર મનુષ્યને તે પત્ર આપી વિદાય કરયું.

શ્રીસાગર તથા શ્રીભદ્રના સમાચાર લઇને ગયેલા મનુષ્યો શ્રીરંગ-શેઠનું પત્ર લઈને આવી પહોચ્યા, અને વૃદ્ધ રાજાના હસ્તમાં પત્ર આપી ત્યાંની સર્વ વાર્તા વૃદ્ધ રાજાના સાંભળતાં શ્રીસાગર તથા શ્રીભદ્રને કહી સંભળાવી. શ્રીભદ્રે પત્ર વાંચ્યું અને રાજાએ શ્રવણ કરયું. શ્રીકંઠના સુખ-સમાચાર તથા કુટુંબ અને પ્રધાનસેનાસહિત મોટા સમારંભથી શ્રીરંગ-શેઠના પધારવાસંબન્ધી સમાચાર જાણીને સર્વ પ્રસન્ન થયા. તેમનું આતિથ્ય કરવાની સઘળી વ્યવસ્થા કરવા પ્રધાનને આજ્ઞા આપી. વિશેષમાં પ્રધા-નને એ આજ્ઞા આપી કે આપણા બે અધિકારિઓને તથા સેનાનાં થોડાં મનુષ્યો સાથે લઈને તમે શ્રીરંગશેઠના સંમુખ જાઓ, અને માર્ગમાં તેમને કોઈ પણ પ્રકારે અડચણ ન પડે એવી વ્યવસ્થા કરો. વળી શ્રીરંગ-શેઠને માર્ગમાં મળી ત્યાંથી આપણા અધિકારીને સોંપીને તમારે તેમના રાજાના સમીપ જવું, અને નિવેદન કરવું કે આપના નગરશેઠના પુત્રને અમારું રાજ્ય અર્પણ કર્યું છે, પરન્તુ વિધિવત્ રાજ્યાભિષેક હવે થનાર છે;

તેથી એ સમારંભઉપર આપે અવશ્ય પધારવું જોઈએ. કારણ કે આપના નગરશેઠના પુત્રને રાજ્યાભિષેક થાય છે એથી આપને કાંઇ ન્યૂન આનન્દ થવો ઘટતો નથી. આ આદિ વચનો મુખથી કહેવાને કહ્યાં, અને તેવા જ પ્રકારનું વિવેકભરયું પત્ર પોતાના રાજચિહ્નયુક્ત લખાવી આપ્યું. આજ્ઞાપ્રમાણે પ્રધાન સર્વ વ્યવસ્થા કરીને શ્રીરંગશેઠના સામા ગયા. શ્રીરંગશેઠને માર્ગમાં મળીને તેમને બે અધિકારિઓને સોંપીને તે તેમના રાજાસમીપ ગયા, અને પત્રસહિત સમાચાર નિવેદન કરયા. રાજા ઘણું પ્રસન્ન થયા અને પોતે સર્વ પ્રકારની તૈયારી કરી આવેલા પ્રધાનસાથે નિકળ્યા.

અત્ર શ્રીકંઠનું પત્ર લઇને મનુષ્ય આવ્યું તે સમાચાર જાણીને એ ભાઇઓને અવર્ણનીય આનન્દ થયો. વૃદ્ધ રાજા બહુ પ્રસન્ન થયા. અને શ્રીમંગલશેઠના માહાત્મ્યની અને તેમના મહાઉદાર ચિત્તની પ્રશંસા કરવાલાગ્યા. વૃદ્ધરાજાને અદૃષ્ટવશાત્ શ્રીમંગલશેઠનાં દર્શનની ઉદાર વૃત્તિ થઈ, અને તેથી તેમણે એક અધિકારીને બોલાવીને એક પત્ર લખાવી તે ઉપર પોતાનું રાજચિહ્ન સ્થાપીને તે અધિકારીને શ્રીમંગલશેઠને શ્રીકંઠસહિત તેડી લાવવા મોકલ્યો. તે પત્ર રાજાએ જેમ પોતાના સમાન રાજાને લખે એવા માનથી લખાવ્યો હતો, અને આગ્રહથી લખેલું તથા અધિકારીને કહેલું કે અવશ્ય તેડ્યા વિના આવશો નહિ.

આ પત્ર લઇને સત્વર તે અધિકારી માર્ગ કાપતો પોતાની સાથે રાખેલાં મનુષ્યોસહ શ્રીમંગલશેઠસમીપ સુખરૂપ જઈ પહોંચ્યો. શ્રીમંગલશેઠના વિભવને જોઇને તે અધિકારીએ પોતાના રાજાસમ્બન્ધીનો ગર્વ ત્યજી દીધો. તે વૃદ્ધ શેઠને પત્ર આપીને સવિનય પોતાના રાજાની આગ્રહયુક્ત ઇચ્છા જણાવી. શ્રીકંઠસહિત શેઠે તે પત્ર વાંચ્યું તથા સમાચાર સાંભળ્યા, અને બહુ પ્રકારથી વિચાર કરતાં અન્તે આ અધિકારીના અતિ આગ્રહથી આ સમારંભમાં જવાનો નિશ્ચય કર્યો. પછી શ્રીમંગલશેઠે પોતાનો નિશ્ચય, આ વૃદ્ધ રાજાનું પત્ર, શ્રીરંગશેઠનું તથા તેમના રાજાનું આ સમારંભમાં આગમન થનાર છે એ, તથા તે સર્વને પોતાને ત્યાં તેડી લાવવાનો આગ્રહ પોતાની વૃત્તિમાં છે, એ સર્વ પોતાના નગરના રાજાને નિવેદન કર્યું. અને તે નિમિત્તે પોતાના પ્રયાણની ઇચ્છા જણાવી. તે રાજા એ સર્વ જાણી બહુ પ્રસન્ન થયા અને તત્કાલ પોતાના સેનાધિપતિને બોલાવીને આજ્ઞા કરી કે આપણી સેનાના સહસ્ર મનુષ્યને તેના પ્રમુખ અધિકારીસહ ઉત્તમ પ્રકારથી શ્રીમંગલશેઠસાથે જવાની વ્યવસ્થા કરો; અને તે મનુષ્યો આપણા રાજ્યના સ્તંભરૂપ આ શ્રીમંગલશેઠની આજ્ઞામાં વર્તે, એમને સુરક્ષિતપણે

તેડી જાય અને પાછા તેડી લાવે એવી વ્યવસ્થા કરો.સેનાધિપતિએ આજ્ઞાપ્રમાણે સર્વવ્યવસ્થા કરી અને નિયમિત સમયે **શ્રીકંઠ**સહિત **શ્રીમંગલશેઠે** મોટા વૈભવસહિત પેલા અધિકારીસાથે ત્યાંથી પ્રયાણ કરયું.**શ્રીમંગલશેઠ**નાં મન્દિરઆદિ સુરક્ષિત રહે એવી સર્વ વ્યવસ્થા તેમણે પોતે તથા રાજાએ કરી હતી. પેલા અધિકારીએ **શ્રીમંગલશેઠ** આ પ્રકારે પધારે છે એવા સમાચાર આપીને પોતાની સાથેનાં મનુષ્યને આગળથી વિદાય કરી દીધાં હતાં. તેમણે પ્રથમથી માર્ગ કાપતાં આવીને પોતાના વૃદ્ધ રાજાને તથા **શ્રીભદ્ર**ને સમાચાર જણાવ્યા. તેથી અધિક પ્રસન્ન થઈને તેમનાં ઉતરવાનાં સ્થલાદિની વૃદ્ધ રાજાએ ઉત્તમ પ્રકારની સર્વ વ્યવસ્થા કરાવી રાખી.

આ પ્રકારે એક પક્ષથી **શ્રીરંગશેઠ** તથા તેમના રાજા આવે છે, અને બીજા પક્ષથી **શ્રીમંગલશેઠ** આવે છે, તે જાણીને આ વૃદ્ધ રાજાની પ્રજાને ઉત્સવ જોવાસમ્બન્ધી મહા હર્ષ થયો હતો. આ સમારંભનિમિત્તે વૃદ્ધ રાજાના નગરની તથા બહારની શોભા એવી દર્શનીય થઈ હતી કે જોનારનાં હૃદય આનન્દથી ઉભરાતાં હતાં.

આ પ્રકારની સ્વર્ગસરખી શોભાવાળા તે વૃદ્ધ રાજાના સમીપ પ્રથમ **શ્રીરંગશેઠ**ના પધાર્યાની વધામણી આવી. **શ્રીભદ્ર** તથા **શ્રીસાગર** વૃદ્ધ રાજાની આજ્ઞાથી શોભાસહ સન્મુખ ગયા હતા. તેમણે પિતાને દેખીને સાષ્ટાંગનમન કરયું. પિતાએ પુત્રોને જોઇને સપ્રેમ હર્ષાશ્રુસહ આલિંગન લીધું અને મસ્તક સુંઘી કુશલ પૂછ્યું પછી ઉતરવાને શણગારી રાખેલાં સ્થલમાં પુત્રોસહિત આવીને ઉતારો કર્યો. પ્રધાનસહિત સેનાને ઘણા માનથી યોગ્ય સ્થલમાં ઉતાર્યા. **શ્રીભદ્ર** તથા **શ્રીસાગર** યોગ્ય સ્થલમાં ઉતારેલાં પોતાનાં માને જઈને દંડવત્ પ્રણામથી નમ્યા. માતાએ આશીર્વચન વદતાં પુત્રોનાં મસ્તકે હસ્ત મૂક્યા, અને હર્ષથી થયેલાં સજલ નેત્રવડે કુશલ પૂછ્યું. તેમનાથી કુશલવાર્તા કરીને તેમની આજ્ઞાથી તે બન્ને પુત્રો પોતપોતાની સ્ત્રીના ઉતારાના ગૃહમાં ગયા. ઘણા કાલના વિયોગના કષ્ટથી જેમનાં શરીર શુષ્ક કાષ્ઠવત્ થયાં છે, અને જેમનાં નેત્રમાં પોતાના પતિ મળવાના હર્ષથી અશ્રુની ધારાઓ નિકળે છે એવી પોતપોતાની સ્ત્રીસમીપ તે બન્ને પુત્રો ગયા. ત્યાં તે સ્ત્રિયોએ પોતાના પતિને નિહાળીને સવિનય નમન કરીને શ્વાસથી ભરાતા હૃદયથી થયેલા ગદ્દગદ્દ કંઠવડે કોમલ સ્વરથી કુશલ પૂછ્યું. સર્વએ એક બીજાનાં કુશલ પૂછ્યાં, અને પરસ્પરથી સંતોષવાર્તા કરી. આ સમયે **શ્રીભદ્ર**ની સ્ત્રીનો આનન્દ વિલક્ષણ હતો, કેમકે તે હવે રાજપત્ની અર્થાત્ મહારાણીના પદને પામી

હતી. તથાપિ કુલીન માતાપિતાની તે પુત્રી નિરન્તર ગર્વરહિત રહેવાને ઇચ્છતી હતી તેથી તે સમ્બન્ધના અભિમાનથી તે રહિત રહી હતી. આ પ્રકારે સર્વને મળીને, પોતપોતાની પુત્રપ્રજાને હળીમળી તથા અન્ય સર્વના સમાચાર પૂછીને પછી **શ્રીરંગ**શેઠસહ વૃદ્ધ રાજાસમીપ ગયા. **શ્રીરંગ**-શેઠના કુટુંબમાં **શ્રીકંઠ**ના આવવાસંબન્ધીના સમાચાર પ્રસર્યા તે જાણીને **શ્રીકંઠ**ની સ્ત્રીને પણ હૃદયમાં હર્ષનો પ્રવાહ પ્રતીત થવા લાગ્યો. **શ્રીરંગ**-શેઠને ગજારૂઢ કરીને શોભાસહ લાવવાની વૃદ્ધ રાજાની આજ્ઞા હતી, તે પ્રમાણે તેમને રાજદ્વારમાં નગરના રાજમાર્ગેથી લાવ્યા. નગરની પ્રજા તેમને જોઇને પરસ્પર પ્રસન્ન થતી આનન્દવાર્તા કરતી હતી.

વૃદ્ધ રાજાએ સમીપ આવેલા **શ્રીરંગ**શેઠને અભ્યુત્થાનવડે તથા દશ પગલાં સન્મુખ જવાવડે સન્માન આપીને હસ્ત ગ્રહીને પોતાના સમીપ સ્થાપેલા ઉત્તમ આસને આલિંગન આપીને બેસાડચા અને કુશલ પૂછ્યું, તથા કહ્યું કે ઇશ્વિરસત્તાએ તમારા પુત્રને મને પ્રાપ્ત કરીને સદ્ભાગી કર્યો છે, એ સંબન્ધમાં આપનો ઉપકાર ન વળી શકે એવો છે. **શ્રીરંગ** શેઠે આસને બેશી આ પ્રકારે પ્રિય વચનો કહ્યાં: હે ભૂપતિ ! મારા સહિત સર્વ કાંઈ આપનું જ છે, અને ઇશ્વિરસત્તાથી મારા પુત્રનું આપને હાથે રક્ષણ તથા તરણ થયું છે, તેથી આ જન્મમાં તો શું પણ જન્માંતરે પણ આપનો આભાર વળી શકે એમ નથી. આ આદિ અનેક વચનો પરસ્પર વદીને આનન્દવાર્તા કરતા હતા એટલામાં એક પક્ષથી **શ્રીરંગ**શેઠના રાજાની અને અન્ય પક્ષથી **શ્રીમંગલ**શેઠની પધાર્યાસંબન્ધીની વધામણી આવી. વૃદ્ધ રાજાએ રાજાસન્મુખ આ રાજ્યના પતિરૂપે **શ્રીભદ્ર**ને જવા આજ્ઞા આપી અને **શ્રીમંગલ**શેઠસન્મુખ **શ્રીસાગર**ને તથા અન્ય અધિકારીને મોકલ્યા. તેમણે અત્યન્ત આદરસત્કારથી તેમને ઉતરવાનિમિત્તે શૃંગારેલાં ઘણા જ દિવ્યસરખાં ભવનોમાં ઉતાર્યા, અને અન્ય સર્વ મનુષ્યોને તેમની યોગ્યતા-પ્રમાણે ઉત્તમ ઉત્તમ સ્થલે ઉતાર્યાં. સર્વને ભોજનાદિ સમયે સમયે મળ્યા કરે એવી વ્યવસ્થા રાખી હતી તેથી આવેલાં સર્વએ પ્રસન્ન ચિત્તથી ઘટિત અનુકૂલતાપૂર્વક પોતપોતાના સ્નાનભોજનાદિ વ્યવહારો સ્વસ્થતાથી કર્યા. **શ્રીકંઠ**ને **શ્રીમંગલ** શેઠની આજ્ઞા લઇને **શ્રીસાગર** તત્કાલ મોટા હર્ષથી પિતાપાસે તેડી ગયો, અને પ્રેમથી ઉછળતા હૃદયવાળાં માતાપિતાને તેમનાં હર્ષાશ્રુને જોતો **શ્રીકંઠ** પ્રણામપૂર્વક નમ્યો. માતાપિતાએ કુશલ પૂછ્યું. માતાપિતાથી સુખવાર્તા કરીને પછી પોતાની સ્ત્રીસમીપ ગયો. **શ્રીકંઠ**ને, જેનું હૃદય ભરાઈ આવ્યું હતું એવી તેની સ્ત્રીયે પ્રેમવડે ખરતી અશ્રુ-

આની ધારાથી, શ્રીકંઠનાં ચરણને જાણે અભિષેક કરતી હોય તેમ ચરણે મસ્તક મૂકી નમન કર્યું. શ્રીકંઠે તેનું આશ્વાસન કર્યું, અને દુઃખનું વિસ્મરણ કરવા કહીને સમાધાનપૂર્વક સુખવાર્તા કરી. પછી સર્વની આજ્ઞા માગી તે શ્રીમંગલ શેઠસમીપ ગયો. શ્રીરંગ શેઠ પણ પ્રથમથી સમાચાર મોકલીને પછી શ્રીમંગલ શેઠને મળવા ગયા અને પરસ્પરમાં સુખવાર્તા કરીને અન્યોઅન્યનો આભાર ઘણો માન્યો. મંગલશેઠે શ્રીકંઠનાં વખાણ કર્યાં, અને શ્રીરંગશેઠે મંગલશેઠની સ્તુતિ કરી. પછી ઉઠીને પોતાને સ્થાને ગયા. સાયંકાલે નિયમપ્રમાણે વૃદ્ધ રાજા શ્રીભદ્રસહ દેવદર્શને નિકળ્યા ત્યારે પોતાને ત્યાં આવેલા પ્રાઘુણ [પરોણા]રૂપ શ્રીરંગ શેઠના રાજાને તથા મંગલશેઠને મળવા ગયા, અને સુખવાર્તા કરી પુનઃ રાજદ્વારે આવ્યા. વૃદ્ધ રાણીએ ઉત્તમ વાહનો મોકલીને શ્રીરંગશેઠનાં પત્નીને અને પુત્રવધૂઓને તેડાવ્યાં. શ્રીમતીને આલિંગન આપીને વૃદ્ધ રાણીએ પોતાના સમાન આસને બેસાડયાં. સર્વ પુત્રવધૂઓએ વૃદ્ધ રાણીને ભેટ મૂકીને નમન કર્યું. વૃદ્ધ રાણીએ પણ તેમને યોગ્ય આસને વિવેકથી બેસાડયાં. પછી કુશલવાર્તા કરીને પુનઃ શ્રીમતી સર્વસહ પોતાને સ્થાને ગયાં. આ પ્રકારે પરસ્પર મળવામાં આનન્દમાં તે દિવસ વ્યતીત થયો. બીજે દિવસે સૂર્યોદયે શુભ સમયે રાજ્યાભિષેકનું મુહૂર્ત હોવાથી મોટી સભા ભરી હતી. તેમાં શ્રીરંગશેઠ, તેમના રાજા તથા મંગલ શેઠ આદિ સર્વ વિરાજ્યા હતા. વૃદ્ધ રાજાની રાણીએ શ્રીભદ્રની માતા આદિ સ્ત્રિયોને તેડાવીને તેમનું રુડી રીતે સન્માન કર્યું હતું. શ્રીભદ્રની સ્ત્રીને તો રાજપત્નીરૂપે તે વૃદ્ધ રાણીએ ઉત્તમ વસ્ત્રાલંકાર રાજરીતે ધારણ કરાવ્યાં હતાં, અને તેના અધિકારપ્રમાણે આસન અપાવ્યું હતું. શ્રીમતીને પણ રાજમાતારૂપે યોગ્ય માનથી બેસાડયાં હતાં. અન્ય સ્ત્રિયોને સઉસઉના અધિકારપ્રમાણે બેસાડયાં હતાં. પ્રધાનાદિની તથા નગરના અન્ય પ્રતિષ્ઠિત પુરુષોની સ્ત્રિયોને પણ તેડાવીને માનથી બેસાડયાં હતાં. પુરુષોની તથા સ્ત્રિયોની તે સભાની શોભા અવર્ણનીય હતી.

વૃદ્ધ રાજાએ ઇષ્ટાર્ચનપૂર્વક ગજદાન, હયદાન, રથદાન, ગોદાન, ભૂમિદાન, સુવર્ણાદિ ધાતુદાન, મહિષીદાન, વસ્ત્રાલંકારનાં દાન, અન્નદાન, આદિ વિવિધ દાનો પવિત્ર બ્રાહ્મણોને અર્પણ કરીને પછી વિધિવડે શ્રીભદ્રને રાજ્યાભિષેક કર્યો, અને નગરમાં શ્રીભદ્રની આણ વર્તાવી તથા શ્રીભદ્રને હાથે વિવિધ દાન વિપ્રોને અપાવ્યાં. નિયમપ્રમાણે પ્રધાનાદિ રાજસેવકોએ તથા નગરના પ્રજાપ્રમુખ શ્રીમંતઆદિ પુરુષોએ શ્રીભદ્રને રાજા-

રૂપે નમીને ભેટ ધરી. વૃદ્ધ રાજાએ **શ્રીભદ્ર**ને હાથે તેમને નિયમાનુસાર ઉત્તમ વસ્ત્રાદિ બક્ષિસ અપાવ્યાં. પછી ઘટિત માનપૂર્વક **શ્રીરંગ** શેઠના રાજાસમીપ તથા **શ્રીરંગ** શેઠ અને **શ્રીમંગલ** શેઠસમીપ પ્રધાનને હસ્તે ઉત્તમ ભેટ ધરાવી, અને સભા વિસર્જન થઈ. પછી સાયંકાલે દેવદર્શનનિમિત્ત મોટી સ્વારી કાઢી. તેમાં વૃદ્ધ રાજા અને **શ્રીરંગ**શેઠના રાજા સમાન શોભાયુક્ત હસ્તિઉપર વિરાજ્યા હતા. એક એક પૃથક્ હસ્તિઉપર **શ્રીરંગ** શેઠ તથા **શ્રીમંગલ** શેઠ વિરાજ્યા હતા. **શ્રીભદ્ર** તથા તેના ભાઇઓ સર્વ ગજારૂઢ થયા હતા. **શ્રીભદ્ર** તો નવીન રાજા થયા એટલે તેમને તે પ્રમાણમાં શોભા આપી હતી. આ પ્રમાણે સર્વથી શોભતી સ્વારી નગરમાં રાજમાર્ગે ફરતી દેવમન્દિરે દર્શન કરીને પુનઃ રાજદ્વારે ઉતરી. એ સ્વારીની શોભા જોવાને નગરનિવાસી તથા ઇતર પ્રદેશથી આવેલી પ્રજાની ભારે ભીડ થઈ હતી. નગરની તથા સ્વારીની શોભા જોઇને **શ્રીરંગ** શેઠ પોતાના રાજાસહ, તથા **શ્રીમંગલ**શેઠ, **શ્રીભદ્ર**ના બન્ધુ અને **શ્રીરંગ**શેઠના ગૃહનું સ્ત્રીમંડલ: એમ સર્વ અતિ પ્રસન્ન થયાં. પછી ચાર દિવસ સર્વને આતિથ્ય કરવાને રાખ્યા, અને વિવિધ પ્રકારે રાજરીતથી સર્વને આનન્દ આપ્યો. **શ્રીસાગર**નું આતિથ્ય કરનાર સજ્જન પુરુષને **શ્રીસાગરે** ધનાદિ ઉત્તમ પદાર્થો અર્પીને સંતોષ પ્રાપ્ત કર્યો, તથા **શ્રીભદ્ર**ને કહીને તેને રાજસેવકમાં તેના અધિકારપ્રમાણે સ્થપાવ્યો. તે સજ્જન પુરુષે પણ **શ્રીસાગર**નો ઘણો ઉપકાર માન્યો. એજ પ્રમાણે **શ્રીસાગરે** પોતાની સાથે આવેલા નાવિકોને, ઉત્તમ વસ્ત્રાલંકાર તેમના અધિકારપ્રમાણે આપ્યાં, અને **શ્રીભદ્રે** પણ તેમને પોતાની પ્રજા જાણીને વિવિધ પ્રકારે લાભ આપવાને સૂચવ્યું, તથા સર્વને યોગ્યતાપ્રમાણે ધન આપીને અભય આપ્યું. પછી તેમની ઇચ્છાથી તેમને વિદાય આપી. **શ્રીરંગ** શેઠ આદિ સર્વએ પણ પછી વૃદ્ધ રાજાપાસે વિદાય માગી. એ સન્ધિમાં **શ્રીસાગરે** **શ્રીમંગલ**શેઠને વહાણોસહિત માલ તપાસી લેવાની વિજ્ઞપ્તિ કરી. તે ન સ્વીકારતાં સાયંકાલે તે ધનાદિ પદાર્થ જોવાના તે નિશ્ચયપ્રમાણે **શ્રીમંગલ** શેઠ, પોતાના રાજાસહ **શ્રીરંગ** શેઠ, વૃદ્ધ રાજા અને ઇતર પ્રધાનાદિ મુખ્ય પુરુષોસહ **શ્રીભદ્ર** અને **શ્રીકુંદ**ાદિ ભાઇઓ—એમ સર્વ **શ્રીસાગર**ને ઉતારે એકઠા થયા. સર્વના દેખતાં **શ્રીસાગરે** પોતાને કેવે પ્રકારે એ વહાણો જડયાં અને આ સ્થલે આણ્યાં, એ સર્વ કહીને તે સઘળા પદાર્થો સર્વને સ્પષ્ટ કરી કરીને દેખાડ્યા. આ સર્વ પદાર્થો જોઈને રાજાઓનાં મનમાં પણ મોહનો ઉદય થયો. **શ્રીરંગ** શેઠ તથા અન્ય સર્વને મોહ પ્રાપ્ત થયો, પણ **મંગલ** શેઠને

કંઈ પણ મોહનો સ્પર્શ થયો નહિ. તેમણે તે માલ તથા તે ઉપર પોતે આણેલા આપવા યોગ્ય મૂલ્યવન્ત પદાર્થો બક્ષિસરૂપે **શ્રીસાગરને** આપ્યા, અને **શ્રીસાગર**ના પ્રમાણિકપણાની તથા **શ્રીરંગ**શેઠની બહુ પ્રશંસા કરી.

આ પ્રકારની **શ્રીમંગલ** શેઠની ઉદારતા જોઇને સવ આશ્ચર્યમાં નિમગ્ન થયા, અને આ પુરુષ કેટલા ધનનો ધણી છે, એ સંબન્ધી વિચાર પોતપોતાના મનમાં કરવા લાગ્યા. **શ્રીકંઠ**ને પણ ધન જોઇને મોહ થયો, પણ પોતાના ભાઈને જ મળ્યું છે, એમ જાણી તેણે મનને સમાધાનમાં રાખ્યું. વૃદ્ધ રાજાએ **શ્રીમંગલ** શેઠને કહ્યું કે આ તામ્રપત્ર તો તમે લઈ જાઓ. **શ્રીમંગલ** શેઠે કહ્યું, એવા સહસ્રાવધિ લેખો પડ્યા છે; અને અનાયાસ તે તે લેખસંબન્ધનું દ્રવ્ય ચાલ્યું આવે છે તેની જ વ્યવસ્થા કરવા અવકાશ નથી તો વળી આ પીડાને કોણ સ્વીકારે ? એ સર્વ લેખનું એક બક્ષિસપત્ર કરી હું **શ્રીસાગરને** આપું છું તેની એ જ પોતાની મેળે વ્યવસ્થા કરશે. **શ્રીકંઠ**ને એ ઉપાધિમાં વિનાકારણ યોજવા હું ધારતો નથી.

આ પ્રકારનાં વચનો શ્રવણ કરીને સર્વ સાંભળતાં વૃદ્ધ રાજાએ **શ્રીમંગલ**શેઠને પૂછ્યું કે આપના ધનની કંઈ સંખ્યા છે ? અને આટલું બધું ધન શાથી મળ્યું છે, તે જો પ્રતિબન્ધ ન હોય તો કહો. એ સાંભળી શ્રીમંગલશેઠે કહ્યું : હે પ્રજાપાલક ! આ વિશ્વમાં મારે હવે કોઈ પ્રકારનો પણ આ દેહથી કે દેહના નિર્વાહક સંસ્કારથી ભિન્ન પ્રતિબન્ધ અવશેષ રહ્યો નથી. આપને જેમ છે તેમ નિવેદન કરું છું કે મારા ધનની મેં કે મારા વૃદ્ધોએ સંખ્યા કાઢી હોય એવું મને સ્મરણ નથી. પણ દૃષ્ટિ નાંખતાં તે ઘણાં રાજ્યોને ઉપજાવે એટલું ધન હોય એમ ભાસે છે. આ મારું જે આપની આજ્ઞાથી અત્ર આવવું થયું છે તે માત્ર આપના ચરણસ્પર્શથી તે ભૂમિ પાવન કરાવવાને અર્થે જ. નહિ તો આ વૃદ્ધાવસ્થામાં મારે આવાં સ્થલોએ વિચરવું અનુચિત છે. આપના સહ આ શ્રીરંગશેઠના મહારાજા પણ ત્યાં પધારશે એ લાભ મને અત્ર આવ્યા પછી પ્રતીત થયો છે. હવે એ ધન શાથી મળ્યું છે એનું ઉત્તર આપતાં કહું છું કે એ ધન કેવલ વ્યાપારથી કે ઉદ્યોગપ્રયત્નથી જ મળ્યું છે, એમ નથી. કારણ કે વ્યાપારઉદ્યોગપ્રયત્ન તો અનેક મનુષ્યો કરે છે, પણ તે સર્વને આમ ધન મળતું નથી. તેથી નિદાન કહેવું પડે છે કે અદૃષ્ટબલ જેની સત્તાથી વિદ્યમાન છે તે ઈશિબલથી જ મળ્યું છે.

આ વિશ્વપ્રપંચમાં જેને જે જે પદાર્થ જે જે હેતુથી મળે છે તે તે

હેતુ આ જીવોને જ્ઞાત હોતો નથી. તેથી પોતાની કલ્પનાથી ગમે તે એક ક્ષુદ્ર હેતુનો નિશ્ચય કરી લે છે. એવો નિશ્ચય કરવો મેં ઉચિત ગણ્યો નથી. આ મારું નામ મંગલ છે, પણ મારા વિસ્તારવાળા વંશનો ઉચ્છેદ થતાં કેવલ કાલરૂપ હું જ માત્ર આજે અમંગલરૂપ સ્થિત છું. પણ હવે આ શ્રીરંગશેઠના પુણ્યાંશથી પુનઃ હું મારે સ્વરૂપે જ અર્થાત્ મંગલસ્વરૂપે જ સ્થિર થયો છું.

આ સંસારમાં ધન એ જ સર્વ સુખનું સાધન છે, અથવા પુત્ર સ્ત્રી આદિ આ દશ્ય પદાર્થો જ માત્ર સુખનાં સાધનરૂપ છે એમ ઘણા માને છે; પણ મેં અનુભવ કર્યો છે તેથી કહું છું કે આ વિશ્વપ્રપંચના તથા આપણા સ્વરૂપનું જ્ઞાન તથા તેમાં નિષ્ઠાપૂર્વક ચિત્તની સ્થિતિ એ જ માત્ર વાસ્તવ સુખનું સાધન છે. આ સમુદ્રમાં પ્રવાસ કરતાં મેં સ્પષ્ટ જોયું છે કે એક તરંગ ઉછળતો આવે છે કે તેને દાબતો બીજો પાછળ તૈયાર જ છે. હવે એમાંના કયા તરંગને કયા તરંગના દાબનારરૂપે નિશ્ચય કરવો તે હું તે ક્ષણે નિશ્ચય કરી શક્યો ન હતો; તેમ આ સંસારમાં ભ્રમણ કરતા જીવોનાં અન્તઃકરણરૂપ સમુદ્રમાં તરંગરૂપ એક એકને દાબતા અસંખ્ય સંકલ્પો આવે છે,તેમાં કયો સંકલ્પ કયા સંકલ્પનો પ્રતિબન્ધક છે એ નિશ્ચય થવો અધિક કઠિન છે. આમ છતાં પણ તે સમુદ્રના સર્વ તરંગો જેમ જલમાં રહેલી વાયુની સ્ફુટ કલાથી પ્રકટે છે અને તે સ્થિર થવાથી સ્થિર થાય છે, તેમ આ મનના તરંગરૂપ સંકલ્પો પણ અદષ્ટરૂપ વાયુના વેગથી ઉઠે છે અને તેના મૂલ સ્વરૂપે સ્થિર થવાથી શમે છે. જેથી સર્વ તરંગોનું શમાવનાર કારણ તે જ સર્વનું મૂલ છે. તે મૂલમાં સ્થિતિ થયા વિના તરંગોના દ્રષ્ટા થવાતું નથી, અને દ્રષ્ટા થયા વિના સ્વરૂપે સ્થિતિ થતી નથી, અને સ્થિતિ-વિના સુખાનુભવ નથી. તેથી મેં તો નિશ્ચય કર્યો છે કે આ સર્વ દશ્ય-સમૂહ એ જલવત્ ઉપાધિરૂપ છે. એમાં ને એમાં આપણી સ્થિતિ તે પણ ઉપાધિરૂપ છે. અને આપણે ઉપાધિરૂપ છીએ ત્યાં સુધી તરંગરૂપે આપણું આવવુંજવું, ચડવુંઉતરવું થયા કરે છે. અને એમ છે ત્યાંસુધી દુઃખની કદી નિવૃત્તિ થવી સંભવતી નથી. અને દુઃખની નિવૃત્તિ જ કર્તવ્ય છે, એમાં કશો સન્દેહ નથી. આ કારણથી હવે હું નિશ્ચય કરી રહ્યો છું કે મારે તરંગરૂપ થવું નથી અને હું તરંગરૂપ પણ નથી. આ સર્વ કહીને મારે એ કહેવાનું છે કે આને હું ધનરૂપ હવે સમજતો નથી પણ પ્રવાહપતિત સામાન્ય પદાર્થોવત્ સમજું છું. તેથી મને એમાં મોહ થતો નથી, અને હું વિલક્ષણ તૃપ્તિને અનુભવું છું. આ સઘળું છતાં આપને તથા આ નરાધિપતિને તથા શ્રી-

રંગશેઠને મારી સાથે તેડી જઈને આ ક્ષણે ઉઠેલા મારા છેલ્લા સંકલ્પને નિઃસત્ત્વ કરીને પછી નિવૃત્તિને સેવવી છે. આ મારા વચનને સ્વીકારીને આપ હવે અત્રથી પ્રયાણનો નિશ્ચય કરો અને મને આજ્ઞા આપો. આ **શ્રીરંગશેઠ** મારા પક્ષથી આપના સમીપ રહીને આપ સર્વને ત્યાં પધરાવે એટલો શ્રમ એમને હું આ નવીન સંબન્ધથી આપું છું. આ આદિ પ્રેમ વચનોથી **શ્રીમંગલશેઠ**નો અતિ આગ્રહ જાણીને તેમની પ્રાર્થના સર્વએ સ્વીકારી અને તે સમયે જ વૃદ્ધ રાજાએ પોતાના પ્રધાનને આજ્ઞા આપી, અને **શ્રીમંગલશેઠ**ને તે વૃદ્ધ રાજાએ મૂલ્યવાન્ બક્ષિસો આપીને વિદાય આપી અને પોતે જવાનું સ્વીકાર્યું. **શ્રીમંગલશેઠ**આદિ સર્વ ત્યાંથી ઉઠ્યા અને પોતપોતાને સ્થલે ગયા. મંગલશેઠ પોતાના નિશ્ચયપ્રમાણે માનપૂર્વક ત્યાંથી પ્રથમ વિદાય થયા; અને નિશ્ચય કરેલે સમયે **શ્રીરંગશેઠે** પોતાના પુત્રાદિસહિત અને બંને રાજાઓએ પોતાના મનુષ્યોસહિત **શ્રીમં**-ગલશેઠને ત્યાં પધારવા પ્રયાણ કર્યું, મંગલશેઠે પ્રથમથી **શ્રીરંગશેઠ**નિમિત્ત તો ઘટતી વ્યવસ્થા કરાવી હતી અને જઇને અન્ય સર્વમાટે વ્યવસ્થા કરાવી, પોતાના રાજાને સર્વ સમાચાર કહ્યા. તે પણ પ્રસન્ન થયા. **શ્રીરંગશેઠ**ના પધારવાના સમાચાર જાણી પોતાના રાજાસહ મંગલશેઠ સન્મુખ ગયા, અને મોટા માનથી તે ઉભય રાજાને અને **શ્રીરંગશેઠ**ને યોગ્ય સ્થળે ઉતારા આપ્યા. તેમને સર્વને ઉત્તમ પ્રકારનાં ભોજનો તથા જોઇતું સર્વ, સમયે સમયે મળે એવી સઘળા વ્યવસ્થા કરી રાખી હતી, તે જોઈને સર્વ પ્રસન્ન થયા: પછી તેમની સર્વની મોટી સ્વારી કાઢીને નિયમિત સમયે **શ્રીમંગલશેઠે** પોતાને ત્યાં પધરાવ્યા. એને પોતાના રાજા તથા **શ્રીભદ્ર**સહિત તે ચાર રાજાઓની પોતાને ત્યાં એકે સમયે સમયે થયેલી પધરામણી જોઇને વ્યવહારદૃષ્ટિથી **શ્રીમંગલશેઠ** અંતરમાં મોટો હર્ષ માનવા લાગ્યા. **શ્રીમં**-ગલશેઠનો સભામંડપ તથા તેમાં કરેલી શોભા જોઈને રાજાઓ ગર્વ તજીને ચકિત થઇ ગયા. મોટા માનથી સર્વને બેસાડીને તેમનું વિવિધ પ્રકારના પદાર્થોથી વિધિવડે આતિથ્ય કરીને પછી **શ્રીમંગલશેઠે** તે રાજાઓને **શ્રીરંગશેઠ**ને તથા અન્ય મુખ્ય મુખ્ય પુરુષોને સાથે લઇને તથા અન્ય જેની જોવાની ઇચ્છા હોય તેમને આજ્ઞા આપીને પોતાના ભવનમાં પ્રવેશ કર્યો. એક એક સ્થલ અને સ્થલ સ્થલની મૂલ્યવન્ત પદાર્થોથી કરેલી શોભા જોઇને સર્વએ **શ્રીમંગલશેઠ**નાં પૂર્વે વદેલાં વચનો સત્ય છે, એવો નિશ્ચય કરી લીધો. પછી તેમણે ક્રમે કરીને ધનના ભંડારો ઉઘાડી ઉઘાડીને દેખાડવા માંડ્યા. એક એકથી ઉત્તમ એવા મોટા મોટા ધનભંડારને જોઈને

રાજાઓ તો આશ્ચર્ય તથા મોહમાં ડુબી ગયા જણાયા. સર્વ સ્થલોએ સર્વની દષ્ટિ નંખાવતાં **શ્રીમંગલ**શેઠ બહાર નિકળ્યા, અને કહ્યું કે આ ભંડારથી ન્યૂનમાં ન્યૂન દ્વિગુણ ભંડાર આ ભંડારના નીચે ભૂમિમાં સ્થાપેલો છે. પણ તે આપત્કાલવિના ન જોવાની તથા ન કાઢવાની પ્રતિજ્ઞા છે; તેથી મેં જોયું નથી પણ મૂલ પ્રતિજ્ઞા કરનાર પુરુષે પ્રતિજ્ઞા કરવાના સમયે પોતાના પુત્રને દેખાડી પોતાની તત્ક્ષણ કરેલી પ્રતિજ્ઞા તેને આપેલી તેથી પરંપરા હવે જોયા વિના જ પ્રતિજ્ઞા અપાય છે. તે મેં લીધેલી પ્રતિજ્ઞા હવે **શ્રીકંદ**ને આપીને આ સર્વ ઉપાધિથી હું સત્વર નિવૃત્ત થઇશ. આ પ્રમાણે વદતા **મંગલ**શેઠે સર્વને પોતપોતાને આસને આણ્યાં, અને પોતાના નિશ્ચયપ્રમાણે સર્વને વિવિધ મૂલ્યવન્ત પદાર્થો યોગ્યતાપ્રમાણે ભેટ કર્યા, અને દશ દિવસ સર્વને રાખીને રુડી રીતે સર્વનું આતિથ્ય કર્યું. પછી સર્વએ પ્રસન્ન થઈને વિદાય માગી.

**શ્રીરંગ**શેઠનાં સ્ત્રીયે પોતાના પતિને કહ્યું : હે ભગવન્ ! અમે આ **શ્રીભદ્ર**થી અનેકગુણઅધિક **શ્રીકંદ**ને મળેલો વિભવ જોઇને ધિઅક પ્રસન્ન થયાં છીએ, પણ મારા અંતર્‌માં એક એવો સંતાપ થાય છે કે અરે! આ પુત્રને અને પુત્રવધૂઓને હું સદા મારી દષ્ટિઆગળ હવે શી રીતે રાખી શકીશ ? મારા એ પુત્રો તો જાણે મેં બીજાને આપ્યા એવું જ થયું કેની ? આપણને ઈશ્વિરે શું નથી આપ્યું કે આ પુત્રોને આપણે બીજાને આપીએ ?

**શ્રીરંગ**શેઠે પોતાની પત્નીને બહુવિધિ સમાધાન આપ્યું અને કહ્યું : હે સ્ત્રિ ! આપણા મરણપછી આપણે પુત્રોને ક્યાં સાથે રાખીશું ? આ સંસારના સ્વરૂપનો વિચાર કરીને તું ચિન્તા ત્યજ, પ્રસન્ન થઇને પુત્રને સુખમાં સ્થાપ, અને અતિ મમત્વ છે તે શિથિલ કર. તારી ઇચ્છા થશે ત્યારે પુત્રો તારા સમીપ આવવા અથવા તું એમના સમીપ આવવા સમર્થ છે, તો પછી વ્યર્થ ચિન્તાનું શું પ્રયોજન છે ? આ આદિ અનેક વચનોથી સમાધાન આપીને **શ્રીકંદ**ની સ્ત્રીને તથા બાલકને ત્યાં સોંપીને **શ્રીમંગલ**શેઠને તથા **શ્રીકંદ**ને હળીમળીને સર્વસાથે વિદાય થયા. ત્યાંથી **શ્રીભદ્ર**ને ત્યાં આવીને વળી પાંચ રાત્રિ રહીને **શ્રીભદ્ર**નાં સ્ત્રી તથા બાલકને ત્યાં સોંપીને તે વૃદ્ધ રાજારાણીને તથા **શ્રીભદ્ર**ને હળીમળીને ત્યાંથી **શ્રીસાગર**ને તથા તેને મળેલા પદાર્થોને સાથે લઇને પોતાના કનિષ્ટ પુત્રસહ **શ્રીરંગ**શેઠ પોતાને ઘેર આવ્યા. **શ્રીરંગ**શેઠના રાજા પણ **શ્રીરંગ**શેઠના ભાગ્યની તથા **શ્રીમંગલ**શેઠના વિભવ તથા સ્વભાવની પ્રશંસા કરતા

રંગશેઠને મારી સાથે તેડી જઈને આ ક્ષણે ઉઠેલા મારા છેલ્લા સંકલ્પને નિઃસત્ત્વ કરીને પછી નિવૃત્તિને સેવવી છે. આ મારા વચનને સ્વીકારીને આપ હવે અત્રથી પ્રયાણનો નિશ્ચય કરો અને મને આજ્ઞા આપો. આ શ્રીરંગશેઠ મારા પક્ષથી આપના સમીપ રહીને આપ સર્વને ત્યાં પધરાવે એટલો શ્રમ એમને હું આ નવીન સંબન્ધથી આપું છું. આ આદિ પ્રેમ વચનોથી શ્રીમંગલશેઠનો અતિ આગ્રહ જાણીને તેમની પ્રાર્થના સર્વએ સ્વીકારી અને તે સમયે જ વૃદ્ધ રાજાએ પોતાના પ્રધાનને આજ્ઞા આપી, અને શ્રીમંગલશેઠને તે વૃદ્ધ રાજાએ મૂલ્યવાન્ બક્ષિસો આપીને વિદાય આપી અને પોતે જવાનું સ્વીકાર્યું. શ્રીમંગલશેઠઆદિ સર્વ ત્યાંથી ઉઠ્યા અને પોતપોતાને સ્થલે ગયા. મંગલશેઠ પોતાના નિશ્ચયપ્રમાણે માનપૂર્વક ત્યાંથી પ્રથમ વિદાય થયા; અને નિશ્ચય કરેલે સમયે શ્રીરંગશેઠે પોતાના પુત્રાદિસહિત અને બંને રાજાઓએ પોતાના મનુષ્યોસહિત શ્રીમંગલશેઠને ત્યાં પધારવા પ્રયાણ કર્યું, મંગલશેઠે પ્રથમથી શ્રીરંગશેઠનિમિત્ત તો ઘટતી વ્યવસ્થા કરાવી હતી અને જઇને અન્ય સર્વમાટે વ્યવસ્થા કરાવી, પોતાના રાજાને સર્વ સમાચાર કહ્યા. તે પણ પ્રસન્ન થયા. શ્રીરંગશેઠના પધારવાના સમાચાર જાણી પોતાના રાજાસહ મંગલશેઠ સન્મુખ ગયા, અને મોટા માનથી તે ઉભય રાજાને અને શ્રીરંગશેઠને યોગ્ય સ્થળે ઉતારા આપ્યા. તેમને સર્વને ઉત્તમ પ્રકારનાં ભોજનો તથા જોઇતું સર્વ, સમયે સમયે મળે એવી સઘળી વ્યવસ્થા કરી રાખી હતી, તે જોઈને સર્વ પ્રસન્ન થયા. પછી તેમની સર્વની મોટી સ્વારી કાઢીને નિયમિત સમયે શ્રીમંગલશેઠે પોતાને ત્યાં પધરાવ્યા. એને પોતાના રાજા તથા શ્રીભદ્રસહિત તે ચાર રાજાઓની પોતાને ત્યાં એકે સમયે સમયે થયેલી પધરામણી જોઇને વ્યવહારદૃષ્ટિથી શ્રીમંગલશેઠ અંતર્માં મોટો હર્ષ માનવા લાગ્યા. શ્રીમંગલશેઠનો સભામંડપ તથા તેમાં કરેલી શોભા જોઈને રાજાઓ ગર્વ ત્યજીને ચકિત થઇ ગયા. મોટા માનથી સર્વને બેસાડીને તેમનું વિવિધ પ્રકારના પદાર્થોથી વિધિવડે આતિથ્ય કરીને પછી શ્રીમંગલશેઠે તે રાજાઓને શ્રીરંગશેઠને તથા અન્ય મુખ્ય મુખ્ય પુરુષોને સાથે લઇને તથા અન્ય જેની જોવાની ઇચ્છા હોય તેમને આજ્ઞા આપીને પોતાના ભવનમાં પ્રવેશ કર્યો. એક એક સ્થલ અને સ્થલ સ્થલની મૂલ્યવન્ત પદાર્થોથી કરેલી શોભા જોઇને સર્વએ શ્રીમંગલશેઠનાં પૂર્વે વદેલાં વચનો સત્ય છે, એવો નિશ્ચય કરી લીધો. પછી તેમણે ક્રમે કરીને ધનના ભંડારો ઉઘાડી ઉઘાડીને દેખાડવા માંડ્યા. એક એકથી ઉત્તમ એવા મોટા મોટા ધનભંડારને જોઈને

રાજાઓ તો આશ્ચર્ય તથા મોહમાં ડુબી ગયા જણાયા. સર્વ સ્થલોએ સર્વની દૃષ્ટિ નંખાવતાં **શ્રીમંગલ**શેઠ બહાર નિકળ્યા, અને કહ્યું કે આ ભંડારથી ન્યૂનમાં ન્યૂન દ્વિગુણ ભંડાર આ ભંડારના નીચે ભૂમિમાં સ્થાપેલો છે. પણ તે આપત્કાલવિના ન જોવાની તથા ન કાઢવાની પ્રતિજ્ઞા છે; તેથી મેં જોયું નથી પણ મૂલ પ્રતિજ્ઞા કરનાર પુરુષે પ્રતિજ્ઞા કરવાના સમયે પોતાના પુત્રને દેખાડી પોતાની તત્ક્ષણ કરેલી પ્રતિજ્ઞા તેને આપેલી તેથી પરંપરા હવે જોયા વિના જ પ્રતિજ્ઞા અપાય છે. તે મેં લીધેલી પ્રતિજ્ઞા હવે **શ્રીકંઠ**ને આપીને આ સર્વ ઉપાધિથી હું સત્વર નિવૃત્ત થઇશ. આ પ્રમાણે વદતા **મંગલ**શેઠે સર્વને પોતપોતાને આસને આણ્યાં, અને પોતાના નિશ્ચયપ્રમાણે સર્વને વિવિધ મૂલ્યવન્ત પદાર્થો યોગ્યતાપ્રમાણે ભેટ કર્યા, અને દશ દિવસ સર્વને રાખીને રુડી રીતે સર્વનું આતિથ્ય કર્યું. પછી સર્વએ પ્રસન્ન થઈને વિદાય માગી.

**શ્રીરંગ**શેઠનાં સ્ત્રીયે પોતાના પતિને કહ્યું : હે ભગવન્ ! અમે આ **શ્રીભદ્ર**થી અનેકગુણઅધિક **શ્રીકંઠ**ને મળેલો વિભવ જોઇને ધિઅક પ્રસન્ન થયાં છીએ, પણ મારા અંતરૂમાં એક એવો સંતાપ થાય છે કે અરે ! આ પુત્રને અને પુત્રવધૂઓને હું સદા મારી દૃષ્ટિઆગળ હવે શી રીતે રાખી શકીશ ? મારા બે પુત્રો તો જાણે મેં બીજાને આપ્યા એવું જ થયું કેની ? આપણને ઇશ્વિરે શું નથી આપ્યું કે આ પુત્રોને આપણે બીજાને આપીએ ?

**શ્રીરંગ**શેઠે પોતાની પત્નીને બહુવિધિ સમાધાન આપ્યું અને કહ્યું : હે સ્ત્રિ ! આપણા મરણપછી આપણે પુત્રોને ક્યાં સાથે રાખીશું ? આ સંસારના સ્વરૂપનો વિચાર કરીને તું ચિન્તા ત્યજ, પ્રસન્ન થઇને પુત્રને સુખમાં સ્થાપ, અને અતિ મમત્વ છે તે શિથિલ કર. તારી ઇચ્છા થશે ત્યારે પુત્રો તારા સમીપ આવવા અથવા તું એમના સમીપ આવવા સમર્થ છે, તો પછી વ્યર્થ ચિન્તાનું શું પ્રયોજન છે ? આ આદિ અનેક વચનોથી સમાધાન આપીને **શ્રીકંઠ**ની સ્ત્રીને તથા બાલકને ત્યાં સોંપીને **શ્રીમંગલ**શેઠને તથા **શ્રીકંઠ**ને હળીમળીને સર્વસાથે વિદાય થયા. ત્યાંથી **શ્રીભદ્ર**ને ત્યાં આવીને વળી પાંચ રાત્રિ રહીને **શ્રીભદ્ર**નાં સ્ત્રી તથા બાલકને ત્યાં સોંપીને તે વૃદ્ધ રાજારાણીને તથા **શ્રીભદ્ર**ને હળીમળીને ત્યાંથી **શ્રીસાગર**ને તથા તેને મળેલા પદાર્થોને સાથે લઇને પોતાના કનિષ્ટ પુત્રસહ **શ્રીરંગ**શેઠ પોતાને ઘેર આવ્યા. **શ્રીરંગ**શેઠના રાજા પણ **શ્રીરંગ**શેઠના ભાગ્યની તથા **શ્રીમંગલ**શેઠના વિભવ તથા સ્વભાવની પ્રશંસા કરતા

સુખરૂપ પોતાને સ્થાને આવી પ્રાપ્ત થયા. પછી **શ્રીરંગશેઠે** તથા **શ્રીમતીએ** ક્લેશમુક્ત થઈને પોતાના બે પુત્રોને પોતાના સર્વ ધનાદિ પદાર્થના બે સમ વિભાગ કરીને આપ્યા, અને તે બંને સ્ત્રીપુરુષે એકાંતમાં રહીને મોહમમત્વ તથા અભિમાનને ત્યજતાં **પરમેશ્વરપરાપણ** મતિ કરી આનન્દમાં આયુષ્ ગાળ્યું. પેલાં વૃદ્ધ રાજારાણીએ પણ **શ્રીભદ્રને** સર્વ રાજ્યનો ભાર સોંપીને એકાન્તમાં રહીને મોક્ષસાધન સાધતાં, મહાપુરુષોના સમાગમ કરતાં આનન્દમાં આયુષ્ ગાળ્યું, અને **શ્રીમંગલશેઠે** પણ પોતાનો સર્વ વ્યવહારભાર **શ્રીકંઠના** મસ્તકે મૂકીને વસ્તુવિવેકથી સ્વરૂપાનુસન્ધાન કરતાં જીવન્મુક્તિસુખનો લાભ લીધો. અને પરમાનન્દભોગવડે આયુષ્ વ્યતીત કર્યું. આ પ્રકારે સર્વ સુખાનુભવ કરી આયુષ્ના અવધિએ પરમપદને પામ્યાં.

**વિજયા :** જય જય **શ્રીસદ્‌ગુરુદેવ**, (સર્વ બોલે છે, પછી નિયમપ્રમાણે પદ બોલે છે.)

**પદ. ગરબી.** (અધિકારી રે આશ વિષયની ટાળો, એ લય.)

મન માની રે, શિખામણ આ સારી, મેળવજે મોક્ષની બારી,
તુજ દોષો રે, જોજે ધારી ધારી, પછી ત્યજજે સર્વ વિચારી.
નિન્દા પરની તું ન કરજે રે,
પરધન લોભે ના હરજે રે,
પરવિષયે ચિત્ત ન ધરજે રે,
તું તરજે રે, પ્રભુપદ પ્રીતિ ધારી, મેળવજે મોક્ષની બારી; મન૦
મન જોજે રે, દુર્ગુણથી દુઃખ આવે, વળી ક્ષણ ક્ષણ તે બહુ તાવે.
સઘ સમજી રે, ત્યજજે જો ઉર ભાવે, તેવિણ કદી સુખ તો ના’વે.
બહુ પિલાતા જો પાપે રે,
બહુ પ્રજળે છે જો તાપે રે,
પ્રભુવિણ કો દુઃખ ન કાપે રે,
એ જાણી રે, દુર્ગુણદોષ નિવારી, મેળવજે મોક્ષની બારી; મન૦
મહા પાપી રે, મહાદુઃખ પામી મરતા, વળી વળી દુઃખમાં અવતરતા.
જન સઘળા રે, જોતા પણ નથી ડરતા, સજી પુણ્ય નથી સઉ ઠરતા.
કો છળ રચી પેટ જ ભરતા રે,
નિજપરહિતને નથી કરતા રે,
કુમાર્ગે નિત્ય વિચરતા રે,
પણ તું તો રે, માની શિક્ષા મારી, મેળવજે મોક્ષની બારી; મન૦

ગુરુશાસ્ત્રની રે, આજ્ઞા જે શિર ધારે, તે આવે ભવને આરે.
વસી સ્વર્ગે રે, સઘળાં દુ:ખ વિસારે, નિજ જયને નિત્ય વિચારે.
સાધન શુભ સર્વે સાધી રે,
સદ્‌ગુણમાં પ્રતિદિન વાધી રે,
ગુરુઈશ્વર નિત્ય આરાધી રે,
નરહરિની રે, સાહ્યવડે રિપુ મારી, મેળવજે મોક્ષની બારી; મન૦

**ભાગી૦ :** જય જય **શ્રીસદ્‌ગુરુદેવ.** (સર્વ બોલે છે.)

**ચંચળા :** હેં **ભાગીરથીબહેન** ! આ **મંગલશેઠ**ના ધનનો તો જાણે પાર જ નથી. મને તો સાંભળતાં જ જાણે પારવનો હરખ થયો. હું તો જાણુતી’તી કે આ **શ્રીરંગશેઠ** જ મોટા ધનવાન્ હશે પણ આ તો એમનાથીએ વધી પડ્યા.

**ભાગી૦ :** જુઓ **ચંચળબહેન** ! ‘ ભલાભલી પૃથ્વી પડી છે’ એવું લોકમાં કહેવાય છે. વળી ‘ શેરને માથે સવાશેર ’ એવું કહેવાય છે; એની મતલબ એ જ છે કે આ જગત્‌માં એકએકથી ચઢીયાતા અનેક પડ્યા છે.

**વિજળી :** પણ **ચંચળબહેન** ! એ પૈસાનો જો ખરો ઉપયોગ કરે ત્યારે તો ધનવાળા ખરા, નહિ તો પછી ભોંયમાં ભંડારીને સાચવ્યા કરે તેવાને તો ધન હોય તોએ ને ન હોય હોય તોએ સરખું જ છે કેની ?

**ચંચળા :** અલી **વિજળી** ! તું બોલે છે તો બરાબર, પણ બોલ્યાપ્રમાણે ચાલે છે ખરી ? તું મોકળા મનથી ખરચ કરે છે ખરી !

**વિજળી :** અમારા ગજાપ્રમાણે ખરચીએ, પણ તમારી પેઠે જો હું લક્ષાધિપતિ હોઉં તો તો સારી રીતે પુનદાન કરું એમ મનમાં થાય છે. પછી મળે ત્યારે મન નીચું થતું હોય તો બાવા પરમેશ્વર જાણે.

**ચંચળા :** જો બહેન ! સાચું પૂછે તો આ જે દહાડાથી અમને કથા સાંભળીને સંસારનો સાર સમજાયો છે તે દિવસથી તો અમારું બંનેનું મન સુધરતું દેખાય છે. લગાર લગાર હાથને પણ છૂટો મૂક્યો છે, ને હજી ભગવાન્‌પાસે માગીએ છીએ કે સારી પેઠેમ સારે માર્ગે પૈસા ખરચાય એવું મન કરજો. પરમેશ્વર કરશે તો ધીરે ધીરે થશે એવી આશા છે. પછી તો બહેન ! આપણું જીવનું ધાર્યું કંઈ થાય છે ?

**વિજળી :** જુવો **ચંચળબહેન** ! આ કથા તો આજે પુરી થઈ. હવે કાલથી વળી બીજી કથા ચાલશે. તે પણ મને લાગે છે કે આનાથીએ સારી હશે.

**ચંચળા** : બહેન ! કથા તો બધી એકએકથી ચઢતી જ આવે છે, પણ આપણાથી જ્યારે તેના સાર લેઈ ને સુધરાય ત્યારે તે સાર્થક થઈ ગણાય. પણ હવે વળી પરમેશ્વરે સઉને એવો સમય આપ્યો છે કે કથામાં કંઈક ભંગાણ પડશે. એ કથાવગર બે મહિના કાઢવા પડશે તે મને તો મહા દુ:ખ દેનારજેવા લાગશે. પણ શું કરીએ ? એમાં આપણો ઉપાય નથી.

**ભાગી૦** : જુવો ચંચળબહેન ! પરમેશ્વર આપણને સઉને પાછાં આમ નિર્વિઘ્ન એકઠાં બેસાડે અને પ્રસન્ન મનથી આ કથાનો લાભ લેવા દે, એ જ આપણે સઉએ ઇશ્વિરપાસે માગવાનું છે.

**ચંચળા** : પરમેશ્વરની આપણા ઉપર દયા છે તો એટલી આશા ભગવાન્ પૂરી પાડશે એમ મને તો સૂઝે છે.

**વિજળી** : એ તો પરમાત્મા સઉ સારાંવાનાં કરશે. પણ હવે વિજયાલક્ષ્મીબહેન, કંઈ એવી કથા જાણતાં હોય અને કહે તો સારું કે જેમાંથી બાળકોને સારી રીતે ઉછેરવાનું તથા કેળવવાનું જ્ઞાન આપણને મળે; અને વળી છોકરાંની ઉપાધિવાળાને પોતાનું કલ્યાણ કરવામાં પણ તે ઉપાધિ નડે નહિ. ને સુખથી કલ્યાણ સધાય એવાં સહેલાં સાધનોનું પણ ભાન થાય.

**ચંચળા૦** : અરે બહેન ! તું ધીરજ રાખને. વિજયાલક્ષ્મીબહેનને તો બધુંએ જાણવામાં છે, અને કહેશે. આપણાથી એમને કોઈ વધારે નથી.

**પારવતી૦** : લો બલીઓ ! ચાલો હવે ઉઠો. રોજનો વખત તો ક્યારનોએ થઈ ગયો છે. વળી સાંજે વહેલા પરવારીને આવવું છે કેની ?

**ભાગી૦** : હા હવે આપણે સર્વ ઉઠો. [ એમ બોલી સર્વસહ જય જય બોલી ઉઠે છે, અને વારા ફરતી સર્વ ઉતરીને પોતપોતાને ઘેર જાય છે. ]

**કૃષ્ણ૦** : (ચાકરીથી ઘેર જતાં દાસની દુકાનઆગળ આવી ) કેમ સેઠ સાહેબ ! સું થાય છે ?

**દાસ** : આવો આવો કિસનલાલ માસ્તર ! આવો આપણે સાથે જ જઇએ છીએ.

**કૃષ્ણ૦** : (આવી બેશીને ) કેમ સેઠ ! સા વિચારમાં બેઠા'તા ? કંઈ વાતચીત ચાલતી'તી કે અમસ્થા જ ?

**દાસ** : ના, એ તો આ વેપારી બેઠા છે તે કહેતા'તા કે સાલો હવે કોઈ વેપારમાં કસ જણાતો નથી ને કંઈ નસીબનો જોગ એવો છે કે જેમાં તેમાં ગોથું જ ખાઈ જવાય છે, એટલે સું કરવું તે કંઈ સૂઝતું નથી. ત્યારે આ અમારે પાઠકજી મ્હારાજ બેઠા છે તેમણે કહ્યું કે ભાઇ ! દિવસબલવગર કંઈ બનતું નથી. જ્યારે માણસને નબલા દિવસ આવે છે ત્યારે તેને કંઈ સૂઝતું નથી. અક્કલ પણ મારી જાય છે, આ પ્રમાણે તમને કહું વાત ચાલતી'તી, સમજ્યા કેની ? એમાં કહો માસ્તર ! તમારો સો અભિપ્રાય છે ?

**કૃષ્ણ૦** : જુવો સેઠ ! ખરું પૂછો તો દિવસબલને કે નસીબના જોગને કંઇ અમે માનતા નથી. અમે તો એટલું જ કહીએ છીએ કે બસ ઉદ્યોગ કરવો, ને પૈસા કમાવા.

**વ્યાપારી** : જુવો ભાઈ કસનદાસ ! તમે કહો છો તે તો બધું ઠીક છે.પણ હું તમને પૂછું કે ઉદ્યોગ કરતાં સાલું અવલું પડે છે. તેનું સું કારણ ?

**કૃષ્ણ૦** : એમાં કારણ બીજું સું ! વિચારસક્તિ ઓછી, તે વગરસમજ્યું કરે, ને પછી અવલું ફલ મેલવે. વિચાર કરે તો કંઈ નહિ.

**વ્યાપારી** : જુવો ભાઈ ! વિચાર કર્યા વગર તો કોઈ કામ કરતું જ નથી, પણ તમે કહો કે વિચારસકિત ઓછી, તો પછી તે ઓછી હોવાનું સું કારણ ?

**કૃષ્ણ૦** : વિચારસકિત ઓછી હોવાનું કારણ તો એ જ કે તેનામાં બુદ્ધિ ઓછી. એમાં તે સું પૂછો છો મારા ભાઈ ! એ તો સઉ જાણે.

**વ્યાપારી** : અરે સઉ જાણે તો ભલે. તમે જ અમને કહોની કે એક માણસમાં ઓછી બુદ્ધિ ને એક માણસમાં વધારે બુદ્ધિ હોવાનું કારણ સું ?

**કૃષ્ણ૦** : એમ બધાનું કારણ પૂછી પૂછીને તમારે સું કરવું છે તે કહેસો ? તમારી મતલબ એ છે કે એમ કારણ પૂછતાં પૂછતાં મારી પાસે તમારે સઉનું કારણ નસીબ કહેવડાવવું છે; પણ એ તમારો દહાડો વલવાનો નથી. સમજ્યા મહેરબાન ! જેનું કારણ નહિ સમજાય તેનું કારણ નસીબ ગોઠવવું એવું અમને પસન નથી. અમે તો ખરું હસે તે જ કહીસું. સમજ્યા કેની ?

**વ્યાપારી** : એ તો બધું સમજ્યા, પણ હવે તમે જે ખરું જાણ્યું હોય તે કહોની એટલે અમે પણ જાણીએ તો ખરા કે તમે પણ ખરાના જાણપુરસ કેવા છો ?

કૃષ્ણ૦ : (લગાર વિચારમાં પડીને પછી) હવે એમાં તે સી મોટી વાત છે કે પૂછપૂછ કરો છો ! ઓછીવત્તી બુદ્ધિ હોવામાં તો સંજોગ કારણ છે. સંજોગપ્રમાણે બુદ્ધિ પેદા થાય છે.

**વ્યાપારી** : જુવો ભાઈ ! અમે કંઈ તમારી પેઠે ના સમજાય ત્યાં સંજોગને ગોઠવવામાં ડહાપણ સમજતા નથી; માટે તમે ના સમજાય ત્યાં સંજોગ ગોઠવસો નહિ. જો તમે ખરું સમજતા હો તો-બરાબર ખુલાસાથી કહો કે સંજોગ એટલે સું ? ને ઓછીવધતી બુદ્ધિ બંધાવામાં ઓછોવધતો સંજોગ કેવો થાય છે ! અને તેવો જૂદો જૂદો સંજોગ હોવાનું કારણ સું ? આમ તમે સફાઈ મારીને અમને આંજવા જસો તેથી કંઈ અમે અંજાવાના નથી; સમજ્યા કેની ?

કૃષ્ણ૦ : અરે ભલભલાને આંજી નાંખીએ તો વલી તમે તે કોણ ગણતરીમાં ! લો સમજો. જુવો હું તમને હવે ખુલાસાથી કહું છું તે જુવો. આ તમારું સરીર જેમ બહુ વસ્તુનું બનેલું છે તેમ આ તમારી બુદ્ધિ પણ બહુ વસ્તુની બનેલી છે. તમે સમજતા હસો કે એક બુદ્ધિ કહી, એટલે તે એક જ વસ્તુની બની હસે, પણ તેમ નથી; સમજ્યા કેની ? એમાં બહુ વસ્તુમાંની કોઈમાં કંઈ વસ્તુ વધારે આવી અને કોઈમાં કંઈ વસ્તુ ઓછી આવી. એનું નામ અમે સંજોગ કહીએ છીએ. ને તે સંજોગનું તમે કારણ પૂછસો તો અમે તેનો ખુલાસો એ જ કહીએ છીએ કે તે સંજોગ તો અકસ્માત્ અચાનક જ તકથી બની જાય છે. એમાં કંઈ નસીબ કે નબલો દિવસ છે જ નહિ. સમજણ પડી કેની.!

**વ્યાપારી** : અરે ભાઈ ! સમજણ તે સાની તમારા કરમની પડે ? મહીં તમે જ સમજતા નથી ને અમને તે સું સમજણ પાડતા'તા ! મહીં સંજોગ ને અકસ્માત્ ને અચાનક ને તક બોલ્યા, એથી કંઈ તમારો દા'ડો વલ્યો ! જો સમજતા હો તો એમ સમજાવોની કે આ સરીરમાં આટલી જ વસ્તુ હોય છે, ને આટલી ફલાણી ફલાણી વસ્તુની બુદ્ધિ બને છે. તેમાં આવાં કારણ હોય ત્યાં આ વસ્તુ આ રીતે ઓછી વધતી આવે છે ને તેનો આ ઓછોવધતો યોગ થવામાં આટલાં મુકરર કારણો છે. તેમાં ફલાણી વસ્તુ બુદ્ધિમાં વધતી હોય તો આવી બુદ્ધિ થાય. ને ફલાણી વસ્તુ ઓછી હોય તો આવો ગુણ પેદા થાય. અને આવી બુદ્ધિ કરવી હોય ને આ વસ્તુ મહીં વધારવી હોય તો આ ઉદ્યોગથી વધારાય કે ઘટાડાય. એ બધું બરાબર જાણતા હો તો સમજાવોની ? આમ તક ને અચાનક કહી કહીને મોતનાં ફાંફાં સું મારો છો ! નહિ તો ચોખ્ખી ના કહો કે ખરે-

ખર આ સરીર ને બુદ્ધિ સાથી ને કેવી રીતે બંધાય છે, તે અમે જાણતા નથી. વળી તમે ગમે તે વસ્તુનાં નામ દઈને કહેસો કે આટલી વસ્તુની બુદ્ધિ બને છે ને આમ કરવાથી ફલાણી વસ્તુ વધેઘટે છે, તો તેથી પણ તમે ન્યાલ થયા જાણસો નહિ. તેનો પ્રયોગ કરીને દાખલો કરી બતાવવો પડસે, ત્યારે મનાસે. સમજ્યા ભાઈ! એવાં ગપ્પાં મારો તે બીજી જગાએ ચાલસે. અહિં નહિ ચાલે. સમજ્યા કેની ? લો બોલો હવે.

કૃષ્ણ૦ : બેસો બેસો મારા ભાઈ! બોલવાની અક્કલ તો છે નહિ; ને ડાહ્યા થઈને બોલવા બેસો છો. નથી તો કંઇ વિદ્યા ભણ્યા ને નથી તો વિદ્વાન્ લોકોની સોબત કરી, ને એમ ને એમ બધું સમજવું છે! એમ તે સું બાપનું કરમ સમજવાના હતા ? એ વાતના રસ્તા તો ઘણા ઉંડા છે, સમજ્યા ?

**વ્યાપારી** : ભલે ભાઈ ! તમારું ને તમારા બાપનું કરમ તે ઉંડા રસ્તામાં પડ્યું હોય તો તમે તમારી મેલે તે ઉંડા ખાડામાં પડીને સોધો ને સમજો. અમારે તો જે જોઇએ તે બધું સીધા ને સપાટ રસ્તામાં છે. અમારે તમારી પેઠે ખાડામાં પડવું પડે તેમ નથી.

**દાસ:** (વાતમાં વઢવાડ વધી જશે એમ જાણીને) હસે હસે ભાઈ! એ વાતને હવે પડી મૂકો, પણ માસ્તર! આપણી જે મુદ્દાની વાત છે તે ઉપર આવોને. લગાર એ ભાઇને કંઈ પૈસા મલે એવો ઉદ્યોગ બતાવો. (એમ બોલી પછી પેલા વ્યાપારીને કહે છે) જુવો ભાઈ! એ તો અંગરેજી ભણેલા માસ્તર છે. એમની સાથે આપણી વેપારીની રીતથી વાત નહિ કરવી, પણ લગાર માનથી કરવી; સમજ્યા કેની ? ( કૃષ્ણ૦ને ) લો બોલો માસ્તર ! હવે જે ઉપાયથી ધન મલે તે કહો.

**કૃષ્ણ૦** : જુવો સેઠ ! એમ ઘરમાં બેઠે બેઠે 'ધન મળે' 'ધન મળે' એમ કરવાથી કંઈ ધન મળતું નથી. પહેલાં તો તજવીજ કરવી જોઇએ કે બીજા લોકો ધન સી રીતે મેળવે છે ? અને પછી જે ધંધાથી કે યુક્તિથી બીજા લોકો ધનવાન્ થતા હોય તેવા ઉદ્યોગ કરવા; એટલે આપણને પણ ધન મળે. એમાં કંઇ મોટી નવાઈની વાત નથી.

**વ્યાપારી** : ( પેલા પાઠકજી બ્રાહ્મણને ) કેમ મ્હારાજ! આ કસનદાસભાઈ કહે છે તેમ બીજાનું જોઈ ને તે ધન મેળવતા હોય તેવો જ ઉદ્યોગ કરે તો ધન મળે ખરું ?

**પાઠકજી** : ભાઇ ! એ કહેતા હશે તો ડાહ્યા છે. પણ અમારી ધ્યાનમાં તો એ વાત ઉતરતી નથી. દેખાદેખી ધંધો કરવે ધન મળતું હોય તો

સાળાં દેવાળુ શી રીતે કાઢે ? બધાએ એકબીજાનું જોઈને જ ધંધા કરે છે કેની ? એ તો કંઈક પરમેશ્વર અનુકૂળ હોય, આપણા સારા સંસ્કાર હોય, અને ચોગ્ય રીતે દૃષ્ટિ પહોંચાડી કામ કરે તો ધન મળે. ને કોઈને તો ભાઈ સહજમાં પણ ધન મળે છે તેથી ઉદ્યોગ કરે તો જ સઉને મળે, અથવા ઉદ્યોગવગર કોઇને જ ન મળે એમ પણ કહેવાય નહિ. એમાં ધન મળવામાં જે જે દૃષ્ટઅદૃષ્ટ કારણોની જરૂર છે તેને જો ચોગ આવી જાય તો ધન મળે, નહિ તો દેખાદેખી ઉદ્યોગ કરે તો પછી પ્રસંગે પેલા હજામભાઇજેવું પણ થાય. સમજ્યા ભાઈ?

**દાસ** : હે પાઠકજી મ્હારાજ ! 'પેલા હજામભાઇજેવું થાય' એટલે સું ? એમાં કંઈ અમને સમજાયું નહિ.

**પાઠકજી** : એ તો એક નીતિના ગ્રંથમાં કોઈ હજામ દેખાદેખી ધન મેળવવાને ઉદ્યોગ કરીને માર્યો ગયો છે તેને દૃષ્ટાંત છે. તેની વાર્તા કહી.

**દાસ** : ત્યારે લગાર દયા કરીને જો જાણવામાં હોય તો ટુંકામાં કહી દોને, એટલે અમને પણ સમજાય તો ખરું કે તે કેમ થયું હતું.

**પાઠકજી** : જોજો ભાઈ! કોઈ દુઃખ ના લગાડશો હોં. જેવું સાંભળ્યું છે તેવું કહું છું. જુઓ શેઠ! દક્ષિણમાં પૂર્વે કોઈ એક **પાટલીપુત્ર**નામનું મોટું નગર હશે. ત્યાં આપણા આ વ્યાપારીભાઇજેવો કોઈ **મણિભદ્ર**નામનો એક મોટો શ્રીમાન્ શેઠ રહેતો હતો. તે **મણિભદ્ર** શેઠ બહુ પુણ્યાત્મા પુરુષ હતો, તથા મોટા દેશદેશના વ્યાપારને કરનારો હતો; તેથી દૈવગતિથી કંઈક ધર્મ-દાનમાં અને કંઈક વ્યાપારમાં જતાં તેને સઘળો પૈસો માર્ગે પડી ગયો, અને દરિદ્રતા આવીને ઉભી રહી. તે સમયે વૈભવ બધો જતો રહેવાથી તે મહા દુઃખને મનમાં અનુભવવા લાગ્યો. એક દિવસ રાત્રે પોતાના બિછાનામાં સુતો સુતો સંતાપથી વિચાર કરવા લાગ્યો કે અરેરે! આ દારિદ્ર્યદુઃખને પણ ધિક્કાર છે. આ જગતમાં જો કોઈ પુરુષ સારી ચાલનો હોય, પવિત્ર મનનો હોય, ક્રોધરહિત શાન્ત ચિત્તવાળો હોય, સર્વ વિદ્યામાં નિપુણ વા ચતુર હોય, મધુર ભાષણ કરનારો હોય, અને ઉત્તમ કુલમાં જન્મેલો હોય, પરન્તુ જો તે ધનવિનાનો હોય તો તે સર્વ જનમંડલમાં કદી શોભાને પામતો નથી. અરેરે! જેમ વસંત ઋતુના વાયુવડે શિશિર ઋતુની શોભા પ્રતિ-દિવસ ન્યૂનતાને પામતી જાય છે, તેમ નિરન્તર કુટુંબના ભરણપોષણની ચિન્તાવડે બુદ્ધિમાન્ મનુષ્યની બુદ્ધિ પણ ધનની અપ્રાપ્તિથી પ્રતિદિવસ ઓછી થતી જાય છે. અરે! મન્દ વિભવવાળા અર્થાત્ ધનવિનાના પુરુષની મતિ કદાચિત્ મોટી હોય છે, તો પણ રોજ ઘી, તેલ, ચોખા, દાળ, મીઠું,

બળતણ, અને વસ્ત્રપાત્રાદિ પદાર્થોની ચિન્તાવડે અવશ્ય નાશને પામે છે. ખરે,સુન્દર દેખાતું એવું પણ ધનવિનાનું ઘર,તારાવિનાના આકાશજેવું, જળ સુકાઈ ગયું છે જેનું એવા સરોવરજેવું, અને શ્મશાનજેવું સત્ત્વરહિત ભયંકર ભાસે છે. આ જગતમાં નિર્ધનના મનોરથ તો માત્ર મનમાં થઈને કૂવાની છાયાપેઠે મનમાં જ શમાય છે. અરેરે ! આ લોકમાં ધનવાન્ પુરુષો જેવા પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાને, માતાપિતાને, બન્ધુવર્ગને, મિત્રોને, સ્ત્રીને અને સ્વજનોને પ્રીતિપાત્ર ભાસે છે, તેવા નિર્ધન પુરુષો તે તે સંબન્ધીવર્ગને પ્રીતિપાત્ર ભાસતા નથી. ખરે જેમ જળમાં થયેલા પરપોટાઓ થઈ થઈને મટી જાય છે, તેને કોઈ જાણતું પણ નથી, તેમની રીતે આ જગતમાં મનુષ્યસમુદાયસમીપ રહેલા ધનવિનાના મનુષ્યને પણ ઉપજ્યો-ખપ્યો કોઈ જાણતું નથી.

સારા કુલવાળા, તથા કુશલ એવા સત્પુરુષનો ત્યાગ કરીને લોકો કુલ, કુશલતા અને સદ્ગુણવિનાના પણ ધનવન્ત પુરુષોપ્રતિ વસતાં જાણે કલ્પતરુતળે વસતા હોય તદ્વત્ આનન્દ માને છે; જેથી આ લોકમાં વિદ્યા તથા સારા કુલમાં જન્મ આપનાર કરેલાં પૂર્વનાં સુકૃત તો જાણે નિરર્થક જ હોય નહિ એવાં ભાસે છે. વિદ્યાવાળા અને સારા કુલમાં ઉત્પન્ન થયેલા પુરુષો પણ ધનવાન્‌નું દાસત્વ કરે છે. નિધિથી પૂર્ણ એવો સમુદ્ર ગર્વથી ગર્જના કરે છે તોપણ કોઈ તેને હીનપદ આપી નિન્દતું નથી, તેમ જ આ લોકમાં ધનસંપત્તિથી પૂર્ણ એવા મોટાશ્રીમંત પુરુષો ગર્વઆદિ નિન્દ્ય દોષોથી યુક્ત હોય છે તોપણ તે ધનિને હીનપદ આપી તેને કોઈ નિન્દતું નથી. અરેરે ! કુટુંબમાં, જ્ઞાતિમાં અને એવાં જ જનમંડળમાં નિર્ધનને સંમાન ભાગ્યે જ મળે છે. ધન જવાથી તેનો આગળ પડીને બોલવાનો અધિકાર પણ જતો રહે છે. અને તે કદાચિત્ બોલે છે તો તેના શબ્દને કોઈ માન આપતું નથી; જેથી જનસમૂહમાં સર્વ અધિકાર ધનને જ મળેલા હોય એમ ભાસે છે. ઘણું કરીને નિર્ધનની સાચી વાર્તાઓ પણ જુઠી મનાય છે. તેના યોગ્ય વિચાર અયોગ્ય મનાય છે. તેનું જ્ઞાન પણ અજ્ઞાનજેવું ગણાય છે; અને તેની સર્વ પ્રકારની પૂર્ણતા તે મૂર્ખતાસમાન લેખાય છે. માટે મતિનું સમ્યક્‌પણું નથી જેમનામાં એવા આ વ્યાવહારિક જનોમાં તો ધન કે ધનવાન્‌સમાન કોઈની પણ શ્રેષ્ઠતા મનાતી નથી.

આ આદિ અનેક પ્રકારના વિચારને કરતો તે શેઠ એમ પણ વિચાર કરવા લાગ્યો કે અરેરે ! એકવાર મોટા વૈભવથી રહેલા મારાજેવાએ આ દરિદ્રતાંના મહાન્ દુઃખને અનુભવતાં જીવવું અને જનોદેખતાં દીનપણે

વસવું, એ કરતાં તો મરવું ઉત્તમ છે; તો પણ આત્મઘાત કરવો એટલે પોતાની મેળે જ વિષ ખાઈને કે ઉંચેથી પડીને કે જળમાં ડુબીને કે અગ્નિમાં પ્રવેશીને મરવું, અર્થાત્ અકારણ પોતાના પ્રાણનો દેહથી વિયોગ કરવો, એરૂપ જે આત્મહત્યા કરવી તેનો મોટો દોષ ગણ્યો છે. શાસ્ત્રમાં પણ આત્મઘાતસમાન મોટું બીજું કોઈ પણ પાપ ગણ્યું નથી. આપ્તવાક્ય પણ એવાં છે કે આત્મઘાતી મહા પાપીના અનેક જન્મ એવાને એવા દુઃખમાં જ જાય છે. માટે મારે તો આ આવેલી આપત્તિજોડે યુદ્ધ કરતાં ધૈર્યથી દિવસો કાઢવા જોઈએ, પણ અકળાવું જોઈતું નથી. ઈશ્વરેચ્છા-બલે સર્વ રીતે અનુકૂલ થશે; અને જે કંઈ થાય છે અર્થાત્ જે જે સ્થિતિ આપણને પ્રાપ્ત થાય છે તે તે આપણા હિતને અર્થે જ છે, એમ માની આપત્તિમાં પડેલા મનુષ્યે સંતોષથી રહેવું જોઈએ. એ પ્રમાણે વિચારી દુઃખી ચિત્તથી તે શેઠ સુતો. તેને નિદ્રા લેતાં સ્વપ્ન થયું. તે સ્વપ્નમાં તેને **પદ્મનિધિએ** ક્ષપણકના રૂપમાં અર્થાત્ જૈનમાર્ગના દિગંબરી યતિના રૂપ-માં દર્શન દીધું, અને આ પ્રમાણે કહ્યું કે હે શેઠ ! તું વૈરાગ્યને ન પામ. ખેદ ન કર. હું **પદ્મનિધિ** છું, અને તારા પૂર્વજોએ મને સંપાદન કર્યો છે, તે હું આ પ્રકારના રૂપમાં જ સવારમાં તારા ઘરમાં આવી પ્રાપ્ત થઈશ. તે સમયે તું મને એક ધોકો લઈને મારા મસ્તકમાં મારજે, એટલે હું ત્યાં સુવર્ણમય થઈને પડીશ અને પછી અક્ષય થઈને તારા ઘરમાં રહીશ. આ પ્રમાણે કહીને તે **પદ્મનિધિ** અદૃશ્ય થઈ ગયો. પછી સવારમાં તે શેઠ જાગ્યો, સ્વપ્નસંબન્ધી વિચાર કરતો પોતાના મનમાં કહેવા લાગ્યો કે આ સ્વપ્ન સત્ય હશે કે મિથ્યા હશે ? ઘણું કરીને તો તે મિથ્યા હોવું જોઈએ. કારણ કે હું નિરન્તર ધનનું ચિન્તન કરું છું. અને એ સંબન્ધમાં સ્વપ્નફલ કથન કરનારે પણ કહ્યું છે કેઃ—

**व्याधितेन सशोकेन चिंताग्रस्तेन जंतुना ।**
**कामार्तेनाथ मत्तेन दृष्टः स्वप्नो निरर्थकः ॥**

રોગવાળાને, શોકવાળાને, ચિંતામાં ડુબેલાને, કામાતુરને, અને ગાંડાને દેખાયલાં સ્વપ્ન નિરર્થક હોય છે.

આ પ્રકારે વિચાર કરીને ઉઠીને પછી તે શેઠ નીચે આવે છે એટલામાં ( કૃષ્ણદાસતરફ હાથ બતાવીને કહે છે ) આ ભાઈસાહેબજેવા ખબરદાર તેને ત્યાં આવતા જતા કોઈ હજામભાઈને તે શેઠની આયે શેઠના પગ ધોવાને બોલાવ્યા.

કૃષ્ણ૦ : ( એકદમ ચીડાઈને ક્રોધથી ) એ બામણ ! મોંમાંથી લગાર સંભાલીને બોલ, નહિ તો મારા હાથની બે ચાર ધોલ ખાઇસિ. હું કંઈ તારા જેવા બામણની પૂજા કરતાં ડરવાનો નથી!

પાઠકજી : ભાઈ ! માફ કરજો. મેં તો તમને ખબરદાર કહ્યા છે. કંઈ મૂરખ કહ્યા નથી, ને જો હજામસાથે મુકાબલે મૂક્યા તેથી તમને ખોટું લાગ્યું હોય તો તમે મને દશ હજામજેવો કહોને, મને કંઈ એ વાતનું દુઃખ નથી. કોઈને પણ એક વચન સંભળાવનારે સામાનાં દસ કઠોર વચન સાંભળવાની હિંમત રાખવી જોઈએ, એવું મારું મત છે. માટે ભાઈ! ગભરાશો નહિ. મને મારીને હાથને મહેનત આપો તે કરતાં બોલસામે બોલ એટલે બે ચાર ગાળ દઈને મ્હોડાને જ મહેનત આપોને !

કૃષ્ણ૦ : એ તો કોઈનું મોં ચાલે તો કોઈનો હાથ ચાલે ! સમજ્યા કેની ?

દાસ : (બન્નેનું સમાધાન કરતાં) અરે ભાઈ પાઠકજી ! તમે મને હજામજેવો કહોને મહારાજ ! મને કંઈએ વાતનું દુઃખ નથી. આ ભાઈ તો અંગરેજી માસ્તર છે, એટલે એમને એવું કસું કહેસો નહિ. (કૃષ્ણ૦ને) માસ્તર ! માફ કરજો, એ બોલતાં ચુક્યા. (પાઠકજીને) લો ચાલો મહારાજ ! હવે વાત પૂરી કરો, એટલે પછી સઉ ઉઠીએ. લો બોલો હવે. તે મારા જેવા હજામને બોલાવ્યો. પછી સું થયું ?

પાઠકજી : પછી જેવો પેલો હજામ શેઠના પગ ધોવાડે છે એટલામાં તો રાત્રે સ્વપ્નામાં આવેલો પેલો ક્ષપણકના રૂપમાં **પદ્મનિધિ** ત્યાં પ્રગટ થયો. તેને જોઈને પેલા શેઠે તો એકદમ એક લાકડું લઇને તેના માથામાં માર્યું, એટલે તે સોનાનો થઈને પડ્યો. આ વાર્તા પેલા ચકોર હજામભાઈના દીઠામાં આવી. પેલા શેઠે તો પેલા સોનાના થઈ પડેલા શરીરને સઉ મળીને ઘરમાં લઈ જઈને છુપાવી દીધું, અને પેલા હજામભાઇને કંઇક ઘરમાંથી શોધીને થોડું ધન અને વસ્ત્ર આપીને પેલા શેઠે કહ્યું, ભાઈ! આ લે, અને આ બનેલી વાર્તા કોઈને પણ કહીશ નહિ. પેલા હજામભાઈ તો શેઠને સારું કહીને રાજી થતા પોતાને ઘેર ગયા અને વિચાર કરવા લાગ્યા કે ખરે, આ જૈનનાં દિગમ્બરી સાધુઓને માથામાં ડંગોરો મારવાથી સોનાના થઈ જાય છે. ત્યારે હવે મારે પણ આ જોયલીજાણેલી વિદ્યામાં શાને સારુ આળસ રાખવી જોઈએ ? હવે તો કાલે સવારના પહોરમાં તજવીજ કરીને હું પણ ઘણાક એવા દિગમ્બરી સાધુઓને મારે ઘેર બોલાવું, અને પછી એક મોટા ડંગોરાથી તેમનાં માથાં ફોડી નાંખું, એટલે તે બધા તરત

સોનાના થઈ પડશે, એટલે મારા ઘરમાં પણ અખુટ સોનું થશે. આ પ્રકારે મનસુબા કરતા તે હજામભાઇએ પછી શ્રદ્ધાવાળા શ્રાવકને મળીને કેટલીક જોઈતી માહિતી મેળવી લીધી અને ઘણા કષ્ટે કરીને તે દિવસ અને રાત્ર ગાળી. બીજે દિવસે સવારમાં ઉઠ્યો કે તરત એક મોટો ડગોરો ઘરમાં તૈયાર કરી મૂકીને પછી જ્યાં ક્ષપણકનો વિહાર હતો ત્યાં ટીકટાક થઇને ગયો. તે જૈનમંદિરમાં જઈ ને પ્રથમથી જાણ્યાપ્રમાણે શ્રીજિનેન્દ્ર ભગવાનને ત્રણ પ્રદક્ષિણા કરીને ઘુંટણભેર પૃથ્વીઉપર નીચો પડીને ઉંચા તીણા સ્વરથી મોડે ખેસનો છેડો આડો રાખીને આ પ્રમાણે સ્તુતિવચન બોલ્યોઃ—

जयन्ति ते जिना येषां केवलज्ञानशालिनाम् ।
आजन्मनः स्मरोत्पत्तौ मानसेनोषरायितम् ॥
सा जिह्वा या जिनं स्तौति तच्चित्तं यज्जिने रतम् ।
तावेव च करौ श्लाघ्यौ यौ तत्पूजाकरौ करौ ॥

જેમનાં મન જન્મથી જ કામની ઉત્પત્તિસંબન્ધે ઉખરભૂમિજેવાં છે, અને જેઓ કેવળજ્ઞાનવડે શોભાવાળા છે એવા તે જિનોનો જય થાઓ.

જે જિહ્વા જિનની સ્તુતિ કરે છે તે જ જીભ છે, જે ચિત્ત જિનમાં આનન્દમગ્ન થાય છે તે જ ચિત્ત છે, અને જે હાથ જિનની પૂજા કરે છે તે જ હાથ સ્તુતિ કરવા યોગ્ય છે.

આ આદિ અનેક સ્તુતિવચન બોલીને તે હજામ, શિખી આવેલો તે પ્રમાણે પછી ત્યાં પ્રધાન એટલે સર્વમાં મુખ્ય ગુરુરૂપ ક્ષપણકસમીપ જઈને ઘુંટણભેર થઈ નમીને **नमोस्तु वन्दे** એવું બોલ્યો એટલે સામો તે પ્રધાન ક્ષપણકે **धर्मवृद्धि** એવો આશીર્વાદ આપ્યો. જે સાધનપરંપરાવડે સુખને પ્રાપ્ત કરી શકાય છે તે સાધનસમ વ્રતની આજ્ઞારૂપ અનુગ્રહ મેળવીને ઉત્તરીયવસ્ત્રને છેડે ગાંઠ બાંધીને સવિનય આ પ્રમાણે બોલ્યો કે હે ભગવન્! આજે વિહરણક્રિયા સર્વ મુનિઓસહિત મારે ઘેર કરવાની કૃપા થવી. તે હજામભાઈનાં આ વચન સાંભળી તે પ્રધાન ક્ષપણક બોલ્યા કે અરે ! શ્રાવકના ધર્મને જાણનારો થઈને પણ તું આ પ્રકારે કેમ બોલે છે ? અલ્યા તેં શું અમને બ્રાહ્મણજેવા જાણ્યા કે શું, જે તું અમને આ પ્રકારે નોતરું દે છે ? તું જાણતો નથી, અમે તો સદા ભોજનપદાર્થગ્રહણના સમયે જ બહાર નિકળીએ છીએ ? અને તે સમયે જે કોઈ ભક્તિમાન્ શ્રાવક અમને અતિ આગ્રહથી અને ભાવથી આવી કહે છે તો ઘણે કષ્ટે પ્રાર્થના કરાતા

અમે તેને ઘેર પ્રાણનું ધારણ થાય એટલું જ ભોજન કરીએ છીએ. આ પ્રમાણે છે માટે જા; હવે ફરીથી એવું નોતરું દેવાજેવું કંઈ બોલીશ નહિ. આ વચન સાંભળીને તે ખબરદાર મતલબી હજામ બોલ્યો: હે ભગવન્! આપના ધર્મને હું જાણું છું, પણ આપને તે સમયે ઘણા શ્રાવકો બોલાવે છે; અને મેં તો હમણાં લહીઆઓને ઘણું ધન આપીને આપને અર્પણ કરવા સારુ પુસ્તકો લખાવી તૈયાર રાખ્યાં છે અને તે પુસ્તકોને બાંધવા યોગ્ય કપડાં ઘણા મૂલ્યથી એકઠાં કરી તૈયાર રાખ્યાં છે, તેથી આ પ્રથમથી વિનતિ કરું છું એટલે તે મહાસાધુ બોલ્યા, અમે તેમ હો, પણ તે સમયે જે ઉચિત હોય તે કરવું. આ સાંભળીને પેલો હજામ પોતાને ઘેર ગયો, અને ઘેર જઈ ને ઝપાટાબંધ સવારને શોધી મૂકેલો એક સારો મજબૂત ખેરનો ડંગોરો ઝટ હાથ આવે એવી જગાએ મૂકીને, જ્યારે તે સાધુઓને વિહરણક્રિયાસારુ નિકળવાનો સમય થયો લાગ્યું એટલે ત્યારે તે હજામ ફરી તે વિહારદ્વારઆગળ જઈને ઉભો રહ્યો, અને જેવાં દિગંબરસાધુઓ વિહારસ્થાનથી નિકળ્યા કે તરત પેલા હજામે પોતાને ઘેર લાવવા પ્રાર્થના કરી. તે દિગંબરો પણ કર્પટપુસ્તકના લોભવડે બીજા ભક્તિભાવવાળા ખરા શ્રાવકોનો અનાદર કરીને પ્રસન્ન મનવડે પેલા હજામભાઈની પાછળ પાછળ ચાલ્યા. બાલમુકુંદદાસ શેઠ! હવે સાંભળો. ઘર તજીને જેઓ એકલા રહેનાર થયા છે, પોતાના હાથ એ જ જેમને પાત્ર છે, અને આ દિશાઓ એ જ જેમને વસ્ત્ર છે એવા સાધુઓ પણ તૃષ્ણાવડે લોકમાં કેવા વ્હવાય છે તે કૌતુક જુઓ. તે હજામે તે બાપડા દિગંબર સાધુઓને, બીજાનું જોઈ ને ધનવાન્ થવાની આશાથી ઘરમા લીધા, અને આગલાં બારણાં ઠીક બંધ કરીને પછી અંદરના ઓરડામાં તેડી ગયો. જેવા તે સાધુઓ અંદર આવ્યા કે તેમની સરત ચુકવીને પેલો ડંગોરો લઇને હજામ તો ધડાધડ એક એકનાં માથામાં મારી વળ્યો.તેમાંના કેટલાક તો તે ડંગોરાના એ એક સપાટાથી જ માથાં ફુટવાથી પડીને મુવા, અને કેટલાક તો લોહી ગળતા બૂમો પાડતા ઘરમાં નાસભાગ કરવા લાગ્યા તેમની મોટી બૂમો સાંભળીને આસપાસનો લોક ભેગો થયો, અને કોટવાળને ખબર થઈ કે આ આવડો બધો કોલાહલ શેનો થયો. તે કોટવાળ પોતાનાં માણસોસહિત આવી પહોંચ્યો. અને જોયું તો રુધિર નિકળતા ફુટેલાં માંથાના દિગંબરો ઘરમાંથી નિકળી નાસતા જણાયા. અને કેટલાક ઘરમાં મરેલા દીઠા.તેમને તથા પેલા જીવતાને તથા હજામને પકડીને ચોકસી કરી તે હજામભાઈને તરતજ રાજદ્વારે બાંધીને લઈ ગયા. અને પછી તપાસ કરતાં હજામભાઇને પૂછ્યું કે

આ કર્મ કેમ કર્યું ? ત્યારે તે હજામે કહ્યું કે મેં તો મણિભદ્ર શેઠે કરેલું તે જોઈને આ કામ કર્યું છે. એમ બોલી તે શેઠની બધી વાર્તા કહી સંભળાવી. ધર્માધ્યક્ષે તે શેઠને બોલાવી મંગાવીને પૂછ્યું કે કેમ શેઠ ! તમે પણ કોઈ ક્ષપણકને માર્યો છે કે ? આ સાંભળીને તે બિચારા શેઠે બ્હીતા બ્હીતા પોતાના દુઃખની, સ્વપ્નની અને ક્ષપણકને માર્યાની સઘળી વાર્તા ત્યાં કહી સંભળાવી. તે સાંભળીને પછી ધર્મધ્યક્ષે સેવકોને આજ્ઞા આપી કે અરે ! અયોગ્ય પ્રકારે જોયેલાજાણેલાને કરનાર આ દુષ્ટ હજામને શૂલે ચઢાવી દો, અને એના પ્રાણ લો, અને લોકમાં આ વચન પ્રસિદ્ધ કરો કેઃ—

**कुदृष्टं कुपरिज्ञातं कुश्रुतं कुपरीक्षितम् ।**
**तन्नरेण न कर्तव्यं नापितेनात्र यत्कृतम् ॥**

અયોગ્ય પ્રકારે જોયેલું, અયોગ્ય પ્રકારે જાણેલું, અયોગ્ય પ્રકારે સાંભળેલું, અને અયોગ્ય પ્રકારે પરીક્ષા કરેલું કામ, કોઈ પણ મનુષ્યે કરવું નહિ. જેવું આ હજામે આ સમયે કર્યું છે. અર્થાત્ જો કોઈ એવું અયોગ્ય કામ કરશે તો તેની આ હજામભાઇજેવી દશા થશે.

જુવો બાલુભાઈ શેઠ ! આ વાર્તા સમજાઈ ? આ તમારા માસ્તરભાઇ કૃસનદા કહ્યું હતું કે બીજા માણસ જે ધંધો કે યુક્તિ કરીને પૈસા મેળવે તે જોઈને તેવો ધંધો કે યુક્તિ કરીને આપણે ધનવાળા થવું એ ઉપર આ મણિભદ્ર જે રીતે ધનવાળા થયા તે જોઈને તે રીતે વગરસમજ્યે આ હજામભાઈ ધનવાળા થવા ગયા ને પ્રાણ ખોઈ બેઠા એ વાર્તા કહી છે ! એમ છે માટે દેખાદેખી વગરસમજણનું કંઈ પણ કરવું નહિ, એ તાત્પર્ય છે. લો ચાલો, હવે ઉઠવું હોય તો ઉઠો.

**દાસ :** લો આ પાન ખાઓને ચાલો ભાઈઓ ! (પછી **પાઠકજીને**) **પાઠકજી** મ્હારાજ ! તમે પણ ખરી મુદ્દાની વાત કહી સંભલાવી છે હો. (એમ બોલતાં ઉઠે છે. બીજા સઉ પણ ઉઠે છે ને પોતપોતાના માર્ગે જાય છે.)

**દાસ :** (કૃષ્ણ૦ને રસ્તે ચાલતાં) કેમ માસ્તર ! **પાઠકજીએ** વાત તો ઠીક કહી. ખરું કેની ?

**કૃષ્ણ૦ :** સેઠ ! તમારાજેવાને માટે ઠીક છે. અમારા હિસાબથી તો એ કોડીની વાત છે.

**દાસ :** કેમ વારુ ભાઈ ! અમારાકરતાં કંઈ તમારી બુદ્ધિ ઓછી છે ?

**કૃષ્ણ૦ :** અરે ઓછી કોણ કહે છે ? હું તો વધારેની વાત કહું છું.

દાસ : લો ચાલો હવે આપણે કથાનો વખત થઈ ગયો છે એટલે હવે એ સંબન્ધમાં વળી કાલે દુકાને મલીસું ત્યારે વાત કરીસું. હમણાં તો તમે પણ જલદી ઘેર જઈને ખાઈને કથામાં આવો, ને હું પણ આવું છું. (એમ બોલી માર્ગ ફંટાયાથી પોતપોતાને ઘેર જાય છે.)

દાસ : ( સર્વને કથામાં આવી બેઠેલાં જોઈને ઉતાવળે આવી ભટ્ટજીને નમન કરીને, મોડું થયા નિમિત્તે ક્ષમા માગીને પોતાને સ્થાને બેશીને વિઠ્ઠલજીને ) બોલો વિઠ્ઠલજી ! હવે સો વિલંબ છે ?

વિઠ્ઠલજી : તમારી વારે વાર હતી. હવે જય બોલાવો એટલે આરંભ થાય.

દાસ : બોલો " જય જય સીજગદીસ." (સર્વ બોલે છે.)

મનોહર : (વિઠ્ઠલજીને) આજે તો હવે દોષજ્ઞ પુરુષે પુરુષોની સભામાં કરેલો બોધ આવવાનો છે. માટે આપણે દોષજ્ઞે આપેલો બોધ ક્યાંસુધી કહ્યો છે તે જો સ્મરણમાં હોય તો તેનો અન્તનો પ્રસંગ કહી સંભળાવો.

વિઠ્ઠલજી : ઘણું કરીને તે દોષજ્ઞ પુરુષે પુરુષોની સભામાં એક દિવસ જે બોધ આપ્યો છે તે આપણે બે દિવસમાં કહેવાયો છે. તેમાં અન્તમાં એ પ્રસંગ આવ્યો હતો કે આ લોકવ્યવહાર જોતાં પ્રત્યેક ગૃહમાં, કુલમાં, જ્ઞાતિમાં, ગ્રામમાં અને દેશાદિ વિભાગમાં તે તે જનસમુદાયમાં એક એક પ્રમુખ પુરુષ હોય છે, તેમને ગૃહપતિ, કુલપતિ, જ્ઞાતિપતિ, ગ્રામપતિ તથા દેશપતિ આદિ સંજ્ઞા અપાય છે. તે પ્રમુખ પુરુષોએ પ્રથમ યોગ્ય વ્યવહારપરમાર્થના જ્ઞાનને પ્રાપ્ત કરીને પોતાની મર્યાદામાં વર્તતાં મનુષ્યોને યથાક્રમે યોગ્ય વ્યવહારપરમાર્થની સિદ્ધિનાં સાધનોમાં પ્રવર્તાવવાં જોઈએ. જો તે પ્રમુખ પુરુષો સ્વધર્મના અજ્ઞાનમાં રહીને પોતાને વશ વર્તતાં પ્રાણિને અજ્ઞાનમાં જ સ્થાપી રાખે છે, તો તે પ્રમુખ પુરુષ પોતાનું તથા પોતાના આશ્રિતોનું પોતે જ અકલ્યાણ કરી અનર્થને પામી પમાડે છે. માટે તેવા સર્વ રાજાઆદિ પ્રમુખ પુરુષોએ સાવધાનપણે સ્વધર્મથી વર્તી પોતે સુખી થવું, અને સર્વ આશ્રિતોને સુખપ્રાપ્ત કરવાં જોઈએ. આ કહેતાં અન્તમાં વળી એ કહ્યું હતું કે અયોગ્ય અનધિકારી ઉપદેષ્ટા અનર્થ ઉપજાવનાર હોય છે, માટે તેવાઓને જાણીને તેમનાથી નિવૃત્ત રહેવું જોઈએ, નહિ તો તેવાઓના સંગમાં જે અમૂલ્ય આયુષ્ જાય છે તે પુનઃ પ્રાપ્ત થતું નથી. માટે સર્વ સજ્જનોએ સદા યોગ્ય ધર્મતત્ત્વજ્ઞ પુરુષદ્વારા જ ધર્મના તત્ત્વને જાણી નિશ્ચય કરવું, અને પોતપોતાના અધિકારને જાણી પોતાના કર્તવ્યને સમજી તેઅર્થે યત્નવાળા થવું. જો એમ કરવામાં

આવશે તો જ આ મનુષ્યોને અનર્થને પામીને પશ્ચાત્તાપ કરવાનો દુષ્ટ સમય પાછળ રહેશે નહિ. એ પ્રમાણે કથાની સમાપ્તિ કરતાં તેના આગળ પ્રતિપાદન કરવાના વિષયસંબન્ધે કેટલાંક પ્રતિજ્ઞારૂપ વાક્યો કહેવાયાં હતાં.

**મનોહર :** (ઇષ્ટસ્મરણપૂર્વક જયજય બોલીને) પછી બીજે દિવસે તે સદ્‌ભાગ્યવાળી સદ્‌ગુણોને જ સેવનારી સરસ્વતીપ્રતિ નિવૃત્તિના સમયે તેના યજ્ઞપુરુષ પતિએ કથાનો આરંભ કરવા અર્થે કહ્યું કે હે ભદ્રે ! કાલે તો તને સતી દૈવજ્ઞા દેવીએ સ્ત્રિઓને બીજે દિવસે આપેલો બોધ કહ્યો હતો. હવે આજે તો તે સર્વજ્ઞસમ દૈવજ્ઞ મહાપુરુષે પુરુષોની સભામાં જે બોધ આપ્યો છે તે તને કહું છું. તું પ્રીતિવડે શ્રવણ કર. એ પુરુષપ્રતિ આપેલો બોધ પણ સ્ત્રીપુરુષ ઉભયને ઉપયોગી છે. આ પ્રમાણે બોલીને પ્રસન્ન ચિત્તથી ઇષ્ટનું સ્મરણ કરીને કહે છે.

યજ્ઞપુરુષ કહે છે : હે કલ્યાણિનિ ! બીજે દિવસે તે દૈવજ્ઞ મહાત્મા, રાજાએ પ્રેરેલા ઉત્તમ વાહનમાં બેશીને સભાસ્થાને આવ્યા અને ઉતરીને રાજાસહ પ્રજાપ્રમુખઆદિ પુરુષોવડે શોભિતી સભામાં પ્રવેશ કરયો. અભ્યુત્થાન તથા નમનપૂર્વક રાજાસહિત સુજ્ઞ પુરુષોએ આપેલા સંમાનને સ્વીકારતાં તથા વરવચન વદતાં પોતાને આસને સર્વને બેસવા આજ્ઞા આપી બેઠા. પછી સર્વપ્રતિ દૃષ્ટિ નાંખી જોઈ ને સ્વસ્થ થઈ ને આ પ્રકારે વદ્યા :

હે મહાશયો ! આપણે ગઈ કાલે ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષોદ્વારા જનમંડલમાં યોગ્ય પ્રકારના વર્તનથી સુખની અભિવૃદ્ધિ કરી શકાય છે એ આદિ વાર્તા કહી. તે પ્રમાણે સ્થલે સ્થલે વિદ્યમાન પ્રમુખ પુરુષોએ સાવધાનપણે પોતપોતાના કર્તવ્યનો યથાયોગ્ય નિશ્ચય કરીને વર્તવું જોઈએ. જો દેશપતિઆદિ પુરુષો યોગ્ય પ્રકારના નિશ્ચયમાં પોતે સ્થપાઈ ને પોતાના આશ્રિતોને સ્થાપવા યત્ન કરશે તો સહજ આયાસે શનૈઃ શનૈઃ અધર્મ તથા દુઃખની હાનિ, અને ધર્મ તથા સુખની વૃદ્ધિ થતી રહેશે, અને કાલાન્તરે અધિક આનન્દ આપનાર શુદ્ધ ધર્મની ઘણે સ્થળે સ્થાપના થશે.

હે સજ્જનો ! આ સંસારરૂપ ઉપાધિમાં જો કોઈ મન્દમતિ મનુષ્યો સર્વત્ર અર્થાત્ સર્વ સંસારીમાં દુઃખ તથા અધર્મનો અત્યંતાભાવ કરવાની આશા રાખતા હશે તો તેમની તે આશા દુરાશા જાણવી, અને તે જ પ્રમાણે જો કોઈ મનુષ્યો સર્વ સંસારીમાં ધર્મ તથા સુખની સદાઃપ્રતીતિ કરવાની આશા રાખતા હશે તો તે પણ મન્દમતિવાળા જ ગણાવા ઘટે છે; અને એ તેમની આશા પણ કારણના અજ્ઞાનથી પ્રકટેલી હોવાથી દુરાશા જ ગણાવી ઘટે છે. માટે સર્વ ગૃહપતિ આદિ પ્રમુખ પુરુષો જો ઘટિત પ્રયત્નથી પોત-

પોતાની મર્યાદામાં યોગ્ય ધર્મની પ્રવૃત્તિ કરે તથા પોતાના આશ્રિતોને સદ્ગુણ સંપાદન કરવા ઉત્સાહવાળા કરે તો તેથી ક્રમે ક્રમે સદ્ગુણી મનુષ્યો થતાં ધર્મની દૃઢપણે વૃદ્ધિ થાય અને તેથી સંસારીઓમાં સુખની ઉત્તરોત્તર અધિક અંશે અભિવ્યક્તિ થાય, એમ મને ભાસે છે.

આ સ્થલે કોઈને એવી શંકા થાય કે શું આ કાલે ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષો અધર્મની પ્રવૃત્તિ કરે છે, અને પોતાના આશ્રિતોને દુર્ગુણ જ સંપાદન કરવા ઉત્સાહવાળા કરે છે ? તો ના; કેવળ એમ નથી. પણ પ્રમુખ પુરુષોમાં સ્વાભાવિક મતભેદ હોય છે, અને તેથી તે પોતપોતાના મતમાં આગ્રહવાળા રહેલા પ્રમુખ પુરુષો એકબીજાના વિરોધી થઈને પોતાના તથા અન્ય પ્રમુખના આશ્રિત જનોમાં વિરોધની પ્રાપ્તિ કરે છે. જેથી તેવા વિરોધની વૃદ્ધિના કારણરૂપ અયોગ્ય આગ્રહને સેવનારા પ્રમુખ પુરુષો જો પોતે વિવેક પ્રાપ્ત કરીને વિરોધ ત્યજીને સુખાભિમુખ થઈ પોતાના આશ્રિતોને પણ સુખાભિમુખ વૃત્તિવાળા કરે તો અવશ્ય પ્રજા સામાન્યપણે સુખાનુભવ કરતી થાય. તેમાં તે ગૃહપતિઆદિ પ્રમુખોમાં સઉથી શ્રેષ્ઠ અધિકાર દેશપતિ તથા ધર્માધિપતિને હોય છે. જેથી તેઓએ અવશ્ય વિરોધી ભાવનાઓસહિત કેવળ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરીને અવિરોધને વિસ્તારવો જોઇએ; કારણ કે તેમની આ કાર્યમાં પ્રધાન સત્તા છે.

આ પ્રમાણે છતાં પણ તે સર્વ પ્રમુખ પુરુષો પોતપોતાના યોગ્યાયોગ્ય નિશ્ચયનો નિર્વાહ કરતાં જ્યાં ત્યાં વિરોધનો નિર્વાહ કરતા પ્રતીત થાય છે, એ આશ્ચર્યસરખું છે.

હવે આ સ્થળે તે પ્રમુખ પુરુષોમાં રહેલા મતભેદના સામાન્ય સ્વરૂપને પ્રથમ આપણે જોઈએ.

આ જગતમાં મુખ્ય બે પ્રકારના મતિભેદવાળા મનુષ્યો છે : એક તો આ સંસારના વ્યવસ્થાપકરૂપ વા અભિન્નનિમિત્તઉપાદન કારણરૂપ ઈશ્વરને માનનારા અને અન્ય એવા ઈશ્વરને ન માનનારા. આ પ્રથમ પ્રકારમાં જે ઈશ્વરને માનનારા કહ્યા છે તેમાં પણ વિવિધ વિલક્ષણતાથી મતિભેદવાળા છે. કોઈ તો નિત્યસિદ્ધ એટલે અનાદિ કાળથી જેનું કોઈ પણ કારણ નથી એવા, અને જેમનાથી આ જગત્પ્રપંચ છે, એવા ઈશ્વરને માને છે. તેમાંના કોઈ તો તેવા ઈશ્વરને આકારવાળા જ છે, અને અમુક દેશમાં રહેનારા છે એમ માને છે, અને કોઈ તો તે ઈશ્વરને આકારવિનાના અને સત્તારૂપે સઘળે જ સમવ્યાપેલા માને છે. વળી તેમનામાંના કોઈ તો તે ઈશ્વરને જ આ જગતના સાક્ષાત્ કર્તા માને છે, અને કોઈ તો તેમને

આવશે તો જ આ મનુષ્યોને અનર્થને પામીને પશ્ચાત્તાપ કરવાનો દુષ્ટ સમય પાછળ રહેશે નહિ. એ પ્રમાણે કથાની સમાપ્તિ કરતાં તેના આગળ પ્રતિપાદન કરવાના વિષયસંબન્ધે કેટલાંક પ્રતિજ્ઞારૂપ વાક્યો કહેવાયાં હતાં.

**મનોહર** : (ઇષ્ટસ્મરણપૂર્વક જયજય બોલીને) પછી બીજે દિવસે તે સદ્‌ભાગ્યવાળી સદ્‌ગુણોને જ સેવનારી **સરસ્વતી**પ્રતિ નિવૃત્તિના સમયે તેના **યજ્ઞપુરુષ** પતિએ કથાનો આરંભ કરવા અર્થે કહ્યું કે હે ભદ્રે! કાલે તો તને સતી દૈવજ્ઞા દેવીએ સ્ત્રિઓને બીજે દિવસે આપેલો બોધ કહ્યો હતો. હવે આજે તો તે સર્વજ્ઞસમ **દૈવજ્ઞ** મહાપુરુષે પુરુષોની સભામાં જે બોધ આપ્યો છે તે તને કહું છું. તું પ્રીતિવડે શ્રવણ કર. એ પુરુષપ્રતિ આપેલો બોધ પણ સ્ત્રીપુરુષ ઉભયને ઉપયોગી છે. આ પ્રમાણે બોલીને પ્રસન્ન ચિત્તથી ઇષ્ટનું સ્મરણ કરીને કહે છે.

**યજ્ઞપુરુષ** કહે છે : હે કલ્યાણિનિ! બીજે દિવસે તે **દૈવજ્ઞ** મહાત્મા, રાજાએ પ્રેરેલા ઉત્તમ વાહનમાં બેશીને સભાસ્થાને આવ્યા અને ઉતરીને રાજાસહ પ્રજાપ્રમુખઆદિ પુરુષોવડે શોભિતી સભામાં પ્રવેશ કર્યો. અભ્યુત્થાન તથા નમનપૂર્વક રાજાસહિત સુજ્ઞ પુરુષોએ આપેલા સંમાનને સ્વીકારતાં તથા વરવચન વદતાં પોતાને આસને સર્વને બેસવા આજ્ઞા આપી બેઠા. પછી સર્વપ્રતિ દૃષ્ટિ નાંખી જોઈ ને સ્વસ્થ થઈ ને આ પ્રકારે વદ્યા :

હે મહાશયો! આપણે ગઈ કાલે ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષોદ્વારા જનમંડલમાં યોગ્ય પ્રકારના વર્તનથી સુખની અભિવૃદ્ધિ કરી શકાય છે એ આદિ વાર્તા કહી. તે પ્રમાણે સ્થલે સ્થલે વિદ્યમાન પ્રમુખ પુરુષોએ સાવધાનપણે પોતપોતાના કર્તવ્યનો યથાયોગ્ય નિશ્ચય કરીને વર્તવું જોઈએ. જો દેશપતિઆદિ પુરુષો યોગ્ય પ્રકારના નિશ્ચયમાં પોતે સ્થપાઈને પોતાના આશ્રિતોને સ્થાપવા યત્ન કરશે તો સહજ આયાસે શનૈઃ શનૈઃ અધર્મ તથા દુઃખની હાનિ, અને ધર્મ તથા સુખની વૃદ્ધિ થતી રહેશે, અને કાલાન્તરે અધિક આનન્દ આપનાર શુદ્ધ ધર્મની ઘણે સ્થળે સ્થાપના થશે.

હે સજ્જનો! આ સંસારરૂપ ઉપાધિમાં જો કોઈ મન્દમતિ મનુષ્યો સર્વત્ર અર્થાત્ સર્વ સંસારીમાં દુઃખ તથા અધર્મનો અત્યંતાભાવ કરવાની આશા રાખતા હશે તો તેમની તે આશા દુરાશા જાણવી, અને તે જ પ્રમાણે જો કોઈ મનુષ્યો સર્વ સંસારીમાં ધર્મ તથા સુખની સદાઃપ્રતીતિ કરવાની આશા રાખતા હશે તો તે પણ મન્દમતિવાળા જ ગણાવા ઘટે છે; અને એ તેમની આશા પણ કારણના અજ્ઞાનથી પ્રકટેલી હોવાથી દુરાશા જ ગણાવી ઘટે છે. માટે સર્વ ગૃહપતિ આદિ પ્રમુખ પુરુષો જો ઘટિત પ્રયત્નથી પોત-

પોતાની મર્યાદામાં યોગ્ય ધર્મની પ્રવૃત્તિ કરે તથા પોતાના આશ્રિતોને સદ્‌ગુણ સંપાદન કરવા ઉત્સાહવાળા કરે તો તેથી ક્રમે ક્રમે સદ્‌ગુણી મનુષ્યો થતાં ધર્મની દૃઢપણે વૃદ્ધિ થાય અને તેથી સંસારીઓમાં સુખની ઉત્તરોત્તર અધિક અંશે અભિવ્યક્તિ થાય, એમ મને ભાસે છે.

આ સ્થલે કોઈને એવી શંકા થાય કે શું આ કાલે ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષો અધર્મની પ્રવૃત્તિ કરે છે, અને પોતાના આશ્રિતોને દુર્ગુણ જ સંપાદન કરવા ઉત્સાહવાળા કરે છે ? તો ના; કેવળ એમ નથી. પણ પ્રમુખ પુરુષોમાં સ્વાભાવિક મતભેદ હોય છે, અને તેથી તે પોતપોતાના મતમાં આગ્રહવાળા રહેલા પ્રમુખ પુરુષો એકબીજાના વિરોધી થઈને પોતાના તથા અન્ય પ્રમુખના આશ્રિત જનોમાં વિરોધની પ્રાપ્તિ કરે છે. જેથી તેવા વિરોધની વૃદ્ધિના કારણરૂપ અયોગ્ય આગ્રહને સેવનારા પ્રમુખ પુરુષો જો પોતે વિવેક પ્રાપ્ત કરીને વિરોધ ત્યજીને સુખાભિમુખ થઈ પોતાના આશ્રિતોને પણ સુખાભિમુખ વૃત્તિવાળા કરે તો અવશ્ય પ્રજા સામાન્યપણે સુખાનુભવ કરતી થાય. તેમાં તે ગૃહપતિઆદિ પ્રમુખોમાં સઉથી શ્રેષ્ટ અધિકાર દેશપતિ તથા ધર્માધિપતિને હોય છે. જેથી તેઓએ અવશ્ય વિરોધી ભાવનાઓસહિત કેવળ સ્વાર્થબુદ્ધિનો ત્યાગ કરીને અવિરોધને વિસ્તારવો જોઇએ; કારણ કે તેમની આ કાર્યમાં પ્રધાન સત્તા છે.

આ પ્રમાણે છતાં પણ તે સર્વ પ્રમુખ પુરુષો પોતપોતાના યોગ્યાયોગ્ય નિશ્ચયનો નિર્વાહ કરતાં જ્યાં ત્યાં વિરોધનો નિર્વાહ કરતા પ્રતીત થાય છે, એ આશ્ચર્યસરખું છે.

હવે આ સ્થળે તે પ્રમુખ પુરુષોમાં રહેલા મતભેદના સામાન્ય સ્વરૂપને પ્રથમ આપણે જોઈએ.

આ જગતમાં મુખ્ય બે પ્રકારના મતિભેદવાળા મનુષ્યો છે : એક તો આ સંસારના વ્યવસ્થાપકરૂપ વા અભિન્નનિમિત્તઉપાદન કારણરૂપ ઈશ્વરને માનનારા અને અન્ય એવા ઈશ્વરને ન માનનારા. આ પ્રથમ પ્રકારમાં જે ઈશ્વરને માનનારા કહ્યા છે તેમાં પણ વિવિધ વિલક્ષણતાથી મતિભેદવાળા છે. કોઈ તો નિત્યસિદ્ધ એટલે અનાદિ કાળથી જેનું કોઈ પણ કારણ નથી એવા, અને જેમનાથી આ જગત્પ્રપંચ છે, એવા ઈશ્વરને માને છે. તેમાંના કોઈ તો તેવા ઈશ્વરને આકારવાળા જ છે, અને અમુક દેશમાં રહેનારા છે એમ માને છે, અને કોઈ તો તે ઈશ્વરને આકારવિનાના અને સત્તારૂપે સઘળે જ સમવ્યાપેલા માને છે. વળી તેમનામાંના કોઈ તો તે ઈશ્વરને જ આ જગતના સાક્ષાત્ કર્તા માને છે, અને કોઈ તો તેમને

આ જગત્‌ના સાક્ષાત કર્તા ન માનતાં તેમનાં સત્તાબલવડે આ જગત્ થાય છે એમ માને છે.આ આદિ અનેક ભેદ, તે ઇશ્વર છે એમ માનનારાના છે; પરન્તુ તે સર્વ સૂક્ષ્મ ભેદનાં સ્વરૂપને અત્ર વર્ણવવાં અવશ્યનાં નથી.

બીજા જે ઇશ્વરને ન માનનારા છે તેઓ તો એમ માને છે કે આ દેખાતું જગત્ સ્વભાવથી જ થાય છે. તેમાં કોઈ કહે છે કે અનેક કલાભેદવાળું એક જ દ્રવ્ય છે તે પોતાના સ્વભાવથી જ વિકારવાળું થાય છે, અર્થાત્ જગદાકાર થાય છે. અને પાછું મૂળ દ્રવ્ય વા પદાર્થાકાર થાય છે. કોઈ કોઈ તો કહે છે કે વિવિધ જાતિનાં અનેક દ્રવ્યો છે. તે સર્વ દ્રવ્યરૂપ પદાર્થોને તેમનામાં રહેલા સ્વભાવથી સંયોગવિયોગ થાય છે અને તેથી આ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા લય થતો ભાસે છે. આ આદિ અનેક પ્રકારે સૂક્ષ્મ સૂક્ષ્મ ભેદકલ્પનાથી મતભેદ એ પક્ષમાં પણ છે.

વળી ત્રીજા કેટલાકનું એમ પણ માનવું છે કે દ્રવ્યરૂપ પદાર્થો પણ છે અને તેની પ્રવર્તક સત્તા તે પદાર્થોના સ્વરૂપલક્ષણથી ભેદવાળી છે. તે સત્તાબળથી આ પદાર્થોનો સંયોગ તથા વિયોગ વા ભેદ થાય છે; જેથી તે સત્તાબળને અને પદાર્થને એમ બેને માનવાં જોઈએ. એમાંના કોઇનું એવું માનવું છે કે દ્રવ્યરૂપ પદાર્થોથી જૂદું સત્તાબલ રહી શકતું નથી. માટે તે પદાર્થ બલસંયુક્ત જ માનવો ઘટે છે. કાર્યથી જોતાં પદાર્થ તથા બલ ભિન્ન ભાસે છે, પણ પદાર્થથી ભિન્ન કોઈ બલ દૃષ્ટિમાં આવતું નથી. તેથી પદાર્થથી ભિન્ન વસ્તુરૂપ બલને માનવાની આવશ્યકતા નથી. માત્ર બલવાળા પદાર્થને જ માનવો જોઈએ. એ પક્ષમાં પણ કોઈ સૂક્ષ્મ વિચાર કરનાર એવું મત સ્થાપે છે કે આપણે જેને પદ ર્થ પદાર્થ કહીએ છીએ તે પદાર્થનું શુદ્ધ લક્ષણ બાંધવા જતાં અધિક વિચારથી પદાર્થનું કંઈ પણ સ્વરૂપ જ બંધાતું નથી, અને પદાર્થમાત્ર સૂક્ષ્મ કલાને પ્રાપ્ત થતાં ન દેખાય એવી સ્થિતિમાં પણ રહે છે; તેથી આ સ્થૂલરૂપે દેખવામાં આવતા પદાર્થો પણ મૂલ પદાર્થરૂપ છે કે બલરૂપ જ છે, એ પણ સંશયગ્રસ્ત છે. બલથી ભિન્ન કોઈ પદાર્થનું નિર્દોષ લક્ષણ બાંધવું કઠિન છે, જેથી કેવલ બલ જ અનેકરૂપે ભાસે છે, પદાર્થરૂપ વસ્તુ છે જ નહિ. આ આદિ અનેક સૂક્ષ્મ ભેદ આ પક્ષે પણ છે.

આ પ્રકારના અનેક મતભેદ જગતના કારણસંબન્ધમાં મૂલ વસ્તુના યથાર્થ જ્ઞાનના અભાનથી કે અજ્ઞાનથી મનુષ્યોમાં વર્તે છે, વા તે ભેદભાવનામાં મનુષ્યો પ્રવર્તે છે. એ અનેક ભેદમાં વર્તતાં મનુષ્યો પોતાના

અજ્ઞાનપ્રતિ અલક્ષ કરીને પરસ્પરમાં મિથ્યા વિરોધની વૃદ્ધિ કરે છે, અને વ્યવહારમાં એકબીજાના શત્રુની પેઠે વર્તી એકબીજાને અનર્થ આપે છે.

વળી બીજા પ્રકારથી મનુષ્યોના નિશ્ચયમાં ભેદ હોવાથી ભિન્ન પ્રવૃત્તિ થતી જોઈએ છીએ, તેનું સ્વરૂપ પણ લક્ષમાં લેવા યોગ્ય છે.

ઉપર કહેલા જગતના કારણસંબન્ધમાં અનેક ભેદ છતાં તેનો આપણે આ બે ભેદમાં પ્રધાનપણે સમાવેશ કરી શકીએ છીએ. તેમાંના પ્રથમ ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ જગતમાં મનુષ્યાદિવડે જે જે ક્રિયાઓ કરાય છે તે ક્રિયાઓ બે ભેદની છે : એક સારી–પુણ્યરૂપ વા ધર્મરૂપ, અને બીજી નઠારી–પાપરૂપ કે અધર્મરૂપ. એ પ્રકારના બે ભેદવાળી અથવા બે ભેદના મિશ્રણથી મિશ્ર જાતિની ગણતાં ત્રણ ભેદની ક્રિયા થાય છે. તે સર્વ ક્રિયાનાં સારાં મધ્યમ કે નઠારાં ફલ અવશ્ય મળે છે. તે જીવતાસુધીમાં તથા મરણપછી પણ મળે છે.

બીજા ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ મનુષ્યોવડે કરાતી કોઈપણ ક્રિયાનું ફલ જો મળે છે તો જીવતાંસુધીમાં આ શરીરમાં જ અને આ સૃષ્ટિમાં જ મળે છે. મરણપછી કોઈ કર્મ ફલ આપવા રહેતું નથી.

પ્રથમ ભેદને માનનારમાંના કોઈ તો એમ માને છે કે જન્મ-જન્માન્તરને પામીને જીવો પોતાનાં કર્મનાં ફલને આ સંસૃતિસ્થાનમાં ગમે ત્યાં અર્થાત્ જ્યાં જ્યાં તેમનાં કર્મોનાં ફલ મળી શકે છે ત્યાં ત્યાં જન્મીને તે ફલોને ભોગવે છે. એ પ્રમાણે જન્મજન્માન્તરોમાં કર્મફલને ભોગવતા તથા કર્મ રચતા જીવો કર્મક્ષય કરવા પર્યંત ભ્રમે છે. અને કોઈ તો એમ માને છે કે આ જીવોને સારાં અથવા નઠારાં કર્મનાં ફલ જીવતાસુધીમાં તથા મુવાપછી પણ મળે છે; પરન્તુ તેમને બીજો જન્મ થતો નથી. કોઈ એક મુકરર જગામાં જ તે સારાંનરતાં ફલને ભોગવ્યા કરે છે. આ પક્ષમાં બહુ દોષ પ્રાપ્ત થાય છે, પણ તે અત્ર વર્ણવવા અવકાશ નથી.

ઉપરના પક્ષને અર્થાત્ કર્મફલ મળે છે એવું માનનારમાંના કોઈ તો એમ માને છે કે કર્મો પોતાની મેળે જ ફલ આપવાની યોગ્યતાવાળાં છે. અને તેમાંના કોઈ તો એવું માનનાર છે કે આ કર્મો સ્વતંત્ર કર્મફલપ્રવર્તક સત્તાબલે ફલ આપવાને સમર્થ છે. કર્મ ઉપજવામાં જેમ કર્તાની અપેક્ષાવાળાં છે તેમ જ ફલ આપવામાં પ્રવર્તક સત્તાની અપેક્ષાવાળાં છે.

અજ્ઞાનપ્રતિ અલક્ષ કરીને પરસ્પરમાં મિથ્યા વિરોધની વૃદ્ધિ કરે છે, અને વ્યવહારમાં એકબીજાના શત્રુની પેઠે વર્તી એકબીજાને અનર્થ આપે છે.

વળી બીજા પ્રકારથી મનુષ્યોના નિશ્ચયમાં ભેદ હોવાથી ભિન્ન પ્રવૃત્તિ થતી જોઈએ છીએ, તેનું સ્વરૂપ પણ લક્ષમાં લેવા યોગ્ય છે.

ઉપર કહેલા જગતના કારણસંબન્ધમાં અનેક ભેદ છતાં તેનો આપણે આ બે ભેદમાં પ્રધાનપણે સમાવેશ કરી શકીએ છીએ. તેમાંના પ્રથમ ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ જગતમાં મનુષ્યાદિવડે જે જે ક્રિયાઓ કરાય છે તે ક્રિયાઓ બે ભેદની છે : એક સારી–પુણ્યરૂપ વા ધર્મરૂપ, અને બીજી નઠારી–પાપરૂપ કે અધર્મરૂપ. એ પ્રકારના બે ભેદવાળી અથવા બે ભેદના મિશ્રણથી મિશ્ર જાતિની ગણતાં ત્રણ ભેદની ક્રિયા થાય છે. તે સર્વ ક્રિયાનાં સારાં મધ્યમ કે નઠારાં ફલ અવશ્ય મળે છે. તે જીવતાસુધીમાં તથા મરણપછી પણ મળે છે.

બીજા ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ મનુષ્યોવડે કરાતી કોઈ પણ ક્રિયાનું ફલ જો મળે છે તો જીવતાંસુધીમાં આ શરીરમાં જ અને આ સૃષ્ટિમાં જ મળે છે. મરણપછી કોઈ કર્મ ફલ આપવા રહેતું નથી.

પ્રથમ ભેદને માનનારમાંના કોઈ તો એમ માને છે કે જન્મજન્માન્તરને પામીને જીવો પોતાનાં કર્મનાં ફલને આ સંસૃતિસ્થાનમાં ગમે ત્યાં અર્થાત્ જ્યાં જ્યાં તેમનાં કર્મોનાં ફલ મળી શકે છે ત્યાં ત્યાં જન્મીને તે ફલોને ભોગવે છે. એ પ્રમાણે જન્મજન્માન્તરોમાં કર્મફલને ભોગવતા તથા કર્મ રચતા જીવો કર્મક્ષય કરવા પર્યંત ભ્રમે છે. અને કોઈ તો એમ માને છે કે આ જીવોને સારાં અથવા નઠારાં કર્મનાં ફલ જીવતાસુધીમાં તથા મુવાપછી પણ મળે છે; પરન્તુ તેમને બીજો જન્મ થતો નથી. કોઈ એક મુકરર જગામાં જ તે સારાંનરતાં ફલને ભોગવ્યા કરે છે. આ પક્ષમાં બહુ દોષ પ્રાપ્ત થાય છે, પણ તે અત્ર વર્ણવવા અવકાશ નથી.

ઉપરના પક્ષને અર્થાત્ કર્મફલ મળે છે એવું માનનારમાંના કોઈ તો એમ માને છે કે કર્મો પોતાની મેળે જ ફલ આપવાની યોગ્યતાવાળાં છે. અને તેમાંના કોઈ તો એવું માનનાર છે કે આ કર્મો સ્વતંત્ર કર્મફલપ્રવર્તક સત્તાબલે ફલ આપવાને સમર્થ છે. કર્મ ઉપજવામાં જેમ કર્તાની અપેક્ષાવાળાં છે તેમ જ ફલ આપવામાં પ્રવર્તક સત્તાની અપેક્ષાવાળાં છે.

આ જગત્‌ના સાક્ષાત્ કર્તા ન માનતાં તેમનાં સત્તાબલવડે આ જગત્ થાય છે એમ માને છે.આ આદિ અનેક ભેદ, તે ઈશ્વર છે એમ માનનારાના છે; પરન્તુ તે સર્વ સૂક્ષ્મ ભેદનાં સ્વરૂપને અત્ર વર્ણવવાં અવશ્યનાં નથી.

બીજા જે ઈશ્વરને ન માનનારા છે તેઓ તો એમ માને છે કે આ દેખાતું જગત્ સ્વભાવથી જ થાય છે. તેમાં કોઈ કહે છે કે અનેક કલાભેદવાળું એક જ દ્રવ્ય છે તે પોતાના સ્વભાવથી જ વિકારવાળું થાય છે, અર્થાત્ જગદાકાર થાય છે. અને પાછું મૂળ દ્રવ્ય વા પદાર્થાકાર થાય છે. કોઈકોઈ તો કહે છે કે વિવિધ જાતિનાં અનેક દ્રવ્યો છે. તે સર્વ દ્રવ્યરૂપ પદાર્થોને તેમનામાં રહેલા સ્વભાવથી સંયોગવિયોગ થાય છે અને તેથી આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ તથા લય થતો ભાસે છે. આ આદિ અનેક પ્રકારે સૂક્ષ્મ સૂક્ષ્મ ભેદકલ્પનાથી મતભેદ એ પક્ષમાં પણ છે.

વળી ત્રીજા કેટલાકનું એમ પણ માનવું છે કે દ્રવ્યરૂપ પદાર્થો પણ છે અને તેની પ્રવર્તક સત્તા તે પદાર્થોના સ્વરૂપલક્ષણથી ભેદવાળી છે. તે સત્તાબળથી આ પદાર્થોનો સંયોગ તથા વિયોગ વા ભેદ થાય છે; જેથી તે સત્તાબળને અને પદાર્થને એમ બેને માનવાં જોઈએ. એમાંના કોઈનું એવું માનવું છે કે દ્રવ્યરૂપ પદાર્થોથી જૂદું સત્તાબલ રહી શકતું નથી. માટે તે પદાર્થ બલસંયુક્ત જ માનવો ઘટે છે. કાર્યથી જોતાં પદાર્થ તથા બલ ભિન્ન ભાસે છે, પણ પદાર્થથી ભિન્ન કોઈ બલ દૃષ્ટિમાં આવતું નથી. તેથી પદાર્થથી ભિન્ન વસ્તુરૂપ બલને માનવાની આવશ્યક્તા નથી. માત્ર બલવાળા પદાર્થને જ માનવો જોઈએ. એ પક્ષમાં પણ કોઈ સૂક્ષ્મ વિચાર કરનાર એવું મત સ્થાપે છે કે આપણે જેને પદાર્થ પદાર્થ કહીએ છીએ તે પદાર્થનું શુદ્ધ લક્ષણ બાંધવા જતાં અધિક વિચારથી પદાર્થનું કંઈ પણ સ્વરૂપ જ બંધાતું નથી, અને પદાર્થમાત્ર સૂક્ષ્મ કલાને પ્રાપ્ત થતાં ન દેખાય એવી સ્થિતિમાં પણ રહે છે; તેથી આ સ્થૂલરૂપે દેખલામાં આવતા પદાર્થો પણ મૂલ પદાર્થરૂપ છે કે બલરૂપ જ છે, એ પણ સંશયગ્રસ્ત છે. બલથી ભિન્ન કોઈ પદાર્થનું નિર્દોષ લક્ષણ બાંધવું કઠિન છે, જેથી કેવલ બલ જ અનેકરૂપે ભાસે છે, પદાર્થરૂપ વસ્તુ છે જ નહિ. આ આદિ અનેક સૂક્ષ્મ ભેદ આ પક્ષે પણ છે.

આ પ્રકારના અનેક મતભેદ જગત્‌ના કારણસંબન્ધમાં મૂલ વસ્તુના યથાર્થ જ્ઞાનના અભાનથી કે અજ્ઞાનથી મનુષ્યોમાં વર્તે છે, વા તે ભેદભાવનામાં મનુષ્યો પ્રવર્તે છે. એ અનેક ભેદમાં વર્તતાં મનુષ્યો પોતાના

અજ્ઞાનપ્રતિ અલક્ષ કરીને પરસ્પરમાં મિથ્યા વિરોધની વૃદ્ધિ કરે છે, અને વ્યવહારમાં એકબીજાના શત્રુની પેઠે વર્તી એકબીજાને અનર્થ આપે છે.

વળી બીજા પ્રકારથી મનુષ્યોના નિશ્ચયમાં ભેદ હોવાથી ભિન્ન પ્રવૃત્તિ થતી જોઈએ છીએ, તેનું સ્વરૂપ પણ લક્ષમાં લેવા યોગ્ય છે.

ઉપર કહેલા જગતના કારણસંબન્ધમાં અનેક ભેદ છતાં તેનો આપણે આ બે ભેદમાં પ્રધાનપણે સમાવેશ કરી શકીએ છીએ. તેમાંના પ્રથમ ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ જગતમાં મનુષ્યાદિવડે જે જે ક્રિયાઓ કરાય છે તે ક્રિયાઓ બે ભેદની છે : એક સારી–પુણ્યરૂપ વા ધર્મરૂપ, અને બીજી નઠારી–પાપરૂપ કે અધર્મરૂપ. એ પ્રકારના બે ભેદવાળી અથવા બે ભેદના મિશ્રણથી મિશ્ર જાતિની ગણતાં ત્રણ ભેદની ક્રિયા થાય છે. તે સર્વ ક્રિયાનાં સારાં મધ્યમ કે નઠારાં ફલ અવશ્ય મળે છે. તે જીવતાસુધીમાં તથા મરણપછી પણ મળે છે.

બીજા ભેદમાં આ પ્રકારના માનનારા છે : આ મનુષ્યોવડે કરાતી કોઈ પણ ક્રિયાનું ફલ જો મળે છે તો જીવતાંસુધીમાં આ શરીરમાં જ અને આ સૃષ્ટિમાં જ મળે છે. મરણપછી કોઈ કર્મ ફલ આપવા રહેતું નથી.

પ્રથમ ભેદને માનનારમાંના કોઈ તો એમ માને છે કે જન્મજન્માન્તરને પામીને જીવો પોતાનાં કર્મનાં ફલને આ સંસૃતિસ્થાનમાં ગમે ત્યાં અર્થાત્ જ્યાં જ્યાં તેમનાં કર્મોનાં ફલ મળી શકે છે ત્યાં ત્યાં જન્મીને તે ફલોને ભોગવે છે. એ પ્રમાણે જન્મજન્માન્તરોમાં કર્મફલને ભોગવતા તથા કર્મ રચતા જીવો કર્મક્ષય કરવા પર્યંત ભ્રમે છે. અને કોઈ તો એમ માને છે કે આ જીવોને સારાં અથવા નઠારાં કર્મનાં ફલ જીવતાસુધીમાં તથા મુવાપછી પણ મળે છે; પરન્તુ તેમને બીજો જન્મ થતો નથી. કોઈ એક મુકરર જગામાં જ તે સારાંનરતાં ફલને ભોગવ્યા કરે છે. આ પક્ષમાં બહુ દોષ પ્રાપ્ત થાય છે, પણ તે અત્ર વર્ણવવા અવકાશ નથી.

ઉપરના પક્ષને અર્થાત્ કર્મફલ મળે છે એવું માનનારમાંના કોઈ તો એમ માને છે કે કર્મો પોતાની મેળે જ ફલ આપવાની યોગ્યતાવાળાં છે. અને તેમાંના કોઈ તો એવું માનનાર છે કે આ કર્મો સ્વતંત્ર કર્મફલપ્રવર્તક સત્તાબલે ફલ આપવાને સમર્થ છે. કર્મ ઉપજવામાં જેમ કર્તાની અપેક્ષાવાળાં છે તેમ જ ફલ આપવામાં પ્રવર્તક સત્તાની અપેક્ષાવાળાં છે.

બીજા પક્ષવાળા જે જન્મજન્માન્તરને માનનાર નથી, તેમાંના કોઈ તો એમ માને છે કે જીવતાસુધીમાં કરેલાં શુભાશુભ કર્મનું સારું નઠારું ફલ મળે છે, અને તે જીવતાસુધીમાં જ મળે છે. અને જો કોઈ કર્મ જીવતાસુધીમાં ફલ આપી શક્યું નથી તો તે પછી ફલ આપવા વિના જ શરીરની સાથે નાશ થઈ જાય છે. એમાંના કોઈ તો એમ માને છે કે કર્મ સારાંનરતાં ગોઠવનારે ગમે તેમ ગોઠવ્યાં હોય તેનો કંઈ સંબન્ધ નથી: પણ જે કર્મ આપણને સુખ આપનાર અને સારું ભાસે તે સારું, અને દુઃખ આપનાર તથા નઠારું ભાસે તે નઠારું એમ ગણીને કરવાં, અને તેનાથી જીવતાસુધીમાં જે ફલ મળે તે મેળવી લેવાં. આ આદિ ભેદવાળો આ બીજો પક્ષ બહુ જ દૂષિત છે. એના દોષો અવકાશે યોગ્ય સ્થલે જોઈશું. આ ક્ષણે અવકાશ નથી.

ત્રીજા વળી એવા પણ મતના હોય છે કે કર્મ કાંઈ વસ્તુ નથી અને ફલ આપવાની કર્મમાં સત્તા નથી, તેમ જ કર્મફલને પ્રવર્તાવનારી કોઈ ઈશસત્તા પણ નથી. ગમે તેવી ક્રિયા કરવી, અને ગમે તે ફલ મળવું, એ સંજોગની વાર્તા છે. મતલબ કે સ્વભાવથી જ ક્રિયા થઈ જાય છે, અને ફલ મળી જાય છે. આ પક્ષ કેવલ દુષ્ટ છે. એની દુષ્ટતા પણ પ્રસંગવશાત્ વર્ણવીશું.

આ સર્વ ભેદમાંથી આપણે જો સામાન્ય ભેદ કાઢીએ તો બે નિકળે છે: એક તો એ કે શુભાશુભ કર્મનું સારુંનઠારું ફલ છે એમ માનનારા; અને બીજો એ કે કર્મને અને ફલને કંઈ સંબન્ધ નથી, તેથી કર્મનું કંઈ ફલ મળે છે એમ નહિ માનનારા. આ બીજા પ્રકારે માનનાર મન્દમતિના હોય એમ નિશ્ચય થાય છે. તે સપ્રમાણ આગળ પ્રસંગે વદીશું. આ ક્ષણે તો પ્રધાનપણે જેમાં પ્રમુખ પુરુષોની સ્થિતિ છે તે પ્રથમ ભેદના જ વિશેષ ભેદને જોઈએ. તેમાંના એક તો ફલપ્રવર્તક ઈશસત્તાબલે કર્મફલ મળે છે એવું માનનારા; અને બીજા સ્વતંત્રપણે કર્મ જ પોતપોતાનાં નિયત ફલને પ્રવર્તાવે છે, માટે ફલપ્રવર્તક કર્મ જ છે એવું માનનારા. આ એમાંના પ્રથમ ભેદને માનનાર છતાં તેમાંના કોઈ તો ફલ પ્રવર્તાવનાર ઈશ છે; અને તે સારાંનઠારાં કર્મનું શુભાશુભ ફલ આપે છે, એ પ્રમાણે માને છે, પરન્તુ તેઓ નઠારાં કર્મથી મુક્ત થઈને શુભ કર્મ કરતા નથી. ઉલટાં નઠારાં ફલને ઈશસત્તા આપનાર છે,એમ જાણીને પણ સ્વાર્થબુદ્ધિથી તે નિંદ્ય ક્રિયાઓને કરે છે. અને તેમાંના કોઈ તો ફલપ્રવર્તકના તથા કર્મફલના અને પોતાના સંબન્ધને માનનારા હોઈને સદા અશુભ કર્મથી રહિત થવાને અથવા થઈને

શુભ કર્મને જ કરે છે. એ જ પ્રમાણે બીજા જે કર્મને જ સ્વતંત્ર ફલ આપનાર માનનારા છે, તેમાંના પણ કોઈ કોઈ તો તે કર્મ શુભાશુભ ફલને આપનાર છે એમ માનવા છતાં સ્વાર્થલંપટ થઈને અશુભ કર્મને અશુભ ફલ આપનાર જાણીને પણ રચે છે, અને તેમાંના કોઈ કોઈ તો શુભાશુભ ફલ આપનાર કર્મ છે, એમ જાણીને પ્રયત્નથી શુભ કર્મને જ સાધે છે, અને અશુભ કર્મને તજે છે.

હવે ઈશ્વરને તથા કર્મફલને માનનારાના જેમ આ પ્રકારના ભેદ છે તેમ ઈશ્વરને તથા કર્મફલને નહિ માનનારમાં પણ એવા ભેદ છે. તેમાંના કોઈ તો ઈશ્વરને તથા કર્મફલને કે જન્માન્તરને નહિ માનનારા છતાં પણ મનુષ્યોના વ્યવહારની રુડે પ્રકારે સિદ્ધિ થાય, એવા જે નીતિના નિયમો છે તેનો નિર્વાહ કરવો, એ જ આપણું ખરું કર્તવ્ય છે એમ માનીને ચાલતી સુજ્ઞની નીતિને અનુસરતા વર્તે છે. વળી તેઓમાંના કોઈ કોઈ તો ઈશ્વરને, કર્મફલને, તથા જન્માન્તરને ન માનનારા હોઇને ગમે તે પ્રકારે સુખ મેળવવાના નિશ્ચયવાળા થઈને નિર્ભય અને નિઃશંકસરખા બની જાઇને, મૂઢવત્ નીતિઅનીતિનો વિચાર કર્યાવિના જ યથેચ્છ સ્વચ્છન્દાચરણ કરનાર હોય છે. આ પ્રકારનાં મનુષ્યો જગતમાં મહા હાનિ કરનાર હોય છે. તેમ જ ઈશ્વરને તથા કર્મફલને તથા જન્માન્તરને ગમે તે પ્રકારે પણ માનનારા થઈને જેઓ નિંદ્ય આચરણોને કરે છે, તેઓ પણ દુષ્ટ હોવાથી જનસમુદાયને અનર્થ કરનાર છે. તેથી જ્યાં ત્યાં આ બેના સંસર્ગથી મુક્ત રહેવાને મતિમન્તોએ સાવધાનતા રાખવી જોઈએ. આ બેના કરતાં તેઓ અધિક શ્રેષ્ઠ ગણાવા ઘટે છે કે જેઓ ઈશ્વર, કર્મફલ, તથા જન્માન્તરને ન માનનાર છતાં જીવનમાં સદા શુભ કર્મરૂપ નીતિને જ સેવનારા છે. એમ છતાં પણ એવા પુરુષો અધિક સંસર્ગ કરવા યોગ્ય કે સર્વ સુજ્ઞમંડલમાં સ્તુતિપાત્ર ગણાવા યોગ્ય નથી. કારણ કે ઈશ્વર તથા કર્મફલ તથા જન્માન્તર નથી એવું માનવા છતાં સ્વાર્થબુદ્ધિ છૂટચા વિનાનો એવો કયો પુરુષ હોય જે નિંદ્યાચાર સેવે નહિ? અર્થાત્ એવા આપ્તકામસરખા પુરુષો તો જગે વિરલ જ હોવા ઘટે છે. તેથી સકામ મનુષ્યોને તેમના કાંઈ પણ ન માનવારૂપ દોષનો પાશ સહજ બેસવા સંભવ છે, અને તેમના સદાચારરૂપ દૃઢ નિષ્ઠાનું ધારણ કરવું કઠિન છે, માટે સર્વ સકામ વ્યાવહારિક સુજ્ઞ કે સુખેચ્છક મનુષ્યોએ એવાં મનુષ્યોનો પણ પ્રીતિવડે સંગ કરવો ઉચિત ગણાતો નથી.

હે સભ્ય પુરુષો ! આ પ્રકારે અનેકાનેક ભાતિના શુભાશુભ નિશ્ચયો

બીજા પક્ષવાળા જે જન્મજન્માન્તરને માનનાર નથી, તેમાંના કોઈ તો એમ માને છે કે જીવતાસુધીમાં કરેલાં શુભાશુભ કર્મનું સારું નઠારું ફલ મળે છે, અને તે જીવતાસુધીમાં જ મળે છે. અને જો કોઈ કર્મ જીવતાસુધીમાં ફલ આપી શક્યું નથી તો તે પછી ફલ આપવા વિના જ શરીરની સાથે નાશ થઈ જાય છે. એમાંના કોઈ તો એમ માને છે કે કર્મ સારાંનરતાં ગોઠવનારે ગમે તેમ ગોઠવ્યાં હોય તેનો કંઈ સંબન્ધ નથી. પણ જે કર્મ આપણને સુખ આપનાર અને સારું ભાસે તે સારું, અને દુઃખ આપનાર તથા નઠારું ભાસે તે નઠારું એમ ગણીને કરવાં, અને તેનાથી જીવતાસુધીમાં જે ફલ મળે તે મેળવી લેવાં. આ આદિ ભેદવાળો આ બીજો પક્ષ બહુ જ દૂષિત છે. એના દોષો અવકાશે યોગ્ય સ્થલે જોઈશું. આ ક્ષણે અવકાશ નથી.

ત્રીજા વળી એવા પણ મતના હોય છે કે કર્મ કાંઈ વસ્તુ નથી અને ફલ આપવાની કર્મમાં સત્તા નથી, તેમ જ કર્મફલને પ્રવર્તાવનારી કોઈ ઈશિસત્તા પણ નથી. ગમે તેવી ક્રિયા કરવી, અને ગમે તે ફલ મળવું, એ સંજોગની વાર્તા છે. મતલબ કે સ્વભાવથી જ ક્રિયા થઈ જાય છે, અને ફલ મળી જાય છે. આ પક્ષ કેવલ દુષ્ટ છે. એની દુષ્ટતા પણ પ્રસંગવશાત્ વર્ણવીશું.

આ સર્વ ભેદમાંથી આપણે જો સામાન્ય ભેદ કાઢીએ તો બે નિકળે છે: એક તો એ કે શુભાશુભ કર્મનું સારુંનઠારું ફલ છે એમ માનનારા; અને બીજો એ કે કર્મને અને ફલને કંઈ સંબન્ધ નથી, તેથી કર્મનું કંઈ ફલ મળે છે એમ નહિ માનનારા. આ બીજા પ્રકારે માનનાર મન્દમતિના હોય એમ નિશ્ચય થાય છે. તે સપ્રમાણ આગળ પ્રસંગે વદીશું. આ ક્ષણે તો પ્રધાનપણે જેમાં પ્રમુખ પુરુષોની સ્થિતિ છે તે પ્રથમ ભેદના જ વિશેષ ભેદને જોઈએ. તેમાંના એક તો ફલપ્રવર્તક ઈશિસત્તાબલે કર્મફલ મળે છે એવું માનનારા; અને બીજા સ્વતંત્રપણે કર્મ જ પોતપોતાનાં નિયત ફલને પ્રવર્તાવે છે, માટે ફલપ્રવર્તક કર્મ જ છે એવું માનનારા. આ બેમાંના પ્રથમ ભેદને માનનાર છતાં તેમાંના કોઈ તો ફલ પ્રવર્તાવનાર ઈશ છે; અને તે સારાંનઠારાં કર્મનું શુભાશુભ ફલ આપે છે, એ પ્રમાણે માને છે, પરન્તુ તેઓ નઠારાં કર્મથી મુક્ત થઈને શુભ કર્મ કરતા નથી. ઉલટાં નઠારાં ફલને ઈશિસત્તા આપનાર છે,એમ જાણીને પણ સ્વાર્થબુદ્ધિથી તે નિંદ્ય ક્રિયાઓને કરે છે. અને તેમાંના કોઈ તો ફલપ્રવર્તકના તથા કર્મફલના અને પોતાના સંબન્ધને માનનારા હોઈને સદા અશુભ કર્મથી રહિત થવાને અથવા થઈ ને

શુભ કર્મને જ કરે છે. એ જ પ્રમાણે બીજા જે કર્મને જ સ્વતંત્ર ફલ આપનાર માનનારા છે, તેમાંના પણ કોઈ કોઈ તો તે કર્મ શુભાશુભ ફલને આપનાર છે એમ માનવા છતાં સ્વાર્થલંપટ થઈને અશુભ કર્મને અશુભ ફલ આપનાર જાણીને પણ રચે છે, અને તેમાંના કોઈ કોઈ તો શુભાશુભ ફલ આપનાર કર્મ છે, એમ જાણીને પ્રયત્નથી શુભ કર્મને જ સાધે છે, અને અશુભ કર્મને ત્યજે છે.

હવે ઈશ્વરને તથા કર્મફલને માનનારાના જેમ આ પ્રકારના ભેદ છે તેમ ઈશ્વરને તથા કર્મફલને નહિ માનનારમાં પણ એવા ભેદ છે. તેમાંના કોઈ તો ઈશ્વરને તથા કર્મફલને કે જન્માન્તરને નહિ માનનારા છતાં પણ મનુષ્યોના વ્યવહારની રુડે પ્રકારે સિદ્ધિ થાય, એવા જે નીતિના નિયમો છે તેનો નિર્વાહ કરવો, એ જ આપણું ખરું કર્તવ્ય છે એમ માનીને ચાલતી સુજ્ઞની નીતિને અનુસરતા વર્તે છે. વળી તેઓમાંના કોઈ કોઈ તો ઈશ્વરને, કર્મફલને, તથા જન્માન્તરને ન માનનારા હોઇને ગમે તે પ્રકારે સુખ મેળવવાના નિશ્ચયવાળા થઇને નિર્ભય અને નિઃશંકસરખા બની જઇને, મૂઢવત્ નીતિઅનીતિનો વિચાર કર્યાવિના જ યથેચ્છ સ્વચ્છન્દાચરણ કરનાર હોય છે. આ પ્રકારનાં મનુષ્યો જગત્‌માં મહા હાનિ કરનાર હોય છે. તેમ જ ઈશ્વરને તથા કર્મફલને તથા જન્માન્તરને ગમે તે પ્રકારે પણ માનનારા થઈને જેઓ નિંદ્ય આચરણોને કરે છે, તેઓ પણ દુષ્ટ હોવાથી જનસમુદાયને અનર્થ કરનાર છે. તેથી જ્યાં ત્યાં આ બેના સંસર્ગથી મુક્ત રહેવાને મતિમન્તોએ સાવધાનતા રાખવી જોઈએ. આ બેના કરતાં તેઓ અધિક શ્રેષ્ઠ ગણાવા ઘટે છે કે જેઓ ઈશ્વર, કર્મફલ, તથા જન્માન્તરને ન માનનાર છતાં જીવનમાં સદા શુભ કર્મરૂપ નીતિને જ સેવનારા છે. એમ છતાં પણ એવા પુરુષો અધિક સંસર્ગ કરવા યોગ્ય કે સર્વ સુજ્ઞમંડલમાં સ્તુતિપાત્ર ગણાવા યોગ્ય નથી. કારણ કે ઈશ્વર તથા કર્મફલ તથા જન્માન્તર નથી એવું માનવા છતાં સ્વાર્થબુદ્ધિ છૂટયા વિનાનો એવો કયો પુરુષ હોય જે નિંદ્યાચાર સેવે નહિ? અર્થાત્ એવા આપ્તકામસરખા પુરુષો તો જગે વિરલ જ હોવા ઘટે છે. તેથી સકામ મનુષ્યોને તેમના કાંઈ પણ ન માનવારૂપ દોષનો પાશ સહજ બેસવા સંભવ છે, અને તેમના સદાચારરૂપ દૃઢ નિષ્ઠાનું ધારણ કરવું કઠિન છે, માટે સર્વ સકામ વ્યાવહારિક સુજ્ઞ કે સુખેચ્છક મનુષ્યોએ એવાં મનુષ્યોનો પણ પ્રીતિવડે સંગ કરવો ઉચિત ગણાતો નથી.

હે સભ્ય પુરુષો! આ પ્રકારે અનેકાનેક ભાતિના શુભાશુભ નિશ્ચયો

મનુષ્યોનાં અંતરમાં વિવિધ ગુણદોષરૂપ કારણોથી બંધાયેલા હોય છે, અને તેથી તેવા ભેદરૂપ નિશ્ચયમાં દૃઢ મનુષ્યોમાં મતભેદ હોય એ સ્વાભાવિક છે. આ કારણથી આ કાલે વિદ્યમાન ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષોમાં સ્થલે સ્થલે મતભેદથી મતિભેદ થઈ વિરોધની પ્રાપ્તિ થઈ રહી છે; અને એ વિરોધ તો સત્તાબલવિના શમવો કઠિન છે કદાચિત્ કોઈ સુજ્ઞ પુરુષ સર્વ પૂર્વના સુજ્ઞ પુરુષોના અભિપ્રાયથી તથા વિવિધ શાસ્ત્રોના પ્રમાણરૂપ ધર્મપ્રતિપાદક ગ્રન્થોના આધારથી પ્રજાના વિશેષ ભાગને અવિરોધી એવા યોગ્ય નિશ્ચય સાધી આપે તોપણ નિરંકુશ જનસમુદાયમાં તે બલવાન્ પક્ષકારો પોતાના સ્વાર્થમાટે તથા સ્વાભિમાનના રક્ષણઆરુ તે નિર્દોષસરખા નિશ્ચયને પણ સ્થપાવા દેતા નથી; જેથી સ્પષ્ટ થાય છે કે સત્તા જ સર્વત્ર બલવતી છે.

સર્વ વિવેકી પુરુષો તો જાણે છે કે કોઈ પણ બે પક્ષકારની વિવાદવાળી વાર્તાનો યોગ્યાયોગ્ય નિર્ણય કોઈ તૃતીય યોગ્ય પુરુષદ્વારા કરાય છે. તેમાં પણ જો તે તૃતીય ન્યાયકર્તા પુરુષ સર્વ પ્રકારના સત્તાબલથી રહિત હોય છે, તો તેણે કરેલા યોગ્ય ન્યાયને પણ તે વિરોધી પક્ષકાર સ્વીકારતો નથી. આ કારણથી જ આ વ્યાવહારિક મનુષ્યોને પોતાના વ્યવહાર નિર્વિઘ્ન ચલાવવાને એક રાજ્યસત્તાની અપેક્ષા રહે છે, અને એ જ પ્રમાણે ધર્મસંબન્ધી વ્યવસ્થામાં પણ પ્રસંગે રાજ્યસત્તાની અપેક્ષા રહે છે.

એક પક્ષે જોતાં જેમ સત્તાબલ યોગ્ય પ્રકારે ઉપયોગ કરાયાથી સુખની અભિવ્યક્તિમાં હેતુરૂપ છે, તેમ જ અન્ય પક્ષે જોતાં એ સત્તાબલ અયોગ્ય પ્રકારે ઉપયોગ કરાયાથી દુઃખના હેતુરૂપ પણ છે; જેથી જે સત્તાધીશ છે તે અત્યંત ઉંચા પ્રકારની યોગ્યતાવાળા હોવા ઘટે છે. જો ગૃહપતિ, કુલપતિ, જ્ઞાતિપતિ, ગ્રામપતિ, દેશપતિ, આદિ જે જે પ્રમુખ પુરુષ હોય તે તે તથા તેમની પાસે રહી પ્રધાનપણે તેમના તંત્રને ચલાવનાર ઉપપ્રમુખ મનુષ્યો હોય છે તેઓ સર્વ પણ તેમની સત્તાના અધિકારી હોવાથી અધિક યોગ્યતાવાળા હોય તો સુખની વૃદ્ધિનો સદા સંભવ હોય છે, નહિ તો સત્તાબલના દુરુપયોગથી આશ્રિત જનોને તે સદા સર્વ પ્રકારથી સંતાપ જ આપનાર થાય છે.

હે સાધુ પુરુષો ! આપણે પ્રથમ કહ્યું છે કે વ્યવહારની તથા ધર્મની ઉત્તમ વ્યવસ્થામાં રાજ્યસત્તાની અપેક્ષા છે; પરન્તુ તે રાજ્યસત્તાધીશ જો સર્વોત્તમ પ્રકારે વ્યવહાર તથા ધર્મના સિદ્ધાન્તનો જ્ઞાતા હોય, અને અન્ય

પણ અપેક્ષિત સુલક્ષણોથી યુક્ત હોય તો જ તે સત્તા તથા સત્તાધીશ સુખ સાધનાર તથા સધાવનાર થાય છે. પણ જો તે સત્તાધીશ અયોગ્ય હોય તો તેની સત્તા તથા તે, સર્વ સુજ્ઞ આશ્રિત જનોને દુઃખ આપનાર જ તથા પોતે પણ દુઃખ ઉપજાવી ભોગવનાર થાય છે. માટે આ જગતમાં સઉથી અધિક ભાર વહન કરનાર સત્તાધીશો જ સર્વ પ્રકારથી યોગ્યતાવાળા અવશ્ય હોવા જોઇએ છે. નૈકામાં બેઠેલાઓનો જેમ અયોગ્ય નાવિક શત્રુ છે, તેમ આશ્રિત જનોનો અયોગ્ય પ્રમુખ શત્રુતુલ્ય છે. અજ્ઞાન છતાં મિથ્યાભિમાનવાળો વૈદ્ય જેમ રોગીનો શત્રુ છે, શિક્ષકના વિવેકને તથા નીતિને ન જાણનાર શિક્ષક જેમ બાલકોનો શત્રુ છે, યથાર્થ ધર્મના તત્ત્વને ન જાણનાર ધર્મગુરુ થઈ બેસનાર જેમ શુદ્ધ ધર્મને જાણવાની ઇચ્છાવાળાં મનુષ્યોનો શત્રુ છે, અને એ જ પ્રમાણે અન્ય અનેક જે જે વ્યવહારના અજ્ઞાનવાળા છતાં તે તે વ્યવહારના પ્રવર્તક થાય છે, તે તે સર્વ તે તે જાતિના યથાર્થ જ્ઞાનની ઇચ્છાવાળાના શત્રુ છે, તેમ અયોગ્ય સત્તાધીશ આશ્રિત જનોનો શત્રુ છે. આ કારણથી સદા સત્તાધીશ યોગ્ય જોઈએ એ નિઃસન્દેહ વાર્તા છે.

આપણે પ્રથમ વિચાર્યાપ્રમાણે પ્રમુખ પુરુષો તથા સત્તાધીશો મતભેદવાળા હોય છે, અને તેઓ જો વિવેકવિચારવિનાના તેમ જ દુરાગ્રહી હોય છે તો બહુ અનર્થ કરનાર નીવડે છે, એ સ્પષ્ટ જ છે. તેઓ પોતે માનેલો નિશ્ચય ખરો છે, અને અન્યના નિશ્ચયો ખોટા છે, એવો મિથ્યા દૃઢભાવ બાંધે છે, અને તેથી પોતાના પ્રમુખપણાના કે સત્તાના બલથી આશ્રિત જનોને તે પોતાના નિશ્ચયપ્રમાણે વર્તાવવા ઇચ્છે છે. યોગ્ય વિચાર કરનાર સર્વને સ્પષ્ટ સમજાય એમ છે કે જૂદા જૂદા મતવાળા મનુષ્યોના સર્વ નિશ્ચયો સર્વાંશે ખરા હોવા ઘટતા નથી; તો પણ ઘણું કરીને પ્રત્યેક મનુષ્ય પોતાના નિશ્ચયમાં આગ્રહવાળા હોય છે.

કેટલાંક વિવેકવિચારવાળાં મનુષ્યો તો પોતાના નિશ્ચયમાં આગ્રહવાળાં છતાં પણ પ્રાપ્તવિવેક પુરુષોદ્વારા સકારણ જણાવેલા યોગ્ય નિશ્ચયને ધારણ કરે છે, અને પોતાના ખોટા આગ્રહને તત્કાલ દુર્બલ જાણીને ત્યજી દે છે; અને કેટલાંક મન્દ વિવેકવિચારવાળાં મનુષ્યો તો ગમે તેવાં બલવત્તર કારણોસહિત તેમના નિશ્ચયોને દૂષિત જણાવે છે, તોપણ દુરાગ્રહથી તેઓ પોતાના દુષ્ટ નિશ્ચયોને ત્યજતાં નથી પણ ઉલટાં તે યોગ્ય નિશ્ચયવાળા શુભેચ્છક પુરુષના વિરોધી થઈને તેમને જ્યાં ત્યાં અનિષ્ટ રચી

આપનાર થાય છે. આ પ્રમાણે જેમ સામાન્ય મનુષ્યો પણ પોતાના દુષ્ટ નિશ્ચયને અજ્ઞાનથી ન ત્યજીને પોતાના તથા અન્યના અનર્થને સાધતાં જન-મંડલમાં મતિભેદ કરતાં વિરોધની વૃદ્ધિ કરે છે, તેમ તેમનાથી પણ-અધિક સત્તાવાળા પ્રમુખ પુરુષો પોતાની અજ્ઞાનતાથી મતભેદને તથા વિરોધને અધિક પ્રમાણમાં વિસ્તારે છે,અને મહા અનર્થને ઉપજાવે છે;જેથી વિરોધની તથા અનર્થની નિવૃત્તિમાં પ્રમુખ પુરુષોની યોગ્યતા જ માત્ર દષ્ટ કારણોમાં સિદ્ધ કારણરૂપ છે.

હે આર્યપુરુષો ! આપણામાંના ઘણા મનુષ્યો આ સંસૃતિસ્થાનમાં રહેલા દૃષ્ટ તથા અદૃષ્ટ પદાર્થોને સર્વ પ્રકારે વા સર્વાંશે જેમ છે તેમ જાણતા નથી, તો પણ પોતાની મતિની મન્દતાથી અમુક પદાર્થ છે, અને અમુક પદાર્થ નથી, અમુક સત્તા કે બલ છે અને અમુક સત્તા કે બલ નથી, એવા અનેક નિશ્ચયો વ્યર્થ બાંધીને દુરાગ્રહથી વાદ કરતા વિરોધની વૃદ્ધિ કરીને અનર્થને સાધે સધાવે છે, તથાપિ યોગ્ય પુરુષોદ્વારા યોગ્ય નિશ્ચયમાં સ્થપાતા નથી, એ અત્યંત ખેદકારક છે.

ઘણા મન્દમતિ મનુષ્યો જ્યારે ત્યારે, જ્યાં ત્યાં કે જે તે પ્રસંગમાં પુનઃ પુનઃ એવું વદે છે કે અમુક વસ્તુને અમે દેખતા નથી માટે તે છે જ નહિ, વા અમુક વસ્તુને અમે જાણતા નથી માટે તે નથી. આ પ્રકારનું તેમનું બોલવું તેમની અજ્ઞાનતામાત્રને જ જણાવે છે એમ નથી, પણ વિશેષમાં તેમનું મૂર્ખપણું પણ જણાવે છે. બુદ્ધિમન્ત પુરુષો તો એમ માને છે કે આપણા દોષથી વા આપણા હીનસામર્થ્યથી આપણે કોઈ વસ્તુને ન જોઈ જાણી શકીએ, તેથી જ તે નથી એવો કોઈ નિયમ સંભવતો નથી. પણ જે જે પદાર્થને જોવા જાણવાને સ્પષ્ટ થયેલા ઉપાયો વિધિવડે સાધ્યા છતાં જો આપણે તે તે પદાર્થોને જોઈ જાણી શકીએ નહિ તો તે પદાર્થ નથી એવો નિયમ વદીએ તો તે કોઈ અંશે પણ સકારણ મનાય એમ છે. વળી મતિમન્ત ધીર પુરુષો જે જે પદાર્થના અસ્તિત્વને વા તેને જાણવાના ઉપાયને જાણતા નથી, તે તે પદાર્થના સંબન્ધમાં પણ યોગ્ય વિચાર કર્યા વિના તે નથી, એમ કહેતા નથી.

ઘણાં ઓછી શક્તિવાળાં તથા ન્યૂન અનુભવવાળાં મનુષ્યો એમ બોલે છે કે જ્યાંસુધી જે વસ્તુ છે એવું આપણે પ્રત્યક્ષ પ્રમાણથી જાણતા નથી અથવા તે છે, એવું પ્રત્યક્ષ પ્રમાણથી આપણે બીજાને કોઈ રીતે સિદ્ધ કરી આપવા સમર્થ નથી ત્યાંસુધી તે વસ્તુ નથી, એમ જ માનવું

જોઈએ. પણ આ તેમનું બોલવું, મોટી મતિવાળા તથા અધિક અનુભવવાળા નિપુણ પુરુષો યથાર્થ માનતા નથી. કારણ કે જેમ જ્યાંસુધી તે પદાર્થ છે એમ ન જાણનાર તથા ન સિદ્ધ કરી આપનાર તે છે એમ કહેવાને અસમર્થ છે, તેમ જ જ્યાંસુધી તે પદાર્થ નથી જ એવું પોતે યોગ્ય પ્રકારે જાણવા કે સિદ્ધ કરી આપવા સમર્થ હોતો નથી ત્યાંસુધી તે નથી જ એમ કહેવાને પણ તે પુરુષ સમર્થ થઈ શકતો નથી. જેથી છે વા નથી એ બેમાંના એકે પક્ષનો ખરું જોતાં તે અજ્ઞાને આગ્રહ રાખવો ઘટતો નથી.

આપણા પૂર્વપુરુષોએ જાણ્યું છે અને આપણે જાણીએ છીએ કે પ્રતિબન્ધક હેતુ પ્રાપ્ત હોય છે તો ઉપલબ્ધિને યોગ્ય પદાર્થની પણ ઉપલબ્ધિ થતી નથી. દૂરત્વાદિ દોષોથી ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થ પણ જોવા જાણવામાં આવતા નથી; તેથી તે નથી એમ કહી શકાતું નથી.

હે કુલીન પુરુષો ! પદાર્થ વિદ્યમાન છતાં પણ વિરોધી કારણોને લીધે તત્કાલ પદાર્થનું જ્ઞાન કે ભાન થતું નથી. એ સંબન્ધમાં સ્પષ્ટ સમજાય એ અર્થે કેટલાક દોષોને આ સ્થલે આપણે જોઈએ.

આપણાથી દૂર કે અતિ દૂર આ અનન્તસરખી દિશાઓમાં સ્થિત ગ્રામ, દેશ તથા અસંખ્ય પ્રાણિપદાર્થો છે,પણ તે સર્વને આપણે અન્તઃકરણ તથા ઇન્દ્રિયોવાળા અર્થાત્ જાણવા જોવાના સામર્થ્યવાળા હોવા છતાં આ સ્થલેથી આ કાલે તે સર્વ પદાર્થોને જોઈ જાણી શકતા નથી, પરન્તુ એટલામાત્રથી જ તે દિશાઓમાં રહેલા પદાર્થો નથી એમ કહેવાને આપણે સમર્થ થતા નથી. એ પદાર્થને આપણે જોઈ જાણી શકતા નથી તેમાં માત્ર દૂરતા કે અતિદૂરતા એ જ કારણ છે. જો આપણે આપણા ઇન્દ્રિયસામર્થ્યની મર્યાદામાં તે તે પદાર્થ આવે એવું કોઈ ઉપાયથી કરીએ તો તેને આપણે અવશ્ય જાણી શકીએ. આથી એમ થયું કે જેને આપણે તત્કાલ જોઈ જાણી શકીએ તે જ પદાર્થ છે અને બીજા નથી એમ નથી. જેથી કોઈ પણ પદાર્થ નથી એમ કહેવાપૂર્વે અત્યન્ત વિચાર કરવાની આવશ્યકતા છે.

જેમ આ દૂરતા કે અતિદૂરતા, પદાર્થ છતાં ન જણાવામાં દોષરૂપ છે તેમ જ બીજો દોષ અતિસમીપતા પણ છે. આપણે આ નેત્રદ્વારા આપણા જોવાના સામર્થ્યની મર્યાદાપર્યંતના સર્વ પદાર્થોને જોઈ શકીએ છીએ, પરન્તુ આપણી આંખમાં આંજેલા કાજળને કે આંખમાં પડેલી રજને કે આંજણીઆદિ થયેલા નેત્રસમીપના અન્ય વ્યાધિરૂપ ઉપાધિને આપણે કંઈ

જોઈ શકતા નથી.એનું કારણ અતિસમીપતા એટલે બહુ પાસેપણું છે. આ પ્રકારે આ કજ્જલાદિને આપણે તત્કાલ ન દેખીએ તેથી તે નથી એમ નથી, કારણ કે દર્પણાદિ સાધનોવડે આપણે તેને જોઈ જાણી શકીએ છીએ.જેથી જોવા જાણવાના યોગ્ય ઉપાયને કર્યાવિના જ અમુક વસ્તુ નથી એમ કહેવું એ મન્દમતિનું લક્ષણ છે.

જેમ આ બીજો અતિસમીપતા દોષ વસ્તુ છતાં ન દેખવામાં કારણરૂપ છે તેમ જ ત્રીજો ઇન્દ્રિયોનો ઘાત એ પણ વસ્તુ ન દેખાવામાં કારણરૂપ છે. અંધને દેખાતું નથી તથા બધિરને સંભળાતું નથી. આથી નેત્રહીન અંધને ન દેખવાથી દશ્યપદાર્થો નથી એમ ગણાય નહિ, તેમ જ બહેરાને ન સંભળાવાથી શબ્દધ્વનિ નથી એમ મનાય નહિ. કારણ કે અન્ય સર્વ દેખનારાઓ દેખે છે,તથા સાંભળનારાઓ સાંભળે છે.આથી ઇન્દ્રિયનો ઘાત એ પણ પદાર્થ છતાં તે ન જણાવામાં દોષરૂપ છે.

એ જ પ્રમાણે ચોથો દોષ વ્યવધાન છે. આપણા રહેવાનાં ગૃહોમાં ભીંતપાછળના પદાર્થોને આપણે જોઈ શકતા નથી. અન્તઃપુરમાં રહેનાર સ્ત્રી આદિને પણ ભીંત વગેરે વ્યવધાનથી આપણે જોઈ શકતા નથી. આથી તે પદાર્થો નથી એમ કહેવાય નહિ. કારણ વ્યવધાનદોષ ટાળવાથી આપણે તેમને જોઈ શકીએ છીએ.

એ જ પ્રમાણે પાંચમો દોષ સૂક્ષ્મતા વા અતિસૂક્ષ્મતા છે. સૂક્ષ્મ હોવાથી પરમાણુઆદિને આપણે જોઈ શકતા નથી, એથી જેના વડે આ શરીરાદિ પરમાણુજન્ય પદાર્થો રચાયા પ્રતીત થાય છે તે સૂક્ષ્મ પદાર્થો નથી એમ કહેવાય નહિ. એ સૂક્ષ્મ વા અતિસૂક્ષ્મ પદાર્થોને પણ જોવાના ઉપાયોને સાધ્ય કરવાથી જોઈ જાણી શકાય એમ હોય તો તે કર્યાવિના તે નથી એમ કહેવું અયોગ્ય છે.

છટ્ઠો દોષ મનનું અનવસ્થાન છે. જ્યારે આપણે કોઈ અન્ય પદાર્થના ચિન્તનમાં ગુંથાયલા મનવાળા હોઇએ છીએ તે સમયે અથવા મનની અતિ ચંચલતાના સમયે ઇન્દ્રિયસાથેના સંબન્ધવાળા પદાર્થોને પણ તત્કાલ જાણી શકતા નથી, તેથી કંઈ પદાર્થનું અનસ્તિત્વ સિદ્ધ થતું નથી. કારણ કે મનના સાવધાનપણાના સમયમાં આપણે તે તે પદાર્થને યથાવત્ જાણીએ છીએ.

સાતમો દોષ સમાનાભિહાર છે. સ્વસજાતીય અન્ય પદાર્થસાથે મિશ્રનરૂપ સમાનાભિહાર દોષ પણ વસ્તુ છતાં ન ભાન કરાવવામાં કારણરૂપ છે. આપણે આકાશથી વર્ષેલા કે વર્ષતા જલને નદીના, સમુદ્રના કે તલા-

ચના જલમાં ભિન્ન રૂપે જોઈ કે દેખાડી શકતા નથી. કારણ કે તે પાણીમાં પાણી મળી જાય છે. આથી પ્રતીતિમાં એક જ જાતનાં બે પદાર્થોના મળી જવા પછી તેને આ દૃષ્ટિથી આપણે જૂદા જોઈ શકતા નથી. તેથી કંઇ તે નથી એમ મનાય નહિ. દશ કૂવાનાં પાણી એકઠાં કરી દેખાડે તો આપણે તે એકઠાં થયેલા જલમાં દશ ભેદને જોઈ શકતા નથી, એમાં આ સમાનાભિહાર દોષ કારણરૂપ છે.

એ જ પ્રમાણે વળી આઠમો દોષ અભિભવ પણ છે. જે તારાઓને આપણે રાત્રે દેખીએ છીએ તે તારાઓને આપણે દિવસે સ્પષ્ટ દેખતા નથી, એ સૂર્યનાં કિરણોવડે અભિભવ થવાથી આપણે યથાવત્ જોઈ શકતા નથી, માટે તે નથી એમ નથી. કારણ કે રાત્રે જ્યારે સૂર્યનાં કિરણોનો આપણા પ્રતિ અભાવ હોય છે ત્યારે તે જોવામાં આવે છે.

હે સુજ્ઞ પુરુષો ! આ આદિ દોષરૂપ કારણોવડે પદાર્થ હોવાછતાં દેખાતા નથી, તેમ જ મૃગજલ, એક દીપકને સ્થલે અધિક દીપકઆદિ વિલક્ષણતા જણાય છે. અર્થાત્ પદાર્થ નહિ છતાં વિવિધ દોષથી તેની પૃથક્ પદાર્થરૂપે ઉપલબ્ધિ થાય છે. જેથી જોવા માત્રથી છે, અને જોવા માત્રથી નથી; એવો નિયમ બુદ્ધિમન્ત પુરુષો બાંધી શકતા નથી, માત્ર મન્દમતિ જનો બાંધી શકે છે.

આપણે પ્રથમ કહેલા ગૃહપતિઆદિ પ્રમુખ પુરુષોએ સાવધાનતાવડે આ આદિ અનેક પ્રકારના વિચારથી કુશલતાને પ્રાપ્ત રહી અન્ય અજ્ઞ જનોની પેઠે યોગ્ય નિર્ણય કર્યાવિના, અમુક નથી, અમુક નથી, એમ કહેવાનો દુષ્ટ સ્વભાવ સેવવો યોગ્ય નથી.

કોઈ પણ પ્રાણી પદાર્થ છે એવું પૂર્વપૂર્વબુદ્ધિમન્ત પુરુષોદ્વારા આપણા જાણવામાં આવ્યું હોય તેને આપણે ન દેખીએ એટલાથી જ તે નથી એમ કહેવું કે સમજવું ઘટતું નથી. કારણ કે ઘણા શ્રેષ્ઠ પુરુષોવડે જેનું અસ્તિત્વ એટલે હોવાપણું મનાતું આવ્યું છે તેને સબલ પ્રમાણવિના એમ કહેવું એ મોટી મૂઢતા મનાય છે.

આ જનમંડલમાં ઘણા એમ માને છે કે આ સંસારના કોઈ દ્રષ્ટા કે સ્રષ્ટા કે જ્ઞાતા કે સર્વાતીત એવા ઈશ્વર કે બ્રહ્મ કે સર્વોત્કૃષ્ટ સત્તા છે, અને કોઈ કોઈ માને છે કે તે નથી. તેમ જ કોઈ કહે છે કે આ દેખાય છે તે જગત્ છે અને કોઈ તો કહે છે કે દેખાય છે તો પણ જગત્ છે જ નહિ, અને કોઈ કાલે થયું પણ નથી. આ આદિ પરસ્પર વિરોધી એવા અનેક નિશ્ચયો

લોકોમાં વદાય છે; એમાંનો કયો નિશ્ચય કહેનાર, માનનાર કે લખનાર કેવે પ્રકારે કહી માની કે લખી ગયા છે અને આજે તેને કોણ કેવે પ્રકારે સમજી નિશ્ચય કરીને કહે છે કે લખે છે, તે યોગ્ય પ્રકારે જાણ્યા વિના તેને ગમે તે રૂપમાં માની લેવું, એ અધિક યોગ્ય ગણાતું નથી. તેથી પોતાના સંતોષમાટે ઘટતો યત્ન કરીને મનુષ્યોએ સ્વસંતોષથી યોગ્યનિશ્ચયને જાણી ધારણ કરવો જોઇએ છે,અને જેમની મતિ મન્દ છે તેમણે સુજ્ઞ મહાજનને માર્ગે ચાલવું ઘટે છે.

ઘણા મન્દમતિ મનુષ્યો શાસ્ત્ર લખનાર મહાપુરુષોની નિંદા કરે છે તથા કહે છે કે તે મનુષ્યોએ તો પેટ ભરવાઅર્થે પ્રપંચ રચ્યા છે. પરન્તુ જે વિદ્વાન્ તથા વિવેકવિચારવાન્ તે પૂર્વમહાત્માના ગ્રંથોને અવલોકે છે તે તો તેમના મર્મને સમજીને તેમની ઉદારતાને, પરોપકારી મતિને, તથા તેમના શ્રમને ધન્યવાદ આપતા વખાણે છે.

કોઈ કોઈ વિવેકવિચારરહિત મનુષ્યો એમ બોલે છે કે ઇશ્વર કે પરમેશ્વર કે બ્રહ્મ છે એવું સિદ્ધ કરી આપવું બહુ કઠિન છે; માટે તે સિદ્ધ ન કરી આપે ત્યાં સુધી અમે માનતા નથી. આ તે ક્ષુદ્ર મતિવાળાનું બોલવું અવિચારથી થાય છે એમ જાણીને મહાશયો તેમને દુષ્ટ કહેતા નથી. કારણ કે સંસારમાં જે પ્રાણીની જે જે પ્રકારની જેટલી જેટલી સંપત્તિ હોય છે તે તે પ્રમાણમાં તે વાતો કરે છે, એમાં તેનો સાક્ષાત્ મોટો દોષ નથી.

મોટી મતિવાળા વિવેકી તો જાણે છે કે યોગ્ય પ્રકારે જેમ શાસ્ત્ર વદે છે અને આપણો અનુભવ છે તે પ્રમાણે ઇશ્વર, પરમેશ્વર કે બ્રહ્મઆદિ શબ્દોથી વર્ણાતું પરમતત્ત્વ છે એવું સિદ્ધ કરવામાં કંઈ મોટી કઠિનતા નથી. એ તો સહજ વિચારથી સમજાય એમ છે, પણ મતિની મન્દતાવાળાને ઝટ સમજાય એમ નથી.

વળી કોઈ કોઈ જાડી બુદ્ધિનાં મનુષ્યો એમ કહે છે કે અમે ઘણા લોકોને પૂછીએ છીએ કે તમે જેમને પરમેશ્વર કે બ્રહ્મઆદિ શબ્દોથી ઓળખાવો છો તે વસ્તુ કેવી છે, ક્યાં છે એ આદિ અમને સમજાવો તો તેઓ અમને સંતોષ ઉપજે એવાં ઉત્તર આપી સમાધાન આપતા નથી, માટે અમે ઇશ્વરને માનતા નથી. આ તેમનું બોલવું પણ નિંદવા લાયક છે. કારણ કે આ જગત્‌માં દષ્ટ અને અદષ્ટ એવા સર્વ પદાર્થનાં કે સર્વનાં મૂલ તત્ત્વનાં સ્વરૂપને સર્વ મનુષ્યો જાણતાં નથી. ખરું જોતાં સર્વ દષ્ટ પદાર્થોને જ આ સર્વ મનુષ્યો જાણતાં નથી તો સર્વ મનુષ્યો સર્વ દષ્ટાદષ્ટ પદાર્થાદિનાં સ્વ-

રૂપને શી રીતે જાણીને સમજાવી શકે ? અને તે ન સમજાવી શકે તેથી તે વસ્તુ નથી એમ કોણ મૂર્ખ મનુષ્યવિના અન્ય સાવધાન નિશ્ચય કરે ? આપણે ન જાણનાર એવાં ઘણાં મનુષ્યોને પૂછીએ કે ભાઈ ! સાટોડીનું મૂલ અને વિદારીકંદ કેવાં હોય છે અને ક્યાં હોય છે ? અને આ પ્રશ્નનું તે અજ્ઞ જનો સંતોષકારક ઉત્તર ન આપે માટે તે નથી એમ માનવું કે શું? વળી કોઈ દેશાંતરમાં જન્મેલો મનુષ્ય દેશાંતરમાં જઇને કોઇને પૂછે કે મારો પિતા કેવો છે અને ક્યાં છે ?—આ આદિ તેનાં પ્રશ્નોનું તે અજાણ્યાં મનુષ્યો સંતોષ ઉપજે એવું ઉત્તર ન આપે તેથી તેણે પોતાનો પિતા કોઈ છે જ નહિ, એવો નિશ્ચય કરવો કે શું ? આ પ્રકારે અજ્ઞ જનોને પૂછતાં મૂર્ખ જનો સમાધાન ન પામીને ઈશ્વર નથી એવો નિશ્ચય કરે તો તેથી કંઈ સતસ્વરૂપ ઈશ્વર કે બ્રહ્મતત્ત્વનો અભાવ સિદ્ધ થતો નથી. એમ ગમે તેને પૂછવાથી જે સંબન્ધમાં સંતોષકર ઉત્તર ન મળે તે વસ્તુ નથી,એમ માનવાનો નિશ્ચય રાખે તો તો આ જગતમાં પ્રત્યક્ષરૂપે દેખાતા એવા ભાવરૂપ અસંખ્ય પદાર્થોનો પણ અભાવ સિદ્ધ કરી શકાશે.પરન્તુ વસ્તુનિર્ણયમાં એવા નિયમો ક્ષુદ્રમતિવાળાં મનુષ્યો જ સાધે છે. કોઈ વિવેકી મતિમન્ત પુરુષો સાધતા નથી.

હે પ્રમુખ પુરુષો ! આ જગતમાં જે જે મનુષ્યો આ સંસારની ઉત્પત્તિ સ્થિતિ તથા લયમાં હેતુરૂપ તત્ત્વને ઈશ્વર, બ્રહ્મ આદિ શબ્દોથી ન ઓળખતાં સ્વભાવ, કર્મ, કાલ, દ્રવ્ય, આદિ શબ્દોથી ઓળખતાઓળખાવતા કે જાણતાજણાવતા હોય છે તેમને પણ આપણે તે મૂલ કારણના સંબન્ધમાં તથા અવાન્તરકારણોના સંબન્ધમાં અનેક પ્રશ્નો પૂછીએ છીએ અને તેઓ નિરુત્તર થાય છે; પરન્તુ એટલામાત્રથી જ આપણે તેમને નિંદવા યોગ્ય ગણતા નથી. કોઈ પણ એક વા અનેક મૂલ કારણ સ્વીકાર્યા વિના આ પ્રતીતિમાં આવેલા જગતની સિદ્ધિ થતી નથી, એ તો સર્વ પ્રાપ્તવિવેક પુરુષો જાણે છે;અને તેથી તે પ્રાપ્તવિવેક પુરુષો તો મિથ્યા વાદવિવાદ કરતા નથી. માત્ર ક્ષુદ્ર હૃદ્બલવાળાં મનુષ્યો જ મિથ્યા વાદ કરે છે.

જે લોકો ઈશ્વર કે બ્રહ્મઆદિ પરમતત્ત્વના વાચક શબ્દોને આ જગત્તની પ્રતીતિના હેતુરૂપ તત્ત્વના સ્થાને મૂઢતાથી ન સ્વીકારીને તે મૂલ હેતુરૂપ સ્વભાવાદિ શબ્દનો પ્રયોગ કરતા હોય છે તેમને પણ આ પ્રકારે પ્રશ્ન કરવાના હોય છેઃ—હે ભાઈ ! જેને તમે સ્વભાવ કહો છો તેનું સ્વરૂપ કેવું છે? તે સ્વભાવ એક છે કે અનેક છે ? તે નિત્ય છે કે અનિત્ય છે ? તે પદાર્થ છે કે દ્રવ્યરૂપ છે કે સત્તા કે બલરૂપ છે ? તે સ્વભાવ સ્વતંત્ર છે કે પરતંત્ર છે ? તે જ્ઞાનસ્વરૂપ છે કે અજ્ઞાનરૂપ છે ? તે સ્થિર છે કે ગતિવાળો છે ? તે રૂપગુ-

ણવાળો છે કે રૂપગુણરહિત છે ? તે હાનિવૃદ્ધિને પ્રાપ્ત થવારૂપ વિકારી છે કે હાનિવૃદ્ધિને ન પ્રાપ્ત થાય એવો અવિકારી છે ? તે કોઈ એક દેશમાં સ્થિત છે કે સર્વ દેશમાં વ્યાપક છે ? તે સાકાર છે કે નિરાકાર છે ? આ આદિ અસંખ્ય પ્રશ્નો પૂછાય છે, અને તેનાં ઉત્તરઉપરથી પુનઃ પુનઃ ઉપજતા અનેક પ્રશ્નો કરાય છે, ત્યારે તે સ્વભાવાદિ અન્ય શબ્દને સ્વીકારનાર પણ પોતે સ્વીકારેલા શબ્દના અર્થરૂપ વસ્તુનું નિર્દોષપણે સ્વરૂપ સાધી તેને જગતના હેતુરૂપે સિદ્ધ કરી શકતા નથી, અને અંતે મુઝાઈને મૂર્ખ હોય છે તો ક્રોધ કરે છે અને વિવેકી હોય છે તો મૌન ધરે છે. આ કહેલા પ્રશ્નોમાં કોઈને પુનરુક્તિ ભાસે, પણ તેમ નથી. અંશથી વિલક્ષણતાવાળા હોવાથી એક ભાવના ભાસતાં છતાં પણ પૃથક્ પૃથક્ પ્રશ્નરૂપ અધિકારને તે સર્વ પામે એમ છે.

આ પ્રકારે જો ઈશ્વરાદિ યોગ્ય શબ્દથી જગતના હેતુરૂપ વસ્તુને ન જાણનાર ઈશ્વરાદિ શબ્દોનો ગમે તેવો અર્થ સમજીને અનાદર કરે તો વિવેક-વિચારવાળા પુરુષોએ તેમનાં વચનનો પણ અનાદર જ કરવો ઘટે છે. ભાષાના ભેદથી શબ્દનો ભેદ હોય, પણ અર્થતાત્પર્યથી ભેદ ન હોય તો તેવા શબ્દોમાં આગ્રહ કરવાનું કોઈને પ્રયોજન નથી.

હે યશસ્વી પુરુષો ! આ વિવિધ પ્રકારના નિશ્ચયોમાં કયો નિશ્ચય કેટલો સદોષ છે, અને કયો નિશ્ચય કેટલો નિર્દોષ છે એ સંબન્ધમાં અન્ય સમયે જ્યારે તે વિવિધ નિશ્ચયવાળા પુરુષોસાથે પ્રશ્નોત્તરરૂપ ચર્ચા થશે ત્યારે તે સંબન્ધમાં સર્વને ઉત્તમ પ્રકારે જે જે આવશ્યક હશે તે તે જાણવા સમજવામાં આવશે. જેથી આ સ્થલે સર્વસામાન્ય વિષય પ્રતિપાદનના આ સમયમાં એ સંબન્ધી વિસ્તાર કરવો ઉચિત ગણ્યો નથી.

પ્રિય સજ્જનો ! આ જગતમાં જે જે દુરાગ્રહવિનાનાં અને કલ્યાણની ઇચ્છાવાળાં મનુષ્યો છે તેમણે તો જ્ઞાનની પૂર્ણ પ્રાપ્તિપર્યંત તથા કર્તવ્યના અવધિએ જવા પર્યંત એવા નિશ્ચય ધારણ કરવા અવશ્યના છે કે કોઈ પણ સત્તા વા બલ અથવા ઐશ્વર્ય કે સામર્થ્ય આ સર્વ પ્રતીત થતા સંસારપ્રપંચના ઈશરૂપે સર્વત્ર વિદ્યમાન છે, તે ઈશથી આપણે કોઈ પણ ક્રિયા ગુપ્તપણે કરી શકતા નથી તેથી, તેમ જ સર્વ ક્રિયાના જ્ઞાતા કે સાક્ષિરૂપ તે ઈશવડે આપણાં સર્વ યોગ્યાયોગ્ય કર્મનાં ફલ યથાકાલે આપણે જ્યાં ત્યાં પ્રાપ્ત થાય છે તેથી, આપણે સદા તે ઈશનું અંતરમાં ભય રાખીને યોગ્ય ક્રિયાઓને જ કરવી. જે જે પાપરૂપ નિષિદ્ધ કે નિન્દવા યોગ્ય ક્રિયાઓ છે તેને જાણી જાણીને ત્યજવી, અને તે નિંદ્ય ક્રિયાના કરનાર દુષ્ટ મનુષ્યોનો સંગ પણ સાવધાનતાથી સદા ત્યજવો; કારણ કે દુષ્ટજનોનો સંગજ પ્રાણિને

દુષ્ટતા આણનાર છે. પરન્તું અહિત ઇચ્છવું કે કરવું નહિ, કારણ કે બીજાનું જે અહિત ઇચ્છે છે વા કરે છે તેનું અહિત તે દુષ્ટ કર્મબલથી જ થાય છે. પાપવડે પોતાના કલ્યાણની ઇચ્છા રાખવી નહિ, કારણ કે પાપકર્મ સદા અકલ્યાણનું જ કરનાર છે. જે જે કર્મનું ફલ નિર્દોષ સુખસંપત્તિ હોય તે તે સત્કર્મને ધર્મરૂપ જાણીને કરવાં. અને તત્કાલ વા અન્તે નિરતિશય સુખમાં જે કર્મો વિરોધી હોય તેને અધર્મરૂપ ગણીને ત્યજવાં. આપણું અમૂલ્ય આયુષ્ જે ક્ષણે ક્ષણે ઓછું થાય છે, તેની જે જે ક્રિયાઓવડે સાર્થકતા થાય, તે તે ક્રિયાઓને પ્રમાદાદિ દોષોથી રહિત રહીને કરવી. જે જે સ્થલમાં તથા જે જે પ્રસંગમાં જે જે મનુષ્ય પ્રમુખપદે વિરાજિત હોત તે તે સ્થલે તે તે પ્રસંગે તે તે મનુષ્યે તે તે પ્રમુખ પુરુષને ઘટે એવાં લક્ષણોથી વર્તવું, અને જે જે સ્થલે તથા જે જે પ્રસંગે જે જે મનુષ્ય આશ્રિતપદે સ્થિત હોય તે તે સ્થલે તથા તે તે પ્રસંગે તે તે મનુષ્યોએ જે જે લક્ષણો વા ધર્મો આશ્રિત જનોને ઘટિત હોય તે તે લક્ષણથી વા ધર્મથી વર્તવું.

આ જનમંડલમાં પ્રમુખના ધર્મ ઘણા કઠિન છે, તેથી જે જે પુરુષ વા સ્ત્રીને જે જે સ્થલે પ્રધાનપણું પ્રાપ્ત હોય છે, તે તે સ્થલે તેમણે પોતાના અધિકારને અનુસરીને યોગ્ય પ્રકારે વર્તન કરવું ઘટે છે. માટે પ્રમુખપણાનો અધિકાર કોઈ પ્રકારનો પણ જેને પ્રાપ્ત હોય તેમણે પ્રમુખને ઘટતાં ગુણલક્ષણધર્માદિને ઉત્તમ પ્રકારે જાણી લેવાં ઉચિત છે. જેમ પ્રમુખનો ધર્મ કઠિન છે તેમ જ આશ્રિતધર્મ પણ બહુ કઠિન છે. તેથી જે જે મનુષ્યને આશ્રિત પદ પ્રાપ્ત હોય તેમણે આશ્રિતને ઘટતાં ધર્મલક્ષણાદિ અવશ્ય જાણીને સંપાદન કરી રાખવાં ઘટે છે. જો પ્રમુખમાં પ્રમુખનાં અને આશ્રિતમાં આશ્રિતનાં લક્ષણો હોતાં નથી, તો તેમને પોતપોતાની સ્થિતિમાં યશસ્વી નીવડવામાં ક્ષણે ક્ષણે અનેક અડચણો આવે છે. પોતપોતાના ધર્મમાં કુશલ તેવાં મનુષ્યોવડે તે અકુશલ મનુષ્યો નિરન્તર અવજ્ઞાનાં પાત્ર થઈ રહે છે. આ પ્રમાણે હોવાથી સર્વ મનુષ્યોએ પોતપોતાનાં પદને તથા તે પદના ધર્મને જાણવા ઘટે છે.

ઘણું કરીને સર્વ મનુષ્યને કોઈ કોઈ વેળા પ્રમુખપણાનો, અને કોઈ કોઈ વેળા આશ્રિતપણાનો અધિકાર પ્રાપ્ત થવો સંભવે છે; અને તેથી સર્વ મનુષ્યે પ્રમુખના તથા આશ્રિતનાં જે જે ધર્મરૂપ વર્તનો હોય તે તે સર્વ જાણવાં ઘટે છે; જેથી સર્વથી પ્રથમ આપણે તે ઉભયના ધર્મસંબન્ધમાં વિચાર કરવો અવશ્યનો છે; એમ ગણીને હવે જે જે લક્ષણો તે પ્રમુખ

તથા આશ્રિત મનુષ્યોએ અવશ્ય ધારણ કરવાં ઘટે છે, તેનાં તથાં તેમની પ્રસંગવશાત્ કરવા યોગ્ય પ્રવૃત્તિનાં સ્વરૂપને વર્ણું છું. તેમાં પ્રથમ દેશપતિ-આદિ પ્રમુખ પુરુષોએ પાલન કરવા યોગ્ય જે જે ઉત્તમ નિયમો છે તે તે કહીને પછી આશ્રિત જનોએ જે જે નીતિનિયમોના પાલનપૂર્વક જે જે પ્રકારે વર્તવું ઘટે છે, તે પણ કહીશ. તમે સર્વ સજ્જનો હવે સાવધાનતાથી શ્રવણ કરો.

યજ્ઞપુરુષ સરસ્વતીને કહે છે: હે સત્કથામાં પ્રીતિવાળી! આજે તો અત્રથી અટકાવું છું. કારણ કે આ વિસ્તારવાળો પ્રસંગ જોડાય છે, અને આજે તે સઘળો કહેવાજેટલો સમય નથી. માટે આવતી કાલે ઈશ્વરાનુગ્રહ છે તો સર્વને અતિ ઉપયોગી એવા પ્રમુખના તથા આશ્રિત જનોના પાલન કરવા યોગ્ય અનેક નીતિધર્મના નિયમના સ્વરૂપને તથા આગળ તે દૈવજ્ઞ મહાપુરુષે પ્રતિપાદન કરેલા સર્વોપયોગી સર્વ પ્રસંગને ક્રમે ક્રમે તારા પ્રતિ કહીશ.

મનોહર કહે છે: પછી તે યજ્ઞપુરુષે તથા સરસ્વતીએ ઇષ્ટસ્મરણ કરી પોતપોતાનાં કાર્યમાં પ્રવેશ કર્યો.

વિઠ્ઠલજી: જય જય શ્રી સદ્ગુરુદેવ (સર્વ બોલે છે, પછી મનોહર નિયમપ્રમાણે પદ બોલે છે.)

**મનોહર:**

### પદ. ગરબી.

કર જોડીને શીશ નમાવી, વંદું સુણજો ભવત્રાતા જી,
કરી કરુણા દો ઈશ અભય વર, અનુપમ છો પ્રભુ દાતા; જગના સ્વામીજી.
જીવ સઘળાને જ્યાં ત્યાં જગમાં, દુઃખતણો નથી પાર જી,
તે સઉ દુઃખનિવારક આપ જ, વિશ્વે વિશ્વાધાર; જગના૦
તનના મનના ને સ્વજનોના ક્લેશે ક્લેશ જ આવે જી,
તેથી રહિત થવા કરું યત્નો, પણ હજી નિશદિન તાવે; જગના૦
અંતરમાં નિજ બલ નથી એવું, જેથી દોષ વિદારું જી,
આપબલે રિપુ હણી સુખ આપો, કાં બલ આપો સારું; જગના૦
ક્ષણ ક્ષણ મોહ શોક ભય પીડે, સર્વજ્ઞ પ્રભુ સઉ જાણો જી,
શરણાગત ગણી દીનનાથ હજી, કેમ ન સુખમાં તાણો; જગના૦
પ્રાતઃકાલે શયનથી ઉઠી, સ્મરણ કરું જગતાત જી,
સ્મરી સ્મરીને દોષો સઘળાનો, કરવા ઇચ્છું ઘાત; જગના૦

દિનમાં પણ કરતાં વ્યવહારો, મન પ્રભુપદમાં વાળું જી,
સમયે સમયે છલ કરી વહેતું, કહો પ્રભુ કો વિધિ ખાળું; જગના૦
રાત્રિવિષે પણ જાગ્રતકાલે, દોષથી ડરીને ચાલું જી,
ઇચ્છું આપકૃપાથી ક્યારે, નિર્ભય પદમાં મ્હાલું; જગના૦
કો કાલે હું હણું દોષોને, કદી કદી તે પણ હણતા જી,
આપ દયાથી સમૂલ ટળે છે, સત્પુરુષો પણ ભણતા; જગના૦
વિનયવડે વળી વળી નમી માગું, સુખશાન્તિ વિભુ આપો જી,
મનહર પ્રભુ મહાપદમાં સ્થાપી, કાપો સહુ સંતાપો; જગના૦

**દાસ** : બોલો સી કુંજબિહારીલાલકી જે. ( સઉ બોલે છે.)

**વિઠ્ઠલજી** : કેમ શેઠ ! હવે શો વિચાર છે ? કથામાં કાંઈ સમજણ પડી કેની ?

**દાસ** : વિઠ્ઠલજી ! તમને સું કહું ? મને તો મારા ગજાપરમાણે સમજ પડે છે. પણ મારા સમજવામાં એમ છે કે હવે ખરેખરી સઉના કામની કથા કાલે આવસે. કેમ ખરું કે ખોટું ?

**વિઠ્ઠલજી** : હા એ તો ખરું જ છે. આજે પણ બહુ ઉપયોગી વાર્તા આવી છે, અને કાલે તો સઉને અક્ષરે અક્ષર ગાંઠે બાંધવાજેવો જ આવશે.

**હરજીવન** : સેઠ સાહેબ ! તમને કહું સુખી માનસને ને તમને કહું તાબામાં રહેનાર માનસને તમને કહું પાલવાના બધા નિયમો આવસે તમને કહું તે તો બધાને જ તમને કહું કામના છે.

**દ્વારકા૦** : જુવો સેઠ ! જે છે તે હજી એક દા'ડો વચમાં જે છે તે આડો છે. તેમાં જે છે તે ભગવાન્ જેને જે છે તે હેમખેમ રાખસે જે છે તે, તેને લીલા લહેર જે છે તે થસે. કહેવત છે કે જે છે તે 'કાલની કોને ખબર છે ?'

**દાસ** : જુવો દ્વારકા ! જુવો હરજીવન ! મારા સીનાથજી આ-વાનો હુકમ છે તો આપણે બધા ખેમકુસલ રહીસું ને કાલે સી ઠાકોર-જીની દયાથી બધી વાતે જેજેકાર થસે. એ વાતની કંઈ ફકર નથી.

**કૃષ્ણ૦** : જુવો ભાઇઓ ! એમ મરવાની બીક રાખવાથી તો માણ-સથી કંઈ કામ બને જ નહિ. એ તો દરેક કામનો આરંભ જાણે આપણે બહુ વરસ જીવવાના છેએ એમ જાણીને જ કરવાનો છે સમજ્યા કેની ?

**દાસ** : સાબાસ છે, ભાઈ કીસનલાલ તમને ! આ વખતે તમે લાખ રૂપીયાની વાત કહી છે.

**વિઠ્ઠલજી** : લો શેઠ ! હવે ચાલો. નિત્યનો સમય થયો છે. [એમ બોલી ભટ્ટજીને નમી ઉઠે છે. દાસ પણ 'બોલો સી અખંડાનંદકી જે, એમ બોલી ઉઠે છે. પછી સર્વ વારા ફરતી નમન કરી કરીને જાય છે.]

**વિજયા** : ( પોતાના શેષ રહેલા ગૃહકાર્યથી નિવૃત્ત થઈને પતિને) હવે શી આજ્ઞા છે ?

**મનોહર** : જો તને અનુકૂલતા હોય તો એક પદ બોલ, એટલે મને સત્વર નિદ્રા આવે. (એમ કહી શયનમાં સુએ છે.)

**વિજયા** : ( ગાય છે. )

**પદ. ગરબી.**

જગપાલક જીવતારક પ્રભુને પ્રેમથી.
નમન કરીને માગું એ વરદાન જો;
જીવપણું ટાળીને ઈશિત્વ અર્પજો,
જેથી થાય ન ફરી આ ભવદુઃખભાન જો; જગ૦
દશ દિશપ્રતિ વૃત્તિને જોવા નાંખતાં,
આ ભવદુઃખનો ભાસે નવ કાંઈ અન્ત જો;
હે સર્વજ્ઞ દયાલુ અલ્પજ્ઞ જીવને,
કરુણાથી દાખવજો દુઃખદિગંત[૧] જો; જગ૦
અજ્ઞાને પરવશ વહેતા આ જીવને,
આપવિના નથી અન્ય સ્થિતિનું સ્થાન જો;
માટે આપ અનુગ્રહથી દઈ શક્તિને,
સ્વતંત્ર કરી દેજો સ્વરૂપાવસ્થાન જો; જગ૦
વિશ્વઉપાધિ જ્યાં જ્યાં ત્યાં પ્રભુ આપ છો,
એ અનુભવી આ જીવ દહે સઉ ક્લેશ જો;
છે પ્રાપ્તવ્ય પ્રભુપદ સાચું એ લહી,
વિરમે જીવ આ એ કરજો દેવેશ જો; જગ૦
જ્યાં સુખ ધારી મમત્વ બાંધે વિશ્વમાં,
ત્યાં ત્યાં દુઃખાનુભવ કરી અકળાય જો;
એવું ક્લેશદ જીવપણું આ ટાળીને,
દેજો નિજપદ જીવત્વ જેથી પળાય જો; જગ૦

૧ દુઃખની દિશાનો છેડો.

હે સુખશાન્તિદાતા ! વિનયે એ કહું,
દોષ હણી દો સન્મતિ જેથી તરાય જો;
વિઘ્નો સર્વે વળાવી અન્તે હર્ષથી,
નરહરિ પ્રભુપદમાં જ સદૈવ ઠરાય જો; જગ૦

[ આ પ્રમાણે પદ બોલીને પતિને નમન કરીને વિજયા પોતાને સ્થાને શયન કરે છે. ] ॥ श्रीरस्तु ॥



पंचमालंकार समाप्त.

દોહરા.

ઇશિબલે આ પાંચમો, અલંકારરૂપ ગ્રન્થ,
પૂર્ણ થયો, સદ્બોધથી—દાખવતો સુખપન્થ.
સજ્જન શુદ્ધ વિવેકથી, વાંચી ગ્રહશે સાર,
દુર્જન હૃદયે દૂષથી, ગ્રહશે કલેશ અપાર.
પુણ્યવન્ત જન પ્રેમથી, વાંચે ધરી વિવેક,
વધે હૃદયબલ વેગથી, દોષ ન પીડે એક.